# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના

મોન્તેન નામનો એક ફ્રેંચ લેખક પોતાની આત્મકથા લખતાં જણાવે છે કે: "મેં અર્વાચીન વિદ્યાના અધિપ ઍરિસ્ટોટલના લેખોનો અભ્યાસ કરવાની માથાકૂટ કરી નથી...પ્લુટાર્ક અને સેનેકાનાં અગાધ જ્ઞાનથી ભરેલાં પુસ્તકો સિવાય અન્ય કોઇ પુસ્તક વાંચવાને હું ધીરવૃત્તિથી કોઇ દિવસ પણ બેસતો નથી; વળી ડેનાઈડીઝની પેઠે હું જે કાંઇ તે પુસ્તકોમાંથી ગ્રહણ કરું છું તે રોજનું રોજ ખોતો જાઉં છું." ઍરિસ્ટોટલના તત્ત્વજ્ઞાનથી પૂર્ણ લેખો વાંચવામાં એક જાણીતા લેખકને 'માથાકૂટ' માલમ પડે, અને પ્લુટાર્ક તથા સેનેકાના પુસ્તકો ધીરવૃત્તિથી વાંચતાં છતાં તેમાંથી ગ્રહણ કરેલું રોજને રોજ ખોવાતું જાય, એવી સ્થિતિ એકલા મોન્તેનની જ નથી. જનસમાજનો ૯૯ ટકા જેટલો ભાગ મોન્તેનની સ્થિતિમાં રહેલો છે. તત્ત્વજ્ઞાનના લેખોમાં આ મોટા વિભાગને શુષ્કતા જણાય છે; નીતિનાં, આત્મા—પરમાત્માનાં, જીવ અજીવનાં, સ્વર્ગ—નરકનાં અને એવાં બીજાં અનેક ધર્મસૂત્રો વાંચીને સમજવા ઉપરાંત માનસમાં વજ્રલેપ થવા માટે જે શક્તિ જોઇએ તેવી શક્તિ વિરલ મનુષ્યમાંજ જોવામાં આવે છે અને તેથી ધર્મગ્રંથોના અભ્યાસીઓ, મુખપાઠીઓ, પંડિતો અને બીજાઓમાં વિદ્યાચાતુરી હોવા છતાં તેમના મનસ્ તથા આત્મા એ સૂત્રોના રંગથી રંગાએલાં હોતાં નથી. તેમની વિદ્વતા તેમના ચારિત્ર-ઉપર અસર કરતી નથી. જનસમાજના આવડા મોટા ભાગને માટે કેવળ ધર્મસૂત્રો વ્યવહારુ દષ્ટિએ લગભગ નિરુપયોગી અથવા સ્વલ્પ ઉપયોગી થઇ પડે છે. એ જનસમાજને માટે Practical-Philosophy અર્થાત્ વ્યવહારુ તત્ત્વજ્ઞાન જેટલું ઉપયોગી છે તેટલું અન્ય કશું નથી. આ વ્યવહારુ તત્ત્વજ્ઞાનનો પ્રચાર કરવાનેજ જુદા જુદા ધર્મના આચાર્યો અને ગુરુઓ કથા, વ્યાખ્યાન, દ્વારા જનસેવા બજાવી રહ્યા છે. વ્યવહારુ તત્ત્વજ્ઞાનની ઉપ-

યોગિતા જૈનધર્મના ઉપાસકો પણ સમજવા લાગ્યા છે એ આનંદ પામવા જેવું છે. જૈનેતર વિદ્વાનો તથા સામાન્ય જૈનો 'જૈન' ધર્મનું મુખ્ય મુખ્ય જ્ઞાન પણ ધરાવતા નથી. જૈન ધર્મના પ્રધાન સૂત્રોની માહિતી પણ તેમને હોતી નથી અને કેટલીકવાર એ સૂત્રાને વિપરીત અર્થમાં તેઓ સમજી બેઠા હોય છે એવું બહુ જોવામાં આવે છે. જૈનધર્મ સંબંધે થોડો પણ ઉલ્લેખ કરવા જતાં જૈનેતર લેખકો ઓડનું ચોડ વેતરી નાખે છે તેનું કારણ પણ જૈન સિદ્ધાંતો સંબંધી તેમનું અજ્ઞાન અથવા તો અર્ધજ્ઞાન છે. આનું કારણ એ છે કે જૈનધર્મનાં તત્ત્વોનું વ્યવહારુ રીતે જ્ઞાન આપનારા ગ્રંથોની વર્તમાન જૈન સાહિત્યમાં ત્રુટી છે. છેલ્લાં થોડાં વર્ષોથી આ દિશાએ કેટલોક પ્રયત્ન થયો છે, પરન્તુ એ પ્રયત્ન એટલો થોડો છે કે તેટલેથી સંતોષ માની લઈ શકાય તેમ નથી.

શ્રીયુત 'સુશીલ' ના જે લેખોનો સંગ્રહ આ ગ્રંથમાં કરવામાં આવેલો છે તે સર્વ લેખો વ્યવહારુ જૈન તત્ત્વજ્ઞાનનાજ છે અને પ્રાકૃત જૈન તેમજ જૈનેતર સમાજને તેમાંના તત્ત્વોના નિદિધ્યાસન તથા પાચન માટે તે લેખો જેટલા ઉપયોગી નીવડશે તેટલાં ઉપયોગી કેવળ ધર્મસૂત્રો થઈ શકે તેમ નથી. કાર્ય-કારણવાદ અને તર્કવાદની પરંપરાએ તેમણે પોતાના લેખોમાં જૈન ધર્મના કેટલાક પ્રમુખ સિદ્ધાંતોનું પ્રતિપાદન રોચક શૈલીથી કરેલું છે. **एगं जाणइ सो सव्वं जाणइ** અર્થાત્ ' જે એકને-આત્માને પિછાણે છે તે સઘળું જાણે છે ' એ સૂત્ર વાક્ય અગાધ જ્ઞાનથી ભરેલું છે; પરંતુ પ્રાકૃત જનવર્ગને તે નિરુપયોગી છે. તેને તો શ્રીયુત્ સુશીલના "આત્માનાં માનસિક કારણો " અને " આસક્તિ રહિત કર્મ " એ લેખો જ ઉપયોગી છે. કેવળ ધર્મસૂત્રોનું જ્ઞાન કિંવા વ્યાખ્યાન-કથાશ્રવણ સમાજના ચારિત્ર્ય ઉપર થોડીજ અસર કરે છે. આવો અનુભવ લગભગ સર્વ ધર્મના અનુયાયીઓમાં થતો જોવામા આવે છે; છતાં જે ધર્મોપદેશકો વ્યવહારુ તત્ત્વજ્ઞાનનાં ઉપ-

દેષ્ટા હોય છે તેમના તરફ સમાજનું સૌથી વધારે આકર્ષણ થાય છે. આવુંજ આકર્ષણ આ પ્રકારનાં પુસ્તકો તરફ પણ થતું જોવામાં આવે છે. તેથી સમાજના ચારિત્ર્ય ઉપર અવકારદાયક અસર થાય છે અને તત્ત્વજ્ઞાનનો જે ખરો હેતુ હોય છે તે એજ રીતે પાર પડે છે. આ ગ્રંથમાં જૈન ધર્મના સઘળા પ્રમુખ સિદ્ધાંતોની વિવેચના આવી જતી નથી. સામાન્ય અહિંસા કરતાં જૈન ધર્મના અહિંસાના સિદ્ધાંતની વિશિષ્ટતાની ફિલસુફી, વ્રતો તથા આચાર ધર્મની મહત્તા તથા ચારિત્યગઠન ઉપર તેની અનુપમ અસર, તપશ્ચર્યાથી સધાતું આત્મિક શ્રેય; દેવજીવન તથા તેની ઉપલબ્ધિ સાથે મર્ત્યલોકના જીવનનો સંબંધ, ઈત્યાદિ અનેક વિષયો એવા છે કે જેના સંબંધે શ્રીયુત સુશીલે પોતાના આ લેખોમાં પ્રસંગોપાત તુટક તુટક વિવેચન કરેલું છે. પરન્તુ તે સંબંધે પૂર્ણ વિવેચન શ્રીયુત સુશીલ જેવા તુલનાત્મક દૃષ્ટિએ સર્વ ધર્મસૂત્રોનો અભ્યાસ કરનાર લેખકની લેખિની દ્વારા થએલું જોવાની જૈન તેમજ જૈનેતર સમાજ અભિલાષા રાખ્યા વિના રહે નહિ. 'થિઓસોફી' 'સ્પીરીચ્યુઅલ સાયન્સ', વગેરેને લગતા અંગ્રેજી ગ્રંથોમાં આવા વિષયો ઉપરના લેખો અંગ્રેજી વાચકો ઉપર સારી અસર કરનારા થઇ પડયા છે અને એજ શૈલીએ જૈન ફિલસુફી ઉપર લેખો લખાઇ પ્રસિદ્ધ થાય એ અતિ ઇષ્ટ છે. આ લેખોદ્વારા શ્રીયુત સુશીલે સમાજ ઉપર તથા ગુજરાતી ભાષાના જૈન તત્ત્વ સાહિત્ય ઉપર જે ઉપકાર કર્યો છે તે આટલેથીજ પૂરો નહિ થતાં તે વિષય આગળ વધે અને આ લેખોના સંગ્રાહક તથા પ્રકાશકની આજ પ્રકારની સેવા ચિરસમય સુધી ચાલુ રહે એવા સદભિલાષ સાથે આ પ્રસ્તાવના પૂરી કરૂં છું.

અમદાવાદ, સારંગપુર
ભાદ્રપદ સુદી ૫, મંગળવાર
સં. ૧૯૭૭

ચુનીલાલ વર્ધમાન શાહ.

યોગિતા જૈનધર્મના ઉપાસકો પણ સમજવા લાગ્યા છે એ આનંદ પામવા જેવું છે. જૈનેતર વિદ્વાનો તથા સામાન્ય જૈનો 'જૈન' ધર્મનું મુખ્ય મુખ્ય જ્ઞાન પણ ધરાવતા નથી. જૈન ધર્મના પ્રધાન સૂત્રોની માહિતી પણ તેમને હોતી નથી અને કેટલીકવાર એ સૂત્રોને વિપરીત અર્થમાં તેઓ સમજી બેઠા હોય છે એવું બહુ જોવામાં આવે છે. જૈનધર્મ સંબંધે થોડો પણ ઉલ્લેખ કરવા જતાં જૈનેતર લેખકો ઓડનું ચોડ વેતરી નાખે છે તેનું કારણ પણ જૈન સિદ્ધાંતો સંબંધી તેમનું અજ્ઞાન અથવા તો અર્ધજ્ઞાન છે. આનું કારણ એ છે કે જૈનધર્મનાં તત્ત્વોનું વ્યવહારુ રીતે જ્ઞાન આપનારા ગ્રંથોની વર્તમાન જૈન સાહિત્યમાં ત્રુટી છે. છેલ્લાં થોડાં વર્ષોથી આ દિશાએ કેટલોક પ્રયત્ન થયો છે, પરન્તુ એ પ્રયત્ન એટલો થોડો છે કે તેટલેથી સંતોષ માની લઇ શકાય તેમ નથી.

શ્રીયુત 'સુશીલ' ના જે લેખોનો સંગ્રહ આ ગ્રંથમાં કરવામાં આવેલો છે તે સર્વ લેખો વ્યવહારુ જૈન તત્ત્વજ્ઞાનનાજ છે અને પ્રાકૃત જૈન તેમજ જૈનેતર સમાજને તેમાંના તત્ત્વોના નિદિધ્યાસન તથા પાચન માટે તે લેખો જેટલા ઉપયોગી નીવડશે તેટલાં ઉપયોગી કેવળ ધર્મસૂત્રો થઈ શકે તેમ નથી. કાર્ય–કારણવાદ અને તર્કવાદની પરંપરાએ તેમણે પોતાના લેખોમાં જૈન ધર્મના કેટલાક પ્રમુખ સિદ્ધાંતોનું પ્રતિપાદન રોચક શૈલીથી કરેલું છે. एगं जाणइ सो सव्वं जाणइ અર્થાત્ ' જે એકને–આત્માને પિછાણે છે તે સઘળું જાણે છે ' એ સૂત્ર વાક્ય અગાધ જ્ઞાનથી ભરેલું છે; પરંતુ પ્રાકૃત જનવર્ગને તે નિરુપયોગી છે. તેને તો શ્રીયુત સુશીલના "આત્માનાં માનસિક કારણો " અને " આસક્તિ રહિત કર્મ " એ લેખો જ ઉપયોગી છે. કેવળ ધર્મસૂત્રોનું જ્ઞાન કિંવા વ્યાખ્યાન–કથાશ્રવણ સમાજના ચારિત્ર્ય ઉપર થોડીજ અસર કરે છે. આવો અનુભવ લગભગ સર્વ ધર્મના અનુયાયીઓમાં થતો જોવામા આવે છે; છતાં જે ધર્મોપદેશકો વ્યવહારુ તત્ત્વજ્ઞાનનાં ઉપ-

દેષ્ટા હોય છે તેમના તરફ સમાજનું સૌથી વધારે આકર્ષણ થાય છે. આવુંજ આકર્ષણ આ પ્રકારનાં પુસ્તકો તરફ પણ થતું જોવામાં આવે છે. તેથી સમાજના ચારિત્ર્ય ઉપર અવકારદાયક અસર થાય છે અને તત્ત્વજ્ઞાનનો જે ખરો હેતુ હોય છે તે એજ રીતે પાર પડે છે. આ ગ્રંથમાં જૈન ધર્મના સઘળા પ્રમુખ સિદ્ધાંતોની વિવેચના આવી જતી નથી. સામાન્ય અહિંસા કરતાં જૈન ધર્મના અહિંસાના સિદ્ધાંતની વિશિષ્ટતાની ફિલસૂફી, વ્રતો તથા આચાર ધર્મની મહત્તા તથા ચારિત્ર્યગઠન ઉપર તેની અનુપમ અસર, તપશ્ચર્યાથી સધાતું આત્મિક શ્રેય; દેવજીવન તથા તેની ઉપલબ્ધિ સાથે મર્ત્યલોકના જીવનનો સંબંધ, ઈત્યાદિ અનેક વિષયો એવા છે કે જેના સંબંધે શ્રીયુત સુશીલે પોતાના આ લેખોમાં પ્રસંગોપાત તુટક તુટક વિવેચન કરેલું છે. પરન્તુ તે સંબંધે પૂર્ણ વિવેચન શ્રીયુત સુશીલ જેવા તુલનાત્મક દૃષ્ટિએ સર્વ ધર્મસૂત્રોનો અભ્યાસ કરનાર લેખકની લેખિની દ્વારા થએલું જોવાની જૈન તેમજ જૈનેતર સમાજ અભિલાષા રાખ્યા વિના રહે નહિ. 'થિઓસોફી' 'સ્પીરીચ્યુઅલ સાયન્સ', વગેરેને લગતા અંગ્રેજી ગ્રંથોમાં આવા વિષયો ઉપરના લેખો અંગ્રેજી વાચકો ઉપર સારી અસર કરનારા થઇ પડ્યા છે અને એજ શૈલીએ જૈન ફિલસૂફી ઉપર લેખો લખાઇ પ્રસિદ્ધ થાય એ અતિ ઇષ્ટ છે. આ લેખોદ્વારા શ્રીયુત સુશીલે સમાજ ઉપર તથા ગુજરાતી ભાષાના જૈન તત્ત્વ સાહિત્ય ઉપર જે ઉપકાર કર્યો છે તે આટલેથીજ પૂરો નહિ થતાં તે વિષય આગળ વધે અને આ લેખોના સંગ્રાહક તથા પ્રકાશકની આજ પ્રકારની સેવા ચિરસમય સુધી ચાલુ રહે એવા સદભિલાષ સાથે આ પ્રસ્તાવના પૂરી કરૂં છું.

અમદાવાદ, સારંગપુર
ભાદ્રપદ સુદી ૫, મંગળવાર
સં. ૧૯૭૭

સુનીલાલ વર્ધમાન શાહ.

# પ્રથમાવૃત્તિનું નિવેદન

આ ગ્રંથમાં જે લેખો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે તે જૈન વર્ગના તત્વવેત્તા, ગંભીર સુવિચારક શ્રીયુત્ સુશીલની આધ્યાત્મરસપ્રવાહિની લેખીનીથી 'આત્માનંદ પ્રકાશ' અને 'આનન્દ' માસિકમાં પૂર્વે પ્રસિદ્ધ થઇ ગએલા લેખોનો સંગ્રહ માત્ર છે. જ્યારથી એ લેખો મારા વાંચવામાં આવવા શરૂ થયા ત્યારથી તેને ક્ષણિક સાહિત્યના પ્રવાહમાં તણાઇ જતાં અટકાવી ગ્રંથાકારે જૈન સાહિત્યમાં દાખલ કરવાની વૃત્તિ મને સ્ફુરી હતી. જૈન દર્શનના વર્તમાન સાહિત્યમાં આવા પ્રકારનું લેખન અસંત વિરલ છે એમ મને લાગ્યા કરતું હતું અને જેમ જેમ એ લેખો પ્રગટ થતા ગયા તેમ તેમ તેમને અખિલ સ્વરૂપે પ્રગટ કરવાનો મારો નિશ્ચય અધિકતર દૃઢ થતો ગયો. આ લેખોમાં નિહિત થયેલી સુંદર ભાવના પુસ્તકના સ્વરૂપમાં ઉપસ્થિત કરવાની જે તક મને આજે મળેલી છે તેને હું મારા જીવનની એક પરમ સૌભાગ્યની ક્ષણ લેખું છું. આ સંગ્રહમાં પ્રસિદ્ધ થયેલા લેખો મુખ્યતઃ આત્મા, કર્મ અને મનોવિજ્ઞાન વિષયક છે. જૈન દૃષ્ટિએ તે વિષયની રહસ્યપૂર્ણ આલોચના તેમાં થયેલી છે, એ તાત્વિક વિષયમાં આપણા માંહેના ઘણાકને જે અસ્પષ્ટ અને ભ્રાન્ત કલ્પનાઓ છે તે આ લેખોના અનુશીલનથી વિશદ રૂપે સમજવામાં આવશે એવો મને વિશ્વાસ છે. આ લેખોની ઉપયોગિતા વિષે અત્રે સવિસ્તર નિરુપણ કરવું મને યોગ્ય ભાસતું નથી, અને તેથી તે લેખોના વાંચન દ્વારાજ તેનો નિર્ણય કરવાની વિજ્ઞપ્તિ કરી વિરમું છું.

—સંપાદક.

# બીજી આવૃત્તિનું વક્તવ્ય

તત્ત્વજ્ઞાન એ તો 'રસાયણ' છે, અને તત્ત્વજ્ઞાનના પુસ્તકો એટલે રસાયણી દવાઓની વિગતવાર યાદી. તત્ત્વજ્ઞાન જેના જીવનમાં ઊતર્યું છે તે જ ખરા ચિકિત્સકો : તત્ત્વજ્ઞાનની જેને ભૂખ છે તે જ સાચા દરદી ગણાય. એવા દરદીને એકાદ સાચો ચિકિત્સક મળી આવે અને સદ્ભાગ્યે એકાદ રસાયણ તેને 'કોઠે પડી' જાય તો બેડો પાર! એ તન્દુરસ્તી...એ નિરામયતાની મજા તો કોઈ અનુભવી જ સમજી શકે–ઝીલી શકે?

પરંતુ આજે દરદનો કાંઈ તોટો નથી : અને દરદીઓ પણ ક્યાં ઓછા છે? દરદો કે દરદીઓ કરતાંય ચિકિત્સકોનો તો રાફડો ફાટ્યો છે! ખરું જોતાં તે દરદીઓ તે સાચા દરદી નથી અને તે ચિકિત્સકો તે સાચા ચિકિત્સકો નથી: પરંતુ ચોતરફ સળગી ઊઠેલા દાવાનલથી ત્રાસ પામેલા જીવોની એ તો સર્વતોમુખી વિકૃતદશા છે.

ચોતરફ સળગી ઊઠેલો દાવાનલ એટલે વાસનામય સંસારના શોક–સંતાપ : અને સર્વતોમુખી વિકૃતદશા એટલે કાળજૂની મૂઢદશા –વિભાવદશા!

સંસારની આ વિચિત્ર દશાનો જ્ઞાની પુરુષો જે નિર્ણય કરી ગયા છે તેને જ અનુજ્ઞી પુરુષોએ ટેકો આપ્યો છે અને સ્થળે સ્થળે પુકારી ઊઠ્યા છે :—

"હે જીવો, ચેતો ચેતો સવેળા ચેતો! બાજી હાથમાં છે ત્યાં સુધીમાં જાગ્રત થઈ જાઓ! સંસાર આજે આર્થિક, સામાજિક કે રાષ્ટ્રીય સંકટ રૂપે દેખાય છે તો આવતી કાલે તે જ સંસારનું જુદું પણ તેવું જ દુઃખદાયક સ્વરૂપ દેખાશે અને પરમ દિવસે વળી સૌથી જુદા પ્રકારે સંસારની લીલા દેખાશે. વસ્તુતઃ સંસાર દુઃખમય છે કે સુખમય છે તેનો નિર્ણય પ્રત્યેક વ્યક્તિ પોતાના માનસવિકાસ

પ્રમાણે જ કરી શકે અર્થાત્ માનવ આત્મા વિકાસની જે ભૂમિકા ઉપર હોય તેને અનુરૂપ જ તે સંસારને જોઇ શકે. બીજા શબ્દોમાં કહીએ તો સંસાર જે સ્વરૂપે પ્રતીત થાય છે તે સ્વરૂપે જ રહેવાનો-પર્યાયો-રૂપાન્તરો-અવસ્થાન્તરો થયાજ કરવાના. તેની આવી લીલામાં મૂંઝાઇ પડે, એટલે કે તેમાં મુગ્ધ થઇ તદ્રૂપ બની જાય તે જ બાળજીવો અને બાળજીવોની સ્વચ્છંદ પ્રવૃત્તિ તે જ સંસાર"

અનુભવી પુરુષોના ઉપર્યુક્ત સંશોધન પછી અને એ સંશોધનને નિર્ણયરૂપે પોતાના હૃદયમાં સમ્યક્પ્રકારે સ્થાપિત કર્યા પછી વિચિક્ષણ-સમજુ પુરુષો એક ક્ષણ પણ અસાવધ ન રહે. એટલે પ્રશ્ન એ થશે કે ત્યારે કરવું શું? જ્યારે બધા પ્રયત્નો-ઉદ્યમો એ સંસારની જ પુનરાવૃત્તિ છે તો પછી કર્તવ્ય શું? ખામોશ...જ્ઞાની પુરુષો તેનો પણ નિર્ણય કરી ગયા છે. અને અનુભવી પુરુષોના નિર્ણયનું પુનરુચ્ચારણ એ જ શાસ્ત્રબદ્ધ દિવ્ય સંગીત છે. એ સંગીતનો મધુરધ્વનિ નીચેના શબ્દોમાં ગોઠવી શકાયઃ—

"ચિત્તશુદ્ધિ-આંતરશુદ્ધિ એજ પરમ કર્તવ્ય: તેને અંગે માનસ-બંધારણનો પુનરુદ્ધાર એ ઉપકર્તવ્ય: અને તે બધાના 'ઉપાદાન' તરીકે ભક્તિનું રસાયણજ સંજીવની બુટ્ટી સમાન છે. તનના, મનના, બુદ્ધિના અને આત્માના નિષ્કામ ઓવારણાં એજ સર્વોત્તમ 'ભક્તિ'."

એટલે જે જે વ્યક્તિને પોતાની માનસિક તંદુરસ્તીની ચાહના હોય-શારીરિક, માનસિક અને આત્મિક શુદ્ધિની ઝંખના હોય, તેવાઓએ માનસિક ચિકિત્સાવાળા ભક્તિપ્રધાન પુસ્તકોનું જ અનુશીલન કરવું તે હિતાવહ છે; કારણ કે જ્યાં સુધી વ્યક્તિગત માનસ બંધારણમાં પલટો ન થાય ત્યાં સુધી સામાજિક માનસમાં પલટો કરવા દોડવું એ 'ઘાણીના બળદ' જેવો ચકરાવો છે. પ્રથમ માનસિક શુદ્ધિ અને પછીજ બાહ્યશુદ્ધિ સંભવે. પુરુષાર્થ-પ્રયત્ન

માત્ર આંતરશુદ્ધિ માટે જ કર્તવ્યરૂપ છે નહિ કે બાહ્યશુદ્ધિ માટે। બાહ્યશુદ્ધિ કે સંસારસુધારો એ વસ્તુતઃ આંતરિક શુદ્ધિના પ્રતિબિંબ-પડછાયા રૂપેજ પરિણમવા જોઈએ. આજે આપણને સંસારસુધારામાં કોલાહલ, સંઘર્ષણ, કૃત્રિમતા અને દંભનુંજ નાટક દેખાય છે તેનું કારણ એજ છે કે સામાજિક આંતરશુદ્ધિનો પૂરેપૂરો અભાવ છે. અને તે પણ વ્યક્તિગત માનસનુંજ પ્રતિબિંબ છે. બધી વાતની એકજ વાત। અને તે એજ કેઃ—

ભૂતળ ભક્તિ પદારથ મોટું બ્રહ્મ લોકમાં નાહિ રે,
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અન્તે ચોરાશી માંહિરે...ભૂતળ૦
**નરસૈંયો**

આ પ્રબંધાવલીના પ્રત્યેક લેખમાં લેખકે સ્થળે સ્થળે માનસિક રોગોનીજ ચિકિત્સા કરી છે. માનસબંધારણ; કર્મનું સ્વરૂપ, સંસારની વ્યાખ્યા; આત્મા—પરમાત્માનો સંબંધ; આત્મિક વિકાસનું નિરૂપણ; નિષ્પાપ જીવન ગાળવાની કૂંચી; વૈરાગ્ય; મૃત્યુ વગેરે વિષયોનું તાત્વિક શૈલીથી વિવેચન કરીને, લેખકે તત્ત્વજ્ઞાનના લૂખા અને કઠિન વિષયને પણ રસિક બનાવ્યો છે.

આ લેખ સંગ્રહમાં માત્ર જૈનદર્શનને લગતા સિદ્ધાંતોનું જ પ્રતિપાદન કરવામાં આવેલ છે એમ વાંચકે ન માની લેવું; પરંતુ દરેક લેખમાં લેખકે પોતાના વિશાળ વાંચનના દોહન રૂપે જૈન તેમજ જૈનેતર સિદ્ધાંતોની કેટલીક ઉદાત્ત ભાવનાઓની ગૂંથણી કરી છે એટલું જ લક્ષ્યમાં રાખવું. તેથી શાસ્ત્રીય દૃષ્ટિએ કોઈ કોઇ સ્થળે વિરોધાભાસ જેવું લાગે, તોપણ તાત્વિક દૃષ્ટિએ વિચારનારને ઘણું નવું જાણવાનું—સમજવાનું મળશે એમ મને લાગે છે.

પ્રથમાવૃત્તિમાં છેલ્લે છેલ્લે 'મહાપુરુષોના સંવાદો' હતા તેને આ આવૃત્તિમાં 'સંવાદ પંચક' એ નામ આપી થોડા ફેરફાર સહિત

ત્રીજા ખંડમાં દાખલ કરેલ છે. તેમજ બીજા પણ આવશ્યક સુધારા કરી આ આવૃત્તિના કદની સાથે ઉપયોગિતામાં પણ વધારો કર્યો છે.

વિષયોની રોચકતા, ગહનતા અને સરલતાને લક્ષ્યમાં રાખી પ્રબંધાવલીના અનુક્રમે ત્રણ ખંડ પાડેલા છે; છતાં એટલું તો ખરું કે આ લેખોનું વાંચન પોતેજ વાંચનારમાં 'સંસ્કારિતા' ની પૂર્ણ અપેક્ષા રાખે છે, કારણ કે સંસ્કારનું હોવાપણું એજ યોગ્યતા કે અધિકારનું પ્રમાણપત્ર છે.

બહુધા અપ્રસિદ્ધ રહેવાની ભાવનાવાળા લેખક શ્રી. છોટાલાલ હરજીવન સુશીલને આ રીતે પણ, સંસ્કારી જીવોના સંપર્કમાં ખેંચી જવાની મારી અભિલાષા પૂર્ણ થતી જોઈ હૃદયમાં પ્રસન્નતા અનુભવાય છે.

ખૂબ કાળજી રાખવા છતાં દષ્ટિદોષ રહી ગયેલો જણાય તો સુજ્ઞ વાચક તે સુધારીને જ આગળ વાંચે. એજ અભ્યર્થના.

શરત્ પૂર્ણિમા
સં. ૧૯૯૦ : સોમવાર
શાન્તિસદન : કોચરબરોડ
અ મ દા વા દ

મુનિ નાનચંદજી

મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ
મુદ્રણસ્થાન : શ્રીરવિજય પ્રિન્ટિંગ પ્રેસ
કાળુપુર, ટંકશાળ : : અમદાવાદ

# અનુક્રમણિકા

# મુનિશ્રી નાનચંદ્રજી વિરચિત તથા તેમણે સંગ્રહ કરી આપેલ સસ્તુ સાહિત્ય

૧ સુબોધ સંગીતમાળા ભા. ૧–૨–૩ પાકું પુઠું થોડી નકલો છે.
બીજી આવૃત્તિ કીં. ૧)
૨ ,, ,, (શ્રી ઉપયોગી ભાગ ત્રીજો) ચોથી કીં. ૦)≡
૩ સામાયિક સ્વરૂપ સંસ્કૃત સ્તોત્રો સહિત બીજી ૦)≡
૪ જૈન પ્રશ્નોત્તર કુસુમાવળી (વિદ્યાર્થીઓને અતિ ઉપયોગી) ત્રીજી ૦)≡
૫ સ્તોત્ર સંગ્રહ (તત્ત્વાર્થ સૂત્ર સાથે) ત્રીજી ૦)=
૬ રેશીટેશન (ભાષણો–સંવાદો-ગાયનો) ભા. ૧–૨–૩ સાથે બીજી ૦॥⌐
૭ સંસ્કૃત કાવ્યાનંદ (ઘણા ઉપયોગી કાવ્યોનો સંગ્રહ) બીજી ૦)=
૮ ,, ,, ભા. ૨–૩ (ચુંટી કાઢેલા જ્ઞાનવૈરાગ્ય ઉપદેશના હજાર શ્લોકોનો સંગ્રહ મૂળ તથા ભાષાંતર સહિત) ૦॥।
૯ આધ્યાત્મિક ભજનપદ પુષ્પમાળા પદો ૮૫૫ પાકું પુંઠું ત્રીજી ૧॥
૧૦ ભજનપદ પુષ્પિકાપદ ૨૧૩ ફોર્મ ૧૦ ૦।
૧૧ આદર્શ સ્ત્રીરત્નો અડધી કીંમતે ફોર્મ ૧૫ ત્રીજી ૦।
૧૨ નમીરાજ (વાડીલાલ મોતીલાલ કૃત) રસમય નોવેલ બીજી ૦।
૧૩ જૈન સિદ્ધાંત પાઠમાળા દશવૈકાલિક–ઉત્તરાધ્યયન સંપૂર્ણ મૂળ–૯–સ્તોત્રો તત્ત્વાર્થ (મૂળ) સાથે ત્રીજી ४॥
૧૪ ,, ,, ,, સંસ્કૃત છાયાયુક્ત પત્રાકારે ફોર્મ ૨૭ ૧॥⌐
૧૫ ,, પુસ્તકાકારે ૨૯ ફોર્મ પાકુપુઠું સ્તોત્રો અને તત્વાર્થ સહિત ૨)
૧૬ સખી (સુશીલકૃત) બીજી ૦)-॥
૧૭ જૈન સિદ્ધાંત પ્રકરણ સંગ્રહ (૩૫ થોકડાઓ શાસ્ત્રી લિપિમાં) બીજી ૧)
૧૮ ઉત્તરાધ્યયન સૂત્રની ૮૪ કથાઓ અડધી કીંમતે બીજી ૦॥
૧૯ છંદ સંગ્રહ (અનેક છંદો ભક્તામરાદિ સ્તોત્રોનો સંગ્રહ) ત્રીજી ૦)≡
૨૦ સામાયિક પ્રતિક્રમણ અર્થ સહિત ૦।
૨૧ સંવાદ પંચક ૦)⌐

( ૧ )

## આપણું અરીસાભુવન.

[ એક આધ્યાત્મિક ઘટના. ]

જૈન દર્શનના કથાનુયોગમાં એક એવી મતલબની—પણ રહસ્ય-પૂર્ણ આખ્યાયિકા છે કે, ભરત ચક્રવર્તી, એક દિવસે અરીસાભુવનમાં પોતાનું પ્રતિબિંબ નિહાળતા હતા, ત્યાં એકાએક તેમને કૈવલ્ય—જ્ઞાન પ્રકટ થયું. જગતની સ્થૂલ દૃષ્ટિ આ બનાવને અંધશ્રદ્ધાના બળથી વાસ્તવિક સત્ય તરીકે નિભાવી લે તેમ છે, પરંતુ વિચારવાનને સ્વાભાવિક પ્રશ્ન એ ઉપસ્થિત થવા યોગ્ય છે કે, એક માણસ દર્પણમાં પોતાના પ્રતિબિંબને જુએ તેટલામાં જ તેને કોઈ પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન કેમ થાય? તેથી ઊલટું આપણે અનેકવાર નિત્ય અરીસામાં મોઢું જોતી વખતે, કશી પણ લાગણી અનુભવતા હોઈએ છીએ તો તે માત્ર આપણા મુખમંડળના સૌંદર્યના અભિમાનની જ હોય છે. એક પામર મનુષ્યને પણ અરીસામાં પોતાનું પ્રતિબિંબ નિહાળતી વખતે કાંઈ ને કાંઈ વિશિષ્ટ દેહાભિમાનની વૃત્તિ સ્ફુરી આવે છે. તે પોતાની મૂછ, દાઢી અને કેશને સુમાર્જિત જોઈ પોતાને પોતાના ઇતર બંધુઓથી અધિક સ્વરૂપવાન માની આનંદ અનુભવે છે, તો

પછી એક ચક્રવર્તી નૃપ (પોતાના પ્રતિબિંબિત અલૌકિક દિવ્ય સ્વરૂપને નિહાળતી વખતે, કોઈ પ્રકારની જ્ઞાનોત્પત્તિ માટે આવશ્યક વિરાગ કેવી રીતે અનુભવી શકે ? મોહ અને અહંતાના બળવાન નિમિત્તમાંથી કૈવલ્યને કેવી રીતે શોધી શકે ? આવો પ્રશ્ન બુદ્ધિમાનોને સહજ થવા યોગ્ય છે. સ્થૂળ ભૂમિકા ઉપર એનો નિર્ણય બની આવવો અશક્ય છે. માટીના શરીર અને માટીના આભલામાં પડતા તેના પ્રતિબિંબમાં કૈવલ્ય-સ્વરૂપનું નિદાન શોધવું એ વ્યર્થ છે. તેમ છતાં ભરતેશ્વર ચક્રવર્તીના અરીસાભુવનનું કૈવલ્ય એ છેક જ ગપ નથી. સૂક્ષ્મ ભૂમિકા ઉપર એ બનાવ અત્યંત અર્થપૂર્ણ અને રહસ્યગર્ભિત છે. અમે આજે હજારો યુગની એ જુની વાત ઉપર એક ઝાંખુ અને નિર્બળ કિરણ ફેંકવાનો યત્ન કરીશું.

મનુષ્યની આવી અશ્રાંત-અસ્ખલિત પ્રવૃત્તિનું લક્ષ્ય કઈ ભાવનાની સિદ્ધિ અર્થે હશે ? સુખ, આનંદ, તૃપ્તિ, શાંતિ, રસપર્યાપ્તિ માટે પણ તે સુખ, આનંદ, ક્યાં છે ? અમે કહીએ છીએ કે મનુષ્ય જે જે સ્થળમાં આનંદ માને છે, ત્યાં ત્યાં તે આનંદના સ્થાનને લીધે અથવા વસ્તુને લીધે નથી માનતો પણ પોતાના પોતાપણાને -જાતને લેઇને માને છે. પુત્ર ઉપર જે નિરવધિ સ્નેહભાવ અનુભવાય છે તેનું નિદાન તે સ્ત્રી-પુત્રાદિનાં શરીર હોતાં નથી પરંતુ તે તે વ્યક્તિસાધ્ય આપણી પોતાની તૃપ્તિ છે. સ્ત્રી-પુત્રાદિના વિયોગથી જે કષ્ટ થાય છે તે શોક, તેમની અવિદ્યમાનતામાંથી પ્રગટેલો હોતો નથી, પણ આપણી તૃપ્તિની ભાવનાને પહોંચેલા આઘાતથી [illegible]

આપણે જ છીએ. વ્યક્તિ અથવા પદાર્થ નથી. આનંદ, રસ, સુખ, જે કહો તે સર્વનું સ્થાન પોતે જ છીએ. મનુષ્ય જ્યારે જ્યારે તે ભાવનાઓને સિદ્ધ કરવા પાછળ પાછળ દોડતો હોય છે ત્યારે ત્યારે તે પોતાની જ પાછળ દોડતો હોય છે. સુખ પોતામાં છે, અને તેની શોધ તે, પોતાના સ્વરૂપની જ શોધ છે; પછી ભલે તે સુખ બાહ્ય પદાર્થ કે કોઈ વ્યક્તિ વિશેષમાં સમજાતું હોય, તો પણ તેથી તે સુખનું સાચું સ્થાન બદલાઇ જતું નથી. રસ અને તૃપ્તિ મેળવવા મનુષ્યે એવા પદાર્થ–વિશેષને મેળવવો જોઈએ કે જે મેળવ્યા પછી તેને અધિકની ઇચ્છા જ રહે નહીં–પૂર્ણ પર્યાપ્તિ જ અનુભવાય. આવી સ્થિતિ પ્રાપ્ત કરવા પ્રાણીમાત્રની પ્રવૃત્તિ હોય છે. તે રસમય અંકોડો શોધવા માટે આપણુ સર્વનું પ્રયાણ છે. અમે અને તમે એની જ શોધમાં છીએ, અને તે ભાવનામય તત્ત્વને પકડવા મથીએ છીએ. પરંતુ જ્યાં તે પકડાવાની અણી ઉપર આવે છે ત્યાં તુર્તજ તે છટકી જાય છે, અને છેટેનું છેટે આપણને લલચાવતુંજ રહે છે! આપણે તેની પાછળ પાછળ ભટકીએ છીએ અને માનીએ છીએ કે અમુક પદાર્થને મેળવ્યા પછી આપણે પર્યાપ્તિ અનુભવીશું પરંતુ તે મળતાં જ પાછો નિર્વેદ ખડો થાય છે–એ તૃપ્તિ વધારે વાર ટકી શકતી નથી. વિશ્વના ખાનપાનાદિ અને વૈભવ–ઐશ્વર્યાદિમાં જે રસમયતા સમજાય છે તે તેની પ્રાપ્તિ અનંતર રહેતી નથી. બીજીજ ક્ષણે તે રસ વિરસ બની જાય છે, વૃત્તિ વિકલતા અનુભવવા માંડે છે, 'ગમતું નથી.' 'કશામાં મજા પડતી નથી' એવા પ્રકારની નીરસતા પાછી સાથે આવીને ઉભી રહે છે. ખાનપાન, રંગરાગ, નાટ્યવિલાસ, કાવ્યતરંગ એ વિવિધ યોજનાઓ આ રસમયતાને નિર્વેદથી બચાવવા માટે જ છે. તે તૃપ્તિની પર્યાપ્તિ થાય તે માટે તેમાં કાંઇનું કાંઇ વિશિષ્ટત્વ આણવા માટે છે. પરંતુ એકજ ક્ષણ પછી પુનઃ વિકલતા ઉપસ્થિત થાય છે. પર્યાપ્તિ માટે ગમે ત્યાં જાઓ–ધનના ઢગલામાં દટાઓ કે મદની કોઠીમાં ડુબો,

કલ્પનાની ગગનચુંબી ટોચે ચઢો કે ન્યાયના ગૂઢ તર્કમાં બુદ્ધિને ગોથાં ખવરાવો, વિશ્વવિમોહિની રમણીઓના સમૂહમાં શૃંગાર ખેલો કે વાઘ-વરૂના બિહામણા * બિયાબાનમાં દિગંબર વૃત્તિએ વિહરો, પરંતુ એ સર્વને ભાંગી, તોડી, ફોડી, ઉલટાવી એની એજ એષેની પાછી ખડી થાય છે! એનું એજ "નથી ગમતું"નું ભયાનક સ્વરૂપ સામું આવીને ઉભું રહે છે. જગતમાં જે જે શોધ, ચમત્કાર, તર્ક અને ભવ્યભાવનાઓ ઉદ્દભવે છે તે આ જીવનને રસમય બનાવવા માટે જ ઉદ્દભવેલી હોય છે. નથી ઉદ્દભવી ત્યાંસુધી તેમાં રસનો સમૂહ પ્રતીત થાય છે, પણ જ્યારે તે આપણી સન્મુખ આવીને ખડી થાય છે ત્યારે રસ સુકાઇ જતો હોય તેવો અનુભવ થાય છે અને વળી કાંઇ નવીનતા ઉપજાવવા માટે પ્રયત્ન શરૂ થાય છે! આ તૃપ્તિની પૂર્તિ કદી થતી નથી, ક્ષણ પણ ક્યાંય ઠરીને ઠામ બેસવાનું મળતું નથી. મનુષ્ય શ્વાસભર દોડયો જ જાય છે, તેનું કાંડું પકડીને પૂછીએ છીએ ત્યારે તે જવાબ આપે છે કે 'હું સુખને શોધું છું, અને હવે તે આ ઘડીએ હાથમાં આવી જાય તેવું છે.' ઘડી પછી પૂછો કે "કેમ ભાઇ! સુખ જડયું?" ઉત્તર મળશે કે "હવે ઝાઝી વાર નથી. આટલી વાત સિદ્ધ થવા દો અને પછી અધિકની મને અપેક્ષા નથી" પણ તે ભૂતનો ભડકો મનુષ્યના પંજાથી એક તસુ દૂરનો દૂર જ રહે છે. જે સુખ પોતાનામાં છે, જે રસનું ઉત્પત્તિસ્થાન પોતે જ છે તેને તે અન્યમાં કલ્પીને તેની પાછળ પાછળ ભટકે છે. વાસ્તવમાં તે પોતાની પાછળ જ દોડે છે, પોતે પોતાને પકડવા મથે છે, કેમકે સુખ-તૃપ્તિ પોતાનાથી અભિન્નપણે છે. પોતાના જ પ્રતિબિંબને ગ્રહીને મનુષ્ય સુખી થાય છે. અને જ્યારે તે ગ્રહાય છે ત્યારે તેની અધિકની અપેક્ષા નિવૃત્ત થાય છે. એ સુખનું ઉત્પત્તિસ્થાન હાથ લાગ્યું એટલે પૂર્ણ પર્યપ્તિ પ્રકટે છે. આ પ્રતિબિંબ પકડવા માટે, મનુષ્યે પોતાના આદર્શભુવન અરીસાભુવનમાં જવું જોઇએ. ભરત ચક્રવર્ત્તિ પણ એની પૂર્તિ માટે

ત્યાં જ ગયા હતા. પ્રસ્ફુટિત પદ્મ સરીખી નવ રમણીઓ અને ૭ ખંડનું ઐશ્વર્ય એટલાથી તેને તૃપ્તિ થઈ નહીં, ત્યાં પોતાનું પ્રતિબિંબ પડતું અનુભવ્યું નહીં, નિર્વેદ–ભયાનક નિર્વેદજ અનુભવ્યો! હવે કયાં જવું ? પ્રતિબિંબ કયા સ્થળે શોધવું ? કાચના ભુવનમાં, જ્યાં પોતે પોતાને જુવે તેવા સ્થાન કે સ્થિતિ વિશેષમાં, પછી તેને ગમે તે નામ આપો. અમે એમ માનીએ છીએ કે ભરત ચક્રવર્તીના સંબંધમાં શાસ્ત્રકારોએ તેને આદર્શભુવનનું રૂપક નામ આપ્યું અને પ્રકારાન્તરે આપણને પ્રબોધ્યું કે 'મનુષ્યને પોતાના સ્વરૂપનું પ્રતિબિંબ મેળવવા માટે સ્ત્રી, પુત્ર, ધન, ઐશ્વર્ય ને વૈભવ મેળવવાની અગત્ય નથી. માત્ર આદર્શભુવનની જરૂર છે. તે આદર્શભુવન નથી જંગલમાં કે નથી રાજપ્રાસાદોની રોચમાં, તેમજ ભરત ચક્રવર્તીને એકને જ તેવું ભુવન હતું એમ કાંઇ જ નથી. કહેવાય છે કે તેમની સાત પેઢીઓ પર્યંતના નૃપતિઓએ આ આદર્શભુવનમાં જઇને કૈવલ્ય સ્થિતિ ઉપજાવી હતી. એ ભુવનમાં શું કાચના ટુકડા ચોંટાડેલા હશે ? ના, તેમ તો નહીં હોય, તે કાચનું રૂપક જ હોવું સંભવે છે, તે કોઇ સ્થિતિ વિશેષને સૂચવનારૂં ઉપલક્ષણ હોવું જોઇએ. જ્યાં મનુષ્ય પોતાના પ્રતિબિંબને ગ્રહી શકે તેજ આદર્શભુવન કહેવાવા યોગ્ય છે. એવું પ્રતિબિંબ મેળવવાથી જ ખરી શાંતિ પ્રકટે છે. જે જે અંશે તેનો અનુભવ થાય તે તે અંશે તેના આનંદનું તારતમ્ય છે.

આવું આદર્શભુવન મનુષ્ય માત્રને પ્રાપ્ત છે. આત્માનું સ્વરૂપ જ આનંદરૂપ–સુખરૂપ છે અને તે અવસ્થામાં પ્રકટતી ભાવનાનું સામ્ય વિશ્વના કોઈ પણ પદાર્થથી પ્રકટતી ભાવનાની સાથે બની આવે તેમ નથી. તે વાણી અને વિવેચનનો વિષય થઇ શકે તેમ નથી. તેને અનુભવવા માટે મનુષ્યે પોતાના આદર્શભુવનમાં–હૃદયમંદિરમાં–સ્વરૂપવાસમાં જવું જોઇએ. તેમ થયા વિના પૂર્ણ પર્યાપ્તિ કદી આવશે નહીં. ભરત ચક્રવર્તી સરખા સાર્વભૌમ નૃપતિ જેને

કોઈ વસ્તુની ખામી નહોતી તેને પણ તે ન બની આવી તો ઇતર મનુષ્યોને ક્યાંથી થવાની હતી? વિવિધ કળાઓ, શાસ્ત્રો, કાવ્યો, તત્ત્વજ્ઞાન, પ્રેમાસક્તિ, વિચાર, તર્ક કે વિતર્કથી તે તૃપ્તિ અનુભવાતી નથી. પણ તૃપ્તિના સ્વરૂપને સમજી તેના પ્રતિબિંબને ઝીલવાથી જ થાય છે. એ તૃપ્તિનું સ્થાન ક્યાં છે? ક્યા તર્ક વડે, કયા શાસ્ત્ર વડે, કઇ યુક્તિ વડે, કયા મંત્ર કે સાધન વડે તે લાભ થઇ શકે તે કહેશો? હા. પ્રથમ તો એજ કે એ બધી કળાઓ, યુક્તિઓ, અને તર્કોને ભૂલી જાઓ. તે રસમય અંશિકાને શોધવા માટે search ની જરૂર નથી પણ research–પાછે પગલે અન્વેષણ કરવાની અગત્ય છે—આગળ આગળ દોડવાની નહીં. આપણા પોતાના જ અધિષ્ટાનને-ઉપાદાનને શોધી તેનું પ્રતિબિંબ ઝીલવા માટે, હાલ છીએ ત્યાંથી પાછા ફરી પોતામાં આવવાની જરૂર છે. કેમકે 'આપણે' બહાર નથી પણ અંદર છીએ, અને સુખ 'આપણામાં' જ છે, ત્યારે 'આપણું સુખ,'–'આપણી તૃપ્તિ' એને શોધવા માટે ચાલો જરા પાછે પગલે વળી અંતર્નિરીક્ષણ કરીએ. દૃષ્ટિને પાછી સહેલી અંતર્મુખપણે નિહાળીએ. જરા introspection–અંતરાવલોકન કરીએ. શબ્દોમાં એવી સત્તા નથી કે તે ભાવનામય સ્વરૂપને ગ્રહણ કરી અક્ષરાત્મક કરી શકે છતાં વાક્યવિન્યાસને અવળો સવળો ઉલટાવી, પુનરુક્તિ દોષને પણ વહોરી લઇ, થાય તેટલું સ્પષ્ટીકરણ કરીએ. જે સ્વરૂપ વાણીથી પર છે, તેને વાણીના પ્રદેશમાં ઘસડી લાવવા જરા મથીએ. એ અશક્ય વાત શક્ય કરવા શાસ્ત્રકારો પણ 'નેતિ, નેતિ' અને અવાચ્ય કહેતાં કહેતાં પણ શબ્દોનો ઘસારો કરી કાંઈક દિવ્ય તણખો મૂકતા ગયા છે. એ તણખા વડે જ આ વિશ્વનું પરમ સૌભાગ્ય છે.

સુખ–તૃપ્તિનું સ્થાન આપણામાં છે. પણ 'આપણે' કોણ અને ક્યાં છીએ? 'આપણું' એ તત્ત્વ કયા સ્વરૂપનું અભિવ્યંજક

છે ? એ તૃપ્તિ આપણા શરીરની છે, ઇન્દ્રિયોની છે, મનની છે કે શાની છે ? તૃપ્તિનો અનુભવ લેનાર અંશ એ સર્વથી પર છે. ખાનપાન કે અનુકૂળ પદાર્થોના સંયોગથી શરીર તે તૃપ્તિ અનુભવે છે. પણ તેનો અનુભવ કરનાર શરીરથી પર કોઇ પદાર્થ છે; કેમકે સ્વપ્નાવસ્થામાં શારીરિક ભોગો તાદૃશ્ય અનુભવાય છે છતાં તે અવસ્થાની તૃપ્તિ શરીરને નથી થતી, એવો અનેકને અનુભવ છે. ત્યાં સુખોની ઉપલબ્ધિ વેદનાર શરીર નથી પણ શરીરનો માલિક છે. તે અનુભવો લેનાર શરીરથી કોઈ પર છે. તેજ પ્રકારે અનેક ભાવનાઓ, ઊર્મિઓ કાવ્યતરંગો અને સૌંદર્ય ઘટનાઓથી જે સુખ મન અનુભવતું જણાય છે તે પણ આભાસ માત્ર જ છે. મન તો તે તે બુદ્ધિ, ઊર્મિ, ઈચ્છા, આદિ રૂપે પરિણામ-આકાર પામે છે. મન એ જડનું સૂક્ષ્મ સ્વરૂપવિશેષ છે. સ્થૂળ-જડના વિકાર જેમ ઘટ-પટાદિ માફક સ્થૂળ છે તેમ સૂક્ષ્મ જડના-મનના વિકાર વૃત્તિ, ઊર્મિ, તરંગ આદિ રૂપે સૂક્ષ્મ છે. બાહ્ય નિમિત્તને ઉદ્‌બોધક ગણી તે અનેક પરિણામ પામી વિવિધ આકાર રૂપ થાય છે, તે તો માત્ર બહુરૂપી છે. જુદા જુદા વેષ ધારણ કરી નાટક ભજવનાર છે. નટ પોતાની ચેષ્ટાથી પોતે તૃપ્તિ અનુભવતો નથી, તેની તે ચેષ્ટા બીજાના આનંદને અર્થે હોય છે તેમ મન પોતે પોતાના રૂપના પરિવર્તનોથી અને અવસ્થાંતરોથી કાંઇ તૃપ્તિ અનુભવતું નથી તે તૃપ્તિ તો મનથી અન્ય એવા તેના જોનારની છે. શરીર, ઇન્દ્રિયો અને મનના રૂપાંતરોનો દ્રષ્ટા તૃપ્તિ અનુભવે છે. તે તૃપ્તિનો પ્રદેશ સંભ્રમથી શરીરાદિમાં સમજાય છે પરંતુ વાસ્તવમાં તેમ નથી. 'આપણું સુખ-આપણી તૃપ્તિ' એમાં આપણી એ શબ્દ જે અંશનો ઉદ્‌બોધક છે તે ઉપર્યુક્ત એકે પ્રદેશમાં ઠરતો નથી. તે જે અંશમાં ઠરે છે તેજ ખરા 'આપણે' છીએ. 'આપણે'નો અનુભવ કરનાર તેનાથી ઇતર કોઇ નથી. અનુભવ માત્ર ત્યાં આવીને વિરમે છે. તેનો વિષય કરનાર તેની પાર રહેલો કોઇ અન્ય

'આપણને' ઝીલવા પ્રયત્નશીલ થાઓ અને અનંતકાળના બહિર્ દષ્ટિના અભ્યાસબળથી સંક્ષોભ થાય તો પણ દઢતાથી તે ભાવનામય અંશને પ્રતિબિંબિત કરવા પ્રયત્નશીલ બનો! વાણી વડે તે સ્વરૂપનો અધિક પ્રબોધ થઇ શકે તેમ નથી. તે સ્વરૂપ શું છે તે કોઈથી કહેવાય તેમ નથી. પરંતુ તે શું નથી એ નિષેધાત્મક પદ્ધતિની સહાયતાથી તેને વાણીનો વિષય કરી શકાય છે. જે તે નથી, ત્યાં "આપણે"ની ભાવના ઉઠાવી લઇ, છેવટે જેની પાર કોઇ નથી એવા અંશમાં તેને સ્થાપવું એ પરમ ધ્યાન છે. મનુષ્ય જીવનનું ત્યાં જ પરમ સાફલ્ય છે. ભરત ચક્રવર્તીનો એ અંતિમ વિશ્રામ હતો, અને એજ અરીસાભુવન પ્રાણીમાત્રનું-ભવ્યોનું છેવટનું શરણ છે. બંધુ! તમે પણ તમારા પ્રતિબિંબને મેળવી અનંત સુખ. અનંત તૃપ્તિ અને અનંત રસમયતા પ્રાપ્ત કરો!

(૨)

## આત્મા અથવા 'હું'નો સાક્ષાત્કાર

**અ**ધ્યાત્મવિદ્યાના પ્રદેશમાં પ્રવેશ કરતા પહેલાં પ્રત્યેક જિજ્ઞાસુએ 'પોતે કોણ છે?' એ વિષય ઉપર કાંઇક માહિતી મેળવવી જોઈએ. પ્રત્યેક આર્યશાસ્ત્ર ડિંડિમ નાદથી પોકાર કરે છે કે, મનુષ્યના ભીતરમાં અચિંત્ય શક્તિઓ સુપ્તાવસ્થામાં, સત્તાપણે Potentially રહેલી છે, અને જ્યારે 'હું' તેના વાસ્તવિક ભાનમાં આવે છે ત્યારે તે શક્તિઓનો જ્ઞાતપણે ઉપયોગ કરી શકવા આત્મા સમર્થ થાય છે. જ્યારે તે જાગૃત થઈ પોતાના સ્વરૂપના મહારાજ્યનું સ્વામિત્વ હાથમાં લે છે ત્યારે બાહ્ય અને આંતરવિશ્વના ગુપ્ત રહસ્યો તેને હસ્તામલકવત્ થાય છે. જ્ઞાન માટે પછી તેને યાચના કરવી પડતી નથી, અથવા કુદરતની સામે લડત ચલાવીને તેનાં રહસ્યો તેની પાસેથી ઝુંટાવવાનાં હોતા નથી. આત્માનું આધિપત્ય મન, પ્રાણ અને જડ એ તમામ સૃષ્ટિઓ ઉપર સ્વભાવથીજ છે. પરંતુ આજ સુધી તેણે પોતાનો જન્મહક સંભાળવામાં બેદરકારી રાખી છે તેથી આજે તે સ્વામી નથી પણ મન પ્રાણ, અને જડનો ગુલામ બની બેઠો છે. એક નિર્બળ અને નિશાખોર નૃપતિની માફક તે પોતાના પદનું

ભાન ગુમાવી પોતાના સેવકવર્ગની સત્તાને આધીન બની ગયો છે. વાસ્તવમાં તે સબળ છે અને તે સિવાય તેના બધા આગંતુક કારણો નિર્બળ છે. પરંતુ એ બધું આ કાળે તો સંભવના ગર્ભ રૂપેજ છે. આત્મા જ્યારે સંવર્ધન પામશે ત્યારેજ એ સામર્થ્યોનો અધિકાર તેને મળવાનો અને ત્યાં સુધી તેના મહારાજ્યનો કારભાર અત્યારે જેમ ચાલે છે તે મુજબ ચાલવાનો! આત્માએ પોતાનું રાજતંત્ર પાછું મેળવવા કેવો ક્રમ લેવો જોઈએ અને પોતાના વાસ્તવિક 'હું' ના ભાનમાં કઈ રીતે તે પ્રવેશી શકે તે સંબંધી કાંઈક આછી રૂપરેખા રજુ કરવા આ લેખનો ઉદ્દેશ રાખ્યો છે.

આ વિશ્વ ઉપર મનુષ્યપ્રાણી એ આત્મતત્ત્વનો ઉંચામાં ઉંચો આવિષ્કાર ગણાય છે. અર્થાત્ તેનાથી વધારે ઉચ્ચ કોટીનું બુદ્ધિમાન સત્ત્વ નજરે પડતું નથી. વર્તમાન મનુષ્યના સમસ્ત સ્વરૂપના બંધારણની રચનાનું નિરીક્ષણ કરવા જેણે કોઇ દિવસ પ્રયત્ન કર્યો હશે તેને આશ્ચર્યનિમગ્ન બન્યા વિના નહિજ ચાલ્યું હોય. સાધારણ ઉપલક દૃષ્ટિથી તેના બંધારણનું સ્વરૂપ તપાસનારને તેના ખરા મહત્ત્વની કશીજ ખબર હોતી નથી. મનુષ્યના શારીરિક, માનસિક અને આધ્યાત્મિક બંધારણમાં ઉચ્ચમાં ઉચ્ચ તેમજ હલકામાં હલકાં તત્ત્વો પણ દશ્યમાન થાય છે. મનુષ્યનાં હાડકાનું જીવન એકલું ખનીજનુંજ જીવન છે. અને તે એક વખત જે ખનીજ જીવન mineral life ભોગવીને આગળ વધતા વધતા આ ભૂમિકાએ પહોંચ્યો છે તેનો પરિચય તે આજે તેના અસ્થિજીવન દ્વારા આપે છે. તેનું સ્થૂળ જીવન એ વનસ્પતિ જીવન vegetable life નું ભાન કરાવે છે અર્થાત્ વનસ્પતિના ઉદ્ભવ, સંવર્ધન અને ક્ષયમાં જે હેતુઓ પ્રવર્તે છે તેજ હેતુઓ તેના શારીરિક બંધારણમાં પણ પ્રવર્તે છે. ખરી રીતે હજી મનુષ્ય મોટે ભાગે વનસ્પતિ જીવનજ ભોગવ્યે જાય છે. તેથી આગળ વધતા તેની ઘણી ઇચ્છાઓ, આવેગો, ઊર્મિઓ,

લાલસાઓ, સ્પૃહાઓ વગેરે હલકી કોટીના પશુઓ જેવીજ હોય છે. અને તેમાં પણ ખાસ કરીને વિકાસની પ્રાથમિક ભૂમિકાએ રહેલા મનુષ્યો પશુનેજ દરેક રીતે મળતા જોવામાં આવે છે. તેમના સ્વરૂપનો ઉચ્ચ અંશ અધોઅંશને આધીન વર્તતો હોય છે. અને તે ઉચ્ચ વિભાગનું સ્ફુરણ પણ તેમને ભાગ્યેજ કદી આવતું હોય છે. આથી મનુષ્યનુ માનસિક બંધારણ કેટલેક અંશે પશુનુંજ જીવન જીવે છે એમ કહેવામાં કંઈ હરકત જેવું નથી. તેમ છતા પશુને નથી એવું મનુષ્યને કાઈક છે તેથી તે પશુના અભિધાનને યોગ્ય હવે રહો ગણાય નહીં. પશુને નથી એવા અનેક પ્રકારના માનસિક કારણો તેને સાંપડેલા છે તે ઉપરાંત તેનામાં ઉદયને સન્મુખ થએલી એવી ઘણી શક્તિઓ રહેલી છે કે, જ્યારે તેનો આવિર્ભાવ થશે ત્યારે સાધારણ કોટીના મનુષ્યોથી ચઢિયાતા પ્રકારનો તે લેખાશે. આ શક્તિઓ આત્મવિકાસની અમુક હદે પ્રાપ્ત થાય જ છે. અને આકાળે અનેક મનુષ્યોને પ્રાપ્ત પણ છે. તમે આ ક્ષણે આ જે લેખ વાંચો છો તે પણ તમારામાં એ શક્તિ હવે બાહ્ય આવિર્ભાવ પામવાને અંદરથી જોર કરી રહી છે તેનાજ પરિણામે વાચો છો. એ દબાણુજ તમારામાં એવો વેગ ઉપજાવે છે કે, આ અને આવા પ્રકારના અનુભવે જ્યાં જ્યાં અક્ષરાત્મક રૂપ લીધું હોય છે ત્યાં ત્યાં તમને તમે પણ ન જાણો તે રીતે ઘસડી જાય છે અને તેમ ન થાય ત્યાં સુધી તમને ચેન પડવાનું જ નહિ.

પરંતુ આ શારીરિક અને માનસિક લક્ષણો મનુષ્યના બંધારણમા પ્રતીત થાય છે છતાં તે લક્ષણોરૂપજ મનુષ્ય પોતે નથી. તે તો માત્ર મનુષ્યના કબજાના પદાર્થો છે. મનુષ્ય તે પદાર્થોનો, પોતાના હથિયારો અથવા કરણનો, એક સ્વામી તરીકે ઉપયોગ કરી શકે તે પહેલાં તેણે પોતાના ખરા સ્વરૂપના ભાનમાં આવવું જોઈએ. 'હું કોણ?' અને 'હુંથી અતિરિક્ત કોણ?' એનો ભેદ બરાબર તેણે

ઓળખતા શીખવું જોઈએ. શાસ્ત્રકારોએ સ્વ પર ભેદની ઓળખાણ ઉપર એટલું બધું વિવેચન કરેલું છે અને ગમે તે શાસ્ત્રીય ગ્રંથમાં પદે પદે એ વાત ઉપર એટલો બધો ભાર મૂકવામાં આવ્યો છે કે, તે પ્રકારના અનુભવની ઉપયોગિતાની કિંમત સમજાવવાની હવે અગત્ય રહી નથી. તેમ છતાં આ જમાનામાં મનુષ્ય એટલો બધો ઉપલકીઆ સ્વભાવનો અને ક્ષણિકવૃત્તિનો બની ગયો છે કે, તેની તે વાત હજારો વખત વાંચ્યા અને સાંભળ્યાં છતાં તેનું મહત્ત્વ કે રહસ્ય તેના મનમાં ઉતરતું નથી. તેમ છતાં એક વખતે મનુષ્ય તેનું મહત્ત્વ સમજવા શીખશેજ એમાં શંકા નથી; કેમકે અંદરથી એક તત્ત્વ તેને તે સમજવા માટે સતત પ્રેરણા કર્યાજ કરે છે અને નિરંતર આર માર્યા કરે છે. ક્ષણિકવૃત્તિનો મનુષ્ય અત્યારે તે અવાજને બહુ ગણકારતો નથી છતાં છેવટે તેને શરણ થયા વિના આરામ મળતો નથી. 'હું કોણ' એ પ્રશ્નનું સમાધાન અને સાક્ષાત્કાર થયા વિના આત્માને કદીજ ચેન પડવાનું નથી. આજે અથવા કરોડો યુગ પછી પણ આત્માનો અંતિમ વિરામ એ અનુભવમાં સ્થિર થવામાં રહેલો છે એટલું કહી હવે અમારે જે કાંઇ કહેવું છે તેમાં ત્વરાથી ઉતરીએ છીએ.

હલકી કોટીના પશુઓને હુંપણાનું ભાન હોતું નથી. તેમને બાહ્ય વિશ્વનું તેમજ તેમની ઇચ્છાઓ, અને પશુપણાની બધી લાગણીઓનું ભાન હોય છે. પરંતુ તેમની જ્ઞપ્તિ, consciousness આત્મ-જ્ઞપ્તિ અથવા સ્વભાવની હદે પહોંચેલી હોતી નથી. તેઓ બાહ્ય વિશ્વના પદાર્થોથી તેમજ તેમના પોતાના વિચારો અને વાસનાઓથી તટસ્થ રહી પોતાને તેમનાથી ભિન્નરૂપે જોઇ શકતા નથી. પોતે એ સર્વથી નિરાળું તત્ત્વ છે, એમ સમજી પોતાના વિષય બનનાર પ્રાણી, પદાર્થો અને ભાવનાઓ ઉપર કાંઈ આલોચના કે વિમર્શ કરી શકતા નથી. જેને આપણે 'હું' કહીએ છીએ તેના

ભાનમાં–તે દિવ્ય સ્ફુલિંગની સ્મૃતિમાં–તેમનો પ્રવેશ થયો હોતો નથી. હલકાં પશુઓ તેમજ કેટલાંક મનુષ્યો કે જેઓ હજી મનુષ્યત્વની કોટીમાં નવાજ પ્રવેશે છે, અને જેમનામાં હજી સોએ નવાણું ટકા પશુત્વનાજ અંશો છે તેમનામાં પણ આ દિવ્ય 'હું' જાગ્રત થએલું હોતું નથી. તેમનામા હજી તે અંશ સુપ્તાવસ્થામાં રહેલો હોય છે, અને જેમ જેમ તે જાગ્રત થતો જાય છે, તેમ તેમ તેનો પ્રકાશ વધતો જાય છે. જેમ જેમ આ 'હું' જાગ્રત થતું જાય છે તેમ તેમ તે આંતર બાહ્ય વિશ્વને વધારે સ્પષ્ટ રૂપમાં ઓળખતો જાય છે અને પૂર્વની ભ્રાંતિમય અવસ્થા લય પામતી જાય છે.

ઘણા જંગલી અને પહાડ, પર્વતની બોડોમાં અને કોતરોમાં રહેનાર મનુષ્યોમાં 'હું' પણાનું ભાન નહિવતજ ખીલેલું હોય છે. તેમની સ્થિતિ પશુઓથી સહેજ ચડિયાતી કહી શકાય. શરીરની હાજતોની પૂર્તિ, આહાર વિગેરે રૂચિની તૃપ્તિ, વિકારના વેગનું ભોગ દ્વારા સાંત્વન, અંગત સુખની પ્રાપ્તિ એ વિગેરે તેમનું 'હું' હોય છે. ટૂંકામાં તેમની અવસ્થાને સંજ્ઞાત્મક નામથી સંબોધી શકાય. આ માણસને એમ પૂછવામાં આવે કે 'તારા વિચારોનું પૃથક્કરણ કરીને કહે કે તું કોણ છે" તો તેનો ઉત્તર તે એમજ આપે કે "હું સ્થૂલ શરીર છું અને એ શરીરને કેટલીક હાજતો, લાગણીઓ, રૂચિઓ વિગેરે છે." આવા મનુષ્યનો 'હું' એ માત્ર સ્થૂલ–શારીરિક 'હું' હોય છે, અને શરીરના આકાર અને વસ્તુને તે 'હું' નો આકાર ગણે છે. આ મનુષ્યોને કાંઈક વિચાર કરવાની શક્તિ ખીલેલી હોય છે, પરંતુ તેમનું જીવન મનોમય જીવન હોતું નથી. અર્થાત્ તે તેમની વિચારશક્તિને તેમની 'લાલસાઓ અને વિકારોની તૃપ્તિ સિવાય અન્ય પ્રકારે યોજી શકતા નથી. તેઓ જે કાંઇ કરે છે તે માત્ર, સંજ્ઞાના બળથીજ કરતા હોય .. આવો માણસ કદાપિ 'મારો આત્મા,' 'મારૂં મન" એમ

કહે તોપણ તે શરીરાદિથી ભિન્નતત્વના ભાનપૂર્વક અથવા 'હું' એક નિરાળું તત્ત્વ છું એવી જ્ઞપ્તિપૂર્વક કહેતો હોતો નથી. શરીર એજ તેમનું 'હું' હોય છે અને તે 'હું' ઇન્દ્રિયો દ્વારા જે કાંઇ પ્રાપ્ત થઈ શકે છે તે સાથે અભેદ ભાવથી સંકળાએલ હોય છે. અલબત મનુષ્ય જેમ જેમ કેળવણી અને અનુભવમાં આગળ વધે છે, અને પ્રત્યેક વિષયમાં સંવૃદ્ધિ મેળવતો જાય છે, તેમ તેમ તેની ઇન્દ્રિયો અધિક સૂક્ષ્મ અને સંસ્કારી બને છે, અને વધારે ઉંચા પ્રકારના ભોગ દ્વારાજ તૃપ્તિ અનુભવી શકે એવી માર્મિક બનતી જાય છે. પ્રથમ જે સ્થુલ અને ગમે તેવા અણઘડ રૂપમાં મળેલી ભોગસામગ્રીથી સંતોષ માનતો તે હવે વધારે સંસ્કારી અને સુઘટિત રૂપમાં મળે તોજ તેને તૃપ્તિ આપી શકે છે. જેને આપણે "સંસ્કૃતિ" અને "શિક્ષણ" સામાન્યતઃ કહીએ છીએ તે બીજું કશું જ નહિ પણ ઇન્દ્રિયાભિલાષોને વધારે ઉંચા આકારમાં ભોગવવાની કળાજ છે. આત્મવિલાસ કે સ્વરૂપપ્રાપ્તિ કે વિકાસના ક્રમ ઉપર પ્રગતિ જેવું તેમાં મુદ્દલ હોતું નથી. આથી એમ માનવાનું નથી કે સ્વરૂપપ્રાપ્ત યોગીજનોની ઇન્દ્રિયો આપણા સંસ્કૃતિપૂર્ણ મનુષ્યની ઇન્દ્રિયો કરતાં ઓછી સૂક્ષ્મ અથવા મર્મગ્રાહી છે; એમ મુદ્દલ નથી. તેથી ઉલટું ખરી રીતે એમ છે કે, તેમના આંતર અને બાહ્ય કારણો તેમના બળવાન સંકલ્પના આધિપત્ય તળે એવાં કેળવાએલાં હોય છે કે, સામાન્ય મનુષ્યોને તે સંબંધી ખ્યાલ આવવો પણ મુસ્કેલ છે. તેમની ઇન્દ્રિયો તેમનાં "હું" ના સ્વામિત્વ તળે રહી જ્યાં આજ્ઞા હોય ત્યાંજ કાર્યપરાયણ બને છે. અને તેથી સામાન્ય મનુષ્યોના સંબંધે હોય છે, તેમ તેમની ઇન્દ્રિયો આત્માના અધઃપતનમાં નિમિત્ત બનતી નથી. પરંતુ નિરંતર હિતના માર્ગેજ સંકલ્પના આધિપત્ય નીચે રહી વર્તતી હોય છે.

જેમ જેમ મનુષ્ય ક્રમિક વિકાસમાં વધતો જાય છે તેમ તેમ તેનું 'હું' પણું વધારે ઉંચું રૂપ પકડતું ચાલે છે. તે પોતાના મનનો

અને વિવેકબુદ્ધિનો ઉપયોગ કરતાં શીખતો જાય છે, અને આ પ્રકારે તે શારીરિક ભૂમિકા ઉપરથી ઊંચે ચઢી માનસિક ભૂમિકાને ગ્રહતા શીખે છે. પછી તેનામાં બુદ્ધિના વ્યાપારો વધારે સ્પષ્ટ અને પ્રબળ બનતા જાય છે, અને એકલી શારીરિક સંજ્ઞાઓને અનુસરવામાં તેને રસ પડતો નથી. તેને માલુમ પડે છે કે, શરીર કરતાં કાંઈ ઉચ્ચ પ્રકારનું તત્ત્વ તેનામાં રહેલું છે. તેનું મન અને બુદ્ધિ એ તેને શરીર કરતાં વધારે સત્ય અને વાસ્તવિક જણાય છે, અને મોટે ભાગે એ મનોમય સૃષ્ટિમાંજ તેનો મુકામ હોય છે. કેટલીક ઉંડી આલોચનાની ક્ષણોમાં અને બારીક અભ્યાસ વખતે પોતાના શરીરનું અસ્તિત્વ પણ તે ભૂલી જાય છે. આ પ્રમાણે સંજ્ઞાત્મક શારીરિક 'હું' થી તે મનોમય "હું" ના પ્રદેશમાં પ્રવેશે છે—એક પગલું આગળ વધે છે.

આ અવસ્થામાં તે પોતાના 'હું' ને એક મનોમય mental તત્ત્વ માને છે અને શરીરને એક સોબતીના રૂપમાં ગણે છે. તે વખતે એને એમ જણાય છે કે, હું પૂર્વના કરતાં આગળ વધ્યો છું છતાં તેનું નવું "હું" તેના પ્રશ્નોનો સંતોષ આપી શકતું હોતું નથી, એક વાતનો તેને ખુલાસો મળી શકતો નથી. તેના ચિત્તની દશા અસમાધાનવાળી અને અતૃપ્ત રહ્યા કરે છે. ટૂંકામાં તે બહુ દુઃખી બની જાય છે. આવા મનુષ્યો બહુધા નિર્વેદવાદી અર્થાત્ સંસારને દુઃખરૂપ માનનારા બની જાય છે અને આ જીવનને તેઓ અનિષ્ટના, નિરાશા, કલેશ અને સંતાપની પરંપરા માને છે. જીવનમાં તેમને લેશ પણ આનંદ કે રસ રહેતો નથી. તે કારાગૃહ જેવું બીષણ રૂપ ધારણ કરે છે. આ મનોમય ભૂમિકા એ દુઃખવાદની Pessimism ની ભૂમિકા છે. આત્મા જ્યારે સંજ્ઞાત્મક જીવન ગાળતો હોય અથવા આધ્યાત્મિક જીવનની ઉચ્ચ કળા અનુભવતો હોય છે ત્યારે તેને સંસાર દુઃખરૂપ જણાતો નથી; કેમકે પ્રથમ પ્રકારના જીવનમાં

વિચારણા–ચિંતન કે વિવેકનો અવકાશ નથી, અને ઉત્તર પ્રકારના જીવનમાં મનમાંથી "હું" પણાની ભ્રાન્તિ નીકળી ગયેલી હોઈ આત્મિક જીવન ભોગવનાર આત્મા જાણે છે કે, સર્વ પ્રકારના જ્ઞાનની કુંચી તેની પાસે રહેલી છે–અને તે મારા વાસ્તવ "હું" માં રહેલા છે. તે જાણે છે કે, જાગ્રત થએલા સંકલ્પના બળવડે એ મનને ફેરવી શકાય છે, વિકસિત બનાવી શકાય છે અને ઇષ્ટમાર્ગમાં 'હું' ના સંકેત અનુસાર યોજી શકાય છે. આ પ્રકારના સાક્ષાત્કારવાળો જ્ઞાની આત્મા કદી નિરાશ બની જતો નથી અને પોતાનું સ્વરૂપ અને સંભાવ્યતાઓ સમજીને, તેમજ પોતાની શક્તિના ભાનમાં પ્રવેશીને તે પોતાના જુના નિરાશાપૂર્ણ અને દુઃખમય ખ્યાલો ઉપર હસે છે અને એવી અજ્ઞાનજન્ય ભાવનાઓને જીર્ણ વસ્ત્રની માફક ત્યજી દે છે. માનસિક ભૂમિકા ઉપરનો મનુષ્ય પોતાના અસાધારણ સામર્થ્યના ભાનવિનાના એક પ્રચંડ શરીરવાળા હાથી જેવો છે. એ ધારે તો ગમે તેવા સંયોગો અને પરિસ્થિતિઓને પોતાને વશ કરી શકે તેમ છે અને ગમે તેવા અંતરાયો અને વિઘ્નોને તોડી ફોડી અને ઉલટાવી શકે તેમ છે, પરંતુ પોતાની ખરી શક્તિના બેભાનવાળો તે એક નાના સરખા મનુષ્યના અંકુશ વડે અધિકૃત બની બેસે છે અને પવનમાં ફડફડ થતા સુકા પાંદડાથી પણ તાપ વડે કંપતો રહે છે. આ કાળે સોએ નવાણું ટકા મનુષ્યો આ માનસિક ભૂમિકાને વેદે છે.

પરંતુ જ્યારે આત્મા આ માનસિક અવસ્થાને વળોટીને આત્મિક ભૂમિકા 'Spiritual plane' ઉપર જાય છે ત્યારે તેને માલુમ પડે છે કે "હું" અથવા મારૂં વાસ્તવ સ્વરૂપ એ શરીર અને મન ઉભયથી ઉપરિપ્રદેશમાં વિરાજે છે, અને તે બન્ને ફક્ત મારા વાસ્તવ "હું" ના કરણો, હથિયારો છે. તેને ખાત્રી થાય છે કે, તે ઉભયને હું મારી મરજી અનુસાર સેવક તરીકે વાપરી શકું

તેમ છું. આ પ્રકારનું પોતાના કરણોથી સ્વતંત્ર અને તેના સ્વામી હોવાનું ભાન એ માત્ર બુદ્ધિ અને તર્ક વડે સિદ્ધ કરેલી ભાવના માત્ર નથી અથવા મનુષ્યે પોતાની અક્કલના બળ વડે મેળવેલો એક નિર્ણય માત્ર નથી. ( જો કે બુદ્ધિ આવા પ્રકારના ભાનમાં પ્રવેશવામાં સહાયરૂપ છે અને તેથી બહુજ ઉપયોગી છે. ) વાસ્તવમ સ્વરૂપપ્રાપ્તિ એ એક પ્રકારના વિશિષ્ટ ભાન રૂપે છે. મનુષ્યને તેના ખરા "હું" ની ઓળખાણ થાય અને તેનું જીવન એ રૂ બને એ પ્રકારે છે. બુદ્ધિનો નિર્ણય આપણી પ્રકૃતિમાં કાંઇ એ રસ થતો નથી; તે તો એક માન્યતા રૂપે, બહુ તો શ્રદ્ધારૂપે હોય છે પરંતુ ભાનનું આપણા જીવન સાથે એકત્વ હોય છે અને તે બુદ્ધિથી સ્વતંત્રપણે રહે છે, જ્યારે આત્મા તેના વાસ્તવ "હું" ના ભાનમા પ્રવેશે છે ત્યારે તે અધ્યાત્મવિદ્યાનો દિક્ષિત બનેલો હોય છે. અને તેથી આગળ વધીને જ્યારે તે સમષ્ટિ આત્મા સાથે પોતાનું અભેદ અનુભવતા શીખે છે અને પોતાના "હું" ને ખિલવીને વિશ્વના "હું" માં પલટાવી નાખવું શરૂ કરે છે ત્યારે તે મહાત્મા બને છે. અર્થાત્ તે અલ્પ મટીને મહાન થાય છે.

આત્મિક વિકાસની ઉપર જણાવી તે બે પ્રકારની કળાઓમાંથી આ સ્થળે માત્ર પ્રથમ કળાને સિદ્ધ કરવા માટે આત્માનું શું કર્ત્તવ્ય છે તે ઉપરજ વિવેચન કરવાનું ધાર્યું છે. "હું" પણાનું ભાન વિકાસ પામે અને શરીર મન આદિ આંતર બાહ્ય કરણો ઉપર તેનું આધિપત્ય સ્થપાય એ આપણી પ્રથમ કળાનું લક્ષ્ય છે. અને તેથી એ વાસ્તવ "હું" ખીલવવાની મહાજનોએ જે યુક્તિઓ શાસ્ત્રમાં દર્શાવી છે અને અનુભવી જનોને સમ્મત થએલી છે. તેનું વર્ણન કરીશું; એ યુક્તિઓનું ખંત અને શ્રદ્ધાપૂર્વક અનુસરણ કરવાથી વિકાસ અને સામર્થ્યના અધિક પણાના ભાનવાળી સ્થિતિમાં આત્મા થોડા સમયમાં પ્રવેશ કરી શકતો અનુભવાશે. "હું"

પણાનું જાગ્રત થતું ભાન બને તેટલી ઉત્કંટનાપૂર્વક અનુભવવું એ શરૂઆતમાં અત્યંત અગત્યનું છે. "હું" પણાની ઉચ્ચતર ભૂમિકાઓ ધીરે ધીરે અનુભવાતી જશે. એક વખત રસ્તે ચઢ્યા પછી પુનઃ પાછું હઠવાપણું રહેતું નથી. સત્યની અલ્પ સરખી ઝાંખી એક સમય વેદ્યા પછી તેનો પ્રભાવ કદી પણ નિર્મૂળ થતો નથી, આત્મા સત્યથી કદી ભાગી છુટી શકતોજ નથી. અને સત્ય આત્માથી ભાગી છુટી શકતું નથી. ઉભયનો તાદાત્મ્ય સબંધ છે. અને એકવાર એવું ભાન અનુભવ્યા પછી આત્માનો વિકાસક્રમ ઝડપથી આગળ ને આગળ વધતો ચાલે છે. મુક્તિ માટે પછી કાળનીજ અપેક્ષા રહે છે, અને કાળ અવધિરહિત છે. એક વખત સત્યનો થએલો પરિચય કદી વ્યર્થ જતો નથી. રસ્તે ચાલતા આત્મા વિરામ લેવા બેસે અથવા મુસાફરી દરમ્યાનમાં કોઈ કોઇ સ્થળે શ્રમ નિવારણ માટે રાતવાસો રહે તેટલીજ ઢીલ થાય છે. અને તેમ છતાં તે ઢીલ પણ નિરૂપયોગી નથી. એ સર્વ સ્વાભાવિક અને હોવા યોગ્ય છે માટેજ હોય છે.

છતાં પોતાનું વાસ્તવિક "હું" પણું તેના ઉચ્ચતમ સ્વરૂપે અનુભવાય તે પણ આત્માના અંતિમ લક્ષ્યનો પરાવધિ નથી. પોતાને ઓળખવો એ તો માત્ર પોતાના સ્વરૂપ પ્રત્યે જાગ્રત થવા રૂપે છે. શાસ્ત્રો જેને "પરમ નિર્વાણ" ના નામથી સંબોધે છે એ અવસ્થાનો અનુભવ તે પછી આત્માને થવો શરૂ થાય છે. પોતાના "હું" પણાના પૂર્ણ મહત્વનું દર્શન થાય એ ભાવિમાં પ્રાપ્ત થવા યોગ્ય પરમ પ્રકાશનું એક મંદ કિરણમાત્ર છે. પોતાના ભાનમાં આવ્યા પછી તે દીક્ષિત થએલો ગણાય છે. અર્થાત્ પરમ તત્ત્વના સંબંધમા આવવાને તે લાયક બને છે અને આ પ્રકારે પ્રાથમિક કળા પ્રાપ્ત કરી પરમ પ્રકાશના અરુણોદયના ભાનમાં પ્રવેશ કરનાર આત્મા દ્વિતીય કળાના મહાપથમાં પ્રથમ પગલું મૂકે છે. પ્રથમ કળા એ

પોતાના "હું" નો તેના વાસ્તવરૂપે સાક્ષાત્કાર કરવારૂપ છે, અને બીજી કળા એ "હું" નો તે અનિર્વાચ્ય પરમતત્ત્વની સાથે "હું" ના વિનયપૂર્વક સંબંધ થવારૂપ છે. પ્રથમ કળા સિદ્ધ થયા પછીજ દ્વિતીય કળાનો સાક્ષાત્કાર કરવાના સાધનોનું આત્માને જ્ઞાન થાય છે. તે પહેલાં તેનું રહસ્ય તેને લક્ષ્યગત થતું નથી અને ઉલટો તેના મનમાં એક પ્રકારનો ગોટાળો ઉત્પન્ન થાય છે; જૈન શાસ્ત્રકારો મુખ્યત્વે આ પ્રકારની કળા ઉપરજ અધિક ભાર મુકીને પ્રવર્ત્યા છે. તેઓ જાણતા હતા કે "હું" પણાનો એક મહદ્ તત્વમાં વિલય થવાની વાત જનસમાજ ગ્રહી શકવા શક્તિમાન નથી, અને તેથી તેઓએ માત્ર "હું" પણાના સાક્ષાત્કારનેજ તેના અનુયાયી વર્ગના પરમ લક્ષ્યસ્થાને સ્થાપીને સંતોષ માન્યો છે અને એ "હું" જે પરમ તત્ત્વનો વિલાસ છે તેના સંબંધમાં બહુસ્પષ્ટ ઉહાપોહ કરેલ નથી. તેમ છતાં અનુભવીજનો શાસ્ત્રોમાં કોઇ સ્થળે એ વાતનો માર્મિક સંબોધ જોઇ શકયા છે. અને જૈન શાસ્ત્રકારે જે હેતુથી એ પ્રાથમિક કળાની પ્રાપ્તિ ઉપરજ પ્રધાન લક્ષ રાખી બીજી કળા પ્રત્યે ઔદાસીન્ય ભાવ રાખ્યો છે તે હેતુ પણ તેઓ કળી શકયા છે. એ હેતુ શું હતો એ બીનાનું આ સ્થળે વર્ણન કરતાં આપણા મુખ્ય વિષયથી આડા ફાટવા જેવું થાય છે. અને જૈન ધર્મની ઉત્પત્તિ કાળે સમાજની નીતિ અને ધર્મ સંબંધી શું ભાવનાઓ હતી એ વિગેરે ઐતિહાસિક સમાલોચનામાં ઉતર્યા સિવાય એ વાતનો મર્મ સમજાય તેવું નહિ હોઇ કોઇ અન્ય પ્રસંગે તે વિષય હાથમાં લેવાનું રાખીશું.

પ્રથમ કળા સિદ્ધ થયા પછી આત્મા પોતાની સ્વરૂપભૂત શક્તિઓનો જ્ઞાત ઉપયોગપણે (Consciously) ઉપયોગ (use) કરી શકે છે. અને પોતાની માનસિક સ્થિતિઓ ઉપર કાબુ રાખી શકે છે. તે પછી તે સામર્થ્યના કેન્દ્ર જેવો બને છે અને સૂર્યના

બિંબમાંથી જેમ કિરણાવલી ચારે દીશાઓ સ્ફુરી નિકળે છે તેમ પોતાના વાસ્તવ "હું"ના સ્વરૂપને ઓળખ્યા પછી તે આત્માના પ્રભાવ અને પ્રતાપના એક બિંબ જેવા બની પોતાની અસર આસપાસના સમાજ ઉપર વિસ્તારે છે, અને અનેક નિર્બળ કેન્દ્રોને પોતાની તરફ આકર્ષી તેમના ઉપર પોતાનું આધિપત્ય સ્થાપી શકે છે.

પોતાના મન અને શરીર તેમજ બાહ્ય વિશ્વ ઉપર પોતાનો પ્રભાવ બેસારવા માટે આત્માએ પ્રથમ પોતા ઉપર સ્વામીત્વ પ્રાપ્ત કરવું જોઈએ. સ્વામીત્વ પ્રાપ્ત કરવાનો કોઈ શહેનશાહી રસ્તો હજી સુધી હાથ લાગ્યો નથી. એકજ માર્ગે અને તે પણ પોતાના સ્વ-પ્રયત્ન વડે તે મળી શકે છે. પ્રત્યેક કદમ તેણે સંભાળ, ધૈર્ય, અને ક્રમપૂર્વક ભરવું જોઈએ. નીચે જે યુક્તિઓનું વર્ણન આપવામાં આવનાર છે તેને અત્યંત ઉપયોગી ગણી તેનું પરિશીલન કરવું જોઈએ. એમાં કોઈ અતિ પરિચિત અને ઘણી વાર સાંભળેલી (સામાન્ય) વાતો આવે તો તે ઉપર અલક્ષ્ય કરવાનું નથી. આ જમાનાની એક બહુ બુરી આદત એ છે કે, લોકોને એક વાર અગાઉ સાંભળેલી વાતમાં કશું મહત્વ રહેતું નથી. એમના સર્વભક્ષી મનને રોજ નવું નવું જોઈએ છીએ. આજે સાંભળેલી વાત કાલે હજારો યુગની જુની બની ગયેલી હોય છે. માણસોએ સમજવું જોઈએ કે, આ વિશ્વમાં નવું કશું જ નથી. કળાવાનો એની એજ ચીજ, જરા ઘાટ કે આકાર બદલીને, જુદા રૂપમાં રજુ કરે છે. આથી તમે આની આજ વાત હજારોવાર અગાઉ સાંભળી હોય છતાં તે પ્રત્યે અનાદર નહિ રાખતાં તેને અનુસર્યા વિના તમારે ચાલે તેમ નથી જ એમ માની તે પ્રત્યે લક્ષ્ય રાખો. આધ્યાત્મિક વાસ્તવ પ્રગતિનું આ પ્રથમ પગથિયું સિદ્ધ થયા પછી આત્માને પોતાના સામર્થ્યની ખબર પડે છે, અને તેનો રસ્તો સરળ બને છે. હજારો ઋષિમહર્ષિઓએ તે પોતાના અનુભવથી સિદ્ધ કરેલ

છે અને તેને વિવિધરૂપે અક્ષરાત્મક કરેલ છે. તે યુક્તિઓનું વર્ણન ટૂંકામાં સરલમાં સરલ શબ્દોમાં આ સ્થળે આપવા પ્રયત્ન કરીશું.

બની શકે તો એક એકાંત અને શાંતિવાળા સ્થાનનો આશ્રય લો. ત્યાં કોઈ પ્રકારના કોલાહલ કે દખલનો ભય ન હોવો જોઈએ, અને મનને ઉત્તેજિત થઈ અનેક બાજુએ ફાટી નીકળવાના નિમિત્તો ન હોવા જોઇએ. આપણા ઉપાશ્રયો અને દેવસ્થાનો મૂળ તો આ પ્રકારના હેતુથી જ નિમાર્યા હતા, પરંતુ હવે એ હેતુ તે સાચવી શકે તેવા જનસમાજે તેમને રહેવા દીધા નથી. સાચા અર્થમાં જેમને સંયમ સાધવો છે તેમને માટે એ તદ્દન નિરુપયોગી થઇ પડયા છે અને મૂળ હેતુનું વિસ્મરણ પામેલા અજ્ઞ સમાજે એ પવિત્ર સ્થાનોને ગડબડ અને મોટા અવાજથી બુમ બરાડાના ઉપદ્રવ વડે એક જાહેર બજાર જેવા બનાવી મુકયા હોય છે. આથી આપણી સાંપ્રદાયિક વૃત્તિએ તે સ્થાનોમાં કલ્પેલી પવિત્રપણાની ભાવનામાં બહુ મોહ ન રાખતા કોઈ ખરા અર્થમાં શાંતિવાળા સ્થાનમાં પ્રવેશો. અલબત્ત, આ ધાંધલના જમાનામાં એવા લાક્ષણિક શાંતિનિકેતનો સુલભ રહ્યા નથી, તેથી બને તેટલા શાંતિવાળા સ્થાનને પસંદ કરો. લક્ષ્યાર્થ એ છે કે, મનને આડે રસ્તે દોરી જનારા સંજોગો ત્યાં ન હોવા જોઇએ અને તમે તમારી પોતાની સાથે સંબંધમાં આવો એવું ત્યાં નિરુપાધિક વાતાવરણ હોવું જોઈએ.

સારપછી શરીરને બને તેટલું શિથિલ કરો. તેમ કરવામાં ગમે તે સ્થાને આરામખુરશી ઉપર અથવા કોચ ઉપર નિરાંતથી બેસો. દરેક સ્નાયુને ઢીલું relaxed બનાવો. અને શરીરના પ્રત્યેક અણુમાં આરામ અને શાંતિની લાગણીનો અનુભવ થાય એવા પ્રકારે શરીરને પડી રહેવા દો. શરૂઆતમાં આ પ્રકારની શરીરની સ્થિતિ મેળવતા વખત જાય છે, પરંતુ અભ્યાસ જરા સિદ્ધ થતાં ગમે તે વખતે ઇચ્છા થતાં વેંત તેને શાંતિવાળું કરી શકાય છે.

મનની પણ આવી જ શિથિલ અવસ્થા બનાવો. તેને તંગ અને બાહ્ય પદાર્થો પ્રત્યે ખેંચાએલું ન રાખો. તેમ છતાં આટલું સ્મૃતિમાં રાખવાનું છે કે, જ્યારે તમે આ પ્રવૃત્તિમાં જોડાઓ ત્યારે તમારા શરીર અને મન ઉપરથી તમારા સંકલ્પ willનો કાબુ ખસવો ન જોઈએ. ઘણા માણસો આ પ્રકારના ઉદ્યોગમાં જોડાતાં એક પ્રકારની દિવસે આવતી અર્ધ નિદ્રા જેવી સ્થિતિમાં પડી જાય છે. અને અર્ધસ્વપ્ન Dreamy સ્થિતિને વશ બની જાય છે. પછી તેઓ શું કરવાના હેતુથી બેઠા હતા તે પણ ભૂલી જાય છે. અને મન ગમે તે પ્રિય વાસનાના તરંગે ચઢી ઝોલા ખાય છે. આ અવસ્થા સામે બહુ ચેતવાનું છે. આપણી પ્રત્યેક શારીરિક તેમજ માનસિક સ્થિતિ અને સંચલન ઉપર આપણા સંકલ્પનું આધિપત્ય હોવું જોઈએ. સંયમી મનુષ્યો જાગૃત–સ્વપ્ન daydreamsની અવસ્થામાં પડી ગયેલા તરંગી મનુષ્યો નથી, પરંતુ પોતાના તન અને મનની બધા પ્રકારની અવસ્થા ઉપર સ્વામિત્વવાળા મહાજનો હોય છે.

ત્યાર પછી તેણે હું એ વિષય ઉપર પોતાનું સમગ્ર ધ્યાન કેન્દ્રીભૂત કરવું જોઈએ, અને બહારના વિશ્વના તેમજ અન્ય પ્રાણી પદાર્થના વિચારને પોતામાં પ્રવેશવા ન દેવા જોઈએ. તેણે આ પ્રકારે ચિત્ર રચવું જોઇએ:—

માનો કે તમે પોતે સૂર્યનું બિંબ છો; તમારી આસપાસ સમસ્ત વિશ્વ, સૂર્યની આસપાસ નક્ષત્રમંડળની જેમ ફર્યા કરે છે. તમે એક વાસ્તવ, સત્ય વ્યક્તિ તત્ત્વ છો અને એ તત્ત્વ અન્ય તત્ત્વોના સંયોગોમાંથી ઉદ્‌ભવતું કોઇ તત્ત્વવિશેષ નહિ, પરંતુ પોતાથી બાહ્ય પ્રદેશમાં પ્રતીત થતા સર્વ પદાર્થોનું પરિસ્ફોટન 'હું'ની સત્તાને આધીન છે, એમ ચિંતવો. તમે પોતે સત્તાનું એક કેન્દ્ર છો અને એ કેન્દ્રની આસપાસ સમસ્ત પ્રકૃતિ ચક્કર માર્યા કરે છે એમ જુવો. હુંને સામર્થ્યના એક કેન્દ્રરૂપે જુવો છો, તેથી બીજા મનુષ્યોના

હું ના તેવા જ પ્રકારના હકનો ઇનકાર થાય છે, એવો ખોટો ભય રાખશો નહિ. સર્વ જીવાત્માઓ પોતાના આંતરિક બંધારણથી જ વસ્તુત: સામર્થ્યના કેન્દ્ર જ છે, અને આ વિશ્વના પ્રાણી-પદાર્થો જે મહાસત્તા વડે સત્તાવાળા છે એ મહાસત્તાએ જ તમને અને બીજાઓને તેવા બનાવ્યા છે. ખરી રીતે તમે ઉપર કહ્યા પ્રમાણે કલ્પવામાં તમારા જન્મહક પ્રત્યે જાગ્રત થાઓ છો, અને જ્યાંસુધી આત્મા પોતાને શક્તિ, પ્રભાવ અને સંકલ્પબળમાં એક કેન્દ્ર રૂપે નહિ જુએ ત્યા સુધી તે તે ગુણો તેનામાં પ્રકાશવાના નથી. જેમ જેમ જેટલા પ્રમાણમાં આત્મા પોતાને ઉપરોક્ત ગુણોવાળો સ્વીકારતો જશે, તેમ તેમ અને તેટલા જ પ્રમાણમાં તેનામાં એ લક્ષણો પ્રતીત થતાં જશે. તમારે કાંઇ તમારી શક્તિઓનો બીજાઓની શક્તિઓ સાથે મુકાબલો કરી તમે તેમના કરતાં અધિક અક્કલવાળા, બળવાળા છો એમ નક્કી કરવાની કે માનવાની જરૂર નથી. એક માણસ પોતાને બીજા કરતાં મહાન જુએ અને બીજાને હલકો કલ્પે એ તેનું અજ્ઞાન અને વિકાસની ન્યૂનતા જ છે. ધ્યાનકાળે તો તમે મુકાબલો કરવાની બધી ભાંજગડ છોડી દઇ માત્ર તમે પોતે ગુપ્તિના, સામર્થ્યના, પ્રતિભાના, અને વિચારબળના એક મહાન કેન્દ્રરૂપે છો, એમ જુઓ. અને સૂર્ય જેમ પોતાની નક્ષત્રસૃષ્ટિને પોતાની આસપાસ ફરતી રાખી તેમના ઉપર પોતાનું આધિપત્ય કાયમ રાખે છે, તેમ તમારા પોતાના વિશ્વને તમારી આસપાસ કાર્ય કરતું રાખી તમે તેનાથી પૃથક્ અને તેના ઉપર સ્વામિત્વવાળા છો, એમ કલ્પો.

ઉપર જણાવ્યા તેવા વસ્તુતઃ તમે છો એવું સાબિત કરવા તમારે તમારી બુદ્ધિના ન્યાયાસન આગળ દલીલો અને પુરાવા-જોગ કરવાની જરૂર નથી. બુદ્ધિને તેવી ખાત્રી કરાવવાની કાંઈ જ જરૂર નથી. એવી સાબિતીમાંથી જ્ઞાન-વાસ્તવજ્ઞાન ઉદ્ભવતું નથી. ખરું જ્ઞાન એ બુદ્ધિ આગળ એકત્ર થએલો સંસ્કારોનો સમૂહ નથી પરંતુ

સત્યના સાક્ષાત્કારના ભાનમાં ઉપયોગ સહિતપણે પ્રવેશવું તે છે. અને તેમ થવા માટે ધ્યાન અને એકાગ્ર ચિંતવનની અપેક્ષા છે. તે વડેજ સત્યનું ભાન ઉદિત થવા માંડે છે. અને એ ભાન આપણી પ્રકૃતિમાં એકરસ થઇ આપણા જીવનનો વિભાગ બની જાય છે. શાસ્ત્રો જેને જ્ઞાની કહે છે તે આ પ્રકારના છે. જ્ઞાનતંતુઓ ઉપર અનંત સંસ્કારોનો બોજો બેગો કરનારા બહુ તો 'બુદ્ધિમાનો' કહેવાય, 'જ્ઞાનવાન' નહીં જ. આથી તમે જ્ઞપ્તિ, સામર્થ્ય અને પ્રભાવના એક કેન્દ્ર છો એવો ખ્યાલ તમારા સ્વત્વના અંતસ્તમ પ્રદેશમા લઇ જાઓ. આ એક મહાન અર્થપૂર્ણ આધ્યાત્મિક સત્ય છે, અને જેટલે અંશે આત્માને તેનો સાક્ષાત્કાર થાય છે, તેટલે અંશે તે તે ગુણો તેનામાં પ્રસ્ફોટન પામતા જાય છે.

વ્યવહાર પક્ષે તમારી સ્થિતિ ગમે તેવી કફોડી હશે—તમારૂં નશીબ તમને ગમે તેવું અત્યારે કઠિન અને ગ્રહો વાંકા જણાતા હશે, તમે ગમે તેવા અભણ, અક્કલ વિનાના કે અનાડી હશો તો પણ તમે તમારા 'હું' ને ગમે તેવા નસીબવાન, અક્કલવાન, ધનવાન કે ઐશ્વર્યવાન મનુષ્યના 'હું' સાથે બદલવા કદી પણ ઇચ્છા કરવાના નહીં. તમને આ વાતમાં જરા શંકા જેવું જણાતું હશે પણ જરા વિચાર કરવાથી ખરી હકીકત તમે જાણી શકશો. તમે જ્યારે કોઈ વખત એવું ઇચ્છો છો કે "હું ફલાણો ગૃહસ્થ હોઉં તો કેવું સારું ?" ત્યારે તમે ખરી રીતે એમજ ઇચ્છતા હો છો કે, એ ગૃહસ્થના જેવી અક્કલ, સંપત્તિ, વિદ્યા આદિ તમારા સ્વાધીનમાં હોય તો સારું. એ માણસને જે કાંઇ છે તે તમને હોય એમ તમે ઇચ્છો છો. તમે તમારાં સ્વત્વનો—પોતાપણાનો તે મનુષ્યના સ્વત્વમાં કે પોતાપણામાં લોપ થાય અને તમારું 'હું' સાથે અભેદ ભાવને પામી જાય એવું તમે કદી ઇચ્છતા નથી. અથવા તે માણસનું 'હું' તમારામાં આવે અને તમારૂં 'હું' એ સામા માણસનું 'હું' બની

જાય એમ પણ ઇચ્છતા નથી. ગમે તેવો કમનસીબ માણસ ગમે તેવા નસીબવાળા માણસ સાથે પોતાની જાતના 'હું' નો બદલો કરવા ઇચ્છતો નથી. આ વિષય ઉપર જરા વિચાર કરો અને તેનો મર્મ તમને સ્પષ્ટ થશે. તમે બીજા માણસ થઈ જાઓ એનો અર્થ તમારા અસ્તિત્વમાંથી લોપ થવો એ છે, અને તેમ થાય તો પછી તમે એ તમે રહેવાને બદલે તે બની જવાનાં.

આ મર્મ જો તમે ગ્રહી શકો તો તમને જણાશે કે, આ પ્રકારની પોતાપણાની ફેરબદલી exchange કરવા તમને કદી પણ મન થતું નથી. સહુ કોઈ જાણે છે કે, એમ કદી બની શકતું પણ નથી. કહેવાનું તાત્પર્ય એ છે કે, તમારા 'હું' નો લોપ કદી પણ થતો નથી. તે અમર છે. એ 'હું' કાળના અંત સુધી કાયમ જ રહેવાનું છે. અને નિરંતર ચઢતા ક્રમે ઉર્ધ્વગતિ હોવા છતાં 'હું' તો તેનું તેજ રહેવાનું. એનું સ્થાન બીજું કોઈ લઈ શકે તેમ નથી. સર્વ સ્થિતિઓ—સુખમાં કે દુઃખમાં પ્રમોદમાં કે ગ્લાનિમાં તમારૂં 'હું' સ્થિર જ રહેવા નિર્માએલું છે. બાળકપણાની અવસ્થામાં જે તત્ત્વ 'હું' રૂપે હતું તેજ તત્ત્વ અત્યારે પણ તમારામાં 'હું' રૂપે વિરાજે છે. અને ભાવિમાં તમે વિપુલ ધનવાન, જ્ઞાનવાન, શક્તિમાન અને ઈશત્વસંપન્ન થશો તો પણ એજ હું ત્યાંનું ત્યાં રહેશે. તે દિવ્ય સ્ફુલિંગનો પ્રકાશ કદીજ ઓલાવાનો નથી.

આ જમાનાની મોટી જનસંખ્યામાં હું પણાનો વાસ્તવિક ખ્યાલ બહુજ મંદ વર્તે છે. અલબત તેઓ પોતે છે એમ તેઓ કબુલ કરે છે, અને તેઓ ખાય છે, ઉંઘે છે, જીવે છે, વ્યવહાર ચલાવે છે, એ આદિ રૂપે તેમને પોતાપણાનું ભાન પણ અનુભવાય છે. પરંતુ એ ભાન એક પશુકોટીના જીવાત્માઓના ભાન કરતાં બહુ ઉંચી કોટીનું ગણાય નહિ. આત્મા સામર્થ્ય અને પ્રભુત્વનું એક મહાન કેન્દ્ર છે એ સાક્ષાત્કાર પ્રત્યે હજી સમાજ જાગૃત થયો

નથી. એ ભાન ઉદય થતાંની સાથે જ મનુષ્ય બદલાઇ જાય છે અને તેનામાં અપૂર્વ વર્ચસ પ્રતીત થવા માંડે છે. કેટલાક ઉપયોગરહિતપણે આ પ્રકારની ભાવનાવાળી સ્થિતિમાં ન્યૂનાધિક અંશે આવેલા છે. સામાન્ય જનવર્ગની મર્યાદાઓ ઉલ્લંઘી કોઇ નવી સૃષ્ટિમાં પ્રવેશ્યા હોય એમ તેમને જણાય છે. આવા મનુષ્યો વિશ્વમાં શુભ અથવા અશુભ પ્રકારની મહાન સત્તા ચલાવી શકે છે. જે મનુષ્યોને થોડે ઘણે અંશે પણ પોતાનું સ્વત્વ હાથ લાગે છે તેઓ આસપાસના વિશ્વ ઉપર પોતાનો અમલ બેસારી શકે છે. અને દુનિયાને પોતાના સંકલ્પ પ્રમાણે ચલાવી શકે છે. આમ થાય છે એ કેટલેક અંશે કમનસીબભરેલું છે. પરંતુ "હું" પણાના ભાનમાં પ્રવેશવા સાથે જે પ્રકારનું જ્ઞાન જોઈએ તે જ્ઞાનની ખામી હોય ત્યાં એમજ બને છે.

(હું) નો સાક્ષાત્કાર કરવા ઇચ્છનાર પોતે એક સામર્થ્ય અને પ્રભાવનું કેન્દ્ર છે એમ કબુલ કરવું જોઇએ. અને તે પ્રકારે અનુભવવું જોઇએ. આ તેનો પ્રથમ પાઠ છે. આ અર્થમાં અને આ સમજણ સહિત હું શબ્દને તમારા મન ઉપર દૃઢપણે અંકિત કરો અને તમારી જ્ઞપ્તિના ઉંડા અંતરતમ પ્રદેશમાં એને મૂળ ઘાલવા દો. ક્રમે કરીને તે તમારા જીવનમાં ઓતપ્રોત થતું જશે. પછી તમે જ્યારે જ્યારે હું એ શબ્દનો ઉચ્ચાર કરો ત્યારે ત્યારે તે શબ્દ સાથે સંકલ્પબળ, સામર્થ્ય અને પ્રભાવની ભાવનાને પણ જોડતા જાઓ. તમે તમને એ પ્રકારે નિરંતર જોવાની ટેવ પાડો. તમે ઉપર કહ્યા તેવા પ્રકારના સત્તાવાન કેન્દ્ર છો અને તમારી આસપાસ તમારી સૃષ્ટિ ફર્યા કરે છે, એ ભાવનાને આરૂઢ બનાવો. જ્યાં જ્યાં તમે જાઓ ત્યાં ત્યાં તમારા વિશ્વનું કેન્દ્ર પણ સાથે જ છે એમ જુઓ. તમે એક અચળ, અમર અને સંપૂર્ણ જ્ઞપ્તિનું બિંદુ છો અને આસપાસનું વિશ્વ તમારી

આસપાસ તેની નિયત્ કક્ષામાં ફર્યા કરે છે એમ જોતા શીખો. અધ્યાત્મવિદ્યાની મહાદીક્ષાનું આ પ્રથમ સૂત્ર છે.

આ પ્રકારના અનુભવને દઢ કરવાની અનેક વિધિઓ છે. તેમાંથી એક સૌથી અધિક પ્રચલિત આ પ્રકારે છે:- શાંતિવાળા સ્થાનમાં સ્થિર આસને બેસી "હું" છું એ મંત્રના ધીરેધીરે, ગંભીર પણે થોડો વખત જાપ કરો. આમ કરવાથી મન "હું" ની ભાવના ઉપર કેન્દ્રીભૂત થાય છે, અને એ ભાનને અધિકાધિક બળવાન બનાવે છે. ઈંગ્લાડના સુવિખ્યાત રાજ્યકવિ લૉર્ડ ટેનીસને આ કળા સિદ્ધ કરી હતી. તે લખે છે કે તેની પ્રતિભા તેણે આજ પ્રકારે જાગ્રત કરી હતી. તે નિરૂપદ્રવ સ્થાનમાં જઈ ઘણીવાર પોતાનું નામ ધીરે ધીરે ઉચ્ચારતો અને તેજ વખતે પોતાના સ્વત્વ identity ઉપર તે એકાગ્ર ચિત્ત બની જતો. તે પોતાની ડાયરીમાં લખતો ગયો છે કે, એમ કરવાથી તેને પોતાના સત્પણાની અને અમરત્વની પ્રતીતિ થઇ હતી. ઘણાં અપૂર્વ કલ્પક (original) લેખકો, વિચારકો અને કવિઓ આ પ્રકારે જ પોતાના વાસ્તવ સામર્થ્યના પ્રભાવસ્થાનને શોધી શક્યા છે.

ઘણા મનુષ્યો 'હું' એ શરીર છે એવા પ્રકારના ભાનમાંથી મુક્ત થઈ શક્તા નથી. આ વિઘ્નનું નિવારણ, આત્મા દેહ અને મનથી સ્વતંત્ર છે એવા પ્રકારનો નિશ્ચય થતાં થાય છે. ઘણા મનુષ્યોને આ પ્રકારનો સાક્ષાત્કાર ચમકારની માફક તુર્તજ થાય છે અને ઘણાને દીર્ઘ અભ્યાસના અંતે થાય છે. તે અભ્યાસ આ પ્રમાણે સિદ્ધ કરવો યોગ્ય છે. લુગડાની જોડને જેમ તમારાથી તમે અત્યંત ભિન્ન અને એક ઢાંકણરૂપ માનો છો તેમ શરીર એ તમારા વાસ્તવ 'હું' નું ઢાંકણ અથવા હથિયાર છે એમ ચિંતવો; શરીરથી તમે છુટા પડો તોપણ તમારૂં હું કાયમ જ રહેવાનું એમ કલ્પના વડે જોવાનો અભ્યાસ રાખો. શરીરથી તમે જાણે છુટા પડી ગયા

છો અને તે એક વસ્ત્રના ઢગલાની જેમ છૂટે પડયું છે એમ મનોમયરીતે જુવો અને તે વખતે શરીર એ તમારૂં ખોખું અથવા કોશ હતો અને હાલ તમે એ ફેંકી દીધું છે એમ કલ્પો. શરીર તમારા આધિપત્ય તળે તમારા યંત્રરૂપે છે અને તમે તેને ગમે તેવું બનાવવા અને તમારા અનુકૂળ આવેષ્ટનરૂપે વાપરવા મુખત્યાર છો એમ જુવો. દેહ અનેક છુટા અને પરિવર્તનશીલ પરમાણુઓનો સંઘાત છે. અને તે તમારા સંકલ્પ–બળ વડે અથવા તમારા "હું" ની આજ્ઞા વડે એકત્રરૂપે ઉભો છે એમ જુવો. ટૂંકમા તમે થોડા વખત માટે આ દેહને ધારણ કર્યો છે અને તમારી સગવડ સચવાય તેટલા માટે એક ધર્મશાળાની માફક વાપરો છો એમ અનુભવો.

અભ્યાસ સિદ્ધ થયા પછી દેહ સંબંધી ભાવના નડતી બંધ થઇ જશે અને 'હું' નો વાસ્તવ આત્મસ્વરૂપ સાથે અભેદ બન્યા પછી દેહ એ 'હું' છું એવી વૃત્તિ વિલય પામી જશે. તેમ થયે મારૂં શરીર એ વાક્ય તમે નવાજ અર્થ સાથે બોલી શકશો. અત્યારે જેમ તમે 'મારૂં પુસ્તક' 'મારૂં વસ્ત્ર" આદિ વાક્યો બોલતી વખતે જેમ પુસ્તક કે વસ્ત્રમાં પોતાપણાનો આરોપ કરતા નથી. તેમ ઉપરોક્ત અનુભવ થયા પછી દેહ સંબંધે પણ પોતાપણાનો આરોપ થતો બંધ પડવાનો. તેમ છતાં દેહ એ આપણાં વાસ્તવ સ્વરૂપથી પર હોવાના કારણથી, તેની ઉપેક્ષા કરવી ઘટતી નથી. આજકાલ સ્વરૂપપ્રાપ્તિના નામે દેહદમન અને શરીરની પાયમાલી કરવાનો જે વા વાયો છે તે ધર્મના મૂળ હેતુથી અત્યંત વિરોધી છે. શરીર એ પરમાત્માને વસવાનું મંદિર છે, અને આત્મિક સંવર્ધનની અમુક હદે પહોંચતાં સુધી તેની અનિવાર્ય અગત્ય છે. આત્માની પ્રગતિનો આધાર, આપણી વર્તમાન ભૂમિકાએ તો, દેહના આરોગ્ય અને બળાબળ ઉપર રહેલો છે. માણસો પોતાના વસ્ત્ર, ઘર, આદિ ઉપકરણોને પોતાથી ભિન્ન અને પર સમજવા

છતાં ગમે તેવા જીર્ણ્ રથ કે માટીના કોટડાથી ચલાવી લેવાની ઉદારતા દર્શાવતા નથી; પરંતુ દેહ એ આપણે નથી અને એક કાળે તે દગો દેવાનો છે એવી અર્ધ-ઘેલી સમજણના વેગમાં તણાઇ જઇ તેનાં તરફ બેદરકારી બતાવે છે, અને એ પ્રકારે પોતાના નિકટના અને અતિ ઉપયોગી સોબતીને આ જન્મમાં તે વડે સાધવા યોગ્ય કાર્ય માટે, નિરુપયોગી બનાવી મુકે છે. કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે દેહ આપણા સ્વામિત્વ તળે છે અને તે આપણા સંકલ્પને અનુસરવા નિર્માએલું છે એવો નિશ્ચય આત્મામાં દૃઢપણે અંકિત થવો જોઇએ. તેમ થયેથી તેને આપણા સંકલ્પ પ્રમાણે નિરૂપી, યોજી અને વાળી શકાય છે.

આટલું થયા પછી આત્મા અથવા હું અમર છે, તેનો વિનાશ કદી પણ થવાનો નથી, એવો અનુભવ થવા અર્થે અભ્યાસ અથવા સંયમ સાધવાની જરૂર છે. ઘણા ધર્મી ગણાતા મનુષ્યો આ વાતને શ્રદ્ધાથી તો સ્વીકારે છે પરંતુ તેમના અંતઃકરણની ઉંડાણમાં એ માટે શંકા રહ્યા જ કરતી હોય છે. ઘણા શ્રદ્ધાવાન મનુષ્યો પણ પ્રસંગ આવ્યે આ પ્રકારનો પ્રશ્ન આગળ ધરે છે કે, "આત્મા અથવા હું અમર છે તેની સાબિતી શું?" આ પ્રશ્નનો જો કે બુદ્ધિવડે સામાના હૃદયમાં ઉતરી શકે તેવો ઉત્તર આપી શકાય તેમ નથી, છતાં જ્યારે બુદ્ધિથી જ, અને તે પણ પરોક્ષ રીતે આત્માના અમરત્વની સાબિતી આપવાનું પ્રાપ્ત થાય છે તો તે નીચે પ્રમાણે છેઃ—

શાંત ચિત્તે એક નિરુપદ્રવ સ્થાનમાં બેસો અને કલ્પના કરો કે, જાણે તમે મરી ગયા છો. અર્થાત્ જાણે તમારું કોઇ રૂપે અસ્તિત્વ જ નથી એવું માનસિક ચિત્ર રચવા પ્રયત્ન કરો. આ વાંચતી વખતે તમે એવું ચિત્ર રચવું એ બહુ સરળ અને ધારો તે વખતે એમ કરી શકાય, એવું માનો છો; પરંતુ ખરી રીતે

એવી કલ્પના તમારાથી બની શકે જ નહિ, તમે તમારા 'હું' આગળ જ્યારે એવી દરખાસ્ત કરો છો ત્યારે તેનો અમલ કરવાની તે સાફ ના પાડે છે. કેમકે આત્યંતિક વિનાશ એ તેના સહજ સ્વરૂપથી વિરોધી છે. એવી સત્ય વિરોધી કલ્પના કરવી એ તેનાથી બની શકે તેમ નથી જ. તમે આગળ વાંચવું પડતું મૂકી અત્યારે જ તમને મરેલા કલ્પવાનો પ્રયોગ કરી જુઓ. તમે એ પ્રમાણે કરો છો એમ અમે ક્ષણભર માનીએ છીએ. મરવાની કલ્પના કરતાં તમે પ્રથમ મનોમય રીતે શું જુઓ છો? જાણે કે તમારો દેહ નિર્જીવ બની છેટે ઢગલાની માફક નિશ્ચેષ્ટ પડયો છે, અને તમે તેના ભણી જોયા કરો છો. હવે તમે જોઈ શકશો કે, કલ્પનામાં પણ તમે પોતે મરેલા નથી–મરી જવાની કલ્પના પણ કરી શકતા નથી. માત્ર તમારા શરીરને તમે મરેલું જુઓ છો, કલ્પનાને ગમે તે રીતે મરડી જુવો, પરંતુ તમે પોતે એ કલ્પનાના દ્રષ્ટા પદે જ રહેવાના; ગમે તેવી કલ્પનામાં તમારૂં "હું" તો જીવંત રહેવાજ આગ્રહ કરે છે, કેમકે અમરત્વ એ તેનો સહજ સ્વભાવ છે. મનુષ્ય સત્યની વિરોધી કલ્પના કદી કરી શકતો નથી. જે કાંઈ કલ્પનામાં આવી શકે છે તે સત્યના પાયા ઉપર સ્થિર છે, જે બનવા યોગ્ય નથી તે કલ્પનામાં પણ નથી હોઇ શકતું. નિદ્રામાં અથવા ગાઢ તંદ્રા ઉપજાવનારી દવાના પ્રયોગ વડે, અથવા ઉત્કટ દર્દના યોગથી થયેલી મૂર્છાકાળે મન જ્યારે શૂન્ય બનેલું જણાય છે તે વખતે પણ આસ્તિત્વના અખંડ પ્રવાહનું ભાન આત્મા અંતરતમપણે અનુભવતો જ હોય છે. આથી જો કે મનુષ્ય પોતાને ઉપયોગ રહિત સ્થિતિમાં, નિદ્રામાં, અથવા મૂર્છામાં હોવાનું સહેલાઈથી કલ્પી શકે પણ જ્યારે તે 'હું" ના આત્યંતિક વિલયની કલ્પના કરવાનો પ્રયત્ન કરે ત્યારે મન તે કલ્પનાનું ચિત્ર રચવાની સ્પષ્ટ ના પાડે છે, આત્મા પોતાના અમરત્વની સાબિતી પોતાના સ્વરૂપની સાથે જ લઇને વિહરે છે. તેમ છતાં તેનો સંપૂર્ણ અનુભવ તો વિકાસક્રમની ઘણી ઉત્કૃષ્ટ હદે આવ્યા પછી જ થાય છે.

અમરત્વ એ આત્માનો જન્મહક છે. અને પોતાનું સ્વરૂપ અને સંભાવ્યતાઓને તે શોધી શકે તેટલા માટે તેણે અભ્યાસ અને ચિંતવન વડે તે વાતનો સંગાઢ અનુભવ મેળવવો જોઇએ. આત્મા વાસ્તવમાં અમર અને કાળના અંત સુધી આયુષ્માન છે. પુનઃ પુનઃ આ મર્મને અનુભવગત કરવાનો અભ્યાસ સેવો! આ સત્યનું સહજ સરખું પણ ભાન ઉદયમાન થતાં સામર્થ્ય અને પ્રતિભાનું અપૂર્વ ભાન થવા લાગે છે. આત્મા જાણે પોતાના વારસામાં પ્રવેશતો હોય એમ અનુભવાય છે. પુનઃ પુનઃ એમ ચિંતવો કે, જળ, અગ્નિ, વાયુ, આદિ તત્ત્વો તમારા સ્વરૂપનો ભેદ કરવા અશક્ત છે અને જાણે કે તેમની કસોટીમાં ઉતરવા છતાં પણ તમારું સ્વત્વ જેમનું તેમ કાયમી રહ્યું છે. કલ્પનાના બળથી તમે અશરીરી બની અગ્નિમાં જાઓ છતાં પણ અદગ્ધ રહ્યા છો એમ જુઓ! મહાસાગરના તળીએ ડૂબેલા છતાં તમને કશી જ ઇજા થઈ નથી એમ અનુભવો! નિરવધિ આકાશમાં નિરંકુશપણે ગમન કરવા છતાં જાણે તમને વાયુની કશીજ અસર થતી નથી એમ કલ્પો! યોગવિદ્ મહાજનોએ આ પ્રકારના અનેકવિધ ધ્યાનનાં સ્વરૂપો પોતાના ગ્રંથોમાં આપેલાં છે તેમાંથી તમને પ્રિય જણાય તે એકાદ ગ્રહણ કરી તમારા અમરત્વની પ્રતીતિ મેળવવા પ્રયત્ન કરો.

ખરું છે કે, અત્યારે તો આપણે શરીરના ઉપર થતી અસરોવડે અસરવાળા છીએ, તેમ છતાં આત્મા પોતાના વાસ્તવ સ્વરૂપે દેહથી અતિરિક્ત છે, તેના ઉપર વાયુ, અગ્નિ, જળ આદિની અસર થતી નથી. વિશ્વનો કોઈ પદાર્થ લેશપણ તેની સ્વરૂપહાનિ કરી શકતો નથી. એવા પ્રકારનો આંતરિક અનુભવ ચિત્તવિકાસ unfoldment of consciousness માં પ્રબળ સહાય આપે છે. આપણે દેહ નહીં પણ આત્મા છીએ એ અનુભવ આપણા જીવનમાં મહત્ પરિવર્તન કરી શકે છે. આત્મા અમર, અજેય અને કશાથી વડે હાનિ

નહિ પામવા યોગ્ય છે; એવા ભાનમાં જ્યારે મનુષ્ય પ્રવેશે છે ત્યારે જે શક્તિનો અનુભવ કરે છે તેનું વર્ણન વાણીની મર્યાદામાં આવી શકે તેમ નથી, કેમકે એવો અનુભવ મેળવવા પ્રત્યે હજી આ યુગના મનુષ્યો જાગ્રત થયા નથી. તે અનુભવ થયા પછી ભય એક જીર્ણ વસ્ત્રની માફક સરી પડે છે, અને જાણે નવો જન્મ થયો હોય એવો અનુભવ થાય છે । પ્રાણી પદાર્થો વડે હાનિ પામવાના ખ્યાલથી મુક્ત થવાય છે, અને જે કાંઇ હાનિ થાય છે, તે મારા શરીરને જ થાય છે. અને તે પણ પોતાના અમરત્વના ભાનથી નવા બળમાં પ્રવેશેલા આત્માના પ્રબળ સંકલ્પવડે નિવારી શકાય છે એમ નિશ્ચય થાય છે.

આ પ્રકારનું ભાન મેળવવા પ્રત્યેક સ્વરૂપ જિજ્ઞાસુએ યત્નવાન થવું જોઈએ, પ્રગતિ બહુ ધીરી જણાય તો નિરાશ થવાનું નથી. એક પગલું આગળ વધ્યા પછી વળી તે ગુમાવી દેવાનો પ્રસંગ આવે તો પણ આશાહીન બનવાની જરૂર નથી. સ્વરૂપ પ્રવેશમાં પ્રયાણનો ઇતિહાસ એવા વ્યતિકરોથી ભરેલો જ હોય છે મહાજનોના સંબંધે પણ એવા અનેક કરુણરસ પ્રધાન પ્રસંગો બનેલા આપણે સાંભળીએ છીએ. આથી આશાભગ્ન, કર્તવ્યભીરુ નહી બનતાં આગળ વધવા પ્રયત્ન નિરંતર કરવો એજ મનુષ્યનું ખરું પરાક્રમ છે. વિજય વહેલો મોડો મળવાનો જ એમાં શંકા જેવું નથી.

( ૩ )

## આત્માનાં માનસિક કરણો.

અગાઉ 'હું' નું ભાન જાગ્રત કરવા સંબંધી કેટલીક પ્રાથમિક સૂચના અમે આપી ગયા છીએ, પરંતુ તે લેખમાં માત્ર આત્મા સ્થૂલ શરીરથી ભિન્ન હોવાનું સિદ્ધ કરવા ઉપરાંત કાંઈ અધિક કહી શક્યા નથી. સ્થૂળ શરીર એ માત્ર આત્માનું સૌથી ઉપરનું અને તરત દૃષ્ટિએ આવે એવું ભૌતિક આવરણ છે. તેના કરતાં સૂક્ષ્મ અને આત્માની સાથે વધારે નિકટનો સંબંધ ધરાવતાં બીજા આવરણો પણ છે, જે સામાન્ય મનુષ્યોને જલદી દૃષ્ટિમાં આવી શકતા નથી. અને તેમ છતાં તે સૂક્ષ્મ પડો પણ સ્થૂલ જેટલાંજ આત્મસ્વરૂપથી ભિન્ન અને અતિરિક્ત છે. આત્મા આ કાળે સ્થૂલ અને સૂક્ષ્મ સર્વ આવરણોને પોતાના કરણ tools અથવા હથિયાર instruments તરીકે વાપરે છે અને ખરી રીતે કરણો આત્માને એક ઉપાધિ રૂપે નથી પરંતુ તેના વિકાસક્રમમાં આ કાળે તેને તે કરણો અત્યંત ઉપયોગી અને સહાયક હોવાથીજ પ્રાપ્ત થયેલાં છે. તે આત્માની પ્રગતિ, વિકાસ, સંવર્ધન અથવા અભિવ્યક્તિને અર્થે આવશ્યક વસ્તુઓ છે, અને તેનો ઉત્તમ પ્રકારે ઉપયોગ કરવાથી આત્મા ઉન્નતિના મહામાર્ગમાં ગતિ કરી શકે છે.

આત્માથી જે કાંઈ અતિરિક્ત છે, તેના પ્રત્યે આપણને ધિક્કારની દૃષ્ટિએ જોવાની ટેવ પડી ગયેલી છે. આમાં દોષ કેટલેક અંશે આપણી પોતાની વસ્તુસ્વરૂપની સમજણની ખામીનો, અને મોટે અંશે તે વસ્તુસ્વરૂપની જન સમાજને સમજણ પાડવા નિમાએલા મનુષ્યોનો–ધર્મગુરુઓનો છે. પોતાથી જે કાંઇ પર છે તેને આપણા દુશ્મન રૂપે નિહાળવાની ખૂરી આદત એટલા ઊંડાં મૂળ ઘાલી બેઠી છે, અને હજારો વર્ષથી તેને પ્રબળ ભાવનાનું એવું પોષણ મળતું રહ્યું છે કે, આ કાળે તે વિષવૃક્ષને હચમચાવવું એ પણ સાહસ ભરેલું કાર્ય ગણાવા યોગ્ય છે.

આ જૂનું અજ્ઞાન આપણને સત્યથી હમેશાં દૂરને દૂર રાખે છે અને વસ્તુસ્થિતિને ઊલટા રૂપમાં દર્શાવે છે. વિપરીત સમજણ હંમેશા એમજ કરે છે; પરંતુ હવે આપણે સમજવું જોઇએ કે આપણને આ કાળે સાંપડેલા સ્થૂલ તેમજ સૂક્ષ્મ કરણો દ્વારાજ આપણી ઊર્ધ્વગતિ સિદ્ધ થવાની છે. આથી આપણે તે કરણો પ્રત્યે આત્માથી પર હોવાના કારણે તિરસ્કારની નજરે જોવું ન જોઇએ, પરંતુ આપણા સ્વરૂપની અભિવ્યક્તિ તેમના દ્વારા થવા નિર્માયેલી હોવાથી તેમના પ્રત્યે આપણે અત્યંત સન્માન અને પ્રેમની દૃષ્ટિથી જોવાનું છે. આપણા શરીરનું રક્ષણ કરનાર વસ્ત્રો, ઘરબાર આદિ આપણાથી ભિન્ન હોવાના સબબથી આપણે તેમના પ્રત્યે કાંઇ દ્વેષની દૃષ્ટિથી જોતા નથી, પરંતુ તેમને જેમ બને તેમ ઉત્તમસ્થિતિમાં રાખવા ઉદ્યમશીલ રહીએ છીએ, તે પ્રમાણે આપણી નિકટની સ્થૂલ–સૂક્ષ્મ સામગ્રી પ્રત્યે આપણે ઉદાસીન ભાવથી અથવા આત્મસ્વરૂપને મુંઝાવનાર ઉપાધિ રૂપે ન જોતાં, તે આપણા સાંગત વિકાસની ભૂમિકાએ અત્યંત આવશ્યક છે, એમ ગણી તેને બને તેટલી સારી અને આપણા વિકાસક્રમમાં ઉત્તમોત્તમ સહાય આપી શકે તેવી કાર્યક્ષમ સ્થિતિમાં રાખવાં જોઇએ.

આ લેખમાં અમો 'હું' નાં સૂક્ષ્મ કરણો સંબંધી કાંઈક રૂપરેખા આપવા યત્ન કરીશું. તે કારણોનું સ્વરૂપ અને આત્માનું તેમના કાર્ય ઉપરનું સ્વામિત્વ સમજ્યા પછી આત્મા તે કરણોનો અત્યંત લાભપ્રદ ઉપયોગ કરી શકવા સમર્થ થાય છે. અને તે સૂક્ષ્મ સામગ્રી જે ઉદ્દેશથી આપણને પ્રાપ્ત થયેલી છે, તે ઉદ્દેશ સિદ્ધ કરવા આત્મા શક્તિમાન બને છે. આ કાળે તે સામગ્રીનો આપણે સહજ સરખો પણ ઉપયોગ કરી શકતા નથી, કારણ કે તે આપણા આધિપત્ય તળે છે અને આત્માનું તેના કાર્યપ્રદેશ ઉપર સ્વામિત્વ છે એવા ભાનમાં હજી આપણે આવ્યા નથી. જનસમાજ જ્યારે તે સામગ્રીનું સ્વરૂપ સમજતો થશે અને તેનો ઉપયોગ કરી લાભ ઉઠાવવા જેટલી હદે આવશે ત્યારે આ વિશ્વનું રૂપ કોઈ જુદા જ પ્રકારનું બની જશે! પછી મનુષ્ય હાલની તેની ઈન્દ્રિયોની ગુલામગીરીમાંથી મુક્ત થશે અને તેની ઈન્દ્રિયોનું બળ જે હાલ તેના અધઃપતન અર્થે વપરાય છે તે તેના ઊર્ધ્વગમન માટે વપરાતું થશે. ટૂંકામાં હાલમાં મનુષ્ય જે પશુ જેવો છે તે તેવો મટીને દેવકોટીનો બનતો જશે. પરંતુ તે દૂરના ભાવિના રમણીય પ્રદેશમાં પ્રવેશવાનું આપણું વર્તમાનકર્તવ્ય નથી. હાલ તો તે ઉચ્ચ અવસ્થાને પ્રાપ્ત કરવા માટે પ્રાથમિક બાળધોરણમાં શિક્ષણ લેવાનું છે.

શાસ્ત્રકારોએ કોઈ કોઈ સ્થળે ઇન્દ્રિયો પ્રત્યે અઘટતો ધિક્કાર દર્શાવ્યો છે, ત્યાં તેમનો હેતુ એવો હતો કે મનુષ્યોએ તે ઇન્દ્રિયોના બળથી ઘસડાઈને પશુવૃત્તિના કીચડમાં રોળાવું ન જોઈએ. અને તે સામે ચેતવણી આપવાના ઇષ્ટ કર્તવ્યના આવેગમાં તેઓ જરા પોતાના નિયત પ્રદેશથી બહાર વટી જઈને જે ભાગ ઉપર હુમલો લઈ જવાનો તેમનો મુદ્દલ ઇરાદો ન હતો તે ભાગ ઉપર પણ તેમણે વધારે પડતા પ્રહાર કરી લીધા જણાય છે. ઇન્દ્રિયોના બળનો ખોટો ઉપયોગ કરવા સામે લોકોને ચેતવવામાં તેમણે કોઈ કોઈ

સ્થળે તે ઇન્દ્રિયોને દમી દમીને સત્ત્વહીન, નિર્બળ અને ઢીલી કરી નાખવાનું સૂચવી દીધું છે. પરંતુ એક મુદ્દા ઉપર વધારે ભાર મૂકવાનો પ્રયત્ન કરવા જતાં હમેશાં એમજ બનવાનો સંભવ રહે છે. પછી હદ કે મર્યાદા રહેવા પામતી નથી, અને શુભ પ્રવૃત્તિનો આવેગ, બાંધેલી સીમાની બહાર ધસડી જઇને નહિ ધારેલું ઓલાવી નાખે છે ! ઇન્દ્રિયોના બળને શિથિલ કે પરાક્રમહીન બનાવવાનો ઉપદેશ એ ઉન્નતિકર ઉપદેશ નથી, પરંતુ અવનતિના માર્ગે લઈ જનાર છે. અને જ્યાં જ્યાં કોઇ શાસ્ત્રકારોએ તેવો ઉપદેશ કર્યો હોય, ત્યાં ત્યાં તેમના શુભ આવેગનું હદબહારનું પ્રમાણ લક્ષમાં રાખી, અને આવેગના બળમાં જ તેવું ઓલાઈ ગયું છે એમ ગણી, આપણે વિવેકની હદમાં જ વસવું જોઈએ. **હંમેશાં સ્મૃતિમાં રાખવું જોઇએ કે શાસ્ત્રાદિ સર્વ પરોક્ષ પ્રમાણો કરતાં વિવેક અને વિશુદ્ધ બુદ્ધિનું પ્રમાણ બળવત્તર છે.** શાસ્ત્રવચનો એ માત્ર અંગુલિનિર્દેશ જેવાં છે અને આંગળી ચીંધવા ઉપરાંત કશું જ અધિક કરી શકતાં નથી. વિવેકબુદ્ધિને અજમાવી તેની કસોટી કરવાનો આપણો જન્મહક ગુમાવવો એના જેવી બીજી કોઇ મૂર્ખતા હોઇ શકે નહિ.

આપણી વિવેકબુદ્ધિ આપણને એમ જણાવે છે કે આપણા સ્થૂલ-સૂક્ષ્મ કરણોને કષ્ટ આપીને અથવા દમીને તેમને બળહીન બનાવવાની જરૂર નથી, પરંતુ તેના બળનો ઉચ્ચતર લક્ષ્યની સિદ્ધિ અર્થે ઉપયોગ કરવા જોઈએ. અને તેમ થવા માટે તે કરણોનું સ્વરૂપ સ્પષ્ટ રીતે સમજવું જોઇએ. આત્માનું સ્થૂલકરણ અર્થાત્ શરીર એ દેખીતી રીતે જ 'હું' થી ભિન્ન પ્રતીત થતું હોઇને તેનાથી પૃથક્ત્વ અનુભવવું અને 'હું' ના આધિપત્ય તળે તેને રાખવું એ સુલભ છે. પરંતુ સૂક્ષ્મ કરણો આત્માની સાથે એટલો નિકટનો સંબંધ ધરાવે છે કે તેનાથી આત્માનું જુદાપણું અનુભવવું એ મુશ્કેલ છે, અભ્યાસની અપેક્ષા રાખનારૂં છે. શરીરથી સ્વતંત્ર

હોવાનું અનુભવ્યા પછી મનુષ્યો ઘણીવાર પોતાના 'હું' ને મનના તત્ત્વ સાથે સેળભેળ કરી નાખે છે. આ ભૂલ છે. મન તેની વિવિધ પ્રકારની કક્ષામાં અને વિવિધ કાર્યમાં આત્માનું એક હથિયાર માત્ર છે અને ગમે તેવા સૂક્ષ્મ કાર્યપ્રદેશમાં પણ 'હું' ની સાથે તેનું એકત્વ નથી. આ મુદ્દાને પ્રધાનપણે લક્ષ્યગત કરાવવા આ લેખમાં અમે ઉદ્યમ કરીશું. બનતા સુધી શાસ્ત્રીય અને પારિભાષિક શબ્દોના ઉપયોગથી છેટા રહી ચોખ્ખી વાત કહેવા પ્રયત્ન કરીશું. વિદ્વાનોએ બાંધેલી જુદી જુદી સંભાવનાઓ theory, મનનું સ્વરૂપ, તેની ઉત્પત્તિ, તેનો હેતુ એ વગેરે ઉપર રોકાઈ ન રહેતાં મનનું પૃથક્કરણ કરી આત્માનું તેનાથી ભિન્નત્વ દર્શાવવા ઉપરજ અમે અમારું પ્રધાન લક્ષ્ય રાખશું. બુદ્ધિવડે તમે મનનું કાર્ય, તેના વિભાગ સમજી શકશો અર્થાત્ મનના બળ વડે, મન પાસેથી, મન પોતાના સ્વરૂપનું જ્ઞાન મેળવી શકશે.

'હું' ના માનસબંધારણના વિદ્વાનોએ ત્રણ વિભાગ કર્યા છે. મન એકનું એક હોવા છતાં કાર્ય પરત્વે તેના ત્રણ વિભાગ કરી શકાય અને તે બધા કાર્ય ઉપર આત્માનું સ્વામિત્વ છે. તે ત્રણ વિભાગ આ પ્રમાણે છેઃ–(૧) સંજ્ઞાત્મક મન અથવા આંતર મન Instinctive or sub-conscious mind (૨) બાહ્યમન અથવા બુદ્ધ્યાત્મક મન outer or conscious mind અને (૩) ઉપરી મન અથવા દિવ્ય મન spiritual or super-conscious mind.

સંજ્ઞાત્મક મન એ મનુષ્ય તેમજ પશુ ઉભયને સમાનપણે છે. આપણા વિકાસક્રમમાં આપણને તે મૂળથી જ પ્રાપ્ત થયેલ છે. આ મનની પ્રાથમિક અવસ્થામાં જ્ઞપ્તિ અથવા ભાનનું સ્ફુરણ નહિવત્ હોય છે. અને જ્યારે આ મન તેની ઉત્કૃષ્ટ સ્થિતિએ પહોંચે છે, ત્યારે તે લગભગ બુદ્ધિ સ્થવા વિવેકની હદે આવી પહોંચે છે. આપણા શરીરનું જીવન નિભાવી રાખવામાં સંજ્ઞાત્મક મન બહુ

અગત્યની મદદ આપે છે. અને ખરી રીતે શરીરસંરક્ષણ અને તેના ભૌતિક કર્તવ્યોની સંભાળ તેને જ સોંપાયેલી છે. શરીરના કોઈ ભાંગેલા અથવા વિશીર્ણ ભાગને સમારવાનું, નવા અણુઓ સ્થાપવાનું, જૂના અને સડી ગયેલા પુટોને દૂર કરવાનું, પાચનક્રિયાનું, અન્નના રસોને પરિણામ પમાડી યોગ્ય સ્થાને પહોંચાડવાનું, રુધિરાભિસરણનું અને મળવિસર્જનનું કાર્ય આ આતર અથવા સંજ્ઞાત્મક મનજ નિભાવે છે. ટૂંકામાં આપણા ભાનની મર્યાદા બહાર શરીરમાં જે જે કાર્યો ચાલે છે, તે આ અંતરમનના સંકેતથી જ ચાલે છે.

પરંતુ આંતરમનના કાર્યનો આ તો એક સૌથી નાનામાં નાનો ભાગ છે. ઉપર જણાવ્યું તે કામ ઉપરાંત આ આંતરમન આપણા પોતાના અનુભવો તેમજ આપણા પૂર્વપુરુષોના અનુભવ–સંસ્કારોને સંગ્રહી રાખે છે. ખનીજ જીવનથી માંડી વર્તમાન વિકાસની હદે પહોંચતાં સુધીની મુસાફરીમાં આત્માએ જે જે અનુભવો મેળવ્યા છે તે આ મન ઉપર અંકિત થયેલા છે. આપણી સર્વ પ્રકારની પશુવૃત્તિઓ (જે આપણને તે ભૂમિકાએ સ્વસંરક્ષણ અર્થે ઉપયોગી અને પોતાના વ્યાજબી સ્થાને હતી) ના બધાં ચિહ્નો અને લક્ષણો હજી આ મનના પ્રદેશ ઉપર રહેવા પામ્યાં છે અને તે તક મળતાં મનની બહારની સપાટી ઉપર આવી ચડે છે. આ લક્ષણો એવી પ્રચ્છન્ન અવસ્થામાં રહ્યાં છે કે ઘણીવાર જ્યારે આપણે એમ માનતા હોઈએ છીએ કે હવે અમારામાં એવાં પશુસુલભ લક્ષણો રહ્યાં નથી, ત્યારે પણ તે અસાધારણ પ્રમાણમાં પ્રતીત થાય છે. પશુઓમાં જે કલહવૃત્તિ, જે વિકારો, દ્વેષ, ઇર્ષ્યા, ક્રોધ વગેરે હોય છે, તે આ મનમાં હજુ કાયમ રહેલા છે. અને તે ખરી રીતે આપણા ભૂતજીવનનો વારસો છે. ગત જીવનમાં આપણને પડેલી નાની મોટી અને સારી નરસી સર્વ ટેવોનો સારાંશ હજી તે આંતરમનના વિશાળ ગૃહમાં સચવાઈ રહ્યો છે. ખરેખર આ

મન એક વિચિત્ર વખાર જેવું છે। તેમાં વિવિધપ્રકારના અનુભવો, કેટલાક સારા અને કેટલાક કચરા સરખા, કેટલાક ઉપયોગી અને કેટલાક પ્રગતિના અવરોધક રહેલા છે.

મનના આ પ્રદેશ ઉપર આપણી વાસનાઓ, ઇચ્છાઓ, રુચિઓ, આવેગો, લાગણીઓ, સ્પૃહાઓ, લાલસાઓ અને એવી બીજી બધી અધમ વૃત્તિઓ વસેલી હોય છે. પશુમાં, જંગલી મનુષ્યમાં અને હાલના કેળવાયલા મનુષ્યમાં તે સમાનપણે છે. પરંતુ કેળવાયલા મનુષ્ય અને પશુ અથવા જંગલી મનુષ્યમાં તફાવત એટલો છે કે જ્યારે પશુ અથવા જંગલી મનુષ્ય તે અધમ વૃત્તિઓ ઉપર મુદ્દલ કાબૂ રાખી શકતો નથી, ત્યારે કેળવાયલો મનુષ્ય ન્યૂનાધિક અંશે તેને પોતાના કાબૂમાં રાખી શકે છે, અને જેટલા અંશે તેમ કરવાને શક્તિમાન હોય છે તેટલે અંશે તે પશુ કરતા ચડિયાતો અથવા મનુષ્યના અભિધાનને યોગ્ય બનતો જાય છે. મનમાં જે ઉચ્ચ પ્રકારની મહત્ત્વાકાંક્ષાઓ રહેલી છે, તે આ પ્રદેશ ઉપર નથી, પરંતુ તે દિવ્ય મન ઉપર રહેલી છે. જેનું સ્વરૂપ અમે હમણાંજ કહેવાના છીએ.

આ સંજ્ઞાત્મક મન ઉપર માત્ર પશુને સહજ વૃત્તિઓ animal-nature રહેલી હોય છે. આપણા વિકારો. સાહજિક આવેગો, અને લાગણી આ મનને આધીન છે. ક્ષુધા, તૃષા, સંભોગઇચ્છા, સ્થૂલ પ્રકારના રાગ, દ્વેષ, મોહ, તિરસ્કાર, ઇર્ષ્યા, વૈર, એ સર્વ જે આપણામાં પ્રસંગોપાત્ત ફાટી નીકળે છે, તેમનો સ્થાયી મુકામ મનના આ પ્રદેશ ઉપર હોય છે. ઉચ્ચ ઉદ્દેશ વિનાના અન્ય સ્વાર્થી હેતુઓને લક્ષ્યમાં રાખી આપણે જે સ્થૂલ સામગ્રી એકત્ર કરીએ છીએ તે કરવાની વૃત્તિ પણ મનના આ વિભાગમાંથી ઉદ્ભવે છે. ભોગેષણા ચક્ષુરાગ, ઇન્દ્રિયોનો વિલાસભાવ, એ બધું આ મન ઉપર અવલંબીને રહેલું હોય છે.

આમ કહીને અમે આ વિકારોનો તિરસ્કાર કરીએ છીએ, અથવા તેની નિંદાના પ્રકરણમાં ઊતર્યા છીએ એમ માનવાનું નથી. અમારું તો એમ જ માનવું છે કે એ સર્વને, એક વખત પોતપોતાનું વ્યાજબી સ્થાન આપણામાં હતું; ભૂતજીવનમાં આપણને ઉપયોગી અને ઉત્ક્રાન્તિક્રમમાં સહાયક હતું; અને હજી પણ આંતર મનના કેટલાક કાર્યો આપણું ભૌતિક જીવન નિભાવવા અર્થે અનિવાર્યપણે આવશ્યક છે. જેને આપણે 'નરસું' કહીએ છીએ તે પોતપોતાના સ્થાને હંમેશાં યોગ્ય જ હોય છે. જ્યારે તે પોતાના યોગ્ય સ્થાનથી જે ભૂમિકાએ તે હોવું જોઈએ તે કરતાં બીજી ભૂમિકાએ હોય છે ત્યારે જ તે 'નરસું' સંજ્ઞાને પામે છે. અને તેમાં પણ જ્યારે તે 'નરસું' આપણા ઉપર પોતાનું આધિપત્ય સ્થાપી આપણને તેના કાબૂમાં રાખે છે ત્યારે તે ખરી રીતે નરસું ગણાવા યોગ્ય છે. આપણા ક્રમિક-વિકાસમાં જે જે લક્ષણોને હવે આપણે વળોટી ગયા છીએ, અને જેની વર્તમાન ભૂમિકાએ જરૂર નથી તેવા લક્ષણોને જ્યારે આપણે સ્વીકારીએ છીએ, ત્યારે તે લક્ષણો નરસા કહેવાય છે. બાકી વસ્તુતઃ તે લક્ષણો ખરાબ નથી. કયા લક્ષણો સારાં અને કયા નરસાં એ શિક્ષણને આ વિષય સાથે સંબંધ નથી. અમારો કહેવાનો આશય એટલો જ છે કે આ બધા લક્ષણો હજી આપણાં આંતરમનમાં રહેલાં છે, અને તક મળતાં તે મનની બહારની સપાટી ઉપર તરી આવે છે. આ બધું જણાવીને જે કાંઈ કથિતવ્ય છે તે એ જ છે કે આ લક્ષણો એ 'હું' નથી, પણ આપણા વાસ્તવ સ્વરૂપથી પર છે, તમે જેને 'હું' કહો છો તેનો આ લક્ષણો વિભાગ નથી. તમારો આ લક્ષણો સાથે ગુણ-ગુણી સંબંધ પણ નથી. પણ તમારા માનસ-ચક્ષુથી જ દૃશ્યમાન થાય એવી તે સૂક્ષ્મ સામગ્રી છે. તમે તટસ્થ ભાવે, નિરાળા રહીને તેને અવલોકો, તોળો, માપો અને નિર્ણય કરી બાહ્યપદાર્થોની માફક તેને સ્વીકારી કે દૂર કરી શકો તેમ છો.

આ આંતર મન પછી ક્રમમાં બીજું બાહ્ય મન આવે છે. જેને આપણે તર્ક, પૃથક્કરણ, વિચાર, ન્યાય આદિ બુદ્ધિ વ્યાપારમાં યોજી શકીએ છીએ. આ લેખ વાંચતી વખતે પણ તમે એ મનનોજ ઉપયોગ કરો છો. તમે પોતે એ તર્ક, વિચાર કે બુદ્ધિવ્યાપાર નથી. જેમ સંજ્ઞાત્મકમન એ તમારા સ્વરૂપથી અત્યંત ભિન્ન છે, તેમ આ બાહ્યમન પણ તમારાથી ભિન્ન છે અને તમારું એક હથિયાર માત્ર છે. ક્ષણવાર વિચાર કરશો તો આ મુદ્દો તમને સ્પષ્ટ રૂપમા સમજાઇ જશે. બુદ્ધિ અથવા વિવેક શક્તિના સ્વરૂપ સંબંધે અમારે આ સ્થળે કશું કહેવાનું નથી. જે કાંઇ કહેવાનું છે તે ફક્ત એટલુંજ છે કે આ બુદ્ધિ એ 'હું' નું હથિયાર છે અને તેનું આપણા વાસ્તવિક સ્વરૂપથી ભિન્નત્વ છે.

મનનો ત્રીજો અને સર્વથી ઉચ્ચતમ વિભાગ એ ઉપરીમન અથવા દિવ્યમન છે. મનના આ અંશના કાર્યનું અને તેના સ્વરૂપનું જ્ઞાન આ જમાનામાં કોઈ વિરલ મહાપુરુષનેજ હોવું સંભવે છે, તેમ છતાં આ યુગના ઘણા મનુષ્યોમાં તે મનની અભિવ્યક્તિ ધીરે ધીરે થતી જતી દૃશ્યમાન થાય છે. આપણે જેને પ્રતિભા, દિવ્ય-સ્ફુરણ, સ્વરૂપજ્ઞતા, આદિ ઉચ્ચ પ્રકારના વિશેષણોથી સંબોધીએ છીએ, તે આ મનમાંથી ઉદ્‌ભવે છે. મહદ્ વિચારો અને ભવ્ય ભાવનાઓ મનના આ ઉપરી વિભાગમાં વિરાજે છે. જન સમાજની ઉત્ક્રાંતિના બીજકો ત્યાં રહેલાં હોય છે. પ્રગતિનો આવેગ, સાચી ધાર્મિકતા, પ્રેમ, સત્ય, દયા, પરોપકાર, ન્યાયવૃત્તિ, સ્વાર્પણભાવના આદિ ઉચ્ચ વૃત્તિઓનું સ્થાન આ દિવ્યમનમાં છે. ઈશ્વર પ્રત્યેનો અને પોતાના મનુષ્ય બન્ધુઓ પ્રત્યેનો પ્રેમ જન હૃદયમાં આજ સ્થાનમાંથી ઉદ્‌ભવે છે. મહાન્ આધ્યાત્મિક સત્યોનું જ્ઞાન પણ આજ પ્રભવસ્થાનમાંથી વહે છે. 'હું' ને તેના સ્થૂલ સૂક્ષ્મ કરણોથી ભિન્ન અનુભવી આત્માની તે કરણો ઉપર આધિપત્ય સ્થાપવાની

મહત્વાકાંક્ષા પણ આ વિકાસને માટે તત્પર બનેલા દિવ્ય મનમાંથીજ ઉદ્દભવે છે. અને તે મનના સાધનદ્વારાજ આપણું વાસ્તવસ્વરૂપ પ્રાપ્ત થવા યોગ્ય છે. તમે પોતે આ લેખ વાંચવામાં જે રસ અનુભવો છો, તે પણ એજ સૂચવે છે, કે તમારામાં આ મનનો અંશ અભિવ્યક્ત થવા વેગવાન બનેલ છે, અને તે વેગને અનુકૂળ થઇ તેની સ્વાભાવિક ગતિમાં તમારી પોતાની ગતિ ભેળવી દેવી એજ સર્વ પ્રકારના શ્રેયનો રાજમાર્ગ છે.

તેમ છતાં તમારે ભૂલવાનું નથી, કે આ ઉચ્ચતમ મન પણ તમારા 'હું' નું એક સૂક્ષ્મતમ યંત્ર માત્ર છે. તેની કિંમત યંત્ર કરતાં અધિક તમારે આંકવી વ્યાજબી નથી.

મન અને તેની સર્વ અવસ્થાઓથી 'હું' એ તદ્દન ભિન્ન છે, એવો અનુભવ દૃઢ થાય એ અર્થે કેટલાક અભ્યાસ પાઠો અમે આ લેખમાં આપીશું. આ સંબંધમાં પુનઃ પુનઃ કહેવાનું એજ છે કે મનનો પ્રત્યેક વિભાગ, તેનું પ્રત્યેક કાર્ય અને પ્રત્યેક અવસ્થા પોતાના વ્યાજબી સ્થાને અત્યંત આવશ્યક અને અનિવાર્ય છે, અને એમ માનવાની ભૂલ કદી કરવા યોગ્ય નથી કે મન એ આત્માથી ભિન્ન હોવાના કારણથી અમે તેની કિંમત ઓછી આંકવા માગીએ છીએ; અથવા આત્માને તે ઉપાધિ રૂપે અથવા સંસારના કારાગૃહમાં આત્માને પૂરી રાખનાર છે, એથી ઊલટું પ્રત્યેક જ્ઞાની મહાજનોનો એવો દૃઢ નિશ્ચય છે કે, આ મનના ઉપયોગ અને વ્યાપારદ્વારાજ મનુષ્ય પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કરી શકે છે, અને હજી અનેક અવસ્થાઓમાંથી સહીસલામત પસાર થવા માટે મનની શક્તિના વિકાસ અને વ્યાપાર ઉપર આધાર રાખ્યા સિવાય અન્ય કોઈ માર્ગ નથી.

અત્યારે તો મનુષ્ય તેની માનસસામગ્રીનો હલકો અંશજ વાપરે છે. હજી તેને મુદ્દલ ખબર નથી કે, તેના માનસ અંધારણમાં એવી અજ્ઞાત મહાન્ સૃષ્ટિઓ પડેલી છે કે જેનું અત્યારે તેને સ્વપ્ન

પણ નથી. તેના માનસ મહાસાગરને કાંઠે હજી મનુષ્ય માત્ર શંખલા અને ચકચકતા પથ્થરના ટુકડાજ ભેગા કરે છે. તે મહાસાગરના ગર્ભમાં રહેલા અમૂલ્ય રત્નોનો તેને હજી કશો ખ્યાલ નથી. આથી મન એ આપણને સંસારમાં રાખનાર બંધન નથી, પણ આપણા ઉત્ક્રાંતિક્રમમાં જે સામગ્રીની આવશ્યકતા છે, તે પૂરી પાડનાર એક મહાન્ સહાયક છે; પરંતુ જ્યાંસુધી આપણે તે મનના કાર્ય ઉપર આપણું સ્વામિત્વ સિદ્ધ કર્યું નથી, ત્યાંસુધી તે આપણે માટે નકામા જેવુંજ છે. એક પદાર્થમાંથી લાભ કે હાનિ મળે તેનો આધાર તે પદાર્થના આપણે કરેલ શુભાશુભ ઉપયોગ ઉપર રહે છે. અગ્નિ જેમ એક પક્ષે આપણા જીવનનિર્વાહમાં અતિ આવશ્યક અને સહાયક છે, તેમ અન્ય પક્ષે તેનો વગર વિચાર્યો ઉપયોગ કરવાથી બાળી પણ નાખે છે. તેમ મન સંબંધે પણ એમજ છે કે તેના ઉપર આપણું સામ્રાજ્ય ન હોય તો આપણી પ્રગતિમાં વિઘ્નરૂપ બને છે- અને આપણા કાબૂમાં હોય તો તે પોતાનું ગુપ્ત રહસ્ય આપણી આગળ પ્રકટ કરી દે છે. અત્યારે તમે આ લેખ વાંચો છો તે પણ તે મનની મદદ વડેજ વાંચો છો. તમારા મનના ઉચ્ચતમ અંશને જાગ્રત કરવા માટે જે સલાહ આ લેખદ્વારા તમને અપાય છે તે પણ તમે મન દ્વારાજ ગ્રહી શકો છો. આ અક્ષરો દ્વારા તમારા મન સાથે અમે સંબંધમાં આવીએ છીએ.

હવે આ નીચે કેટલીક અભ્યાસની રીતિઓ આપીએ છીએ.

બને તેટલા વિશ્રાંતિવાળા અને ઉપદ્રવ રહિત સ્થાનમાં પ્રવેશો અને જે વિષય તમારી આગળ રજૂ કરવામાં આવે છે તેના ચિંતન અર્થે યોગ્ય સ્થિતિમાં તમારી જાતને મૂકવા પ્રયત્ન કરો. આ વિષય પ્રત્યે આદર અને પ્રેમની દૃષ્ટિથી જુઓ અને બને તેટલું અનુકૂળ વલણ ધારણ કરો.

જેમ શરીર એ તમારાથી ભિન્ન વસ્તુ છે, તેમ મનના બધા કાર્યો પણ ભિન્ન છે. આ મુદ્દો સિદ્ધ થવો એ જરા મુશ્કેલ છે. તમને અત્યારે એમ જણાય છે કે તમારું 'હું' એ તમારા વિચારોનો લાગણીઓનો, આવેગોનો અને મનની સ્થિતિઓનો સમૂહ માત્ર છે. પરંતુ તમારે 'હું' ને આ માનસિક અવસ્થાઓથી અતિરિક્ત અનુભવવાનો અભ્યાસ સિદ્ધ કરવાનો છે.

શરીરજન્ય આવેગો, જેમ કે ક્ષુધા, તૃષા, દર્દ, શાતા, અશાતા, સ્પર્શઇચ્છા એ આપણા વાસ્તવ 'હું' નો વિભાગ નથી અને આપણું ખરું સ્વરૂપ તેના અંગભૂત નથી. આ લાગણીઓ એટલી બધી સ્થૂલ છે કે સામાન્ય મનુષ્ય પણ તેને 'હું' ના સંકલ્પના બળ વડે ભિન્ન અનુભવી શકવા સમર્થ બને છે. ભિન્ન અનુભવવી એનો અર્થ એવો નથી, કે એ લાગણીઓનો રસ જ્ઞાનીજનો ભોગવતા નથી; તેનો અર્થ એટલો જ કે તે લાગણીઓને જ્ઞાનીજનો શરીરજન્ય લાગણીઓ ગણી સ્થૂલ દેહના આનુષંગિક વ્યતિકર તરીકે ગણે છે. તેઓ પોતાના 'હું' ની સાથે તે લાગણીઓનું એકત્વ થવા દેતા નથી. તેઓએ તે લાગણીઓ ઉપર પોતાનું આધિપત્ય સિદ્ધ કરી તેને કાબૂમાં રાખેલ હોય છે, આથી તેઓ તે લાગણીઓથી પોતાનું ભિન્નત્વ સાચવી શકે છે. ઘણા માણસો આ લાગણીઓ સાથે એટલા બધા એકીભાવ પામેલા હોય છે કે જ્યારે તેઓ 'હું' નો ઉચ્ચાર કરે છે કે તે સાથે જ તેમની ઉપર્યુક્ત સર્વ લાગણીઓનો સમૂહ તરી આવે છે. તેઓ તેને પોતાથી મનોમય રીતે વેગળી મૂકી શકતા નથી. તેમજ મરજી પડે ત્યારે વાપરી શકાય એવી વસ્તુઓ રૂપે ગણી શકતા નથી, પણ 'હું' ની સાથે અભેદ ભાવે મળી ગયેલી હોય એ રૂપે જુએ છે. મનુષ્ય જેમ જેમ વિકાસક્રમમાં આગળ વધે છે, તેમ તેમ આ પ્રકારની તેની ભ્રાંતિ ટળતી જાય છે. પરંતુ એમ માનવાનું નથી, કે તેવા મનુષ્યને ભૂખ લાગતી નહીં

હોય, અથવા તેમના 'અજ્ઞાન બંધુઓ જે શરીરજન્ય લાગણીઓ અનુભવે છે તેવું તેમને કશું જ થતું નહીં' હોય. તેને પણ ક્ષુધા, તૃષા અનુભવાય છે, અને તે વિવેક પુરઃસર તેની તૃપ્તિ પણ શોધે છે. તે જાણે છે, કે જ્યાં સુધી તેને સ્થૂલ શરીર વળગેલું છે, ત્યાં સુધી તેની જરૂરી માગણીઓ પ્રત્યે અનાદર કરવો પાલવે તેમ નથી. પરંતુ તફાવત આ પ્રકારે છેઃ–'હું' ભૂખ્યો છું', 'હું' તરસ્યો છું', મને દુઃખ થાય છે' એવા ભાનપૂર્વક બોલવાને બદલે તે એમ માને છે કે 'મારૂં શરીર અન્નજળની માગણી કરે છે, શરીરને શાતા અશાતા થાય છે' વગેરે. જેમ આપણો ઘોડો કે ગાય ક્ષુધાતુર થઈ ખોરાકની માગણી કરે અને તેમની ક્ષુધા પ્રત્યે જે દૃષ્ટિથી આપણે જોઇએ છીએ. તેજ પ્રકારે જ્ઞાનીજનો–પોતાને સ્થૂલ સૂક્ષ્મ કરણોથી ભિન્નત્વ અનુભવનારાઓ–પોતાના શરીરની હાજતો અને તેની માગણીઓ પ્રત્યે જુએ છે. તમારી ગાય ભૂખી હોય, તો જેમ તમે પોતે ભૂખ્યા હોવાનું તમે માનતા નથી તેમ જ્ઞાનીજનોને ભૂખ લાગે, ત્યારે પોતે ભૂખ્યા હોય એમ માનતા નથી, પણ શરીર ભૂખ્યું છે અને ગાય કે ઘોડાની માફક તે પોષણ માટે બૂમો મારે છે, એમ અનુભવે છે! તફાવત સમજ્યા? જે લાગણીઓ સ્થૂલ શરીર સાથે સંબંધ ધરાવે છે તે સાથે તમારૂં એકત્વ નથી. ભૂખ કે તરસ 'હું' ને નહિ પણ શરીરને લાગે છે, એમ જ્ઞાનીજનો માને છે. તેઓ એમ કહે છે કે 'આ મારી હોજરી, આ મારો પગ, આ મારૂં મસ્તક છે' પરંતુ તે એવા અર્થમાં કે તે પોતાના હથિયારો છે, તેના ઉપર તેમનો કબજો–ભોગવટો છે અને નહીં કે તેઓ પોતે જ તેના હથિયારો છે. જ્યારે જ્યારે તેમને એવી લાગણીઓ થાય છે, ત્યારે તેમનું સ્વાભાવિક ભાન એમજ હોય છે કે એ મને નથી પણ મને આગંતુક પ્રકારે પ્રાપ્ત થએલી છે, અને તેના ઉપર મારે સંભાળ અને કાળજી રાખવી એ મારી ફરજ છે. તેના અંતઃકરણના ઊંડાણમાં એ ભાન સતત જાગૃત હોય છે કે 'હું' એ આ બધી સામગ્રી અને

શરીરજન્ય લાગણીઓથી નિરાળું તત્ત્વ છે.* 'હું' તેના વિના પણ રહી શકે તેમ છે. આ ભાન સિદ્ધ કરવું એ આત્મ સાક્ષાત્કારનું પહેલું પગથિયું છે.

હવે આગળ વધતાં પહેલાં તમે તમારી શરીરજન્ય વૃત્તિઓ ઉપર જરા નજર ફેરવી જાઓ. તમે એનું માનસ-ચિત્ર ખડું કરો, અને તમારા અંતઃકરણના અંતરતમ પ્રદેશમાં એ ભાન અંકિત કરો, કે એ પ્રકારની શારીરિક વૃત્તિઓ મારા વિકાસક્રમની આ ભૂમિકાએ આવશ્યક છે માટે જ પ્રાપ્ત થયેલી છે, અને તે કોઈ રીતે મારા સ્વરૂપનો વાસ્તવિક વિભાગ નથી; જેમ જેમ મારી ઊર્ધ્વગતિ થતી જશે, તેમ તેમ હું તેને જીર્ણ વસ્ત્રની માફક છોડતો ચાલવાનો છું. આ પ્રકારે મનોમય ચિત્ર ઉપર દૃષ્ટિ ઠરાવવાથી અને એકાગ્ર પણે તેના ઉપર ચિંતવન કરવાથી એ ભાન દૃઢપણે અંકિત થઈ તમારા જીવન સાથે તેનો નિત્ય સંબંધ થશે.

જ્યારે તમે આ પ્રકારની વૃત્તિઓને તમારાથી વેગળી જોઈ શકો છો અને તટસ્થ ભાવે તેની ગતિ, વેગ કે પ્રવૃત્તિના દ્રષ્ટા બની શકો છો ત્યારે તમે સ્વાભાવિક રીતે જ તેને અનાત્મક કોટીમાં દાખલ કરી શકો છો. હવે તમે વસ્તુ માત્રને બે વિભાગમાં વિભક્ત કરેલી હોય છે (૧) 'હું' અને (૨) 'હું' સિવાયનું સર્વ કાંઈ. ઉપર્યુક્ત શરીરજન્ય વૃત્તિઓને 'હું' થી અતિરિક્ત વર્ગમાં દાખલ કરવા તમે શક્તિવાન બન્યા છો. જેમ તમારું મકાન એ તમે નથી અને તમારા 'હું' સાથે તેને કશોજ સંબંધ નથી, તેમ તમારી ક્ષુધા, તૃષા, શાતા કે અશાતા વગેરે તમારા 'હું' થી તદ્દન નિરાળા છે. અને તમારા વર્તમાન વિકાસની ભૂમિકાએ જરૂરના હોવાથી જ તેઓ તમને આ કાળે ઉપલબ્ધ થયેલાં છે અને કાળે કરી છૂટી પણ જશે એ પ્રકારનો સાક્ષાત્કાર સિદ્ધ કરો.

## બુદ્ધયાત્મક મન.

આ શરીરજન્ય વૃત્તિઓથી આગળ વધતાં તેથી સૂક્ષ્મ પ્રકારના માનસ વિકારો આવે છે. ક્રોધ, તિરસ્કાર, મોહ, ઈર્ષ્યા, લોભ અને

એ પ્રકારના હજારો વિકારો આપણા મસ્તિષ્કમાં તોફાન મચાવી રહેલા હોય છે. તમે ઘણી વાર જોઇ શકયા હશો, કે આ પ્રકારના માનસ આવેગોને તમે તમારાથી દૂર રાખી તેના ઉપર વિચાર કરી શકો છો, તેના પ્રેરક હેતુઓને લક્ષ્યગત કરી શકો છો, તેનું પૃથક્કરણ કરી તેના સારાસાર ઉપર ફેંસલો પણ આપી શકો છો. આવો પ્રત્યેક આવેગ કયાંથી ઉદ્‌ભવે છે, કયાંથી પોષણ મેળવી વધે છે, અને કેવી રીતે તેનો અંત આવે છે, તેનું તમે નિરીક્ષણ કરી શકો છો, તેમજ તમારી મરજીમા આવે ત્યારે તમારી કલ્પનાની સૃષ્ટિમાં સ્મૃતિના બળ વડે તેને પુનઃ ઉપજાવી તેનું દર્શન કરી શકો છો! આ મનોમય આવિષ્કારોને તમે ગમે ત્યારે ઉપજાવી ગમે ત્યારે વિલય ભાવને પમાડી શકો છો. જેમ તમે તમારી પેટીમાંથી તમારી મરજી અનુસાર ચીજ કાઢી પાછી મરજી અનુસાર પેટીને સ્વાધીન કરી દો છો, તેમ તમારા માનસિક મંજૂસમાથી કોઈ સંગૃહીત વસ્તુને ગમે તે વખતે તમે બહાર કાઢી, જોઈ, આનંદ અથવા ખેદ અનુભવી, પુનઃ તે મંજૂષમા પૂરી શકો છો. જેમ સેનાધિપતિ પોતાના લશ્કરને પોતાની સન્મુખ રાખી પોતાની ઈચ્છાનુસાર તેમની પાસે ગતિ આગતિ કરાવી શકે છે, તેજ પ્રમાણે તમે પણ તમારા માનસ લશ્કરીઓને મરજી પડે ત્યારે તમારા આગળ થઇને પસાર થવા દો છો અને મરજી પડે ત્યારે તમારી માનસ કોથળીમાં તે વ્યક્તિઓને એક જાદુગરની માફક સમાવી શકો છો. વસ્તુતઃ તે મનની મૂર્તિઓ એ તમે નથી પણ તે એવું કાંઇક છે કે જેને તમે સાથે રાખીને નિરંતર વિહરો છો. જેમ આપણા પુરાણમાં વર્ણવેલા દેવો પોતાની વૈક્રિય લબ્ધિના બળ વડે પોતામાંથી બેસુમાર વ્યક્તિઓને બહાર કાઢી પાછી પુનઃ પોતામાં દાખલ કરી દે છે, તેમ તમે પણ તમારી માનસ વ્યક્તિઓને ગમે ત્યારે ઉપજાવી પાછી સમાવી દેવા શક્તિવાન છે.. તમે હવે જોઇ શકયા હશો કે તમારા 'હું' ને એ બધા વિના નમેતેમ છે. તે ન હોય તો તમારા સ્વરૂપને કશી જ

હાનિ આવવાની નથી અથવા સ્વરૂપ હાનિ થવાની નથી. તેના વિના પણ તમારું 'હું' તો જેવું છે તેવું ને તેવું જ રહેવા નિર્માયું છે.

તમે આ પ્રકારે આ માનસ વિકારોને તમારાથી દોઢ હાથ દૂર રાખી, તેની પરીક્ષા કરી શકો છો અને તેની શુભાશુભતા ઉપર ન્યાય આપી શકો છો, એજ બતાવી આપે છે કે તમે તે વિકારો નથી. ઉપર જણાવ્યું તેમ વસ્તુના બે પ્રકાર છે. (૧) તમે કે જે તમારાથી બીજી તમામ વસ્તુઓને ચર્મચક્ષુ અથવા મનશ્ચક્ષુથી જોઇ તેના ઉપર વિચાર ચલાવી શકો છો, અને (૨) પરીક્ષા અથવા વિચારનો વિષય બનનારા અને તમારાથી છેટે રહી તમારી સન્મુખ ઉભા રહેનારા સ્થૂળ સૂક્ષ્મ પદાર્થો. તમે જોઈ શક્યા હશો કે ક્રોધ, માન, મોહ વગેરે વિકારો એ બીજી કોટીમાં-વિષયોના વર્ગમાં સમાવેશ પામે છે. આ વિષયોનો સંગ્રહ એટલો મોટો છે, અને પ્રત્યેક ક્ષણે એટલો બધો વિશાળ બનતો જાય છે અને તે સાથે તમારું ધ્યાન નિરંતર એટલું બધું પોતા તરફ આકર્ષી રહેલ છે કે તમે એ વિષયોથી તમારી જાતને નિરાળી અનુભવવા પ્રસંગ સરખો પણ કદી ભાગ્યે જ લીધો છે. અને ટેવના બળથી તમે તમારા વિષયોની સાથે એકત્વ માની બેઠા છો.

આ સ્થળે અમારો કથિતાશય એટલો જ છે, કે ઉપર્યુક્ત પ્રકારના સૂક્ષ્મ આવેગો એ તમારા સ્વરૂપથી ભિન્ન છે. અમે એમ મુદ્દલ કહેવા માગતા નથી, કે એ આવેગોને તમે કાઢી નાખો અને તેને નિર્મૂળ કરી દઈ તમે એકદમ વિશુદ્ધ બની જાઓ. અલબત્ત તમને જે લક્ષણો અનિષ્ટ અને વિઘ્ન કરનારા જણાતા હોય અને જે વૃત્તિ અથવા કલ્પનાનું મુખ જોવા તમે માગતા નથી અથવા જેના ઉપર તમને હવે નિર્વેદ ઊપજ્યો છે એને તમે તમારા માનસ બંધારણમાંથી કાઢીને ફેંકી દઈ શકો છો. બધા જ આવેગો ખરાબ છે અને તમને અનાત્મ વિશ્વમાં ડુબાડી રાખનારા છે એમ માનવાની

ભ્રાંતિમાં પડવું યોગ્ય નથી. તમારી વર્તમાન વિકાસની ભૂમિકાએ કેટલાક આવેગોની ઘણી જ જરૂર છે અને તેના વેગને આધીન બની તમારે પ્રવૃત્તિમાં યોજાયા વિના છૂટકો નથી. જ્યારે તમે એ ભૂમિકાને વળોટી આગળ ગયેલા હશો, ત્યારે એ આવેગો સ્વતઃ છૂટી જશે અને પછી તમને કદી મુંઝવશે નહીં. બળાત્કારથી પ્રકૃતિજન્ય આવેગોનું ખંડન કરવું અથવા તેમને દાબી દેવા એ કુદરતના સ્વાભાવિક ક્રમથી વિરોધી છે અને એમ કરવામાં કદી પણ વિજય મળતો નથી. વિજય મળ્યા જેવું બહારથી જણાય તો પણ પુનઃ પ્રત્યાઘાત થઈ પાછું તેજ પાઠ શીખવા ફરીથી આવવું પડે છે. જેમ ઠોઠ છોકરો પરીક્ષા વખતે ચોરી કરી, પાસ થવા પુરતા માકર્સ મેળવી ઉપરના વર્ગમાં ચડી જાય છે અને દેખીતો વિજય મેળવે છે, પરંતુ જેમ ત્યાં ઝાઝો વખત નભી નહિ શકતાં પાછું તેને પુનઃ પૂર્વના હલકા વર્ગમાં આવવું પડે છે, તેજ પ્રકારે જે ભૂમિકાએ જે આવેગો સ્વાભાવિક છે, તે ભૂમિકાએ તેને આધીન ન બનતાં અને પ્રવૃત્તિમાં ન જોડાતાં ઉપરના વર્ગના ચળકાટથી મોહ પામી, ત્યાં જવા જે આત્મા લલચાય છે, તેને ત્યાંથી પુનઃ ધક્કો ખાઇ પાછું નીચેની ભૂમિકાએ પોતાનો કાચો પાઠ ફરીથી શીખવા આવવું પડે છે.

આથી અમો આ સ્થળે બધા વિકારોને નિર્મૂળ કરી નાખવાનો પાઠ શિખવવાના ઇરાદાથી બેઠા નથી, તેમ વિકારોની નિંદાનું પ્રકરણ પણ હાથમાં લીધું નથી, અમે જાણીએ છીએ કે સર્વ કાંઈ પોતપોતાની ભૂમિકાએ યોગ્ય અને યથાસ્થાને જ છે. આ સ્થળે અમે એટલું જ કહેવા માગીએ છીએ કે તમારું વાસ્તવિક 'હું' એ ઉપર્યુક્ત વિકારો અને માનસસૃષ્ટિથી ઉપરના ભાગમાં વિરાજે છે તેનાથી તમે સંપૂર્ણ રીતે સ્વતંત્ર છો, તમે તેના સ્વામી છો, અને તે તમારા ગુલામો છે. તમે તેને તમારા મનોદ્રવ્યમાંથી ઘડી કાઢ્યા છે, અને એક ગુપ્ત ભાગમાં સંગ્રહી રાખ્યાં છે. અત્યાર સુધી તમે

તેના ગુલામ અને સેવક હતા. હવે તમે ધારો તો તેના ઉપર તમારો જન્મહક્ક સ્થાપી શકો તેમ છો, આજસુધી તમે તેને વાપરવાને બદલે ઊલટા તેનાથી વપરાયા છો.

એકવાર પુનઃ તમારા આવેગો, વિકારો અને લાગણીનું લિસ્ટ તપાસી જાઓ. તે વખતે જાણે કે એ વસ્તુઓ તમારી પોતાની નથી પણ તમારા કોઇ મિત્રની છે અને તેને તમે તટસ્થપણે અનુભવો છો એવી રીતે જુઓ; એમ કરવાથી તમારા 'હું' થી તે લાગણીઓ છેક જ જુદી જણાઈ આવશે.

આ પ્રકારે હૃદયના આવેગો Emotional nature તમારા સ્વરૂપથી ભિન્ન હોવાનું સિદ્ધ થયા પછી તમારા બુદ્ધિગત વ્યાપારો Intellectual pocesses ને પણ સહેલાઇથી જુદા અનુભવી શકશો. માનસવિદ્યાનું એકાદ નાનું સરખું પુસ્તક તમે કોઈવાર અવલોકયું હશે તો તમને અત્યાર સુધીમા માલૂમ પડી ચૂકયું હશે, કે પ્રત્યેક વિચારનું પૃથક્કરણ તેમજ તેની ઉત્પત્તિના કારણો આપણને ગ્નાત થઈ શકવા યોગ્ય છે. તેનું ભૌતિક પદાર્થોની માફક વર્ગીકરણ બની શકે છે. અને તેના ભિન્ન ભિન્ન કાર્યને અનુસરતા પ્રકારોનો, તેમજ મસ્તિષ્કમાં તેના વ્યાપારની અભિવ્યક્તિના કેન્દ્રોનો પણ નિર્ણય થઇ શકે છે. તમારા ન્યાય-વ્યાપારને, તર્કની ક્રિયાને, કે વિચારની ગતિ આગતિને, તમે તમારા 'હું' થી દૂર રાખી જોઈ શકો છો, તેની પરીક્ષા કરી શકો છો અને અન્ય પદાર્થોની માફક તેને તમારા 'હું' નો વિષય બનાવી શકો છો. આ વ્યાપારશક્તિ એ 'હું' નું અતિ સૂક્ષ્મ યંત્ર છે અને તેથી તેને ઘણીવાર 'હું' થી નિરાળું પાડી અનુભવવું એ વિષમ થઇ પડે છે, તેમ છતાં અભ્યાસથી તમે તેને તમારાથી દૂર નિહાળવાની ટેવ પાડી શકો તેમ છો. અને તે સિદ્ધ થયે તમે આ સૂક્ષ્મ હથિયારને અધિકપણે તમારા આધિપત્યમાં લાવવા સમર્થ બનો છો. આ પ્રકારે બુદ્ધિના વ્યપારો ઉપર

વિના પોતાને સીધી રીતે વિષય કરી શકતો નથી. તેમ છતાં 'હું' તો ગમે તેવી નિકૃષ્ટ સ્થિતિમાં પણ રહેલું જ હોય છે. જેને આપણે નિગોદ કોટીના જીવો કહીએ છીએ ત્યાં પણ આ 'હું' તો અવ્યક્તપણે રહેલું જ હોય છે. જેમ જેમ મનનું બંધારણ ઉચ્ચ પ્રકારનું બનતું જાય છે. અર્થાત્ તે યંત્ર વધારે વધારે પાણીદાર અને કાર્યકર બનતું જાય છે તેમ તેમ તે 'હું' ની અધિકાધિક અભિવ્યક્તિ બનતી જાય છે. એક દૃષ્ટાંતથી 'હું' ના સ્વરૂપને બીજી રીતે સમજાવીએ. એક વિજળીનો દીવો કલ્પો અને તેના ઉપર લુગડાંના ઘણા પડો વિંટાળેલા છે એમ માનો! જેમ જેમ તે પડ ઉતારવામાં આવે છે તેમ વિદ્યુતના દીપકનો પ્રકાશ અધિકાધિક વ્યક્ત બનતો જાય છે. અને તેમ છતાં તે પડ ઊતરતાં પહેલાં પણ દીપકતો ત્યાંનો ત્યાંજ અને જેવોને તેવો જ હતો. તેના ઉપરથી આવરણો ખસેડયા પછી તેના સ્વરૂપમાં કશોજ તફાવત પડયો નથી. એ દીપક રૂપી 'હું' નો આપણને અત્યારે જે કાંઈ ખ્યાલ છે તેનો આધાર તે આત્મદીપક ઉપરથી કેટલા આવરણો ખસ્યા છે તેના ઉપર છે. આથી 'હું' નું મૂળ અને વિશુદ્ધ વસ્તુસ્વરૂપ કેવું છે તે જાણવાની આશા રાખી શકાય તેમ નથી. આપણા આવરણોની નિવૃત્તિના તારતમ્ય અનુસાર આપણું 'હું' પ્રતિભાસમાન બને છે અને તે પણ સાક્ષાત્ અથવા અપરોક્ષ પણે નહિ, પણ મનના યંત્ર દ્વારાજ તેનો અનુભવ આવી શકે તેમ છે. આપણી પ્રગતિના પંથમાં જેમ જેમ આપણા પડો ખસતા જશે, તેમ તેમ આપણું સ્વરૂપ આપણને તેના વિશુદ્ધ પ્રકાશમાં માલૂમ પડતું જશે. એ આવરણો અત્યારે જ ખરી પડવા તત્પર બનેલા છે, અને માત્ર તમારા બલવાન સંકલ્પ અને આજ્ઞાની રાહ જોઈ બેઠા છે. મનુષ્યને જ્યારે પોતાનું સ્વરૂપ માલૂમ પડે છે અને પોતાનો તે આવરણો સાથેનો સંબંધ સમજાય છે તે પછી તે આવરણોની શક્તિ નિર્બળ બને છે અને પોતે સબળ બને છે. જે યંત્રથી આજસુધી તમે પોતે ડર્યા કરતા હતા તે યંત્રના

હવે તમે માલિક બન્યા છો. અને તેથી તેની મદદ વડે તે આવરણોને કાપી નાખી તમારા સત્ય સ્વરૂપના અધિક સંબંધમાં અને ભાનમાં આવતા હવે તમને કોઈ ખાળી શકે તેમ નથી. તમારા યંત્રો તમને સંસારમાં રખડાવવા માટે મળેલા નથી, પણ તમારા આવરણોને ભેદવા માટે મળેલા છે. આજસુધી આપણે અવળો કામદો ચલાવ્યો હતો. અને આપણી તલવારથી આપણા ઉપર જ ઘા કર્યે ગયા હતા, હવે શું કરવું એ સહુએ પોતપોતાને માટે શોધી લેવાનું છે.

હવે જ્યારે તમને નિશ્ચય થયો છે, કે તમે જે જે વસ્તુને તમારો વિષય બનાવી શકો છો, તે તમારાથી ભિન્ન અને તમારા ઉપયોગ અર્થે નિમાએલું યંત્ર છે, ત્યારે તમને સ્વાભાવિક પ્રશ્ન એ થશે, કે એ સર્વ પછી મારા સ્વરૂપભૂત અવશેષ તત્ત્વ શું રહ્યું ? જ્યારે બધું જ અનાત્મકોટીમાં જાય છે, ત્યારે આત્મકોટીમાં શું રહ્યું ? ઉત્તર એજ કે 'હું પોતે'. તમે અનંત યુગ સુધી એ 'હું' થી નિરાળા બનવા પ્રયત્ન કરશો તો પણ તેને તમારાથી જુદું પાડી નાખવામાં વિજય પામી શકવાના નહીં જ. તમે જેમ પ્રત્યેક પદાર્થ વિચાર કે ભાવનાને જુદી પાડી નાખી તેને તમારો વિષય બનાવી શકો છો, તે પ્રમાણે તમારા 'હું' ના સંબંધે કરી શકવાના નહીં. તમને એમ રહ્યા કરતું હશે કે 'હું'નો પણ વિચાર કરી તેને વિષય કોટીમાં મૂકી શકાય અને અન્ય સ્થૂળ સૂક્ષ્મ પદાર્થોની માફક તેને પણ ભિન્ન અનુભવી શકાય. પરંતુ જરા ઊંડો વિચાર કરવાથી માલૂમ પડશે, કે જ્યારે તમે તેમ કરવા જાઓ છો ત્યારે તમે ખરી રીતે તમારા 'હું' ને જુદો પાડી તેના ઉપર વિચાર ચલાવી શકતા નથી, પરંતુ તમારા એકાદ માનસિક લક્ષણને જુદું પાડી તેના ઉપર જ તમારા શસ્ત્રનો પ્રયોગ કરો છો. તમે તે વખતે કોઈ મનોધર્મને તમારાં 'હું' નો વિષય બનાવી તેને તમારાથી ભિન્ન અનુભવો છો. તમારું 'હું' તો આ બધો વખત આ માનસિક લક્ષણોને

જુદા પાડી તેના ઉપર વિચાર કરવાના કામમાં રોકાયેલું રહે છે. વિષય અને વિષયી, પરીક્ષક અને પરીક્ષિત, વિચાર કરનાર અને વિચારવાની વસ્તુ, જ્ઞાતા અને જ્ઞેય, એ બધું એક જ હોઈ શકે નહીં. સૂર્ય જેમ પોતાના સ્વરૂપથી જુદો પડી પોતાના ઉપર પ્રકાશ ફેંકી શકતો નથી તેમ 'હું' પણ પોતાથી નિરાળો પડી જઈ પોતાના ઉપર પ્રકાશ ફેંકી શકતો નથી. તમે ઘણીવાર 'હું' નો વિચાર કરતા હશો. તમારું 'હું' તો તે વિચારકાળે વિચારની જ ક્રિયામાં નિયુક્ત થયેલ હોય છે. અને તેને તમે કદીપણ તમારો પોતાનો વિષય બનાવી શકો નહીં. અને તમારાથી ભિન્નરૂપે-વિષયરૂપે કદી જ અનુભવી શકવાના નહીં. તમે પૂછશો કે જો તેમજ હોય તો પછી 'હું' ના હોવાપણાની સાબિતી શું ? એજ કે સર્વ કોઇને 'હું' નું ભાન, પોતે અસ્તિમાન છે એવી વૃત્તિ નિરંતર રહ્યા કરે છે. 'હું' નથી એમ કહેનાર જ 'હું' પોતે છે. એ 'હું' ની શંકા કરનાર પોતે જ 'હું' છે. આત્માને જે કાંઈ ઉચ્ચમાં ઉચ્ચ જ્ઞાન લભ્યમાન છે, તે 'હું છું' એજ છે. એ સિવાયનું બધું જ્ઞાન તેના સ્વરૂપ સાથે સંબંધ ધરાવનાર નથી, પરંતુ ક્ષણવારને માટે યંત્રની માફક વાપરવા માટે જ છે.

છેવટના પૃથક્કરણમાં 'હું' જ માત્ર તમારા વાસ્તવ સ્વરૂપ સાથે કાયમનો સંબંધ રાખનાર તમને જણાઇ આવશે. અને ગમે તેટલા પ્રયત્નથી પણ તમે તેને તમારાથી ભિન્ન અનુભવી શકવાના નથી. જે તમારી સાથે નિત્ય સંબંધ રાખનાર છે એજ તમે છો. જેને તમે 'હું' કહો છો તે પોતે જ તે છે. તે તમારાથી વિખુટો પડવાની ચોખ્ખી ના પાડે છે. તે અચળ, અમર, અવિકારી છે. ચૈતન્ય મહાસાગરનું તે એક બિંદુ છે. જેવી રીતે તમે 'હું' ના મૃત્યુની કલ્પના કરી શકવામાં નિષ્ફળ બનો છો, તેજ પ્રકારે 'હું' નં તમે તમારાથી દૂર અનુભવવાની કલ્પનામાં પણ નિષ્ફળ નિવડો છો.

વસ્તુ માત્રને દૂર મૂકનાર પોતે દૂર કેવી રીતે જઇ શકે? જો તમે 'હું' ને નિરાળું કરી શકો તો પછી એ 'હું' ને વિષય કરનાર બીજું કોણ અવશેષ રહેશે? અત્ર અને તત્ર ઉભયસ્થાને એક જ 'હું' કેવી રીતે રહી શકે? 'હું' એ 'હું નથી,' એ પ્રમાણે ગમે તેવી ભીષણ કલ્પના કરો, છતાં પણ તે કલ્પનામાં આવી શકે જ નહિ. કલ્પનાનું સામર્થ્ય અમર્યાદ છે, તે અનંત બ્રહ્માંડોને પણ ભેદીને પાર જઈ શકે છે; છતાં જ્યારે તેને 'હું નથી' એવી કલ્પના કરવાની આજ્ઞા કરવામાં આવે છે, ત્યારે તે પોતાની તેમ કરવાની અશક્તિ કાંઇપણ શરમ વિના કબુલ કરે છે.

મનુષ્ય પોતાના વાસ્તવ 'હું' ના 'ભાન'માં આવે એના જેવો અન્ય કોઇ પણ ઉત્કૃષ્ટ મહાભાગ્યનો પ્રસંગ નથી. એ ભાનમાં વિશ્વની સમસ્ત શક્તિઓ સુપ્તાવસ્થામાં રહેલી છે. અને જ્યારે તે પોતાના ભાનમાં આવે છે, ત્યારે તે સર્વ કોઇને મંત્રની માફક વાપરી શકવા સમર્થ બને છે. આ ભાનમાં પ્રવેશવા માટે આત્મા અનંતકાળથી પર્યટન કર્યા કરે છે. જ્યારે તે પોતાના 'હું' ને મેળવે છે ત્યારે તે આધ્યાત્મિક સૃષ્ટિમાં પ્રવેશ કરવાને લાયક બને છે. જે ક્ષણથી એ ભાવમાં દાખલ થાય છે તે ક્ષણથી તેનું ભાવિ બદલી જાય છે. તે મનુષ્ય મટીને ત્વરાથી દેવત્વને પ્રાપ્ત કરતો ચાલે છે. પછી તેના ચક્ષુઓ ઊઘડે છે અને વિશ્વના મહાસંકેતને તે પ્રત્યક્ષ કરી શકે છે. અત્યારે જે રસ્તો તિમિરાવૃત્ત ભાસે છે, તેનું પ્રત્યેક પદ પછી પ્રકાશયુક્ત જણાવા માંડે છે. ટૂંકામાં મનુષ્ય ઝડપથી પોતાના અંતિમ વિરામના પદ ભણી ગતિ કરવી શરૂ કરે છે,

આમાં અમોએ કશીજ નવી વાત તમને કરી નથી એમ ગણી તમે તેને ઉડાવી દેશો નહીં. તમારામાંથી ઘણાઓને આ સ્પષ્ટીકરણમાં એકની એક વાતની પુનરાવૃત્તિ અને શબ્દજાળ જણાશે અને કદી તમને પણ તેમ જણાયું હોય તો તેમાં તમારો દોષ

નથી. જે ભાવના હજી જનહૃદયને છેકજ અપરિચિત છે, તેનું ગમે તેટલું પ્રબળ વિવેચન લોક હૃદયમાં કશીજ ઊંડી અસર પ્રકટાવતું નથી. તે માત્ર સપાટી ઉપર જ રહ્યા કરે છે. તેના અંતઃકરણને ભેદીને એક તસુ પણ તે ઊંડુ ઊતરતું નથી. છતાં જો આટલી શબ્દની મારામારી પછી અમો આ વિષયનું મહત્ત્વ તમારા મન ઉપર પ્રગટાવી શકયા હોઇએ તો આ પ્રયત્ન છેકજ નિષ્ફળ ગયેલો નહીં ગણાય. અમારી તમારા પ્રત્યે એટલી જ પ્રાર્થના છે કે આ વાતને માલ વિનાની ગણી ઉડાવી ન દેશો. તે અત્યંત મહત્ત્વની અને તમારા ભાવિના વિકાસક્રમના આધારભૂત છે એમ ગણી તેને અત્યંત સન્માન આપશો. આ સત્યનું પ્રતિપાદન કરવા માટે શાસ્ત્રકારોએ કરોડો ગ્રંથો રચ્યા છે. અને અનેક પ્રકારે, અનેક રસ્તે, અનેક વિધિથી એજ મુદ્દો જનહૃદય ઉપર અંકિત કરવા ઉદ્યમ સેવ્યો છે.

જ્યાંસુધી 'હું છું' એ વાતનો ગાઢ અનુભવ ન થાય ત્યાંસુધી તે પ્રકારનો નિત્ય અભ્યાસ કરો એ 'ભાન' ને તમારા અંતઃકરણમાં ઊંડું ઊતરવા દો. આ સત્ય ગ્રહણ કર્યા પછી તમે તમારા સ્થૂલ સૂક્ષ્મ કરણોને અધિક અસરકારક રીતે વાપરી શકશો. કેમકે પછી તમને પ્રતીતિ થયેલી હશે કે મન એ 'મારું' હથિયાર માત્ર છે, અને મારી આજ્ઞા ઉઠાવવાને બંધાયેલું છે. તમે તમારા મનની વૃત્તિઓના, વિકારોના અને આવેગોના ગુલામ નથી, પણ એ તમારા સેવક છે એમ તમને નિશ્ચય થશે. અત્યારે એ બધા તમારા 'હું' સાથે સેળભેળ બની ગયા છે. જેમ પોતાનું પદ ન સમજનાર નૃપતિ સાથે તેના ખવાસો અને નોકરો અણઘટતી છૂટ લઈ ગમે તેમ વર્તે છે, તેમ જ્યાંસુધી તમારું પદ તમને સમજાયું નથી અને એ પદના 'ભાન'માં તમે પ્રવેશ્યા નથી, ત્યાંસુધી તમારા માનસિક હથિયારો પણ તમારી સાથે ગમે તેમ વર્ત્યા કરે છે. પરંતુ જે ક્ષણથી નૃપતિ

પોતાનું પદ અને સ્વરૂપ સમજી પોતાનો અમલ ચલાવવા માંડે છે તે ક્ષણથી જેમ નોકરવર્ગ તેની આજ્ઞા શિર ચડાવી રાજાની મરજી અનુસાર વર્તે છે, તેમ આત્મા પણ પોતાનું વાસ્તવ 'હું'નું પદ સમજી પોતાના કરણો ઉપર પોતાનું સ્વામિત્વ બેસારી શકે નહિ ત્યાંસુધી તેના કરણો પણ ગમે તેમ વર્તે છે. આત્મા પોતાના પદને સમજ્યા પછી ગુલામના પદમાંથી ઉપર ચડીને માલેકના અધિકારને મેળવે છે. સેવક મટી સેવ્ય બને છે. વાસ્તવમાં તમારું 'હું' સબળ છે અને તે સિવાયના બધા જ કરણો નિર્બળ છે. તમારા વાસ્તવ 'હું' ના રાજ્યાસન ઉપર કોઈને ચઢવા ન દો, તેમ કરવાથી તમામ શક્તિઓ તમારી આજ્ઞાવર્તી બનશે. સામર્થ્યનો મહામંત્ર 'હું છું' એ પ્રકારના 'ભાન'ના સાક્ષાત્કારમાં રહેલો છે. 'હું' સિવાયની તમામ વસ્તુઓને અનાત્મકોટીમાં પૂરી દઈ, તેની પાસેથી યંત્ર તરીકે કામ લેવાનું ગુપ્ત રહસ્ય આ 'હું છું' ના ભાનના વિકાસમાં રહ્યું છે.

## વિચારોનો વળગાડઃ એ માનસિક ગુલામી !

મનુષ્યે તેના આત્માના ઊંડાણમાં આટલી વાત દઢપણે સ્થાપિત કરવી જોઇએ, કે તેના પ્રત્યેક માનસિક ઉદ્યમ કે પ્રવૃતિની પાછળ તેનું 'હું' રહેલું છે. તે મનને કાર્યમાં જોડાવાની આજ્ઞા કરે છે અને તે આજ્ઞાને મન ઉઠાવી લે છે. વાસ્તવમાં તમારું 'હું' એ મનનો સ્વામી છે, અધિપતિ છે, અને મન તેનો સેવક–અનુચર આજ્ઞાવાહી છે. તમે રથી Driver છો મન એ રથ છે. ખરું છે કે અત્યારે મનુષ્ય બળદ અને ઘોડાની જેમ જ્યાં ત્યાં હંકાયા કરે છે અને તેને હાંકનારી સત્તા મન છે, પરંતુ તેનું કારણ એજ છે કે તેણે હાંકનાર તરીકેનો પોતાનાનો હક્ક સ્થાપિત કર્યો નથી. મનુષ્ય ધારે તે ક્ષણે હંકાવાની ગુલામગીરીમાંથી છૂટો થઈ શકે તેમ છે, ખરી રીતે તે મેંઢા જેવો નથી, પણ સિંહ જેવો છે. મનની બધી સ્થિતિઓ તેના આગળ હરણું તુલ્ય નિર્બળ છે. પરંતુ સિંહને પોતાના સ્વરૂપ અને

જન્મ હક્કની વિસ્મૃતિ થયેલી છે. શાસ્ત્રકાર તેને અનેક રીતના દૃષ્ટાંત અને ઉદાહરણ આપી જગાડવા પ્રયત્ન કરે છે, પરંતુ ઘણો કાળ ગુલામી અને કેદ અનુભવ્યા પછી પોતે સ્વતંત્ર અને માલિક થવાને યોગ્ય છે, એ વાત તેનાથી માની શકાતી નથી. હવે જાગૃત થવાનો સમય છે. તમારા માનસિક સ્વાતંત્ર્યના જાહેરનામા ઉપર હવે તમે સહી કરો અને તમારા મનને ફરમાવી દો કે "અત્યાર સુધી ગમે તેમ ચાલ્યું પણ હવે હું મારો હક્ક સંભાળું છું. હવેથી તમારે મારી આજ્ઞા સિવાય કાંઈપણ હિલચાલ કરવી નહીં." આ પ્રમાણે તમે તમારા મનના મહારાજ્ય ઉપર વિજય સ્થાપો.

ઘણાનું એમ માનવું છે કે મનની સ્થિતિને અનુસરી સુખ-દુઃખવાળી અવસ્થા અનુભવ્યા સિવાય મનુષ્યને ચાલે તેમ નથી જ. પરંતુ આ વાત પામર મનુષ્યોના સંબંધે જ સત્ય છે. સંયમી મનુષ્યો આ કલેશથી મુક્ત થયેલા હોય છે: કેમકે તેમણે મનની વિવિધ અવસ્થાઓ ઉપર પોતાના 'હું' નું સામ્રાજ્ય સ્થાપેલું હોય છે, અને તેમના મનના બધા વ્યાપારો, એક યંત્ર જેમ ઇજનેરની દેખરેખ નીચે ચાલે છે તેમ, તેમની આજ્ઞામાં વશ રહીને પ્રવર્તતા હોય છે. બાહ્ય મનના ઉપર તેમનો કાબૂ નિરંતર સ્થપાયેલો જ રહે છે. અને મનના પ્રત્યેક પ્રવર્તનને પોતાના સર્વોત્કૃષ્ટ હિતના માર્ગે જ દોર્યે જાય છે. એટલું જ નહિ પણ તેઓએ પોતાના આંતર મન Sub-conscious mind ને પણ નિર્ણીત કાર્ય કરવા માટે જ આજ્ઞા આપી મૂકેલી હોય છે. અને તેને અનુસરી તે મન નિદ્રામાં અવ્યક્તપણે નિર્દિષ્ટ કાર્યને જ કરતું હોય છે.

આપણા બધા વિચારો, લાગણીઓ, વૃત્તિઓ, આવેગો વગેરે ઉપર આપણું સ્વામિત્વ હોય એ ભાવના આપણને આ કાળે તદ્દન અપરિચિત છે. એક સહજ સરખી ચિંતા આપણને આખી રાત્રિનો ઉજાગરો કરાવે અને ગમે તેટલો પ્રયત્ન છતાં આપણો પીછો ન છોડે,

એ પરવશપણાનો ખ્યાલ તેના સંપૂર્ણ રૂપમાં આપણને ક્યારે આવશે? કોઇ વાતની ચિંતા કરવી કે નહીં અથવા અમુક વિચારોને વશ રહેવું કે નહીં, તેનો નિશ્ચય આ કાળે આપણાથી થતો નથી. એનાથી બીજું મોટું કમનસીબ કયું હોઇ શકે? એક ભયનું વાદળ આપણાં શિરે ઝઝૂમતું હોય અને આવતી કાલે તે આપણા ઉપર તૂટી પડવાનું છે, એમાં શક જેવું કાંઇ જ ન હોય છતાં તે ભય અને આપત્તિ કરતાં તેની પૂર્વગામી ચિંતાનું કષ્ટ સહસ્ર ગુણુ અધિક તીવ્ર છે; એ ચિંતાના કષ્ટથી મુક્ત થવાય તો ખરી આપત્તિને અંગે રહેલું કષ્ટનું જોર છેક જ નરમ પડી જાય છે.

મનુષ્યને તેની પ્રધાન લાગણીઓનો વેગ ગમે ત્યાં ઘસડી જાય. તેને નિરંતર સતાવ્યા કરે અને તે છેવટ પામર થઇને અવશપણે ઘસડાયા કરે તેના જેવી બીજી એક પણ કફોડી સ્થિતિ સંભવતી નથી. અનંતયુગનો યોગી, અજર, અજન્મ, અચલ અને વાસ્તવમાં પરમાત્મ સ્વરૂપ મનુષ્ય તેના ભેજામાં ઉત્પન્ન થતા ચિત્રથી ડરી જઇને રંક પામર બની ઢીલે વદન પોતાનું નિર્બળપણું કબુલ કરે એ સ્થિતિનું સ્વરૂપ સમજતાં મનુષ્ય ક્યારે શીખશે? પોતાના મનની બનાવટથી મનનો સ્વામી ગભરાય એ બિના, કોઇ દેવ પોતે વિકુર્વેલી માયાથી ડરી જાય તેના જેવી છે. ચિત્રકાર જેમ પોતાના ચિત્રના ભયાનક દેખાવથી ડરી જતો નથી; કેમકે તે જાણે છે કે ચિત્ર પોતાની જ બનાવટ છે, તેમ ખરી રીતે મનુષ્યે પોતાની માનસિક બનાવટથી ડરવાનું નથી. અને છતાં મનુષ્યોને એ બનાવટ એટલી બધી વાસ્તવિક અને ડરવા યોગ્ય લાગે છે કે તેમનાથી આ વાત સાચી માની શકાતી નથી. આપણા બૂટમાં એક કાંકરો આવી ગયો હોય તો તેને તુરતજ બહાર કાઢી નાખી તેને ખૂંચતો અટકાવી શકીએ છીએ, તેજ પ્રમાણે કોઇ ખૂંચ્યા કરતો વિચાર આપણામાં પેસી ગયો હોય તો તેને પણ તેજ રીતે આપણે બહાર ફેંકી દઇ શકીએ

તેમ છીએ. જોડામાંથી કાંકરો કાઢી નાખવો આપણને સુલભ અને સરલ ભાસે છે, અને વિચારને તેજ પ્રમાણે કાઢી નાખવો દુષ્કર ભાસે છે, તેનું કારણ એ છે કે, આપણે આપણા બૂટ ઉપર આધિપત્ય મેળવ્યું છે–તે આપણું હથિયાર છે અને આપણા પગના રક્ષણ અર્થે એક હથિયાર તરીકે તેને વાપરવાનું છે એમ આપણને નિરંતર ભાન રહ્યા કરે છે અને તેથી તેવા ભાનની સહાય વડે તુરતજ તેને પગથી દૂર કરી તેમાંથી કાંકરો કાઢીને ફેંકી દઇએ છીએ. પરંતુ મનના સંબંધે તે આપણું હથિયાર હોવાનું, અને આપણા ઉન્નતિક્રમમાં માત્ર સહાયક તરીકે આપણને તે સોંપેલ છે, તેવા પ્રકારનુ ભાન પ્રગટેલું નથી. તેથી આપણું 'હું' જોડા ઉપર જેટલું સ્વામિત્વ ધરાવે છે, તેટલું મન ઉપર ધરાવી શકતું નથી. મનનું પ્રવર્તન આપણા હાથમાં નથી, એવું ભાન રહ્યા કરતું હોવાથી તેના કાર્યને આપણે વશ રહેવું પડે છે, અને આપણે આપણામાં પ્રધાનપણે ચાલતા વિચાર ઉપર આધિપત્ય સ્થાપી શકીએ તેમ છીએ જ નહીં, એ માન્યતા ચોક્કસ થઈ ગઈ છે. આ માન્યતા આપણું મોટામાં મોટું દુર્ભાગ્ય છે.

પ્રાણી માત્રને પોતપોતાની માન્યતા જ સુખદુઃખનું નિમિત્ત થાય છે. એ વાત આથી સ્પષ્ટ થાય છે. મદારી લોકો વાંદરાને કેવી રીતે પકડે છે તે તમે જાણો છો ? તેઓ એવા પ્રકારનું પાંજરું બનાવે છે કે જેમાં વાંદરાનો હાથ આવી શકે પરંતુ મૂઠી વાળેલો હાથ ન આવી શકે. આ પાંજરામાં તેઓ દાળીઆ જેવી કાંઈ ખાવાની વસ્તુ મૂકે છે. વાંદરો તેમાં પોતાના ખાલી હાથ નાખી તે વસ્તુ મૂઠીમાં ગ્રહણ કરે છે અને પછી તે મૂઠી વાળેલો હાથ બહાર કાઢવા પ્રયત્ન કરે છે. પરંતુ મૂઠી વાળેલો હાથ પાછો નીકળી શકે એટલો પહોળો અવકાશ હોતો નથી, તેથી આંચકા માર્યા કરે છે. વાંદરો તે વખતે ધારે તો ખાવાની ચીજ પડતી મૂકી ભાગી જઈ શકે છે.

પરંતુ તેની માન્યતા એવીજ હોય છે કે હવે પાંજરામાં ગયેલો હાથ પાછો નીકળેજ નહીં. આ પ્રકારનું ભાન તેના સ્વાતંત્ર્યને લૂંટી લે છે અને મદારી આવીને તેને હાથ કરી લે છે.

વાંદરાના સંબંધે જ આ પ્રમાણે છે એમ નથી, પરંતુ સુધારાની ટોચે પહોંચેલા મનુષ્યના સંબંધે પણ તેમજ છે. ઘણા મનુષ્યો પોતાના માનસિક વ્યાપાર સંબંધે વાંદરાથી કોઈ રીતે ચડિયાતી સ્થિતિમાં છે એમ કોઈથી કહી શકાય તેમ નથી. તેઓ જે વિચારને પકડે છે, તે વિચારને વળગી રહેવાથી અને તેની ચિંતામાં સબ્યા કરવાથી તેમની ગમે તેવી પાયમાલી થવાની હોય છતાં તેનાથી તેઓ છૂટતા નથી. તેમણે પોતાની જાતને પેલા વાંદરાની માફક વિચારના પાંજરામાં સપડાવેલી હોય છે અને પોતે ભાગી છૂટી શકે તેમ છેજ નહીં, એવા ભાનથી દુઃખ પામ્યા કરે છે. તે તેના વિચારનો ગુલામ બની બેસે છે અને તેના ભેજામાં નિરંકુશ વિહરતા રાક્ષસો જે તેની પોતાની બનાવટના છે, તેમના વડે ત્રાસ વેઠ્યા કરે છે.

કુદરતના સામર્થ્યો ઉપર વિજય મેળવનાર, અને વિજ્ઞાનને પોતાના વશ વર્તાવનાર મનુષ્ય તેની એક નાની સરખી દુઃખભરી લાગણીને લઇને કેવો ક્ષીણ, ચિંતાતુર, આર્ત, પામર અને રાંક બની જાય છે? ખરા અર્થમાં મનુષ્ય આ કાળે ભાગ્યે જ જોવામાં આવે છે. મનના ઉપર જેનું પ્રશાસ્ત્વ છે, એવા જવલ્લે જ દૃષ્ટિગોચર થાય છે. ચિંતા, વાસના, અને ભોગલિપ્સાના ચાબુકથી માર ખાતા, ડરતા, અને પેટે ઘસડાતા મનુષ્યોના દર્શનથી આપણે એટલા ટેવાઇ ગયેલા છીએ, કે તેમના દર્શનમાં હવે આપણને આશ્ચર્ય જેવું કાંઇ રહ્યું નથી. પરંતુ સંયમી મનુષ્યોને આ દૃશ્ય જોતાં દયા અને કંપારી છૂટે છે. તેઓને આશ્ચર્ય થાય છે કે મનુષ્ય સ્વતંત્ર છતાં શા માટે આ પ્રમાણે હેરાન અને દુઃખી થાય છે! પોતે રથી છતાં રથને જોડાઇને શા માટે ચાબુકના પ્રહાર સહન કરે છે! મનુષ્યનું

'હું' એ સર્વને પોતાના આધિપત્ય તળે રાખી શકે તેમ છે છતાં શા માટે તેઓ જાણી જોઈને આ આ કષ્ટની પરંપરાને વેઠયા કરે છે! આથી તે પુરુષો આપણને આપણું સામ્રાજ્ય સંભાળવા શાસ્ત્રદ્વારા સહસ્ર મુખે પ્રબોધ્યા કરે છે. પરંતુ આપણે તે બોધને ટેવાઇ ગયા છીએ, અને તેમાં કશું જ મહત્ત્વનું હોય એમ માની શકીએ એવી સ્થિતિમાં રહ્યા નથી. આથી મહાદુર્ભાગ્ય બીજું શું હોઇ શકે?

વિચારથી છૂટવાની કળા ત્યારે જ સિદ્ધ થઇ શકે કે જ્યારે વિચારના સર્વ વ્યાપારોથી મનુષ્યનું 'હું' નિરાળું રહી શકે, અને તેના વ્યાપારો, તેની આજ્ઞા કે સંકેત વડે જ થાય છે એવું ઊંડું ભાન તેના 'હું' માં પ્રવેશી શકે. આ કળા સિદ્ધ થવા માટે અભ્યાસની અપેક્ષા છે, પરંતુ એ અભ્યાસના અંતે જે મહદ્ ફળ વિરાજે છે, તે જોતાં એ અભ્યાસને અંગે રહેલો શ્રમ જરૂર ખેડવા જેવો છે. ખરી રીતે એ કળા સિદ્ધ થયા પછી જ આપણું ખરું જીવન શરૂ થાય છે. અત્યારે આપણે કેદી છીએ, અને કેદીનું જીવન એ કાંઇ ખરું જીવન નથી. આપણા જીવનમાં સ્વાતંત્ર્ય, વિશાળતા, વ્યાપકતા મુદ્દલ નથી, આપણું માનસ યંત્ર આપણા કાબૂમાં આવ્યા પછીના જીવનનો ખ્યાલ પણ અત્યારે આવવો દુષ્કર છે.

આથી તમારા 'હું' નું તમારા માનસિક કરણો ઉપર સામ્રાજ્ય વિસ્તારવાનો અભ્યાસ કરો. તેમ થયેથી તેના વ્યાપારો તમારા સ્વરૂપથી નિરાળા ભાસ્યમાન થશે અને તમારી આજ્ઞાથી ગતિમાં મુકાતા અનુભવાશે. તમને છેવટે એમજ જણાશે કે તે તમારું યંત્ર માત્ર છે. ધૈર્ય અને ખંતપૂર્વક અભ્યાસની અપેક્ષા છે; પાઠ અઘરો છે, તેની ના નથી, પણ ફળ તેવું જ મહાન છે. સ્વરૂપની મહત્તા; ભવ્યતા, સામર્થ્ય, અને પ્રભાવમાં પ્રવેશવા માટે ગમે તેવો કઠણ અભ્યાસ કર્તવ્ય છે, તેની કોણ ના કહી શકે તેમ છે?

## (૪)

## એક નવીન સૃષ્ટિ

પ્રાણી માત્રને પોતપોતાના જુદા જુદા જગત હોય છે. એકજ સૃષ્ટિ ઉપર વિહરવા છતાં, એકજ સૂર્યની હૂંફ તળે વસવા છતાં અને એકજ પ્રકારના અન્ન વડે સ્થૂલ દેહનો નિર્વાહ કર્યે જતા છતાં, પ્રત્યેક જીવને પોતાનું સાચું વિશ્વ નિરાળું હોય છે. અને તે વિશ્વ જીવના જ્ઞાનના તારતમ્યાનુસાર રચાયેલ હોય છે. સ્થૂલ સૃષ્ટિ ઉપર પણ જીવની દૃષ્ટિ–મર્યાદાને લઇને તેનું જગત નાનું મોટું હોય છે. અને માનસ તેમજ આધ્યાત્મિકસૃષ્ટિ સંબંધે તો એ વાત તે કરતાં પણ અનેક ગુણ સત્ય છે. પાણીના બિંદુમાં વસતા એક પોરાના મનથી જગત એ બિંદુથી મોટું હોવું સંભવતું નથી. શેરીના કુતરાનું જગત, પોતાની શેરી કરતાં વધારે વિશાળ હોવું સંભવતું નથી. એક અજ્ઞાન ગામડીયાનું જગત બહુ બહુ તો પોતાના ગામડાથી થોડા ઘણા ગાઉ ઉપર સીમાબદ્ધ થયેલું હોય છે. એક વિદ્વાન અને ભૂગોળના અભ્યાસીનું જગત નકશામાં આવેલા બે ગોળાર્ધ વડે સીમાબદ્ધ થયેલું હોય છે.

આ પ્રમાણે બધાનું જગત જુદું જુદું હોવા છતાં તેમાંથી એક પણ જીવની કલ્પના અસત્ય અથવા પાયા વિનાની નથી.

છે કે એવી જ્ઞાનપ્રવૃદ્ધ 'અવસ્થાવાળા અને સંપૂર્ણ સુખનું આસ્વાદન કરવાવાળા જીવાત્માઓ અહીંથી કરોડો ગાઉ દૂરની કોઈ દિવ્ય સૃષ્ટિમાં રહેતા હશે. તેમના અંતઃકરણમાં એજ વાત દૃઢ બની ગઈ હોય છે કે, આંહી તો દેખીતી રીતે જ જ્યાં ત્યાં દુઃખ અને નિર્વેદમયતા ભરેલી છે અને તેથી સુખનો લેશ પણ સંભવ નથી. સુખ વાળી સૃષ્ટિ તો આ દુઃખવાળી સૃષ્ટિથી ઘણે જ અંતરે દૂર આકાશના કોઈ ભાગમાં લટકેલી હોવી જોઇએ. લોકો એ સૃષ્ટિને સ્વર્ગભૂમિ કહે છે, અને તેવી સુખ ભૂમિમાં જવાનો પરવાનો મેળવવા માટે વિવિધ ક્રિયાઓ સેવે છે. આવી વાતો પ્રાકૃત મનુષ્યોને માટે જ તેમની સમજણમાં ઊતરે તે માટે રચવામાં આવી હોય છે. વસ્તુતઃ અંતઃકરણની સુખમય અવસ્થાને (સ્થિતિ વિશેષને) અને સ્થાનને કશોજ સંબંધ નથી.

જેટલી જ્ઞાનની કળાઓ તેટલા વિશ્વ છે. અર્થાત્ સ્થૂલવિશ્વ તેનું તે જ રહેવા છતાં જેમ જેમ અજ્ઞાનના આવરણો છેદાતાં જાય છે તેમ તેમ તે નવા ઉપલબ્ધ થયેલા જ્ઞાનના પ્રકાશમાં વિશ્વ નવું રૂપ ધારણ કરતું જાય છે. વિશ્વ બદલાતું નથી, પણ મનુષ્યનો આત્મા—તેની સમજણ બદલાય છે. બાહ્યવિશ્વ એ મનુષ્યની આંતરાવસ્થાની પ્રતિછાયા માત્ર છે. વિશ્વના ઉપર મનનો જેવો પ્રકાશ પડે છે તેવો વર્ણ તે ધારણ કરે છે.

આથી સુખવાળી અવસ્થા માટે કોઇ સ્થાન વિશેષની અગત્ય નથી; જેની અગત્ય છે તે 'સ્થિતિવિશેષ'ની છે. સ્થાન સ્થિતિને બદલી શકતું નથી, પણ સ્થિતિ સ્થાનને બદલે છે. સ્થિતિ બદલાતા સ્થાનનો પ્રભાવ ફરી જાય છે. મનની સ્થિતિ બદલાતા નંદનવન મરુભૂમિનો દેખાવ પહેરી લે છે અને મનની સ્થિતિ બદલાતા સહરાનું રણ કાશ્મીરની હરિયાળી ઉપવનલક્ષ્મી બની જાય છે.

મનુષ્યના અંતઃકરણની એક એવી આધ્યાત્મિક સ્થિતિ છે કે જ્યાં તેનો પ્રવેશ થતાં, આ ચર્મચક્ષુને ભાસતા વિશ્વથી અત્યંત

ભિન્ન જગતમાં તેનો પ્રવેશ થયો હોય એમ તેને ભાસે છે. જો કે તે વસ્તુતઃ જે સ્થાને હોય છે ત્યાંનો ત્યાં જ રહે છે, છતાં પોતાના મનથી તે કરોડો ગાઉની દૂરની સૃષ્ટિમાં આવેલો હોય છે. આ જગતનું અને તે જગતનું મુદ્દલ મળતાપણું રહેતું નથી. આ નવા જગતમાં આવ્યા પછી પૂર્વના જગતને રહેવાનું કયું સ્થાન હતું તે પણ તેને જડતું નથી.

આ આધ્યાત્મિક જગતના સંબંધમાં સામાન્ય લોકાનુભવ અત્યંત મંદ છે. અને તેથી તે સંબંધે તેમના અંતઃકરણમાં વિવિધ કલ્પનાઓ હોય છે. કેટલાક એમ કહે છે કે મરણ પછી ઉત્તમ પુરુષો તે જગતમાં પ્રવેશી શકે છે. અર્થાત્ સ્વર્ગાદિ લોક તે આ જગત હશે એમ ઘણા ખરા માને છે. અને આ જન્મના અંતે તેને મેળવવા માટે અનેક અનુષ્ઠાનો કરે છે. પરંતુ ખરી રીતે ઉપર્યુક્ત આધ્યાત્મિક સ્થિતિ એ સ્વર્ગાદિ લોક સૂચક નથી. શુદ્ધ સત્ત્વના પ્રકાશથી જેમની મતિ પ્રકાશિત થયેલી હોય છે, અથવા જેમના આત્મા ઉપરથી વિમોહના આવરણો ખસી જઈ પોતાના વાસ્તવ સ્વરૂપના ભાનમાં આવ્યા હોય છે તે પ્રકારની એક અવસ્થા વિશેષ છે. અને તે આ લોકમાંજ પ્રાપ્ત થવા યોગ્ય છે.

તે જગતની સાથે સંબંધમાં આવનાર મહાજનોનો એવો અનુભવ છે કે તે કાળે આ જગત જેવું આપણને જણાય છે તેવું દેખાવું બંધ પડે છે. તેઓ કહે છે કે આ પ્રતીત થતું જગત તે સત્ય જગતની છાયા માત્ર છે. આ સ્થૂલ જગત જ્યારે ખોટું છે ત્યારે તે જગત સત્ય છે. તે સંપૂર્ણ ચૈતન્યમય છે. જે કાંઈ થઈ ગયું છે, અને હોવા યોગ્ય છે, તે સર્વનું તે દૈવી મૂળ છે. જુદા જુદા મહાત્માઓ તે જગતને જુદી વાણીમાં વર્ણવે છે. છતાં તે સર્વનો કથિતાશય એકજ પ્રકારનો હોય છે. આપણને ભાસતા વિશ્વમાં તે વિશ્વની સાચી સરખામણી કરવા યોગ્ય કાંઈ જ ન હોવાથી

તે વિશ્વનું મહાજનોએ આપેલું વર્ણન આપણને બરોબર મેળ લેતું જણાતું નથી. તેમ છતાં જેમની બુદ્ધિ તે શુદ્ધ સત્ત્વના પ્રકાશથી સહેજ પણ પ્રકાશિત થયેલી હોય છે, તેઓ એ પ્રકારના વર્ણનમાં પોતાના જ ઝાંખા અનુભવનું પ્રતિબિંબ જુએ છે, અને એ વિશ્વનો અનુભવ કરનારની ગમે તેવી ભાંગીતૂટી વાણી સાથે પોતાના અનુભવનું સાદશ્ય ઘટાવી લે છે.

અજ્ઞાનરૂપી અંધકારનો વિલય થતાં તે પ્રકાશમય જગતનું ભાન થવા યોગ્ય છે. તે દિવ્ય જગતમાં જન્મ, જરા, મરણ, વ્યાધિ, દુઃખ, અવ્યવસ્થા આદિ કશું જ નથી. ત્યાં સ્થળ અને કાળની મર્યાદાઓ તૂટી પડેલી હોય છે. ત્રણે કાળ તેમને એકજ કાળ છે. જ્યાં નવું જૂનું થયા કરતું હોય ત્યાં જ કાળનો સંભવ છે અને તેથી જ કાળની વ્યાખ્યા પણ આપણા શાસ્ત્રકારોએ એવા પ્રકારની આપી છે કે "જે નવાનું જૂનું કરે છે તે કાળ છે." હવે તે વિશ્વમાં કશું જ અવસ્થાંતરને પાત્ર નથી. અચળ, અવિકારી, અને સદાકાળ એકજ સ્થિતિમાં તે રહેવાવાળું હોઇ કાળનું અસ્તિત્વ ત્યાં નથી. સ્થળ સંબંધે પણ તેમજ છે. તે દિવ્ય બ્રહ્માત્મક વિશ્વ સાથે તે મહાત્માનું ઐક્ય થવાથી જ્યાં જ્યાં તે શુદ્ધ સત્ત્વનો આવિર્ભાવ છે, ત્યાં ત્યાં તે પણ છે, અને એવું કોઈ સ્થાન નથી કે જ્યાં તે શુદ્ધ બ્રહ્મત્વ નથી. તેથી સ્થાનની કલ્પના પણ ત્યાં રદ થાય છે. સ્થળ અને કાળ આ સાપેક્ષ–દશ્યવિશ્વમાં જ અર્થવાળા છે. તે વાસ્તવ જગતમાં તો સર્વ એકરસ–નિરવધિ ચિતિમહાસાગરરૂપ છે. પરમાત્માનો અનુભવ તે આપણો અનુભવ થાય છે. વસ્તુતઃ આપણે પછી તે પરમ–આત્માથી જુદા હોતા નથી. આપણું પૃથક્ત્વ ત્યાં વિલય પામે છે. અને જુદાઈની દીવાલ તુટી પડે છે. સર્વત્ર શાંતિ, આનંદ, પૂર્ણતા જણાય છે. આનંદ અને સુખ માટે ઉપભોગના નિમિત્તની જરૂર પડતી નથી, અસ્તિત્વમાં હોવું એજ આનંદમય હોવા તુલ્ય છે.

'To be is to be happy'. વેદાંતનો બ્રહ્મસાક્ષાત્કાર, બુદ્ધોનું પરિનિર્વાણ, યોગી જનોની સમાધિ, જૈનોનું કેવલ્ય 'Alone with the Alone' સુફીઓની પ્રિયાની ભેટ, એમર્સનનો Over soul એ બધું જુદી જુદી વાણીમાં એકજ અનુભવનું ઉચ્ચારણ છે. અને તે ઉપર્યુક્ત આધ્યાત્મિક સૃષ્ટિ સાથેનો સંબંધ છે.

એ નવું વિશ્વ આ પ્રતીત થતા વિશ્વથી ઘણે દૂર આવેલું કોઈ સ્થાન વિશેષ છે એમ નથી. તે આંહી જ છે. તમે પૂછશો કે "અગર જો તે આંહી જ છે તો શા માટે તે દેખાતું નથી? જો તે હોય તો કદી મને એકને ન દેખાય, એને ન દેખાય, પાંચ પચીશને ન દેખાય, પરંતુ તમે દુનિયાના લગભગ બધા જ મનુષ્યોને પૂછીને ખાતરી કરો અને તમને એકી અવાજે તેઓ કહેશે કે અમારા અનુભવમાં તેવું જગત કદી જ આવ્યું નથી. અમે તે હોવાની વાતો સાંભળી છે, પરંતુ તે વાતો કોઈ કલ્પનામાં વસનાર કે સ્વપ્નામાં જ વિહરનારાઓ 'visionary'એ ગોઠવેલી હોય એમ જણાય છે. તેમ ન હોય તો શું આ કરોડો મનુષ્યોનો અનુભવ ખોટા અને એકાદ ચસકી ગયેલા મનુષ્યનો અભિપ્રાય સાચો ગણવો?" દુનિયાની બહુમતા ઉપર જેમણે સત્યની કસોટીનું ધોરણ બાંધેલું છે, અને ઘણા માણસો કહે તે જ સાચું એમ જેમની મતિમાં રૂઢ થઇ ગયું છે તેમને માટે તો બધી જ દલીલો વ્યર્થ છે. ખરું છે કે એ નવી સૃષ્ટિનો અનુભવ કરનારા માણસોની સંખ્યા કાંઈ કરોડની થવા જતી નથી. અને આ ઈંટ માટીની સૃષ્ટિના અનુભવી જનો સાથે સરખાવતા તે મહાજનોની સંખ્યા નહિવત જ છે, તો પણ ડાહ્યા જનોનું સત્યનું માપ "ઝાઝું તે ખરું અને અલ્પ તે ખોટું" એવું કદી હોતું નથી. સત્યનો આધાર તેને માનનાર કે ન માનનારાની સંખ્યા ઉપર નથી. તેનો અનુભવ ઘણાને નથી થયો તેથી તે સત્યને કશી જ હાનિ કે ન્યૌનાધિક્ય નથી, અને તે સાથે સત્યની એ પણ કસોટી છે કે તે સત્યનું ઉચ્ચારણ

જેવા ચારિત્રવાળા પુરુષોએ કરેલું છે. એ નવી સૃષ્ટિની શોધનો ઢંઢેરો આજ કાલ ટોળાબંધ ફરતા અને ભીખ ઉઘરાવતાં મંડળો એ નહી, પણ જેના સ્મરણમાં ચક્રવર્તી રાજાઓના મણિમંડિત કિરીટો રોળાતા, અને જેમના પ્રતાપ આગળ વિશ્વની સમગ્ર વિભૂતિ બે કર જોડી મસ્તક ઢાળી ઉભી રહેતી, તેવા અનેક ઋષિ મહર્ષિઓ વડે થયેલો છે. કોઈ સત્યતાનો આધાર તે વાત કરનારની સંખ્યા ઉપર નહિ, પણ તે વાત કરનારના ચારિત્ર ઉપર હોવો જોઈએ. અને તે ધોરણથી જોતાં એ નવી સૃષ્ટિ સંબંધે ઘોષણા કરનાર મહાજનોનો અનુભવ મુદ્દલ શંકાપાત્ર હોવો સંભવતો નથી.

તે નવી સૃષ્ટિ આજ સ્થળે હાજર છે. મને કે તમને તે નથી અનુભવાતી તેનું કારણ એજ છે કે આપણે તેના 'ભાન'માં પ્રવેશ્યા નથી. આપણા અનુભવ કે જ્ઞાનનો આધાર માત્ર તે જ્ઞેય કે અનુભવનો વિષય બનાવનાર વસ્તુના હોવાપણા ઉપર નથી, પરંતુ તે જ્ઞેય પદાર્થ સાથે આપણે 'ભાન'માં આવીએ તે ઉપર છે. જ્ઞેય પદાર્થ હોય પણ તે આપણી જ્ઞાન મર્યાદામાં ન આવતો હોય તો તે આપણે માટે નહિ હોવા તુલ્ય જ છે. મને તમને અને કરોડો માણસોને તે નવું વિશ્વ નથી પ્રતીત થતું તેનું કારણ તે નવું વિશ્વ છે જ નહિ માટે નથી પ્રતીત થતું એમ કાંઈ નથી; પરંતુ આપણે બધા તેના ભાનમાં નથી પ્રવેશ્યા માટે નથી. જેઓ એ વિશ્વના સહેજ સરખા પણ ભાનમાં પ્રવેશ્યા છે, તેમને એ વિશ્વના હોવાપણાની સંપૂર્ણ ખાતરી થયેલી છે. અમે તમે અને સર્વે એ જગતમાં પ્રવેશવાના અધિકારી છીએ, આપણું અંતિમ નિર્માણ પણ એજ છે. તેમાં પ્રવેશ્યા વિના કોઈને ચેન પડે તેમ નથી. આપણે હંમેશા અતૃપ્ત, અસંતુષ્ટ રહીએ છીએ, તેનું કારણ એજ છે કે આપણો આત્મા તે સૃષ્ટિમાં પ્રવેશવા તત્પર થઇ રહી છે. સુખ, આરામ, વિશ્રાંતિ, ચેન એ બધું આંહીં નહિ પણ ત્યાં છે. એ ઇશ્વરની સૃષ્ટિ એ જ આપણું

જેવટનું નિવાસસ્થાન છે. મહાત્મા જિસસ તેને "પિતાનું સામ્રાજ્ય' કહી સંબોધતા ગયા છે. મહાત્મા સેન્ટપોલ તેને 'પ્રભુનો પ્રાસાદ' Lord's Manson ની સંજ્ઞા આપતા ગયા છે. પૂર્વ મહાજનોની આંગળી તે તરફ જ હતી. સર્વ મહાજનોના ચક્ષુ તે ભણી જ ઢળેલા રહેતા અને દીનવાણીથી તે મહારાજ્યમાં, તે સુખપૂર્ણ સૃષ્ટિમાં ખેંચી લેવા પિતાને પ્રાર્થતા હતા.

સંપૂર્ણ મુક્તત્વ, સંપૂર્ણ નિરામયતા, સંપૂર્ણ સુખ, સર્વોત્કૃષ્ટ ઉન્નતિ, અને ક્રમિકવિકાસનો તે અંત છે. તે અવસ્થા એ વાણીનો વિષય નથી, કમકે તે સૃષ્ટિના અને આ સૃષ્ટિના અનુભવ સાથે કશું જ સામ્ય કે સાદશ્ય નથી. આપણી અનુભવ મર્યાદામાં જે જે વિષયો આવ્યા હોય તેનાજ સંસ્કાર આપણા મન ઉપર હોય છે અને એવા સંસ્કારથી જુદી પડતી વાત આપણા આગળ કોઈ કરે તો તે આપણે ગળે ઊતરતી નથી. આમ હોવાથી નવી સૃષ્ટિનો ખ્યાલ વાણી દ્વારા લાવવામાં મોટો અંતરાય છે. અનનુભૂત વિષયને અનુભૂત સંસ્કારોની વાણીમાં કેવી રીતે દર્શાવાય? આથી જેમણે જેમણે આવો પ્રયત્ન કર્યો છે, તેમણે માત્ર આંહીં પ્રતીત થતા સુખ કે આનંદનો ગુણાકાર જ કર્યો છે. સુખ કે આનંદનો પ્રકાર એનો એજ રાખી માત્ર તેને અનંત ગુણે ગુણી નાખી તેનું પ્રમાણ વધાર્યું છે. અને આમ કરવા સિવાય તેમને બીજો રસ્તો પણ ન હોતો. આથી તે વાત અર્ધ સત્ય છે. સુખનો પ્રકાર તેમજ પ્રમાણ તે નવી સૃષ્ટિમાં છેક જ જુદા છે. અને તે અનુભવથી જ તેના ભાનમાં પ્રવેશ્યા પછી જ—જાણી શકાય છે. વર્ણન વાંચવાથી તેનો સાચો ખ્યાલ આવતો નથી. વર્ણનનો હેતુ માત્ર મનુષ્યોને તે ભણી વાળવાનો જ છે અને એમ થયે વર્ણનનો પ્રયત્ન સફળ ગણાવા યોગ્ય છે. શાસ્ત્રો અને શાસ્ત્રકારો મનુષ્યોમાં પ્રભુ પ્રત્યેની માત્ર ઉત્કંઠા જ ઉપજાવી શકે છે. આ પ્રતીત થતાં વિશ્વ કરતાં અનંત ગુણ ચડિયાતું

એક નવું વિશ્વ છે એટલી આપણને ખાતરીજ આપે છે. બાકીનું બધું મનુષ્યને જાતે કરવાનું છે. કૂચી તેમની પોતાની પાસે છે.

આ નવી સૃષ્ટિના ભાનમાં પ્રવેશવાનો રસ્તો કયો ? પ્રભુનો પ્રાસાદ ખોલવાની કૂંચી ક્યાંથી મળવાની છે ? એ પ્રશ્ન આ સ્થળે સ્વભાવિક છે. પ્રથમ તો તે પ્રદેશમાં પ્રવેશ કરવાની, તેને પ્રાપ્ત કરવાની અત્યંત પ્રબળ, તીવ્ર ઈચ્છા મનનાં પ્રગટવી જોઈએ. આ પ્રદેશમાં સ્થિતિ કરવાનો એક જ ઉદ્દેશ સેવવો જોઈએ. પ્રત્યેક વિચાર, પ્રત્યેક શબ્દ, પ્રત્યેક કાર્યમાં વૃત્તિ એ પ્રદેશ સાથે વધારે ને વધારે અનુસંધાનવાળી થાય, એવો અંતરથી ઈષ્ટ હેતુ હોવો જોઈએ. અને પ્રવૃત્તિ માત્ર એ અંતિમ હેતુની સિદ્ધિને અર્થે જ હોવી જોઈએ.

આટલું થયા પછી આત્મા તે વિશ્વમાં પ્રવેશવા તૈયાર થયો હોય છે. પછી માત્ર તેને એક જ કાર્ય બાકી રહે છે. તે કાર્ય કાંઈ વિધિ, ક્રિયા કે અનુષ્ઠાન નથી; તપ, જપ, મંત્ર, પ્રાણાયામ, આસનસિદ્ધિ કે કોઇ તેવુંજ સાધન વિશેષ નથી; પણ પ્રભુના પ્રાસાદ ભણી જવા માટેનું આ સાધન તે માત્ર 'શ્રદ્ધા' છે. પ્રભુના મહારાજ્યની સાથે સંબંધમાં આવવા માટે જેની ખાસ જરૂર છે તે આ એક જ તત્ત્વ છે. મનુષ્યો તે વાતને પહેલેથી સાંભળતા આવ્યા છે. આ સ્થળે કાંઈ પ્રથમ જ તેમના વાંચવામાં આવે છે, તેમ કાંઈ નથી, છતાં મનુષ્યસ્વભાવનું બંધારણ જ એવું છે કે પાંચ પચીસ વાર સાંભળેલી વાતને તેઓ સામાન્ય કહીને તરછોડી કાઢે છે અને એ જૂની વાતમાં કશો જ રસ તેઓ લેતા નથી. છતાં મુક્તિ પાટણ સુધીની મુસાફરી એ જ વાહનમાં કરવા સિવાય આત્માનો છૂટકો નથી, કેમકે તે સિવાય બીજું વાહન જ નથી. જૈન શાસ્ત્રકારોએ તેને સમ્યક્ત્વનું મૂળ કહ્યું છે. જિસસે તે faith મે તેના ત્રણ ગુણ મંતવ્યોમાં પ્રથમ સ્થાન આપ્યું છે. કૃષ્ણે પણ અર્જુનને "સર્વ ધર્મો

છોડી મારે શરણે આવવાનું" કહ્યું છે. જુદા જુદા ધર્મસ્થાપકોએ તે 'શ્રદ્ધા'ના સ્વરૂપને ઇશ્વર પરાયણતા આદિશબ્દો વડે ઓળખેલું છે. પરમાત્મ સ્વરૂપમાં હૃદયની દૃઢ માન્યતા અર્થાત્ તે આધ્યાત્મિક સૃષ્ટિ છે અને હું તેમાં પ્રવેશના યોગ્ય છું એવો ચોક્કસ નિશ્ચય, એ પરમાત્મતત્ત્વની સાથે સંબંધમાં આવવાનો ધોરી માર્ગ છે.

ખરું છે કે એ પરમ તત્ત્વને આપણે અત્યારે જોઇ શકતા નથી અને તેથી આપણું તે સંબંધનું જ્ઞાન તે માત્ર શ્રદ્ધાજન્ય જ્ઞાન જ છે. તેમ છતાં તેવી એક સૃષ્ટિ છે એ વાત ચોક્કસ–નિઃસંદેહ સત્ય છે. અનેક મહાજનોએ તે પ્રાપ્ત કરેલી છે અને નિઃસ્વાર્થ બુદ્ધિથી આપણી દૃષ્ટિને તે માર્ગ ભણી વાળતા ગયા છે. આ કાળે પણ ઘણા મનુષ્યોએ તેનો અનુભવ કર્યો છે, અને ન્યૂનાધિક અંશે તેના ભાનમાં આવ્યા છે. શરૂઆતમાં આપણે ધૈર્યપૂર્વક શ્રદ્ધા રાખવી જોઇએ. અને એ પરમ તત્ત્વને શરણે આવવું જોઈએ. તૈયાર થયેલું હૃદય આ ભાવને ત્વરાથી ગ્રહણ કરી શકે તેમ છે. તે પરમ તત્ત્વની કલ્પના શ્રદ્ધાવાનને અશક્ય નથી. "તે તત્ત્વ–તે સૃષ્ટિ, અનંતસુખપૂર્ણ આનંદપૂર્ણ ચિતિ સ્વરૂપ છે અને હું તેમાં હંમેશાં ખેંચાઉં છું, દયાળુ પિતા હંમેશાં મને–તેના બાળકને–તેના મહારાજ્ય ભણી આકર્ષે છે" એમ ભાવવું જોઈએ. આપણા સમગ્ર જીવનને અને આપણા જીવનના સંબંધવાળી પ્રત્યેક વસ્તુને તે પરમાત્માને ચરણે સોંપી દેવી જોઈએ. આપણા અને આપણા સર્વ વ્યવહારના નિયંતા આપણે તેમને જ બનાવવા જોઈએ. આપણા રથની લગામ, અર્જુનની માફક આપણે તે કૃષ્ણ પરમાત્માને–તે દિવ્ય સત્ત્વને સોંપવી જોઇએ. આમ કરવાથી આપણે તે આધ્યાત્મિક વિશ્વમાં સ્વભાવથી જ આકર્ષાઇએ છીએ. કેમકે ઇશ્વર અને તે આધ્યાત્મિક વિશ્વ જુદા નથી. પ્રભુના હાથમાં જ આપણે

આપણું સર્વસ્વ સોંપી દીધું તેનો અર્થ જ એ કે આપણે તેના વિશ્વમાં પ્રવેશ કર્યો. અને જેટલે અંશે આપણે આપણું સમગ્ર તેને સમર્પ્યું હોય છે, તેટલા અંશે આપણે તેના મહારાજ્યમાં પ્રવેશ્યા હોઈએ છીએ.

જ્યારે આપણા યોગક્ષેમનો રથ આપણો અભિમાની હાંકવો મૂકી દઈ પરમાત્માને તે હાંકવા દે છે ત્યારે તે જે માર્ગે જવા યોગ્ય છે તે જ માર્ગે જાય છે; પછી તે નવી સૃષ્ટિ ભણી જ હોય છે. આપણી ઇચ્છા એ પછી આપણી વ્યક્તિગત ઇચ્છા હોતી નથી પરંતુ આપણા અભિમાની દ્વારા પરમાત્મા જ ઇચ્છા કરે છે. આપણે માત્ર તેના હથિયાર બનીએ છીએ. આપણી વિભૂતિઓ પછી પ્રભુની વિભૂતિઓ હોય છે. અલ્પને સ્થાને અનંત ભરાવા માંડે છે. આપણી ક્રિયા માત્ર તે પરમાત્માના સ્ફુરણ અને આદેશથી જ થાય છે. જેટલે અંશે મનુષ્ય પરમાત્માને આધીન બને છે, તેટલે અંશે તે પરમાત્મા થાય છે.

આ જીવન પ્રભુને અર્પાયા પછી વ્યક્તિ તરીકેનું જીવન પ્રભુના મહાજીવનમાં ભળી જાય છે. પોતાનું એવું કશું જ રહેતું નથી. જે કાળે જે સાધન પ્રાપ્ત હોય છે, તેનો ઉપયોગ પરમાર્થે જ–પ્રભુ પ્રેરે તે પ્રમાણે–થયે જાય છે. જીવન એક મહાયજ્ઞ જેવું સ્વાર્પણમય બની રહે છે. કોઈ પણ પ્રકારના ફળમાં રતિ રહેતી નથી. પ્રભુ તેના દ્વારા માત્ર ફળની વહેંચણી જ કરે છે. અહંકાર, સ્વાર્થ-પરાયણતા, વ્યષ્ટિ પ્રત્યેની આકાંક્ષાઓ એ બધું તૂટી પડે છે.

બંધુ ! આપણે બધા તે સૃષ્ટિના વારસ છીએ માત્ર ઇચ્છા અને શ્રદ્ધાની જરૂર છે.

## (૫)

## મૃત્યુ

સમસ્ત વિશ્વ 'મૃત્યુ'ની ભ્રાન્તિને વશ બનેલું છે. જે વસ્તુ જ નથી તે વસ્તુથી જગત નકામું ભડક્યા કરે છે. 'મૃત્યુ' નામની કહેવાતી અવસ્થાને જે જે વાક્યોથી સંબોધવામાં આવે છે, તેમાંજ એ ભ્રાન્તિનો આપણને પરિચય મળે છે. દુનિયા જેને ડાહ્યા અને સમજુ મનુષ્યો ધારે છે એવા મનુષ્યો પણ 'મૃત્યુ' નામથી ઓળખાતા બનાવને વિવિધ જાતના નામ અર્પે છે, અને જુદા જુદા પ્રકારે વાક્ય રચના ઘટાવીને એ બનાવમાં નવો નવો અર્થ આરોપી આસપાસના સમુદાયમાં ભય અજ્ઞાન અને કલેશનું વાતાવરણ ફેલાવે છે. કોઇ માણસ અકાળે મરી જાય એ વ્યતિકરનું આવા ડાહ્યા જનો લહેકાવી લહેકાવીને વર્ણન કરે છે. તેઓ કહે છે કે 'કાળ એ બિચારાનો કોળિયો કરી ગયો,' 'એ બિચારાને ક્રૂર યમરાજાએ તેના જીવનના વસંત કાળમાં ઝડપી લીધો' 'તેની સમસ્ત પ્રવૃત્તિનો એકાએક અંત આવી ગયો' 'તેના જીવન કાર્યની પૂર્ણાહુતિ થઈ ગઈ' આવા આવા વર્ણનો ઉપરથી કોઈ અજાણ્યા માણસને તો એવો જ ખ્યાલ આવે કે એ મરનાર આત્માનો જાણે કે અસ્તિત્વમાંથી સમૂળગો લોપ થયો, શૂન્યતામાં તે પરિણમી ગયો અને વિધિ વાક્ય વડે તે આત્મા સંબોધાતો હવેથી બંધ પડી ગયો.

આપણા શાસ્ત્રો કહે છે કે જીવન એક સળંગ, અસ્ખલિત, અવિચ્છિન્ન વ્યાપાર છે. માત્ર જીવન પ્રવૃત્તિનો પ્રદેશ જ બદલાય છે. જો કે નિશ્ચયદૃષ્ટિ અથવા૦ નિરપેક્ષ પરમાત્મ દૃષ્ટિબિંદુ stand-point of the Absolute થી જોતાં સ્થળ, કાળ કે કાર્ય-કારણ time, space and causation કશું છેજ નહિ, છતાં આપણા સામાન્ય અનુભવમાં આવતા વ્યવહારના દૃષ્ટિબિંદુ Relative stand point થી (સાપેક્ષ દૃષ્ટિથી) જોતાં પણ 'મૃત્યુ' એ માત્ર સ્થળ કે જીવન પ્રવૃત્તિનો અંતર (ફેરફાર) જ છે. પરંતુ મોહના પ્રાબલ્યથી આ નિશ્ચય આપણા અંતઃકરણમાં નભી શકતો નથી.

'મૃત્યુ'ની ભ્રાન્તિ એટલી હદે આપણામાં વ્યાપી ગયેલી છે કે એ નામ સાંભળીને આપણે કંપી ઊઠીએ છીએ. શાસ્ત્રોમાં પગલે પગલે પુનર્જન્મ અને સ્વર્ગાદિ લોકોનું વર્ણન કરેલું છે. અને જીવન જુદા જુદા રૂપે કાયમ જ રહે છે એમ ભાર મૂકીને પ્રતિબોધ્યું છે, છતાં લોકોને તેની પ્રતીતિ મુદ્દલ આવતી નથી. આ લોકમાં જે આત્માનું આચરણ ઉત્તમ પ્રકારનું હોય, તે નિયમ વડે જ પરલોકમાં ઉત્તમ ગતિ મેળવે એમ તેઓ મોઢેથી કબુલ કરે છે, છતાં તેમની રીતભાતમાં એ મોઢાની કબુલાતનો મુદ્દલ પરિચય મળતો નથી. ઉત્તમ ગતિને તેમનો કોઇ સગો સંબંધી પ્રાપ્ત થયેલ છે, એ નિશ્ચયથી તેમને જે આનંદ અને સુખ અનુભવાવું જોઇએ તેની લેશ પણ નિશાની તેમના મુખ ઉપર જોવામાં આવતી નથી. ચોથા ગુણસ્થાનકે બિરાજવાનો દાવો રાખનાર અને શાસ્ત્રોમાં પ્રતિબોધેલી સિદ્ધાંત વાણીમાં પાકો ભરોંસો હોવાનું જાહેરનામું ફેરવનાર લોકમંડળમાંથી કેટલા થોડા મનુષ્યો મૃત્યુની ભ્રાન્તિથી રહિત છે, એ પ્રત્યેક વાચક પોતાના અંતઃકરણને પૂછશે તો ત્યાંથી ઉત્તર મળશે. સમકૃત્વ અથવા શાસ્ત્રનિશ્ચય હૃદયમાં જામેલો હોય અને જે વર્તન થતું જોઇયે, તેનાથી વિપરીત વર્તન થતું જોઇ અમને એમજ માનવું પડે છે, કે

આ કાળે સમકિતી મહાજનોની સંખ્યા ધારવામાં આવે છે, તેનાથી ઘણી ગણી ન્યૂન છે. શ્રાવક કુળમાં અવતાર પામવાથી કદાચ ઘણાખરા 'જન્મ સમકિતી' હશે પણ 'ગુણ સમકિતી' આંગળીને ટેરવે ગણી શકાય તેટલા પણ હશે કે નહિ તે શંકા જેવું છે.

અત્યારે કોઈ અન્ય સૃષ્ટિનો માણસ આવીને આપણા બધા ધર્મશાસ્ત્રના ગ્રંથોની એકેકી નકલ પોતાની સાથે લઈ જાય, અને ત્યાં પોતાની સૃષ્ટિમાં તે છપાવીને તેનો ફેલાવો કરે તો તે વાંચનારા વર્ગ એ પુસ્તકો ઉપરથી એવું જ અનુમાન કરે કે, જે ભૂમિ ઉપર આવા ઉત્તમ ગ્રંથો અમર્યાદપણે વિસ્તાર પામ્યા છે, અને જ્યાં આવું દિવ્યજ્ઞાન સમુદ્રના પ્રવાહની પેઠે ચોતરફ વ્યાપી ગયું છે, ત્યાં 'મૃત્યુ' નો ભય તો ક્યાંથી જ રહેવા પામે ? એવા દેશમાં પ્રત્યેક અંતઃકરણ પરમ સમાધાન વાળી સ્થિતપ્રજ્ઞ દશામાં વિરાજતું હોવું જોઈએ અને 'મૃત્યુ'ના નામે કશો જ ભય, કલેશ, હાયવોય કે રોવું કૂટવું એ તો સવાલજ શેનો હોય ! જે દેશમાં આવા સેંકડો ગ્રંથો ગામ નગર કે ગામડામાં ખૂણે ખચકે પણ ફરી વળ્યા હોય અને સર્વ વ્યાપક પ્રભુની પેઠે એના વિના કોઇ ઠામ પણ ખાલી ન હોય ત્યાં 'મૃત્યુ'નો ભય તો બાજુ ઉપર રહ્યો, પણ ઊલટો 'મૃત્યુ મહોત્સવ' ઠેર ઠેર ઉજવાતો હોવો જોઇએ, અને જીવન અને મૃત્યુ એવા શબ્દો પણ અર્થહીન હોવા જોઇએ.

આપણા ધર્મશાસ્ત્રના ગ્રંથોને લઇને આપણી તે લોકમાં જે કિંમત અંકાય તેના ઉપર આપણને હાસ્ય છૂટયા વિના રહેજ નહિ. તે ભોળા પરલોકવાસીઓને ક્યાંથી ખબર હોય કે અમે લોકો બતાવવાના અને ચાવવાના દાંત જુદા જુદા વેંઢારીએ છીએ ! એ સાદા સીધા અને પ્રમાણિક આત્માઓને ક્યાંથી ભાન હોય કે એ ગ્રંથોના સિદ્ધાંતો પ્રત્યેનો અમારો આદર એ માત્ર દેખાવનો, અને બહુ તો ધર્મસ્થાન કે ઉપાશ્રયના ચાર ખુણામાં જ મર્યાદા પામેલો રહે છે !

એમને બિચારાને કોણ ખબર આપે કે એ શાસ્ત્રો તરફની અમારી શ્રદ્ધાનો દાવો તદ્દન પોકળ, ઢોંગી અને કૃત્રિમ છે! અને 'મૃત્યુ-મહોત્સવ'ને બદલે અમારા કોઈ સગા, સ્નેહી કે મિત્રના મૃત્યુના પ્રસંગે અમે શોક સૂચવનાર પોશાક પહેરીએ છીએ, અને જાણે એ આત્મા નિરંતરના માટે અસ્તિત્વમાંથી ભૂંસાઇ ગયો હોય તેમ સમજી તેના માટે ખેદ અનુભવીએ છીએ! શ્રદ્ધા અને શ્રદ્ધાજન્ય કર્તવ્ય વચ્ચે અમારામાં કરોડો ગાઉનો અંતર છે. 'મૃત્યુ' છેજ નહિ છતાં તેનો ત્રાસ અમારા હૃદયમાંથી ક્ષણ પણ ખસતો નથી, અને એ બનાવનું નામ સાંભળતાં અમે ધ્રૂજી ઊઠીએ છીએ.

'મૃત્યુ' એ માત્ર અજ્ઞાનજન્ય ભ્રાન્તિ હોવાનું જેમને ભાન થયું છે, તેમને મન એ મૃત્યુનો કશો ભયકારક અર્થ હોતો નથી. માત્ર સ્થાનાંતર, અને પ્રવૃત્તિના પ્રદેશનું પરિવર્તન, એ સિવાય તેમને મન કશો જ ફેરફાર એ બનાવથી જણાતો નથી. કદાચ તેમને ક્ષણિક-વિયોગજન્ય વિરહનો ખેદ થાય, અને મૈત્રી અથવા સંબંધનો પ્રત્યક્ષ અભાવ થોડા કાળને માટે લાગે, છતાં તેમના અંતઃકરણમાં દૃઢપણે એટલું તો રહ્યા જ કરે છે કે પોતાનો તે મિત્ર અથવા સંબંધી આ વિશ્વમાંથી ગુમ થયો નથી, પરંતુ જીવનની કોઈ બીજી અવસ્થામાં પ્રવેશેલ છે. તેમના અંતઃકરણમાં આવો નિશ્ચય બુદ્ધિજન્ય જ નહિ, પરંતુ હૃદયજન્ય હોય છે. અર્થાત્ માત્ર બુદ્ધિ વડે માનવા પૂરતુંજ નહીં, પણ "વસ્તુતઃ એમજ છે" એવા પ્રકારનો દૃઢ અને સ્થિર નિશ્ચય હોય છે. આથી તેમના અંતઃકરણમાં અજ્ઞાનજન્ય કષ્ટ મુદ્દલ અનુભવાતું નથી. પરંતુ એમ થવામાં કુદરતનો સુંદર સંકેત છે એમ માની શાંતિ અને સંતોષ અનુભવે છે. આપણે જેને 'મૃત્યુ' કહીએ છીએ તે ન હોત તો આ વિશ્વની પ્રગતિ અટકી પડત અને આત્મા પોતાની મહત્તા કોઇ રીતે સિદ્ધ કરી શકત જ નહીં એમ ડાહ્યા પુરુષોનો નિશ્ચય હોવાથી તેઓ એ વ્યતિકરમાં કાંઇ અઘટિત અથવા "એમ ન હોત

તો સારું" એવું કશું જ જોતા નથી. 'મૃત્યુ' એ માત્ર સળંગ જીવનમાં વિસામા રૂપે અથવા એક ગ્રંથના નવા નવા પ્રકરણો રૂપે છે. મૃત્યુ એ જીવનની ત્રુટીઓ નથી, પણ બે પ્રકારના જીવનો વચ્ચેનું સંધિસ્થાન છે.

વાસ્તવમાં 'મૃત્યુ' એ ઉચ્ચતર જીવનની પૂર્વગામી અવસ્થા છે. પરંતુ આપણું તે સંબંધી અજ્ઞાન એ ભવ્યતર દિશામાં આપણને દૃષ્ટિપાત કરવા દેતું નથી. આ સંબંધમાં અમને એક વાત યાદ આવે છે. એક પ્રકારની ઇયળ થાય છે, તે અમુક કાળ સુધી ઇયળ Caterpillar નું જીવન ભોગવી તેજ ભવમાં પતંગ અથવા ભમરીનું જીવન ભોગવે છે, પરંતુ એ ઇયળ અને પતંગના જીવનની વચમાં એ ઉભય જીવનોની સંધિ રૂપે થોડો વખત તેને નિશ્ચેષ્ટપણે હલ્યા ચલ્યા વિનાનું સ્થિર, બેભાન, જીવન ગાળવું પડે છે. આ અવસ્થાને અંગ્રેજીમાં chrysalis stage અથવા કોશસ્થ જીવન કહેવાય છે. આવી અવસ્થામાં આવતા પહેલાં તે ઇયળને મૂર્છા જેવી સ્થિતિ અનુભવાય છે, અને તેને એમ જણાય છે કે હવે હું જીવન ભ્રષ્ટ થઇશ. એક ઇયળને આવી સ્થિતિ નજીક આવતી જણાઇ. જેને આપણે 'મોતના ભણકારા' કહીએ છીએ, તેવું તેને જણાવા માંડયું, આથી તેણે પોતાના મિત્રો, સગા, વહાલા, સંબંધીઓ વગેરેને ભેગા કર્યાં અને પોતાની હવે તુરતમાં શી અવસ્થા થવાની છે તે સંબંધી એક ભાષણ આપ્યું. ભાષણની ભાષા આપણે કદાચ સમજી ન શકીએ, પરંતુ તેનો અર્થ આ પ્રમાણે હોવો જોઇએ—

"ભાઇઓ! હવે મારે મારું જીવન ત્યજી દેવાનો પ્રસંગ નજીક આવ્યો છે એ જાણીને જેમ મને દિલગીરી થાય છે તેમ તમને પણ ન્યૂનાધિક અંશે થશે જ. મારું ભાવિ કેટલી ઉજ્જવળ આશાઓથી ભરપૂર અને અનેક રંગી વિવિધ પ્રવૃત્તિઓથી પરિપૂર્ણ હતું તે મારે તમને કહેવાની જરૂર નથી. પરંતુ હવે તે સર્વનો અંત ક્ષણ પછીજ નક્કી થઇ ચૂક્યો છે. યુવાવસ્થાના મધ્યાહ્ન સમયમાં ભયાનક કાળ

મારો ગ્રાસ કરી લે છે અને એ પ્રકારે કુદરત પોતાની નિર્દયતાનો પરિચય મારા દૃષ્ટાંતથી તમને આપે છે. પણ વહાલાઓ ! હવે છેલ્લી સલામ છે. આખરના રામરામ છે. ક્ષણ પછી હવે હું નહીં હોઉં" આ પ્રમાણે ભાષણ ખતમ થયું. તેના મૃત્યુની પથારી આસપાસ ભેગા થયેલા કુટુમ્બીજનોના પોકાર અને હાયવોય વચ્ચે તેણે ઇયળનું જીવન ભોગવવું બંધ કરી દીધું અને નિસ્તબ્ધ થઇને ખોખાની માફક પડ્યું. સર્વની રડારોળ અને આંસુની ધારાઓ જોઈને એક વૃદ્ધ ઇયળે સર્વ કોઇને દિલાસો દેવા માટે નીચે પ્રમાણે ભાષણ કર્યું. "આપણો વહાલો ભાઈ આપણને ત્યજીને ચાલ્યો ગયો. નિરંતરને માટે આ ભોગભૂમિનો પરિત્યાગ કરી ગયો, પરંતુ આપણ સર્વનું વહેલા મોડા એ નિર્માણ નક્કી થઇ ચૂકેલું છે. એ કૃતાંતની કરાળ સમશેર વડે આપણે સર્વ આજકાલ કપાઇ મરીશું, એ વાત કોઇથી મિથ્યા કરી શકાય તેમ નથી. વગડાના ઘાસની પેઠે આપણે સર્વ કપાવા જ નિર્માયા છીએ. આપણે શ્રદ્ધાથી એવી આશા રાખીએ છીએ કે મુવા પછી આપણને ઉચ્ચતર સ્થિતિ પ્રાપ્ત થાય છે. પરંતુ કોને ખબર છે કે એ આશા માત્ર ખોટા દિલાસા રૂપે જ નહોય ! એ કહેવાતા ઉચ્ચતર જીવન સંબંધે આપણને કોઇને કશું પુરાવાથી સિદ્ધ થયેલું જ્ઞાન નથી. આથી આપણા સર્વના કપાળે જે સામાન્ય ભાવિ લખાયેલું છે, તેના ઉપર આંસુ ખેર્યા વિના છૂટકો નથી, પરંતુ એ આંસુથી કાંઇ કાળને દયા આવે તેમ નથી. માટે ભાઇઓ ! ધીરજ રાખો અને જે સહન કર્યા વિના ચાલે તેમ નથી જ તેને સહી લો" આમ ઘડીવાર વાતચીતો કરી દિલગીર થઇ બધી ઇયળો છૂટી પડી ગઈ.

આપણને આ વાતો માંહેની ઇયળોની મૂર્ખાઈ ઉપર હસવું આવ્યા વિના રહે તેમ નથી. કીટમાંથી ભ્રમરના ભવ્યતર જીવનમાં પ્રવેશવા પૂર્વેની ક્ષણવારની જે નિશ્ચેષ્ટ સ્થિતિ તેમને પ્રાપ્ત થાય છે, તેને તેઓ 'મૃત્યુ' ગણવાની બેવકૂફાઇ કરે છે અને એ ક્ષણિક

નિદ્રા પછી જે વિવિધરંગી પતંગની આકાશગામી સ્થિતિ તેને મળવાની છે તે તરફ તેમનું લક્ષ્ય હોતું નથી તેથી તેઓ દિલગીર બની જાય છે. પરંતુ પ્રિયવાંચક બંધુ! તમે એ ઇયળોની મૂર્ખાઇ ઉપર હસશો નહિ. કેમકે અમારી અને તમારી મૂર્ખાઇ કરતા એ ઇયળની મૂર્ખાઇ કાંઈ વિશેષ નથી. એ ઇયળોના જીવનક્રમમાં મનુષ્યની મૂર્ખાઇનું જ પ્રતિબિંબ છે. એ વાર્તામાં કાંઇ નથી. માત્ર આપણે સમજીને આપણી ભ્રાન્તિ માટે ખેદ પામવા જેવું છે.

મૃત્યુનો ખરો અર્થ માત્ર એક પ્રવૃત્તિ મૂકી બીજી નવી પ્રવૃત્તિમાં પ્રવેશવું એ જ છે. એક ક્ષણવાર સુધી પણ જીવનમાં ત્રુટી આવતી નથી. પ્રવૃત્તિમાં ફેરફાર થાય છે તે વખતે પણ જીવન તો તેમનું તેમ નભ્યું જ રહે છે.

જ્ઞાની જનોના દૃષ્ટિ બિંદુથી જોતાં 'મૃત્યુ' છે જ નહિ. એ નામ જ અસત્ય છે, હડહડતું જૂઠ છે, માત્ર અજ્ઞાનજન્ય ભ્રાન્તિ છે. મૃત્યુ એવું કશું છે જ નહિ. જ્યાં જુઓ ત્યાં સર્વ સ્થાને, સર્વ કાળે એક અખંડ અવિચ્છિન્ન, ધરાવત્ જીવન પ્રવાહ જ છે. જીવન સિવાય બીજું કશું છે જ નહિ. માત્ર જીવનને કેટલીક બાજુઓ, કેટલાક ભિન્ન ભિન્ન સ્વરૂપો છે, અને મૂર્ખ લોકો એ માંહેલાં એકાદ જીવન-સ્વરૂપને 'મૃત્યુ' ના નામથી સંબોધે છે. વાસ્તવમાં કશું જ મરતું નથી. જો કે પ્રત્યેક પ્રાણી પદાર્થ, પ્રવૃતિ અને સ્વરૂપના ફેરફાર અનુભવ્યા કરે છે, એ ફેરફારને 'મૃત્યુ' કહેવું એના જેવી બીજી મોટી ભૂલ એક નથી. આપણે ઘરથી દુકાને અથવા ઑફિસમાં જઇએ. એથી અલબત આપણી પ્રવૃત્તિનો સહેજ ફેરફાર થાય છે, અને દુકાન અથવા ઑફિસના જીવન અનુભવ કાળે અનુભવાતા જીવનની વિસ્મૃતિ થાય છે. પરંતુ ઘરના જીવન સંબંધે આપણે મરી ગયા છીએ એમ કાંઇ નથી. માત્ર આપણા જીવનની પ્રવૃત્તિનું ક્ષેત્રાંતર થાય છે. ક્ષેત્રાંતરને કદાચ 'મૃત્યુ' ગણવામાં આવે તો પણ તેમાં

દિલગીર થવા જેવું કે રોવા કૂટવા જેવું શું છે? એ જ્ઞાનદષ્ટિએ સમજાતું નથી.

આત્મા અમર છે, અવિનાશી છે, શાશ્વત છે એનું જીવન અસ્ખલિત અવ્યવહિત, સળંગ, ક્રમબદ્ધ છે. કોઈ કાળે આત્માના અસ્તિત્વનો સદંતર લોપ થતો નથી. કદાચ આત્મા કોઈ સમયે મૂર્છા જેવી અવ્યક્ત ઉપયોગહીન અવસ્થા ભોગવે પણ તેથી તે પોતાના અસ્તિત્વથી રહિત થયો છે એમ કાંઇ નથી. આખરે તેનું નિર્માણ એક પરમ ચિતિ મહાસાગરમાં લય absorption થવાનું છે, પરંતુ ત્યાં પણ તે લય પણ એક મહાસત્તા સાથે અભેદ અનુભવવા રૂપે છે. વિનાશ destruction અથવા વિલોપ effacement રૂપે નથી. Edwin Arnold ના મોહક શબ્દોમાં કહીએ તો—

"Never the Spirit was born;
The Spirit shall cease to be never.
Never was time it was not;
End and beginning are dreams.
Birthless and Deathless and Changeless,
Remaineth the Spirit for ever;
Death hath not touched it at all,
Dead though the house of it seemed"

અર્થાત્-આત્મા કોઈ કાળે જન્મ્યો નથી, આત્મા કોઇ કાળે અસ્તિત્વથી ભ્રષ્ટ થવાનો નથી. એવો કોઈ ન હતો, કે જ્યારે તે ન હતો. તેના આદિ અને અંત એ માત્ર સ્વપ્નમાં છે. આત્મા નિરંતરને માટે અજન્મ છે, અમર છે, અવિકારી છે. મૃત્યુ એને કોઇ કાળે સ્પર્શતું નથી. કદાચ આત્માનું ખોખું મરેલું ભાસતું હશે.

પશ્ચિમ તરફના દેશોમાંથી આવેલું જડવાદનું મોજું આ કાળે આપણા યુવક વર્ગ ઉપર ફરી વળ્યું છે, અને પરિણામે તેઓ એમ માનતા બન્યા છે કે આ વિશ્વમાં બધુંજ વિનાશ પામવાના સ્વભાવવાળુ છે. પરંતુ એ દલીલમાં માત્ર અરધું સત્ય છે. વાસ્તવમાં તો કશું વિનાશ પામતું જ નથી, પરંતુ આપણી સાંકડી દૃષ્ટિને કદાચ કાંઈ વિનાશ પામતું જણાય તો પણ તે વિનાશ નથી, પરંતુ પર્યાયનું રૂપાંતર છે. કુદરતના રાજ્યમાં કશુંજ ખરા અર્થમાં મરતું નથી. અણુસમજુ લોકો મૃત્યુ જુએ છે બાકી જ્ઞાનીજનો તો સ્વરૂપનો ફેરફાર, શક્તિ અને પ્રવૃત્તિનો અંતર એ સિવાય કશુંજ જોતા નથી. નાનામાં નાનું અણુ પણ કોઇ કાળે સદંતર લોપ પામી જતું નથી. આપણું શરીર આપણે મરી ગયું માનીએ તેમાં પણ ભૂલ છે. કેમકે શરીર કાંઇ એક અખંડ, સળંગ તત્ત્વ નથી, તે તો અણુઓનો સંઘાત છે; અને એ અણુઓ એક શક્તિ તત્ત્વ વડે, અમુક કાળ સુધી અમુક આકારે ગોઠવાયેલા રહે છે. જ્યારે અભિમાની એક શરીરમાંથી નીકળી જાય છે, ત્યારે એ શરીરગત અણુઓ એક બીજા પ્રત્યે પૂર્વની જેમ સ્નેહાકર્ષણથી જામેલાં ન રહેતા, એક બીજા પ્રત્યે વિરોધ ભાવ બતાવવા માંડે છે. અભિમાનીના નિવાસકાળ સુધી તેઓ આત્માની સત્તાવડે, એક બીજાને અવલંબન આપી રહ્યા હતા, પરંતુ અભિમાની જ્યારે તેમાંથી નીકળી જઈ બીજું ખોખું શોધી લે છે, ત્યારે તે શરીરગત અણુઓ સંધાન રૂપે ભળી રહેવાનું પસંદ કરતા નથી. એ બધા અણુઓને એકઠા રાખનારું બળ પોતાની સત્તા પાછી ખેંચી લે છે, એટલે એ અણુઓ વિખરાવા માંડે છે, એક વિદ્વાને ખરૂં કહ્યું છે કેઃ–'The body is never more alive than when it is dead' "શરીર જ્યારે મરી ગયું હોય છે ત્યારે તે જેવું જીવતું હોય છે તેવું જીવતું તે બીજા કોઈ કાળે હોતું નથી." એક બીજા વિદ્વાને વળી કહ્યું છે કેઃ–"Death is but an aspect of life and the destruction of one

material form if but a herad to the building up another." અર્થાત્ "મૃત્યુ એ માત્ર જીવનની એક બાજુ વિશેષ છે. અને એક આકારનો વિનાશ એ અન્ય આકારવાળી રચનાનું પૂર્વગામી છે" આથી જડવાદની દલીલમાં કશું જ તત્ત્વ નથી. નાશ, મૃત્યુ, વિતરણ એ માત્ર અમુક આકારનો છે, પરંતુ જે દ્રવ્યનો એ આકાર હતો એને કશું જ લેવા દેવા નથી. મૃત્યુ કદાચ સંઘાતને સ્પર્શી શકે, પરંતુ અણુને સ્પર્શી શકે જ નહિ, વ્યક્તિત્વ અને અસ્તિત્વ નિરંતરને માટે એક સરખું જ કાયમ છે.

જેને જ્ઞાનદૃષ્ટિ પ્રાપ્ત થઈ છે, તેના મનથી જડવાદની દલીલો કશી વિસાતમાં નથી. એ દલીલો સંબંધી, તેના ખંડનમંડન સંબંધી, કે સ્થાપન ઉત્થાપન સંબંધી કોઈ દિવસ તે પ્રયત્ન કરતો નથી. જડવાદની દલીલો હાલ છે તે કરતાં હજારો ગણી વધારે પ્રબળ, અને સચોટ હોય તો પણ તેના મનથી તે દલીલોનું કશું જ મહત્ત્વ નથી. કારણ જેને સમ્યક્દૃષ્ટિ pure vision પ્રાપ્ત થઈ છે તેમનામાં એવું ઉચ્ચતર આધ્યાત્મિક સામર્થ્ય જાગૃત થયું હોય છે, કે જેથી તેઓ 'મૃત્યુ'ની ભ્રાન્તિ પ્રત્યક્ષ જોઈ શકે છે. બુદ્ધિની દલીલોની તેમને પરવા રહેતી નથી, કેમકે તેઓ અનુભવના પ્રમાણથી જાણી શકે છે કે આત્મા આ શરીરમાંથી નીકળ્યા પછી પણ જેવોને તેવોજ અસ્તિત્વમાન અને કાયમ રહે છે. મહાપુરુષો જીવનની બીજી બાજુ અનુભવી શકે છે અને ત્યાંની સ્થિતિ રીતિ જાણી શકે છે. આમ હોવાથી તેમને મનથી એ સંબંધી બુદ્ધિના વ્યર્થ તર્કો અને દલીલો બેવકૂફાઈ ભરેલા લાગે એમાં નવાઈ નથી.

જો તમે એવા પ્રકારની આધ્યાત્મિક દૃષ્ટિની ભૂમિકા સુધી ગતિ ન કરી શક્યા હો કે જ્યાંથી, મૃત્યુ પછી આત્મા અવિચ્છિન્ન ધારવત્ કાયમ રહે છે એમ અનુભવથી જાણી શકાય. અને તેથી આત્માના અમરત્વ સંબંધી કાંઈ પુરાવો માગતા હો તો તે પુરાવો

મેળવવા માટે બહાર નહિ પણ અંતરમાં દૃષ્ટિ સ્થાપો. એ પુરાવો બહારથી મળી શકે તેમ નથી. માત્ર અંતરમાં જ છે. કેમકે આત્મા પોતાના અમરત્વનો પુરાવો પોતાના સ્વરૂપમાં જ ભેગો લઇને ચાલે છે. તમને તમારા અમરત્વમાં શંકા આવતી હોય તો તે શંકા કરનારને પોતાને પૂછી જુઓ અને કોઇ શાંત ક્ષણમાં એ શંકા ભાંગી જશે. બધી ફિલસૂફી આપણને એટલું જ શીખવે છે કે, બાહ્ય દૃશ્ય કરતાં અંતરની સૃષ્ટિ અનંતગુણુ અધિક સત્ય છે. ખરી રીતે જોવા જઇએ તો મનુષ્યને બહારની સૃષ્ટિનું કશું જ જ્ઞાન નથી. તમને અત્યારે બહારની સૃષ્ટિનું જે કાંઇ જ્ઞાન છે તે માત્ર તમારા અંતઃકરણનું નિવેદન અથવા report છે. એટલે કે તમારા અંતઃકરણે બહારની સૃષ્ટિમાંથી જે કાંઈ સંસ્કારો ગ્રહણ કરેલા છે અથવા ચિત્રો સંઘર્યાં છે, એ સંસ્કારો impressions અને રૂપો pictures or forms સિવાય તમે અન્ય કશું જ જોતા નથી. આ વાતને ઉદાહરણથી જરા અધિક સ્પષ્ટ કરીએ. આ સામે વૃક્ષ છે. હું તેને જોઉં છું, પરંતુ હું માનું છું તેમ હું વૃક્ષને પોતાને જોતા નથી, પરંતુ એ વૃક્ષનું જે જે ચિત્ર મારી ચક્ષુના કેન્દ્ર ઉપર ચડયું છે, તે ચિત્રને હું જોઉં છું, અર્થાત્ મારો પોતાનો સીધો સંબંધ બાહ્ય વૃક્ષ સાથે નથી, પણ માત્ર એ વૃક્ષના મારામાં પડેલા આંતર ચિત્ર સાથે છે; એથી આગળ વધીને જોવા જઉં છું તો જણાય છે કે, હું એ ચિત્રને પોતાને પણ જોતો નથી, પરંતુ મારા ચક્ષુ ઉપર એ ચિત્ર પડવાથી તે સ્થાન ઉપર આવેલા જ્ઞાનતંતુઓમાં જે અંદોલનો Vibratory motion ઉપસ્થિત થાય છે, અને તે ક્ષોભમાં જે અમુક પ્રકારનો અર્થ રહ્યો છે, તેને જ હું જોઉં છું. આથી મારું વૃક્ષનું જ્ઞાન એ એજન્સિઓ અથવા આડતીઆઓ દ્વારા મારા અંતઃકરણને મળે છે. આટલું સમજ્યા પછી કોણ કહી શકશે કે આપણે બાહ્યવિશ્વ સાથે આંતરવિશ્વ કરતાં અધિક સંબંધ રાખીએ છીએ? જ્ઞાનીજનોનો નિર્ણય એ જ છે કે સર્વ કાંઇ અંતરમાં છે.

બહાર નથી. અને 'મૃત્યુ' છે જ નહીં એ પુરાવા માટે પણ આપણે અંતરમાં દૃષ્ટિ દેવી જોઇએ.

છતાં ઘણા કાળની જૂની ટેવથી આપણે 'મૃત્યુ' ને ભયની દૃષ્ટિથી સ્વીકાર્યા વિના રહી શકતા જ નથી એ નવાઈની વાત છે. એ જૂની ટેવ કાઢી નાખી તેના સ્થાને નવી ટેવ દાખલ કરવાની બહુ જરૂર છે. શરૂઆતમાં મનને 'મૃત્યુ નથી' એ નિર્ણય ઉપર સ્થિર કરવું જરા કઠિન જણાય છે, પરંતુ એ વાતના પુરાવા ઉપર મન જેમ જેમ વિચાર, ચિંતન, મનન કર્યે જશે તેમ તેમ એ નિશ્ચય અધિક અધિક ઊંડો ઊતરતો જશે.

તમે ગમે તેવી ગાંડી કલ્પના કરો તો પણ તમે પોતે તદ્દન મરી ગયા છો એવું તમે કદીજ કલ્પી શકવા સમર્થ બનશો નહિ. કદાચ તમને આ વાતની શંકા થતી હોય તો તમે અત્યારે જ આગળ વાંચવું બંધ રાખીને મરી ગયાની કલ્પના કરી જુઓ, કદાચ તમને તમારું શરીર નિશ્ચેષ્ટ, સ્થિર શબની જેમ પડેલું કલ્પનામાં દેખાશે પરંતુ તમે પોતે—અભિમાની, જીવાત્મા અથવા જેને તમે 'હું' કહો છો તે—તો એ કલ્પનામાં પણ નિરંતર દ્રષ્ટાપદે જોવાને તેવા સ્થિર જ રહેશે. દેહની પડખે ઊભો રહીને દેહને મરેલું કલ્પનાની ચક્ષુએ જોયા કરશે, પરંતુ 'હું' તેને પોતાને 'હું' પણાથી ભ્રષ્ટ કદી જ કલ્પી શકશે નહિ. જે વાત કલ્પનામાં પણ નથી આવતી, તે વાસ્તવમાં ક્યાંથી હોઈ શકે ? અને આપણો આત્મા પોતાના સંબંધે મૃત્યુની કલ્પના કરવા શા માટે ના પાડે છે એ તમે જાણો છો ? કારણ એ જ છે કે જે સ્થિતિ તેના સ્વરૂપમાં ત્રણે કાળમાં છે જ નહિ—નાસ્તિપણે છે. તે સ્થિતિ પોતામાં હોવાની દરખાસ્ત પણ તે સંઘરતો નથી. મૃત્યુની સૂચના પણ તે સ્વીકારવાની ચોખ્ખી ના કહે છે. શરીરથી, મનથી, મનની સર્વ સ્થિતિઓથી, બુદ્ધિથી, તર્કથી અને ભવ્યમાં ભવ્ય, પ્રતિભાનાં દિવ્ય સ્ફુરણોથી પણ આત્મા ઉપરી

ભાગમાં બિરાજે છે. એ સર્વ કદાચ હોય કે ન હોય, ક્ષણમાં તે આવે કે ક્ષણ પછી તે જાય, તે કશાની દરકાર રાખ્યા વિના આત્મા પોતાનું જીવન સળંગ, ક્રમબદ્ધ, શૃંખલાબદ્ધ અવિચ્છિન્નપણે ભોગવ્યે જાય છે. મૂર્છામાં અને ગાઢ નિદ્રામાં પણ તેનો ઉપયોગ અવ્યક્તપણે ચાલુ જ રહે છે. અને જેને આપણે 'મૃત્યુ' કહીએ છીએ તેની પછી પણ પ્રકાર ફેર, અવસ્થાંતરે કાયમ જ રહે છે.

અમે ઉપર કહી ગયા તેમ 'મૃત્યુ' જેવું કાંઈજ આત્મા સંબંધે નથી. એના પુરાવા માટે આપણને બુદ્ધિની દલીલોની જરૂર નથી, કેમકે જ્ઞાનીજનોનો એવો નિશ્ચય છે કે તર્ક અથવા બાહ્ય મનના વ્યાપારો સત્યના અન્વેષણમાં ઉપયોગી નથી. કદાચ આ વાક્ય તમને ભારે પડતું જણાશે, અને બુદ્ધિના વ્યાપારોની સત્યાન્વેષણ સંબંધે ઓછી કિંમત આંકેલી ભાસશે. પરંતુ એ શબ્દો અમે વિચારીને જ લખ્યા છે, અમે તર્ક, બુદ્ધિ આદિને તેની વ્યાજબી કિંમતે સ્વીકારવા તૈયાર છીએ, પરંતુ વર્તમાન જમાનો બુદ્ધિને પ્રભુ રૂપે પૂજે છે અને બુદ્ધિવાદ Rationalism ને જ સર્વસ્વ ગણે છે, તે સાથે અમો મળતા નથી. જેઓ બુદ્ધિના પ્રદેશ ઉપર નવાજ પ્રવેશ પામેલા છે તેઓ કદાચ તેના પ્રખર તેજમાં અંજાઈ જઈ બુદ્ધિ એજ સર્વસ્વ છે એમ ભલે માની લે .પરંતુ જેઓએ બુદ્ધિની ઉપયોગિતાનો વિચાર કર્યો છે, એવા મહાજનો તો એવા નિર્ણય ઉપર આવ્યા છે કે આધ્યાત્મિક સત્યો સંબંધે તેનું કાર્ય બહુ જૂજ અને મહત્ત્વ વિનાનું છે. અમારા પૂર્વ મહાપુરુષોનો જ આવો નિર્ણય છે એમ નથી પરંતુ આ જમાનાના મહા બુદ્ધિમાનો પણ એ જ નિર્ણયને સ્વીકારે છે. દાખલા તરીકે વર્તમાન યુગની બુદ્ધિના શિખરરૂપ મહા વિદ્વાન Kant શું કહે છે તે સાંભળો. તે કહે છે " Tne only use of a philosophy of pure reason is a negative one instead of discovering truth,

its modest function is to guard against error." અર્થાત્ "વિશુદ્ધ બુદ્ધિવાદ ઉપર રચાયેલા તત્વજ્ઞાનનો ઉપયોગ માત્ર નિષેધાત્મક છે. સત્યના શોધનમાં યોજાવાને બદલે તેનું કર્તવ્ય માત્ર ભૂલની સામે રક્ષણ કરવાનું છે.' અમે પોતે આ મત સાથે અડધા મળતા છીએ. ભૂલની સામે રક્ષણ કરવાની શક્તિને પણ અમે કાંઈ જ શરત વિના એકાંતપણે સ્વીકારી શકીએ તેમ નથી. આ સ્થાને બુદ્ધિનું શું કાર્ય છે એ સંબંધી નિબંધ લખવા અમે બેઠા નથી. એના કાર્યનો અને ઉપયોગિતાનો પ્રદેશ કયો છે, એ જુદો જ વિષય છે, અને તે સાથે કહેવા દો કે તે બહુ રસપ્રદ વિષય છે. પરંતુ અમને લાગે છે કે અમે વિષયાંતરમાં ઊતરી પડયા છીએ. છતાં એ જોખમ ખેડયા પછી પણ જો અમે એટલું તમારા મન ઉપર અંકિત કરી શક્યા હોઈએ કે 'મૃત્યુ નથી' એ સિદ્ધાંતનો પુરાવો બુદ્ધિમાંથી નહિ પણ હૃદયના ઉચ્ચ અંશમાંથી જ મળી શકે તેમ છે, તો અમારું વિષયાંતરમાં ઊતરવાનું જોખમ અમે સફળ થયું લેખીશું.

તમારા અરે, પ્રત્યેક વ્યક્તિના હૃદયના અંતરતમ પ્રદેશમાં આત્મા, પરમાત્મા અને વિશ્વ સંબંધી સત્યોનું જ્ઞાન સુપ્ત અવસ્થામાં પડેલું છે. એ જ્ઞાન તેના માલિકની–તેના સ્વામીની રાહ જોઈ રહેલું છે. તમે ત્યાં દૃષ્ટિ સ્થાપો અને તમને ત્યાં દિવ્યાક્ષરે લખેલું માલૂમ પડશે કે તમારું ખરું સ્વરૂપ–તમારું વાસ્તવિક 'હું' જેને અગ્નિ બાળી શકતો નથી, જળ ડુબાડી શકતું નથી, વાયુ ઘસડી જઈ શકતો નથી, પૃથ્વી આવરણ કરી શકતી નથી એવું આત્મતત્ત્વ, અમર, અજન્મ, શાશ્વત, અજેય, આનંદ સ્વરૂપ, મંગળ સ્વરૂપ, કલ્યાણ સ્વરૂપ અંતરમાં બિરાજી રહ્યું છે. જ્યારે માનસ–ચક્ષુ અંતરમાં વળે છે ત્યારે ત્યાં તે જુએ છે કે 'હું' અવિનાશી છું. તમે કહેશો કે આ પુરાવો કાંઈ પ્રયોગ સિદ્ધ, પ્રત્યક્ષ કે કાયદાની દૃષ્ટિએ સાચો ઠરી શકતો નથી. પરંતુ તમે આધ્યાત્મિક સત્યો માટે સ્થૂલ પુરાવો માગો તે

ક્યાંથી મળે ! ભૌતિક પદાર્થોના સંબંધમાં ભૌતિક પુરાવો ચાલી શકે અને કોઈ વાતને સિદ્ધ કરી શકે, પરંતુ આંતરિક વિષયો સંબંધે એ ભૂમિકા ઉપરનો પુરાવો નિરર્થક અને નિષ્ફળ છે. આથી જે પ્રદેશમાં જે હોવું વાસ્તવિક છે તે પ્રદેશમાં તેની શોધ કરવી ઉપયુક્ત છે.

આત્માને પોતાના સંબંધે પોતાનેજ બોલવા દો અને જ્યારે તમે વચમાંથી સ્થૂળ શરીરની, બુદ્ધિની, તર્કની, અવિશ્વાસની અશ્રદ્ધાની, ડખલ કાઢી નાખશો ત્યારે આત્માનું પોતાનું દિવ્ય સંગીત ગર્જી ઊઠશે. તે શું બોલશે?—

"મૃત્યુ છેજ નહિ. કોઇ કાળે હતુંજ નહિ. અત્યારે પણ નથી. હવે પછી પણ નહિજ હોય. જીવન સિવાય અન્ય કશુંજ નથી. અને તે જીવન પણ અનાદિ અને અંત રહિત કાલત્રય વ્યાપી છે." આત્માનું ગાન આવી મતલબનું છે તમારે તે સંગીત સાંભળવું હોય તો શાંતિમાં પ્રવેશો, એ નિસ્તબ્ધ આંતરશાંતિના પ્રદેશમાં પ્રવેશ્યા વિના એ સંગીતના દિવ્ય આંદોલનો તમારા આતુર કર્ણમાં પહોંચી શકે તેમ નથી. એ સંગીત સાંભળ્યા પછી મૃત્યુનું મૃત્યુ થાય છે. જે કોઇ કાળે હતુંજ નહિ. પરંતુ માત્ર ભ્રાન્તિ વડેજ અસ્તિત્વ ભોગવતું આવતું હતું, તે કહેવાતું મૃત્યુ અળપાઇ જાય છે. જ્ઞાનરૂપી સૂર્યનો મધ્યાહ્નકાલ થતાં અજ્ઞાન રૂપી પડછાયો મૂળ પદાર્થમાં સમાઈ જાય છે. અજ્ઞાનમાંથી જ્ઞાનમાં આવતા તમે હસીને બોલી ઊઠશો કે "જે કોઇ કાળે હતુંજ નહિ તેનાથી હું નકામો ડરતો હતો." પછી તમને અનુભવથી, ઉપયોગપૂર્વક, ભાનપૂર્વક જ્ઞપ્તિપણે, સમજાશે કે મૃત્યુ છેજ નહિ. શાશ્વત, અનંત, નિરંતર જીવન વિના બીજું કશુંજ કોઇ કાળે કોઇ સ્થાને છેજ નહિ.

(૫)

## વૈરાગ્ય

લોકો કહે છે કે જ્યારે વિશ્વનો ઝોક પડતી દશાના ક્રમ ઉપર હોય છે, ત્યારે પદાર્થ માત્ર પોતાનો રસકસ ચોરે છે. જનની ધરતી પોતાની માધુરી પોતાનાજ ઉદરમાં ગોપવી રાખે છે. સગાઓનું સગપણ અને ગોળનું ગળપણ મંદ થતું જાય છે. આ લોકમાન્યતા સાચી ગણવામાં આવે તો તે સાથે જમાનાની પડતીનું એક બીજું વધારાનું લક્ષણ અમે ઉમેરવા માગીએ છીએ. તે એ કે, જેમ પદાર્થો પોતાનો રસ ચોરે છે, અથવા તેમાંથી રસ ઊડી જાય છે, તેમ અવનતિના કાળમાં યુગની સંસ્કૃતિના પરિચારક મહાન અર્થપૂર્ણ જીવંત શબ્દો પણ પોતાનો અર્થ ચોરે છે, અથવા તેમાંથી અર્થનો મૂળ ભાવ ઊડી જાય છે. મહાન શબ્દોમાંથી અર્થ ગુમ થયા પછી તે શબ્દો મહાન પુરુષના મૃત દેહ જેવા માત્ર પૂજકોને જ ઉપયોગના રહે છે. કૃષ્ણવિનાની દ્વારકા જેવાં તે સૂકા અને રસહીન બની જાય છે.

આપણાં દર્શનની પડતીનું કારણ મને પૂછવામાં આવે તો હું એટલોજ ઉત્તર આપું કે, દર્શનના પ્રાણભૂત શબ્દોમાંથી અર્થ ઊડી ગયો છે, જૈન દર્શનનો અનુયાયી સમાજ, તે દર્શનના સંસ્થાપકે નિજસ્વાર્થે શબ્દના વાહન દ્વારા યોજ્યાં છે તે ગુમાવી બેઠો છે, એ

મહાન ભાવનાનો તેમનાં હૃદયમાંથી લોપ થયો છે. તેથી શબ્દો, શાસ્ત્રો અને સિદ્ધાંતો તેના તે છતાં તે સમાજના શ્રેય અર્થે નિષ્ફલ છે. જે ચૈતન્યમય શબ્દોમાંથી સાચો અર્થ આ જમાનામાં ઊડી ગયો તે શબ્દોમાં 'વૈરાગ્ય' પણ છે. આજે આ લેખ દ્વારા વાણીના ઘસારાથી તે શબ્દમાં અર્થ રૂપી સજીવતા ઉપજાવવા પ્રયત્ન કરશું.

વૈરાગ્ય શું છે તે વિધિરૂપે કહેવા કરતાં તે શું નથી તે કહેવા દો. વૈરાગ્ય તે કંટાળો નથી. સંસાર અને સંસારના પ્રાણી પદાર્થો પ્રત્યેનો અણગમો તે પણ વૈરાગ્ય નથી. ખરું છે કે, કેટલાક ગ્રંથોમાં પણ જનહૃદયમાં સંસાર પ્રત્યે આવા પ્રકારનો તિરસ્કાર ઉપજાવવાનો ઉદ્યોગ થયો છે. પરંતુ તેવા પ્રકારના ભાવ પ્રત્યે ડાહ્યા અને જ્ઞાની જનોની સંમતિ નથી. જગતથી નાશી છૂટવું તે વૈરાગ્ય નથી, પણ ભીરુતા છે. દુનિયાની મુસીબતોથી ડરીને તેનો ત્યાગ કરવો તે સદ્‌ગુણ નથી, પણ કાયરતાનો ભૂરો દોષ છે. આપણને મનપસંદ સ્વરૂપે સંસારે દેખાવ ધારણ ન કર્યો તેથી તેનાથી રિસાવું તેમાં ડહાપણ નથી પણ બાલિશતા છે; અને એવા હરકોઈ પ્રકારના ભાવોમાંથી ઉત્પન્ન થતો વૈરાગ્ય તે કલ્યાણને અર્થે નથી, પણ અધોગતિ, અવનતિ અને પતનને અર્થે છે.

મનુષ્ય સંસારથી છૂટીને કયા જાય તેમ છે? સંસાર એ કાંઈ ઈંટ માટીના મકાનો નથી; તે સ્ત્રી, પુત્ર, માતા, પિતા, બંધુ કે મિત્ર નથી; તે ધન, વિભવ, વિલાસના સાધનો કે વ્યાપાર ઉદ્યોગ નથી, સંસાર એ કશામાં નથી અને તેના ત્યાગથી સંસારનો વાસ્તવ ત્યાગ થયો સમજવાનો નથી. મનુષ્યનો ખરો સંસાર તેના હૃદયમાં છે. ઉપરની બધી ચીજો તે ખરા સંસારમાંથી ઉદ્‌ભવે છે. સંસારનું ઉપાદાન મનુષ્યના હૃદયમાં છે. તે વસ્તીમાં હોય કે જંગલમાં હોય, પણ ત્યાં તેનો સંસાર ભેગો જ હોય છે. સંસાર ઉપજાવનાર વાસનાનો હૃદયમાંથી ત્યાગ થવા પહેલાં સંસારનો ત્યાગ કર્યાનું કહેવામાં આવે છે તે વાત અમારા ગળે ઊતરતી નથી. મનુષ્ય

સ્થૂલ પદાર્થોનો ત્યાગ કરી તેનાથી ભાગી છૂટે, પણ તેના હૃદયથી તે ક્યાં નાશી છૂટે તેમ છે? ત્યાગ, પછી તે સ્થૂલ કે સૂક્ષ્મ પ્રકારનો હોય, પણ તે વૈરાગ્ય નથી. જ્યાંસુધી મનુષ્યનું વાસનામય અંતઃકરણ છે ત્યાંસુધી તેને સંસાર વળગેલો જ છે. કેમકે સંસારની સૌથી રંગભૂમિ તે અંતરના પ્રદેશ ઉપર છે, બહાર તો ફક્ત તે અંતરના ભાવોનું સ્થૂલ પ્રકટીકરણ અથવા બહિર્ભાવ છે. અલબત, તે સંસાર ઘણો ઊંચી કોટીનો હોઇ શકે, પરંતુ તેમ હોવું તે વૈરાગ્ય નથી, પણ સંસારની ભાવનાનો એક અતિ ઇચ્છવા યોગ્ય વિકાસ છે.

**વૈરાગ્ય એ કોઈ પ્રકારનો ત્યાગ વિશેષ નથી, પણ એક દૃષ્ટિ વિશેષ છે. આપણને એ દૃષ્ટિ ઉપલબ્ધ થાય તો સંસાર આપણને જે આનંદની સામગ્રી આપી શકે છે તેમાં ગૂંચવાઈ મરતાં બચી શકીએ. રાગમાં બંધાઈ ને એક ઠેકાણે બેસી ન રહેવું; ઉન્નતિ અને વિકાસના માર્ગમાં કુદરતના મહાનિયમ અનુસાર આગળ ને આગળ ન વધતાં એકજ પદાર્થમાં વ્યામોહવશ થઈ હૃદય અર્પી ન દેવું, એ વૈરાગ્ય છે.** આ વૈરાગ્યની દૃષ્ટિ અથવા ભાવનાના બળની ખામીને લીધે આપણે આત્માની ક્રમિક અભિવ્યક્તિના પથમાં આગળ વધતાં અટકી પડીએ છીએ. કેમકે આગળના પ્રદેશ કરતાં હાલના પ્રદેશમાં આપણને વધારે રસમયતા ભાસે છે. વિશ્વમાં પ્રત્યેક સ્થળે રસ છે, અમૃત છે, ઝેર નથી. ઝેર જો હોય તો મનુષ્યના વિપરીત મનમાં છે. રસમાં રાગ હોવો એ પ્રકૃતિના નિયમથી કોઇ રીતે ઊલટું નથી. અથવા કુદરતના ક્રમથી વિરોધી નથી. એથી ઊલટી ખરી વાત તો એ છે કે આત્માની ઉન્નતિના પથમાં પ્રત્યેક પદે આનંદ અને રસનીજ ભરપૂરતા છે. અને તે કારણથીજ આત્મા વિનાશ્રમે. રસ અને આનંદનો અનુભવ કરતાં કરતાં, પરમપદની સ્થિતિએ પહોંચી શકે છે. એ માર્ગ ઘણા લોકો માને છે તેવો સૂકો, કઠિન અને

રસહીન નથી, પણ સ્નિગ્ધ, સુકોમળ અને રસમય છે. અત્યારે તેવો નથી ભાસી શકતો તેનું કારણ એ છે કે, આપણને સાચો વૈરાગ્ય નથી અને સાચો વૈરાગ્ય શું કહેવાય તે આપણે છેક ભૂલી ગયા છીએ. એ આપણી મોટામાં મોટી કમનસીબી છે,

આપણે જોયું કે રસમાં રાગ હોવો તે સ્વાભાવિક છે. પરંતુ તેના તે પ્રકારના રસમાં હંમેશને માટે રાગી બની બંધાઈ રહેવું તે મૂર્ખાઈ છે. કેમકે જે રસમાં અત્યારે આપણું બંધન છે તે રસ કરતાં ઘણા ઉચ્ચ પ્રકારના રસો કુદરતે આપણા માટે આપણા વિકાસના માર્ગમાં આગળ નિયોજી રાખ્યા છે. કુદરત આપણને કહે છે કે "તમારે આગળને આગળ પ્રયાણ કરવું પડશે. તમે એકજ સ્થાને એકજ પદાર્થમાં રાગી બની બંધાઈ રહો તે મને પસંદ નથી. તમે આગળ ચાલો, તમને આથી પણ ઘણો સારો રસ ત્યાં મેળવી આપવાનું હું સાથે લઉં છું. એકજ સ્થળે બંધાઈને પડ્યા રહેવું તે તમારા આત્માના સ્વાભાવિક બંધારણથી ઊલટું છે તેમજ મારા નિયમથી પણ વિરોધી છે. માટે હાલ પ્રાપ્ત થયેલા રસમાં મોહ પામી ગળિયા બળદ પેઠે પડ્યા ન રહો. કદાચ હઠથી તેમ કરશો તો મારે તમારાં હૃદય ઉપર આઘાત કરીને તમારો મોહ છોડાવવો પડશે. અને તેમ થશે ત્યારે તમને બહુ માઠું લાગશે." નિસર્ગનો મહા નિયમ એજ ભાવના આપણા અંતરમાં ગુંજાવી રહ્યો છે. આપણે તેને ધ્યાન આપી સાંભળીએ તો આપણી ઉન્નતિનો માર્ગ સરલ થાય, એટલું જ નહિ પણ તે આઘાત વિનાનો, આનંદપૂર્ણ અને રસમય બન્યો રહે.

કુદરતનો આ આદેશ તે વૈરાગ્યની જ મહાઘોષણા છે. એક ઠેકાણે મોહાન્ધ થઇ પડયા રહેવું અને આગળ કૂચ કરવાની નારાજી બતાવવી એ રાગદશા છે. કુદરતનો આદેશ અને નિયમ સમજીને તેમજ આપણા આત્માના સ્વાભાવિક વેગ અને ધર્મ તેમજ આત્માના

અંતિમ નિર્માણની સ્થિતિનો વિવેક કરીને આપણે ઉન્નતિના મહા પ્રવાહના વેગને આધીન બનીએ, તેનું નામ વૈરાગ્ય છે.

'રસ' અથવા રસ પ્રત્યેના 'રાગ'માં વસ્તુતઃ કશી જ બૂરાઈ નથી. જે બૂરાઈ છે તે ત્યાં ચોંટી રહેવામાં, તેનો અતિ ભોગ કરવામાં છે. 'રસ' અને 'રાગ' વિશ્વના રોમેરોમમાં ઓતપ્રોત છે, અને તે સર્વ આત્માના વિવેકપુરઃસરના આનંદ અને ઉપભોગ અર્થે જ નિર્માયેલ છે. પ્રાણીમાત્ર આ રસને ચૂસીને જ જીવે છે અને તેમ થવું તે કુદરતના નિયમને અનુસરતું છે. આપણાં બધાં જ આવશ્યક કર્મોમા રસ અને આનંદ છે. રસ શેમાં નથી? બધી ફરજોમાં રસ છે. આહાર ગ્રહણમા રસ છે, કારણ કે આપણાં જીવન અને જીવનના ઉદ્દેશ સ્વરૂપ આત્મોન્નતિ માટે આહાર જરૂરનો છે. વસ્ત્રોના પરિધાનમાં રસ અને આનંદ છે, કેમકે તે પણ જીવન અને જીવન વડે સાધવા યોગ્ય ઉન્નતિ માટે જરૂરના છે. તેજ પ્રમાણે નિદ્રા, પ્રજોત્પત્તિ, વ્યાયામ, જ્ઞાનોપાર્જન આદિ સર્વ ક્રિયાઓમાં રસ અને આનંદ છે કેમકે તે સર્વ જીવન અને ઉન્નતિ અર્થે અનિવાર્ય ઉપયોગી છે. તે કાર્યોના સ્વાભાવિક ક્રમમાંથી નિષ્પન્ન થતો આનંદ ભોગવવો તેમાં કશીજ બૂરાઈ નથી. પરંતુ બૂરાઈ ત્યાં છે કે, જ્યાં તે આનંદને વિવેકની હદ છોડીને, કુદરતની ઇચ્છેલી હદથી બહાર જઈ અતિ માત્રામાં ભોગવાનું, તેમજ તેના તે ભોગને આસક્તિપૂર્વક વળગી રહેવાનું બને.

આપણા માંહેલા ઘણા જણાએ શાસ્ત્રો વાંચીને તેમાંથી એવો અર્થ તારવ્યો છે કે, દરેક પ્રકારના સ્થૂલ સૂક્ષ્મ વિષયો અને તેમાંથી ઉત્પન્ન થતો આનંદ, સર્વકાળ, સર્વદેશ અને સર્વઅવસ્થામાં એક સરખી રીતે અનિષ્ટ અને આત્માને અધોગતિમાં દોરી જનાર છે. તત્ત્વદૃષ્ટિએ ખરી વાત એ છે કે, આત્માના વિકાસક્રમની જે અવસ્થાએ જે વિષયોનો ભોગોપભોગ સ્વાભાવિક હોય છે તે

અવસ્થામાં તે વિષયોનો ભોગોપભોગ નિંદાપાત્ર નથી. એટલું જ નહીં પણ તે દ્વારા જ તેમના ક્રમવિકાસનો સંકેત નિર્માયો હોય છે પશુસૃષ્ટિમાં દૃશ્યમાન થતાં તેમના વિવિધ પ્રકારના ઇન્દ્રિયજન્ય ભોગોપભોગોમાં તેમના આત્મવિકાસનો સંકેત ક્યાં રહેલો છે એનું વિવેચન કરતાં એક જુદો જ લેખ થઈ પડે તેમ છે, તેથી વિષયાંતર નહી કરતાં સિદ્ધાંતરૂપે એટલું જ કહેવા દો કે પશુઓ તેમના ઇન્દ્રિયજન્ય સુખ અને દુઃખના અનુભવો અને સંસ્કારો વડે જ મનુષ્યપદનો અધિકાર ધીરે ધીરે મેળવી શકે છે.

આત્મા મનુષ્યત્વની ભૂમિકાએ આવ્યા પછી તેનામાં પશુતા અને પશુઓને સુલભ ઇન્દ્રિયભોગોની લાલસા કમી થતી જાય છે એવો કુદરતનો સ્વાભાવિક નિયમ છે. તેમ છતાં અત્યારે ભાસ્યમાન થતો 'મનુષ્ય' એ સોએ પોણોસો ટકા પશુ છે. તેનામાં હજી પશુત્વ કાળના સંસ્કારો, ભોગાનુભવો, અને વિકારોનું તારતમ્ય ઘણું વધારે છે. પશુત્વની ભૂમિકાને વળોટીને ઘણો પંથ કાપ્યો ન હોય એવી કોટીના જ મનુષ્યો આ કાળે બહુધા આ દેશકાળમાં દષ્ટિગોચર થાય છે. અમે, તમે અને સર્વ સામાન્ય લોકો હજી મોટા ભાગે એ પશુત્વની જ ભૂમિકાને શોભાવી રહ્યા છીએ એમ આપણાં અંતઃકરણના હાલના બંધારણ ઉપરથી સમજી શકાય છે. આ અવસ્થામાં આપણામાં પશુત્વને સ્વાભાવિક એવા વિચારો અને ભોગલાલસાનું પ્રાધાન્ય હોય તેમાં નવાઈ જેવું કાંઇ નથી, અને આપણે હાલ જેટલે અંશે પશુ છીએ તેટલે અંશે તેવા વિકારી અને ભોગવૃત્તિવાળા હોવામાં શરમાવા જેવું પણ નથી. કેમકે પશુઓને પોતાની દશામાં શરમાવા કે નીચું જોવા જેવું કાંઇ જ ભાસતું નથી.

તેમ છતાં આપણે કાંઇ સોએ સો ટકા પશુ નથી. જેટલે અંશે આપણે મનુષ્ય છીએ તેટલે અંશે આપણને પશુત્વની દશા ભોગવવામાં શરમ જેવું ભાસે છે અને જેટલે અંશે આપણને વધારે શરમ ભરેલું ભાસે તેટલે અંશે આપણે વધારે

મનુષ્યત્વને પામેલા છીએ. જો ભોગોપભોગોમાં પ્રવેશતા તમને તમારો આત્મા ડંખતો હોય તો ભોગોપભોગોનો તમને હવે અધિકાર નથી. એ ભૂમિકાને તમે ઘણા વખતથી વિતાવીને આગળ વધ્યા છો એમ માનવું ઉપયુક્ત છે. જ્યાં જે ક્રિયા સ્વાભાવિક છે ત્યાં શરમ જેવું કે છુપાવવાના પ્રયત્ન જેવું હોતું નથી. આપણા દુધના વાસણમાંથી બિલાડી ચોરીથી દૂધ પી જાય તે વસ્તુતઃ ચોરી નથી. કેમકે તેમ કરવામાં બિલાડી શરમાતી નથી. વસ્તુતઃ તે ચોરી હોત તો આપણો ફોજદારી કાયદો જરૂર બિલાડીને ગુનેગાર ઠરાવી ચોરી માટે નક્કી કરેલી સજા તેને કરત. પણ જ્યારે કાયદાએ જોયું કે ચોરીમાં બિલાડી શરમાતી નથી, તેથી તે 'ચોરી' એ આપણી દૃષ્ટિએ ચોરી હોવા છતાં બિલાડી માટે તે ચોરી નથી. એવી ચોરીનું કાર્ય બિલાડીના જીવન નિર્વાહ માટે બિલાડીને જરૂરનું છે.

મનુષ્યના શરીરસંરક્ષણ, જીવનનિર્વાહ, બુદ્ધિવિકાસ, હૃદયવિસ્તાર અને સ્વરૂપપ્રાપ્તિ માટે જે બાહ્યાંતર ક્રિયાઓ કુદરતે આવશ્યક ગણી છે તેમાં આપણને સ્વાભાવથી જ શરમ જેવું કશું ભાસતું નથી. અને તેથી તેવી પ્રવૃત્તિનું સેવન એ આપણી સર્વદેશીય ઉન્નતિ માટે ધર્મ્ય છે. એવી પ્રવૃત્તિમાં આહારગ્રહણ, શરીરશુદ્ધિ, સંતાનોત્પાદન, આદિ જે જે વ્યવહારિક ઘટનાઓનો સમાવેશ થતો હોય તેના વિવેકપુરઃસર નિયમાનુસાર સેવનમાં કશો જ અધર્મ નથી. એટલું જ નહિ પણ તે માર્ગે થઈને જ આપણી ઉન્નતિનો વિજયરથ ચાલવા નિર્માયેલો છે, તેમાં શરમાવા જેવું કે છુપાવવાનું મન થાય એવું કાંઈ જ નથી. એનો સમજણ વિના ત્યાગ કરવો એ વિરાગ નથી, પણ ઉન્નતિના આવશ્યક સાધનોનો હેતુપૂર્વક સાધેલો વિનાશ છે.

વિરાગ માત્ર એ પદાર્થોમાં જ હોવો અને ઉપજાવવો છે કે જે પદાર્થો આપણા વર્તમાન વિકાસની ભૂમિકાએ ને શોભતા નથી. મનુષ્યને શું નથી શોભતું એ તેનું હૃદય

તેને પ્રત્યેક ક્ષણે કહ્યા જ કરતું હોય છે. તેનું હૃદય તેને નિરંતર ડંખ મારી યાદી આપ્યા કરે છે કે 'હવે અમુક પ્રવૃત્તિ તારા માટે શોભા ભરી નથી, તે માટે હવે તારે શરમાવું જોઈએ. તું દુનિયામાં ઊંચું મોં રાખી બોલી શકે તેવું નથી.' વ્યભિચારી, વિશ્વાસઘાતી, અથવા દુરાચારી મનુષ્યનાં મુખ સામુ જુઓ અને તેની ચક્ષુઓમાં તેના આત્માનો ઊંડો ડંખ કોતરાયેલો તમને ભાસ્યમાન થશે. તેને પોતાના આત્મા ઉપર તિરસ્કાર આવે છે તેમ સૂચવનારી અવ્યક્ત છાપ તેના મુખ ઉપર છવાયેલી પ્રતીત થશે. એમ થવાનું કારણ શું ? એજ કે એવી પ્રવૃત્તિ તે મનુષ્યના વર્તમાન અધિકારને શોભા-ભરી નથી. તે પ્રવૃત્તિ તેનાં જીવનના કોઈ ઘણા પાછળના-પશુત્વના જીવનકાળને બંધબેસતી હોઈ શકે, પણ હવે તેણે તેનાથી વિરમવું જોઈએ. આવી પ્રવૃત્તિથી વિમુખ થવું એ વૈરાગ્યની મુખ્ય સાધના છે, અને વૈરાગ્યની ભાવનાનું પરમ સાફલ્ય તેમાં છે.

આત્માને તેના પાછલા જીવનમાં ભોગવેલા ભોગોપભોગ ફરી ફરીને ભોગવવાનું ઘણું ખેંચાણ થાય છે. પૂર્વકાળના ભોગોપભોગજન્ય આનંદ અને સુખના જ સંસ્કારો આત્માના માનસ-બંધારણ ઉપર પડેલા હોય છે તે સ્મૃતિ વડે, અનુકૂળ પ્રસંગ અને દેશકાળની ઉપલબ્ધિ થતાં જાગ્રત થાય છે અને તેવોજ સુખાનુભવ ફરીથી ઉપજાવવા ચેષ્ટાવાન બને છે. આમ થાય ત્યાં સુધી મનુષ્ય અને પશુમાં તફાવત નથી. પશુને તેમ થાય છે તેમાં તે દ્વારા તેના વિકાસનો સંકેત હોય છે, અને કુદરત તેને માટે તેમ થવું જરૂરનું ગણે છે ત્યારે જ તેવી વાસના તેનામાં ઉદ્ભવે છે. પરંતુ મનુષ્યમાં તેમ નથી. તેના સ્વતંત્ર કાર્યનો પ્રદેશ પશુ કરતાં ઘણો વિસ્તારવાળો હોય છે. પશુનો આત્મવિકાસ કરવાનું કામ કુદરતે પૂરેપુરું પોતાની જ પાસે રાખ્યું હોય છે. પશુને તેના આત્મવિકાસમાં કશો બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરવાનો હોતો નથી. પરંતુ તેજ પશુનો આત્મા જ્યારે વિકાસ

પામતાં પામતાં મનુષ્ય બની, બુદ્ધિ અને વિવેકનું શસ્ત્ર ધારણ કરવાની હદે આવે છે, ત્યારે કુદરત તે આત્માના વિકાસનું કાર્ય તે બુદ્ધિ અને વિવેકના તારતમ્યાનુસાર તેને સોંપે છે. કુદરતે અત્યાર સુધી જે નિયમે તેનો ક્રમવિકાસ સાધ્યો હતો તે નિયમ બુદ્ધિપૂર્વક સમજીને તેના વિશેષ વિકાસ અર્થે યોજતા તે શીખે છે અને તે પ્રકારે તે ધારે તો કુદરતે તેને માટે ઇચ્છેલો વિકાસ તે યથાયોગ્ય સાધી શકે છે.

પરંતુ કુદરતે, મનુષ્યને જે હેતુની સિદ્ધિ અર્થે બુદ્ધિ અને કાર્ય–સ્વાતંત્ર્ય આપેલાં છે તે હેતુને સફળ કરવાનો ઉદ્યોગ ન કરતાં, અકૃતજ્ઞ અને સ્વેચ્છાચારી મનુષ્ય, પોતાના મનુષ્યત્વનો પ્રાપ્ત અધિકાર ભોગવવાને બદલે પશુ બનવાનું પસંદ કરે છે. તે જાણતો હોય છે કે, તે વાત તેને શોભતી નથી છતાં પશુત્વકાળમાં અનુભૂત સુખના સંસ્કારોની અવ્યક્ત સ્મૃતિથી તે અનિષ્ટ પ્રવાહમાં ખેંચાઈ જાય છે. અને તેમાં સૌથી ખેદકારક ઘટના તો એ છે કે, તેવા ભોગોને ઉત્કટ-પણે ભોગવવા માટે તો પોતાની બુદ્ધિની મદદ લે છે. બુદ્ધિશક્તિ મનુષ્યની ઉન્નતિ માટે કુદરતે યોજી છે. પરંતુ તેજ સાધનદ્વારા મનુષ્ય પોતાને અને તેટલો વધારે પશુ બનાવવા પ્રયત્નપૂર્વક તે ઇશ્વરી શક્તિનો અધમ ઉપયોગ કરે છે. પોતાના ભોગ વિલાસની તૃપ્તિ માટે આજે મનુષ્યો પોતાની બુદ્ધિનો કેવો છૂટથી ઉપયોગ કરે છે એ કોઇથી ભાગ્યે જ અજાણ્યું હશે. મનુષ્ય દ્રવ્યવાન બનવાને માટે અને દ્રવ્યના સાધનવડે પોતાની વિવિધ પ્રકારની ભોગવૃત્તિ સંતોષવાને માટે કેટલી જાતના છળ કપટ, પ્રતારણા, વિશ્વાસઘાત, દેશદ્રોહ, અને નિંદ્યકાર્ય કરે છે? પશુઓ તેમ નથી કરતા, કેમકે તેમનામાં બુદ્ધિ નથી. મનુષ્યો તેમ કરી શકે છે, કેમકે કુદરતે તેમને બુદ્ધિ અર્પી છે. શું બુદ્ધિશક્તિની બક્ષિસ આ હેતુ માટે થઈ હશે? બુદ્ધિની સહાયથી મનુષ્યોએ દેવ અથવા પરમાત્મા બનવું

જોઇએ એવો કુદરતનો સંકેત છે. પરંતુ વસ્તુતાએ મનુષ્ય તેજ બુદ્ધિની મદદથી પશુત્વની ગંદી ખાઇમાં પડે છે. આજે મનુષ્યોની પ્રબળ ભોગવાસનાએ બુદ્ધિના સાધનને પોતાના જ સંહારના ભયંકર શસ્ત્રમાં પરિણમાવી નાખ્યું છે. આમ થતું અટકાવવું એ વૈરાગ્યની ભાવનાનું પરમ સાધ્ય છે. ભૂતકાળમાં ભોગવાયેલા ઇન્દ્રિજન્ય સુખોની સ્મૃતિ મનુષ્યને પુનઃ પુનઃ તે સંસ્કારો અનુભવવા ખેંચી જાય છે. તેમાં ન ખેંચાવા માટે મનુષ્યે પોતાના વિવેકનાં શસ્ત્રનો ઉપયોગ કરતાં શીખવું જોઇએ. અર્થાત્ તેવા ખેંચાણ સામે તેણે પોતાના આત્મબળના પ્રતિ-ખેંચાણનો ઉપયોગ કરતાં શીખવુ જોઈએ. પદાર્થજન્ય સુખોમાં આપણને જે મુગ્ધભાવ બંધાઈ ગયો છે. તેને વિવેકના દિવ્ય અગ્નિ વડે ઓગાળી નાખવો જોઈએ. જ્યાં સુધી એ મુગ્ધ પ્રીતિ અને વાસનાઓનું પ્રાધાન્ય આપણા અંતરમાં વર્તતું હોય છે ત્યાં સુધી આપણા સ્વરૂપના ઉચ્ચતર પ્રદેશોનો ઉજ્જ્વળ પ્રકાશ આપણા બુદ્ધિપ્રદેશ ઉપર આવી શકતો નથી.

અત્યારે આપણે પદાર્થોમાં બંધાઇ ગયા છીએ. વસ્તુતઃ જે પદાર્થોને આપણી ઉન્નતિના સાધન રૂપે કુદરતે નિર્મેલા હતા તે પદાર્થોમાં જ આપણે ગૂંચવાઈ અને તેમાં કેદી બની ગયા છીએ. એ બંધનમાંથી છૂટવાનો માત્ર એકજ માર્ગ છે અને તે એ છે કે, તે બંધનના સ્વરૂપને સમજીને તેમાં બંધાવાની સાફ ના પાડવી જોઇએ. આપણે શેમાં બંધાવું અને શેમાં ન બંધાવું એ આપણી મરજીની વાત છે. આપણા ઉચ્ચતર સ્વરૂપની પ્રાપ્તિમાં જે ઘટનાઓ બાધા કરતી હોય તેને આપણા જીવનમાં ધારણ કરવી કે ન કરવી એના આપણે પોતે જ મુખત્યાર છીએ. આપણે મનોમય રીતે જ ઠરાવ કરી દેવો જોઇએ કે 'હું મારા સંયોગો અને પરિપાર્શ્વિક ઘટનાઓથી તદ્દન સ્વતંત્ર છું. અર્થાત્ તેમાં રાગ ભાવથી બંધાવું કે ન બંધાવું એ મારી સ્વતંત્ર ઇચ્છાની વાત છે.' આટલું આત્મસ્વાતંત્ર્ય મેળવ્યા પછી

મનુષ્ય પોતાની વાસ્તવિક શક્તિઓના ભાનમાં આવવાની શરૂઆત કરે છે. 'હું સ્વતંત્ર છું' એવા મનોમય જાહેરનામા ઉપર તેણે મનોમય રીતે સહી કરવી જોઇએ, અને તે જાહેરનામું તેણે પોતાની આંતરસૃષ્ટિના સઘળા વિભાગોમાં, સર્વ પ્રદેશોમાં અને ખૂણે ખોચરે ફેલાવી દેવું જોઈએ. તેણે પોતાના સર્વ પ્રકારના વિકારો, વાસનાઓ, ઇચ્છાઓ, આવેગો, ભોગલિપ્સાઓને સ્પષ્ટ સંભળાવી દેવું જોઇએ કે 'તમે મારે આધીન છો, આજથી હું તમારે આધીન નથી.' આવી રીતે મનુષ્ય જ્યારે તેના વિકારોનો સ્વામી થાય ત્યારે જ તે સાચો સાધક બની શકે છે. અને વિકારો ઉપર સ્વામિત્વ ત્યારે જ સ્થપાય છે કે, જ્યારે તે પ્રત્યેનો મુગ્ધભાવ વિવેકનાં બળથી નષ્ટ થાય.

**વિવેકના શસ્ત્રથી રાગના બંધનનું બળ તોડી નાખવું તે પ્રવૃત્તિવિશેષનું નામ વૈરાગ્ય છે, અને તે મોક્ષપદનું પ્રથમ સોપાન છે.**

( ૭ )

## ચારિત્રગઠન

પ્રત્યેક વાચકને ન્યૂનાધિક અંશે ખબર હશે કે આપણે આપણું ચારિત્ર અથવા વર્તન સંકલ્પ બળથી, કેળવણીથી, મનને દમવાથી, સંયમથી અથવા એવા જ પ્રકારના બીજા સાધનોથી ફેરવી શકીએ છીએ. વાસ્તવમાં ધર્મસંપ્રદાયોનો મૂળ હેતુ જ એ હોય છે કે તેને અનુસરનાર વર્ગનું ચારિત્ર ઉન્નત બનાવવું: આ લોકનું અને પરલોકનું હિત સચવાય તેવા પ્રકારનું વર્તન તેના અનુયાયી સમાજ ઉપર ઠસાવવું: અને દેશ કાળની પ્રધાન ભાવનાઓને અનુસરી તે કાળે તેવા ચરિત્રને રચવાની સુગમતા કરી આપવી. ચારિત્રગઠન એ પ્રકારની કલા છે. એ કલાના અનુશીલનથી માણસ પોતે ધારે તેવો બની શકે છે.

ખાસ કરીને જૈન દર્શને આ શાખા ઉપર અન્ય દર્શનો કરતાં અધિક ધ્યાન આપેલું જણાય છે. શ્રાવકો તેમજ સાધુવર્ગ માટે એ દર્શનના પ્રણેતા મહાજનોએ વર્તનશાસ્ત્રના નિરાલા ગ્રંથો બનાવી તેમના આગળ વર્તનના આદર્શો ખડા રાખ્યા છે. અને એ આદર્શને અનુરૂપ જીવન ઘડવા માટે અનેક પ્રકારની યુક્તિ પ્રયુક્તિ અને વિધિ તેમજ આચારપ્રવૃત્તિ પ્રબોધી છે., મૂળ તો આ બધા

આચારો ચારિત્રના નિર્યામક સાધનો હતાં, અને તે પ્રત્યેકમાં ચારિત્રને ઘડવાનો કાંઇને કાંઈ સંકેત રહેલો હતો. શિષ્યની માનસ પ્રકૃતિને અનુસરીને તેને અમુક આચારોને અનુસરવાની આજ્ઞા કરવામાં આવતી હતી અને એ અનુસરણનો ઉદ્દેશ તેનામાં રહેલા કોઇ અનિષ્ટ લક્ષણો, સંસ્કારો અથવા વલણોને દાબી દેવાનો તેમજ ઉત્તમ અને આવશ્યક ઇષ્ટ લક્ષણનો આવિર્ભાવ કરવાનો હતો. પરંતુ કાળે કરીને આ બધા આચારો અને વિધિઓમાંથી તે નીકળી ગયો. પછી તો તે હેતુ વિનાના શૂન્ય થઈ પડ્યા. માલ ખાલી કર્યા પછી બારદાનની જેવી હાલત રહે તેવી હાલતમાં અત્યારે એ આચારો આવી પડયા છે. કેમકે તેમાં હેતુ અને અર્થરૂપી માલનો અભાવ છે.

વિધિઓ, આચારો, ક્રિયાકાંડો એ શરૂઆતમાં, તેમની ઉત્પત્તિ કાળે, હેતુપૂર્વક પ્રવર્તેલા હોય છે. પરંતુ સમયના પ્રવાહ સાથે એ હેતુનો વિલય થઇ જાય છે. દર્શન માત્રની એવી સ્થિતિ અનિવાર્ય છે. જે કાંઇ નામધારી છે તેનો જન્મ, સંવર્ધન, ક્ષય અને વિનાશ કોઈથી રોકી શકાતો નથી. એક પછી એક નવા દર્શનો પ્રગટ થવા કરે છે, એનું કારણ એજ છે કે જૂના દર્શનમાંથી અર્થ અને હેતુ ઊડી ગયા હોય છે, અને તેથી તે સમાજની પ્રગતિ માટે ઉપયોગી રહ્યાં હોતાં નથી; એથી જુદા જુદા દર્શન અને સંપ્રદાયના ખોખામાં એ અર્થ અને હેતુ પ્રવેશ પામીને સમાજને પોતાની ઉત્ક્રાંતિમાં સહાય આપ્યા જ કરે છે. નામ કદાચ બદલાય એથી બુદ્ધિમાનો સત્યનો ક્ષય થયો માનતા નથી. કેમકે નામની સાથે નાશની ભાવના પણ સંકળાયેલી જ છે. એકને એક નામ, પછી તે ગમે તેવા અર્થવાળું હોય, તો પણ તેનું પુનઃ પુનઃ ઉચ્ચારણ અને ઉલ્લેખ સાંભળવાથી તો સામાન્યવત્ થઇ જાય છે; અને જો એ અર્થ બીજા નામના ઢાંકણમાં મનુષ્ય દૃષ્ટિ આગળ ન આવવા પામે તો મનુષ્યની પ્રગતિ અટકી પડે, એમાં શક નથી.

એક કાળે જૈન દર્શન એ ચારિત્રને ખિલવવાની શાળા હતી. દર્શને વિહિત કરેલા અનેક આચારો અને વિધિઓ સર્વ ભિન્ન ભિન્ન પ્રકૃતિના મનુષ્યોને બંધ બેસતા થઈ પડે તે માટે સૂક્ષ્મબુદ્ધિથી-વિવેકપૂર્વક સ્થાપિત કરવામાં આવ્યાં હતાં. બધા જ આચારોને બધા જ મનુષ્યો અનુસરે કે પાળે એમ કાંઈ નહોતું. જેને જેવું ચારિત્ર ખિલાવવું હોય તેને અનુસરતો આચાર તે તે મનુષ્ય અનુસરે એવો નિયમ હતો. જેમ ઇસ્પિતાલ માંહેલી બધી જ દવાઓ બધા જ દર્દીએ ખાવી જોઇએ એમ નથી, તેમ શાસ્ત્રમાં દર્શાવેલા બધા જ આચારો અને વિવિધ પ્રકારની ક્રિયાઓનું અનુશીલન પ્રત્યેક અનુયાયીએ કરવું એમ ફરજીઆત નહોતું. જેમ અમુક રોગથી પીડિત દર્દવાળાએ આખી ઇસ્પિતાલમાંથી અમુક બે ચાર જાતની દવાઓ જ લેવી જોઈએ, તેમ અમુક પ્રકારના ચારિત્રવાળા મનુષ્યે પોતાને જેવા પ્રકારનું ચારિત્ર રચવું હોય તેને અનુરૂપ આચારોજ સેવવા એવું ધોરણ પ્રચલિત હોવું જોઇએ. પ્રત્યેક મનુષ્ય એ અસંખ્ય યોગોને અને અગણિત સાધનોને એક સામટો અનુસરી શકે એમ બને જ નહીં. શાસ્ત્રો એ દવાખાના જેવા છે. જેમ અસંખ્ય ઔષધિઓ છે તેમ શાસ્ત્રમાં અનેક આચારોની ગોઠવણ કરેલી છે. એ બધાં જ બધાને માટે નહી, પરંતુ તે માંહેલા અમુક અમુક પ્રકારના મનુષ્યો માટે છે.

શાસ્ત્રીય ગ્રંથોમાં ચારિત્રને ઘડવાની ગમે તે પદ્ધતિ આપી હોય તે સાથે અત્યારે આપણે કાંઈ સંબંધ નથી. કેમકે કાળના ઘસારામાં એ બધી વાતો તેના મૂળ સ્વરૂપથી કાંઇ જુદા જ પ્રકારે અત્યારે આપણા જોવામાં આવે છે.

અમે જૂનું એટલું બધું જ યોગ્ય માનતા નથી. એક પક્ષે જેમ અમે નવાને (પછી તે ગમે તેવું બેવકૂફીભરેલું હોય) વધાવી લેતા નથી, તેમ જૂનાને પણ (પછી તે ગમે તેવું ગોટા પડતું અને

અર્થ-ભ્રષ્ટ હોય) અયોગ્ય આદર આપતા નથી. એ બધામાંથી કાંઇ આપણી વર્તમાન પરિસ્થિતિને ઉપયુક્ત થઇ પડે તેનો જ અમે સ્વીકાર કરીએ છીએ. કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે, અમે આ સ્થાને ચારિત્રગઠનની જે યોજના આપીએ છીએ તે જૂના અને નવાનું મિશ્રણ છે. એ ઉભયમાંથી જે મુદ્દાઓ કાળની અને પરીક્ષાની કસોટીમાં સાચા ઠર્યા છે તેને જ અમે અત્રે આપવા ધાર્યું છે. અમને પોતાને જૂના ઉપર મોહ નથી તેમ નવા ઉપર દ્વેષ પણ નથી. અજ્ઞપણાથી કે પોતાની શક્તિનો વિચાર કર્યા વિના દિવસોના દિવસો સુધી માત્ર ઉપવાસ ખેચી કાઢવા; શરીરની અને મનની સ્વાભાવિક અને કુદરતી હાજતો ઉપર બળાત્કાર કરી તેમની પાસે અમુ પ્રકારની ટેવો પડાવવી; કલાકોના કલાક સુધી એક ઠેકાણે એ આસને બેસીને મંત્ર જાપ કરાવવા એ સર્વમાં અમને પોતા વિશ્વાસ નથી. એથી કાંઈ ચારિત્ર સુધરવા પામતું હોય એ અ માની શકતા નથી અને કોઈપણ બુદ્ધિમાન મનુષ્ય એ પ્રકારે માન પણ શકે નહીં. જે કાંઈ અસ્વાભાવિક છે, આપણી વર્તમા લાગણીઓ ઉપર આઘાત ઉપજાવનાર છે, મનને અતિશય કંટાળે આપનાર છે, જે આચારમાં નવાણું ટકા અરુચિ અને અણગમાનુ તત્ત્વ ઊભરાતું હોય છે, એ સર્વ ચારિત્ર વધારવાને બદલે ઊલટું મનુષ્ય જીવનને અકુદરતી abnormal બનાવે છે. એવા આચારોના અતિ સેવનથી ચિત્તસ્થિતિ બેચેન, નિર્વેદમય, ગ્લાનિપૂર્ણ અને જ્યાં ત્યાં દુઃખને જોવા વાળી બની જાય છે. અમારું એમ માનવું છે કે, ચારિત્રગઠનની પદ્ધતિ કુદરતના સાહજિક ક્રમથી લેશપણ ઊલટી ન જ હોવી જોઇએ. દરેક બાબતમાં કુદરતનું જ અનુકરણ કરવું જોઈએ. વિશ્વમાં નિસર્ગશક્તિ કેવા પ્રકારે કામ કરી રહી છે એના સૂક્ષ્મ અવલોકન ઉપરથી જ આપણી બધી ગોઠવણો ઊપજવી જોઇએ. જ્યાં એમ ન થાય ત્યાં ધારેલું પરિણામ આવતું જ નથી. આથી આપણા મનોધર્મને નજરમાં રાખીને, તેમજ તે મન

પ્રકારે કામ કરી રહ્યું છે, એ ક્રમને લક્ષીને અમે આ ચારિત્ર-નની યોજના વિસ્તારીશું.

પ્રથમ તો આપણે આપણા જીવનનું લક્ષ્ય નક્કી કરવું જોઈએ. ાંસુધી આપણા જીવનમાં કોઈ પ્રકારનો આદર્શ હોતો નથી ત્યાંસુધી વનનૌકા કોઇ પણ ધારેલા સ્થાને જવાને બદલે આ સંસાર સાગરમાં ]ન્યપણે જ્યાં રાગદ્વેષરૂપી પવન તેને ઘસડી જાય ત્યાં ઘસડાયા છે. કોઇ પ્રકારનો ઉદ્દેશ નક્કી કરવો એમાં ચારિત્રબંધારણનું સ્ય સમાયેલું છે. કેમકે જ્યાં સુધી તે નક્કી થાય નહીં ત્યાંસુધી રિત્રનું સ્વરુપ પણ નક્કી થઈ શકે નહીં. **ચારિત્ર એ બીજું ઈજ નથી પરંતુ આપણને આપણા આદર્શસ્થાન કે ક્ષ્ય સ્થિતિએ પહોંચાડવામાં સહાય કરનાર અનુકૂળ તન નની અવસ્થા છે.** તમોએ જેવો આદર્શ નક્કી કર્યો હોય તેને નુરૂપ બને તેવી મનની સ્થિતિ સ્વયં ઉપજી આવે છે. માત્ર ી માનસિક સ્થિતિ ઉપજાવવા માટે એ સ્થિતિને અંગે ડેલા મનના લક્ષણો ઉપર ધ્યાન અને સંભાળ રાખવી પડે છે. પણા મનના ઇષ્ટ લક્ષણો એ ગુલાબના રોપા જેવા છે. ગુલાબના ડ ઉપર જેમ આપણે વધારે સંભાળ અને ધ્યાન આપીએ તેમ અધિક અધિક વિકસે છે. ઇષ્ટ મનોગુણ એ માનસગુલાબ છે; ને તેના ઉપર સંભાળ રાખવાથી તે અધિક સુંદર, શોભામય, વિકસિત બને છે. તમે પ્રયોગ તરીકે એકાદ મનોલક્ષણ ખિલાવવા ાગતા હો તો એ લક્ષણનો મનોમય રીતે તમારામાં આરોપ કરી પો કે તે અત્યારે જ તમારામાં છે એમ કલ્પો ! અને શબ્દોદ્વારા ના અસ્તિત્વનું તમારા અંતઃકરણ ઉપર દૃઢ પ્રતિપાદન કરો. અર્થ-ક્ત શબ્દોમાં અત્યંત સામર્થ્ય રહેલું છે. આપણા શાસ્ત્રકારો એવા ાર્થયુક્ત શબ્દોને 'મંત્ર' ના નામથી સંબોધે છે. પરંતુ શરત એટલી તે અર્થભાવના સાથે ઉચ્ચારવા જોઇએ, અને તમારા મનમાં

એ અર્થને અનુરૂપ ચિત્ર પ્રગટેલું હોવું જોઈએ. પોપટની મા પઢવાથી કશોજ લાભ નથી.

માણસનું અત્યારનું ચારિત્ર એ તેના વિચારોનું, તેની કલ્પનાઓનું અને આદર્શોનું પરિણામ છે. જે માણસ પોતાને પોતાની કલ્પનામાં નિરંતર પામર, શક્તિહીન, વિજયહીન, ગરીબ અને દુનિયાન પગે કચરાતો જુએ છે, તે માણસ તેનું મનોમય બંધારણ એવા પ્રકારનું રચતો હોય છે કે, આખરે તેનું અખિલ જીવન અને પ્રકૃતિ એવા અનિષ્ટ મનોભાવોવડે ભરપૂર બની જાય છે; અને એવા વિચારોને અનુસરતું તેનું બાહ્ય જીવન પણ રચાય છે. એથી ઊલટું જે મનુષ્ય પોતાને ચોતરફ વિજયી, શક્તિમાન, ધારેલું કામ પાર ઉતારનાર, અને સર્વ વિઘ્નોને ઓળંગી જનાર માને છે તે વસ્તુતઃ બાહ્ય ચારિત્ર પણ તેવું જ પ્રગટાવી શકે છે. માણસ પોતાની આંતરસૃષ્ટિના પ્રમાણે જ બહારની સૃષ્ટિ ઘડે છે એવો કુદરતનો સનાતન શાશ્વત્ નિયમ છે. તમે તમારા આંતરમન subconscious mindમાં ઇર્ષ્યા, અદેખાઈ, દ્વેષને પોષણ આપશો તો તમે આખા વિશ્વમાંથી એ પ્રકારનું સત્ત્વ આકર્ષવાના. તમારું આખું જીવન અને ચારિત્ર એ આંતરભાવને અનુસરતું બની જવાનું.

સામાન્ય મનુષ્યો એમ માનતા હોય છે કે, પોતાના ચારિત્રના જે કાંઇ શુભાશુભ લક્ષણો હોય છે, તેમાં ફેરફાર કરવો એ કાંઈ પોતાની સત્તાની વાત નથી. તેઓ પોતાની વર્તમાન ચારિત્રની સ્થિતિને તે જેવા રૂપે છે, તેવા રૂપે કાંઈપણ પ્રશ્ન વિના સ્વીકારી જ લે છે. તેમાં જાણે પોતાનો કાંઇજ ઇલાજ નથી એમ માની તેને અચળ, નહીં ફેરવી શકાય તેવી, અને દૃઢ માને છે. અજ્ઞાન ભરેલી લૌકિક કહેવત પણ 'પ્રાણ અને પ્રકૃતિ સાથે જવાના' એમ બોલીને લોકોના અજ્ઞાનને પોષણ આપે છે. યુરોપવાસીઓ પણ એવાજ આશયનું કથન ઉચ્ચારી સંતોષ માને છે કે, 'I am just as the Lord made me' અર્થાત્ 'મને પ્રભુએ જેવો બનાવ્યો

તેવો હું છું.' બધી વાત માત્રનો અંત ત્યાં આવી જાય છે, અને જાણે કે હવે સુધારાને માટે કશોજ અવકાશ રહ્યો નથી એમ માની લે છે. ક્રોધી મનુષ્યો પોતે જ પોતાના મુખથી કહેતા સંભળાય છે કે "ભાઈ! મારો મિજાજ મારા હાથમાં નથી, તમારે એ પ્રસંગે જરા ખમી ખાવું. હું મારા જીવને ઘણોય વારી રાખું છું. પણ એ તે શું કાંઇ આપણી મરજીની વાત હતી? એ તો પ્રાણ અને પ્રકૃતિ સાથે જવાના. એ સ્વભાવને સુધારવાની કડાકૂટ નકામી છે, કુતરાની પૂંછડીનો વાંકા રહેવાનો સ્વભાવ જેમ કદીજ જતો નથી તેમ મારી પ્રકૃતિ પણ ગમે તેટલા પ્રયત્નથી જવાની નહિં'. વાસ્તવમાં આમ કહેનાર માણસ ભૂલે છે. અલબત ખરું છે કે, અજ્ઞાનના ગાઢા આવરણમાં રહેલા આત્માને એ ચારિત્ર સુધારવાનો અવકાશ જણાતો નથી. છતાં પણ તે જરા વધારે બારોકીથી તપાસશે તો જણાશે કે, તેની પ્રકૃતિ, સ્વભાવ અથવા ચારિત્ર હંમેશા ફેરફારના ક્રમ ઉપર છે. તેના આસપાસના સંયોગોથી; બીજાઓ સાથેના તેના સહવાસથી; બીજાઓ તરફથી તેને મળતી સૂચનાઓથી; તેનું ચારિત્ર અવ્યક્ત-પણે નિરંતર પરિવર્તન પામતું જ જાય છે. તેને ખબર હોતી નથી કે તે અમુક અમુક બાબતોમાં રસ લેવાથી અને તે ઉપર મનને સ્થિર કરવાથી ચારિત્ર અવ્યક્તપણે ફેરફાર પામતું જ ચાલે છે. તેણે સમજવું જોઈએ કે, તેનું અત્યારનું ચારિત્ર એ જન્મકાળે જે પ્રકારનું ચારિત્ર-દ્રવ્ય character stuff લઇને પોતે આવ્યો હતો તેમાંથી પરિણામ પામેલું છે. અર્થાત્ તેમાં અનેક ફેરફાર થતાં થતાં તે હાલની સ્થિતિએ આવ્યું છે.

સબળ અને નિર્બળ મનુષ્ય વચ્ચે ભેદ એટલો જ છે કે, સબળ મનુષ્ય પોતાના ચારિત્રને પોતાની મરજી અનુસાર ઘડી શકે છે, તે તેનો પોતાનો માલિક છે: નિર્બળ મનુષ્ય એ તેની આસપાસના સંયોગોનું પ્રાણી છે, તેને બીજા મનુષ્યોની અસરને આધીન રહેવું પડે છે, તેને કોઈ ગુસ્સે કરવા માંગે તો તે ગુસ્સે થાય છે, રાજી કરવા

માગે તો તે રાજી થાય છે. તેનું મન ભીણના જેવું પોચું અને સંસ્કારને વશ હોય છે. તેના પોતાના મનનો તે માલિક નથી. કોઈ બિવરાવે તો બીએ છે. કોઇ હિંમત આપે તો હિંમતવાન બને છે. તેના પોતાના સ્વતંત્ર સંકલ્પનો અવકાશ હોતો નથી, આથી ચારિત્રને ઉત્તમ પ્રકારનું ઘડવા ઇચ્છનારે પોતે પોતાના સ્વામી, પોતે પોતાના માલિક બનવું જોઇએ.

આત્મા એ મનનો સ્વામી છે, શરીરને જેમ કસરતથી ઉત્તમ પ્રકારનું, સુદૃઢ અને બળવાન બનાવી શકાય છે, તેમ આત્મા ધારે તો મનને પણ તેવું જ બળવાન કાર્યકર અને ઉત્તમ પ્રકારનું બનાવી શકે છે. આપણા મનની સ્થિતિને તે હાલ જેવા રૂપે છે તેવા રૂપે સ્વીકારી લઈ સંતોષ માનવો અથવા તેને અનિવાર્ય, અચળ અને સ્થિર માનવી તે ભૂલ છે. ખરી રીતે તો કોઇ મનુષ્ય અંતઃકરણથી એમ માનતો જ નથી, કેમકે તે બીજાઓને તેમનું ચારિત્ર સુધારવાનો છૂટથી ઉપદેશ આપ્યા કરે છે. ચારિત્ર સુધરવાનો અવકાશ તે ન સ્વીકારતો હોય તો તે કદી જ એવો ઉપદેશ આપે નહીં. પણ જ્યારે આપણે જોઈએ છીએ કે, જેમના ચારિત્રને હજી સેંકડો દિશામાં સુધરવાનું બાકી છે તેવા મનુષ્યો બીજાઓને અનેક બાબતમાં સલાહ આપે છે; ડાહ્યા અને સમજુ થવાની ભલામણ કરે છે; વિવેકી અને શાણા બનવાની શિખામણ આપે છે; કોઈની નિંદા અને કોઈની સ્તુતિ કરે છે; ત્યારે એમ માન્યા વિના નથી જ ચાલતું કે તેઓ પોતે અંતઃકરણથી માને છે કે, તેઓ પોતે પણ ધારે તો સુધરી શકે તેમ છે. કેમકે જે વાત બીજા માટે શક્ય માને છે, તે પોતાના માટે શા માટે ન માને? જરૂર માને જ.

પરંતુ તમે કહેશો કે અમુક બાબતમાં 'રસ' હોવો એ કાંઈ મારા હાથમાં નથી. એ તો સ્વાભાવિક છે. અમુક પ્રકારના વિષયોમાં મને રસ છે અને અમુકમાં નથી તેનું કાંઇ ખાસ કારણ હોતું નથી.

એક જણુને કારેલાના શાકમાં 'રસ' અનુભવાય છે ત્યારે બીજાને તેમા કડવાસ સિવાય કાંઈ જ માલૂમ પડતું નથી. આથી એ 'રસ' તો આત્માના બંધારણુ સાથે જ રચાયેલો જણાય છે. હવે અત્યારે તેમાં ફેરફાર બને નહીં. વિશેષ વિચારના અભાવે આ દલીલ સોએ સો ટકા ખરી ભાસે છે, પરંતુ વાસ્તવમાં એ સત્ય નથી. રસમાં ફેરફાર થઈ શકે છે. અમુક વિષય ઉપર દીર્ઘકાળ મનને વસવા દેવાથી તે વિષયમાં આત્મા 'રસાનુભવ' કરી શકે છે. પ્રત્યેક મનુષ્યને આ પ્રકારનો અનુભવ થોડો ઘણો થયો હોય એમ માનવામાં કાંઈપણુ બાધ નથી. એક વિષય ઉપર બહુ કાળ મનને સ્થિર કરવાથી જેમ એક પક્ષે ઉત્તમ સદ્ગુણોને ખીલવી શકાય છે, તેમ અન્ય પક્ષે એ વિષય અધમ હોય તો અધમ અંશો પણુ ઊગી નીકળે છે. યુવાવસ્થાના આકર્ષક અને રમણીય ક્ષેત્રમાં પ્રથમ પગલું મૂકનારને પોતાના જીવનમાં ભ્રષ્ટતા આણવાની મુદ્દલ ઈચ્છા હોતી નથી, તેના હૃદયમાં અનેક મહત્ત્વાકાંક્ષાઓ અને ભવ્ય ભાવનાઓ ઊભરાતી હોય છે, અને જીવનને એક શ્રેષ્ઠ આદર્શને અનુસરતું રચવા તેનું મન ઉદ્યોગશીલ બન્યું હોય છે. પરંતુ થોડા જ કાળ પછી તે દારૂ, ઈશ્ક, રંડીબાજી અને એવી બીજી ઓજમજાની વાતો બીજાના મુખેથી સાંભળે છે, અથવા કોઈ પુસ્તકમાં વાંચે છે; આ વાતો ઉપર તે પોતાના મનને સ્થિર થવાની રજા આપે છે, અને એ બધા વિષયોને તે મનોમય રીતે કલ્પનાના દેહથી ભોગવે છે. થોડો વખત આમને આમ ચાલ્યા પછી તે એ વિષયોમાં 'રસ' અનુભવે છે. કલ્પનામાં એ વાસનાને પોષણુ આપી તે ઉછેરે છે. થોડા સમયમાં તેને જણાય છે કે, એ વાસના હવે પોતાનો બહિર્ભાવ શોધે છે, અર્થાત્ તે સ્થૂળભૂમિકા ઉપર આવવા ઈંતેજાર બની છે. માત્ર કલ્પનામાં જ નહિ પરંતુ કાયરૂપે પરિણામ પામવા તે નિમિત્ત શોધે છે.

આ વિશ્વ ઉપર બધા પ્રકારના અધમ કર્તવ્યો-વ્યભિચારો, દૂષણો, ગુનાઓ, મુર્ખાઈઓ અને અત્યાચારો આ પ્રકારે જ બનેલા હોય છે. પ્રથમ તો તેમાં આત્માને 'રસ' હોતો નથી, પરંતુ તે તે જાતના વિષયોના ક્ષેત્ર ઉપર મનને વિહરવા દેવાથી તેમાંથી 'રસ' ઉત્પન્ન થાય છે. એ રસ હૃદયમાં બીજનું કાર્ય કરી વધે છે. કલ્પનાના ભોગથી તે પોષણ પામી પુષ્ટ બને છે. એ વધ્યા પછી આત્મા પરવશ બને છે. જો કે એ બીજને પોષણ અને સામર્થ્ય આત્મા તરફથી જ મળ્યું હોય છે, છતાં આત્મા તેના આગળ હારી જઇ અધમતામાં ઘસડાયા સિવાય રહી શકતો નથી. પ્રથમ ક્ષણે રસ-ઉપજાવતી વેળાએ, તેને તેમાંથી આવા પરિણામો આવવાની સુદ્ધાં શંકા હોતી નથી. પરંતુ પ્રિય વાંચક! કદાચ તમારા અંતઃકરણમાં આવા પ્રકારનો કોઇ અનિષ્ટ પરિણામ ઉપજાવનારો 'રસ' બીજરૂપે રહેલો હોય તો તમારે ચેતવાનું છે. તેને શોધીને-તમારા અંતઃકરણમાંથી ખેંચી કાઢો અથવા તેને પોષણ દેવું બંધ કરી તેનાથી વિરોધી રસની જમાવટ કરો. અમે કરેલી આ સૂચના તરફ તમે અનાદરથી જોશો નહિ. તમારા ભાવિના જીવનને અધમ કે ઉત્તમ, આસુરી કે દૈવી બનાવવાનો આધાર, આ સૂચના તમે ગ્રહણ કરો છો કે નહીં તેના ઉપર રહેવાનો છે. આ દુનિયામાં મનુષ્યોના હાથથી જે જે ખરાબીઓ અને ખુરાઈઓ બની રહી છે તેના મૂળ કારણો આ 'રસ' માંથી ઉદ્દભવેલા છે. મનુષ્યો પરિણામ તરફ જુએ છે, કારણ ભણી જોવાનો પ્રસંગ માત્ર તત્ત્વજ્ઞો જ મેળવી શકે છે.

પરંતુ તે સાથે એટલું પણ સ્મૃતિમાં રાખો કે જે 'રસ' અધમતા ભણી ખેંચી જાય છે તેજ 'રસ' ને યોગ્ય દિશામાં વાળવાથી તે દિવ્યતા ભણી પણ દોરી જાય છે. આત્મામાં એ રસને સંક્રમણ પમાડવાની અદ્દભુત સત્તા રહેલી છે. અધમ પરિણામો

લાવનારા રસ બીજકોને પોષીને મોટા કરવા એ જેમ સરલ અને સ્વાભાવિક જણાય છે તેમ ઉત્તમ પરિણામો લાવનારા રસ બીજકોના સંબંધે પણ છે. તમારા ચારિત્રમાં તમને કોઈ પ્રકારની ખામી, દોષ, અપૂર્ણતા જણાય (અને તે કોનામાં નથી ?) અને છતાં તેમાં ફેરફારકરવા માટે તમારામાં આવશ્યક મનોબળ will power ન જણાય તો શરૂઆતમાં તમે ફક્ત આટલું જ કરો; માત્ર સુધરવાની ઇચ્છા કરો; સુધરેલી સ્થિતિમાં મનોમય રીતે રસાનુભવ કરો; રસબીજને પ્રથમ સંભાળથી પોષણ આપો; બીજા હજારો પ્રકારના વગડાઉ વેલાના જૂથમાં એ રસનો નાનકડો રોપો અટવાઇને ગુંથાઇ ન જાય તેની સંભાળ રાખો; તમે જે પ્રકારનો સુધારો કરવાની ઇચ્છા કરી છે તે સુધારો તમારા ચારિત્રમાં પ્રગટ થયા પછીની તમારી સ્થિતિ જે પ્રકારની બને તે પ્રકારની સ્થિતિને તમે અત્યારથી જ મનોમય રીતે જોયા કરો; અને તે તમારામાં હોય તો કેવું સારું એવી ભાવના કરો. તમને થોડા જ વખતમાં જણાશે કે તમે એ સુધારો પ્રગટાવવા માટે પ્રગતિ કરી રહ્યા છો. હવે તે વિના તમને ચેન પડતું નથી. ચારિત્રના એ ગુણને વ્યક્ત કરવામાં તમારો રસ અધિક અધિક જામતો જાય છે. જેટલે અંશે રસની જમાવટ થતી જાય તેટલે અંશે વધુ પ્રમાણમાં રસ પ્રાપ્તિની ઉત્કંઠા જાગે. અને એ ઉત્કંઠા જ તીવ્ર મનોબળને—સંકલ્પબળને જન્મ આપે છે. એ સંકલ્પ–બળથી ઇષ્ટ સદ્ગુણો પ્રાપ્ત કરવાના માર્ગમાં જે પ્રતિબંધો અને વિઘ્નો રહેલાં છે તેનો પરિહાર થાય છે. પ્રબળ રસવૃત્તિના પ્રભાવથી મનુષ્યોએ જે જે મહાન પ્રાપ્તિઓ કરી છે તેનું વિવેચન કરવાનો આ યોગ્ય અવસર નથી. પરંતુ એ રસ વિના સંકલ્પબળ કશું જ કરી શકતો નથી. આથી એટલો નિર્ણય થાય છે કે પ્રથમ રસ પછી નિશ્ચયબળ, પછી પ્રયત્ન અને તે પછી ફળ એમ અનુક્રમ રહેલો છે.

તમારા ચારિત્રબંધારણમાં કોઇ પ્રકારના અનિષ્ટ લક્ષણો તમને જોવામાં આવે તો તેને પોષણ આપતા બંધ પડો. પોષણના

અભાવે તે દુર્ગુણો પોતાની મેળે મરી જવાના. તે સાથે એના વિરોધી ઈષ્ટ અંશો તમારી-હૃદયભૂમિ ઉપર ઉપજાવવા પ્રયત્ન કરો. અધમ વાસનાઓને હૃદયક્ષેત્ર ઉપર સ્થાન આપવાની ચોખ્ખી ના પાડવાથી, તેમજ તેમને માનસિક ખોરાક આપવો બંધ કરી દેવાથી તે વધવા બંધ પડી જાય છે. જેમ ખાતર અને પાણી આપવું બંધ કરવાથી વનસ્પતિનો રોપો સુકાઇને ક્ષીણ બની જાય છે, તેમ તે તે વાસનાને રસનું પોષણ મળતું અટકી પડવાથી તે ક્ષય પામી આખરે નિર્મૂળ બને છે. આ સૂચના ચારિત્રને ઉત્તમ પ્રકારનું બનાવવા ઇચ્છનારને અત્યંત અગત્યની છે. તેથી પુનઃ કહીએ છીએ કે, એવી અનિષ્ટ ઇચ્છાઓ ઉપર મનને સ્થિત કરવાની સમૂળગી ના પાડી દો! તમારી વૃત્તિને એ વિષય ઉપરથી ઉઠાવી બીજા ઠેકાણે ચોડી દો. ખાસ કરીને કલ્પનાને તે વિષયનો રસાસ્વાદ ન કરવા દો. શરૂઆતમાં એમ કરવામાં બહુ મહેનત જણાય છે. કલ્પના વારંવાર છટકી જઈને પોતાના રસપ્રદ વિષયમાંથી આનંદ ચૂસવા બેસી જાય છે. પરંતુ પ્રત્યેક પ્રયત્નની સાથે તે અધિક અધિક કાબૂમાં આવતી જાય છે. એક વખત તમે કલ્પનાને તેના વિષયથી વીખુટી પાડવા શક્તિમાન બનશો એટલે પુનઃ પ્રયત્ન કરતી વેળા પ્રથમ પ્રયત્નના જેટલી મહેનત પડવાની નહિ. લાલચુ ના બનો, 'એક વખતને માટે ભોગવી લેવા દો, હવે પછી ફરીથી એમ નહિ કરું" એમ કહી પણ મનને ઢીલું મૂકો નહિ. વાસનાનો ડંખજ એ 'એક વખત' માં રહેલો છે. 'એક વખત' ની લાલચ આગળ મૂંડી નમાવી તો પછી તમારો વિજય લાખો કોશ દૂર છે એ જરૂર માનો.

એ સાથે એ પણ એટલું જ અગત્યનું છે કે, એ અનિષ્ટ અંશનું ચિંતન અટકાવવા સાથે ઈષ્ટ સદ્ગુણમાં ' રસ ' અનુભવવા પ્રયત્ન કરો. સદ્ગુણનું બને તેટલું ચિંતન કરી તેમાં રસવૃત્તિ પ્રગટાવો; બહુ પ્રેમપૂર્વક, મમતાપૂર્વક એને ચાહો; અને એ સદ્ગુણને તમારી ચારિત્રઘટનામાં સંપૂર્ણ આવિર્ભાવ થયા પછી તમાર

સ્થિતિ કેવી બદલાઈ જવાની એનું રસપૂર્વક મનોમય ચિત્ર રચો. એમ કરવાથી તમે એવી હદે આવી પહોંચશો કે જ્યાં એ સદ્ગુણ વિના તમને આરામ મળવાનો નહિ. તે વિના તમારું જીવન તમને અધૂરું અધૂરું ભાસવાનું.

રસવૃત્તિ જાગ્રત થયા પછી ઇષ્ટ સદ્ગુણ મેળવવા માટે શ્રદ્ધાની જરૂર છે. એટલે કે, 'હું જરૂર તે મેળવી શકીશ' એવો દૃઢ વિશ્વાસ જોઈએ. આ 'શ્રદ્ધા' પણ 'રસ'ની માફક માગ્યા પ્રમાણે આવી મળતી નથી. અર્થાત્ મનુષ્યો ધારે છે, તેમ એ 'શ્રદ્ધા' રાખવી કાંઇ આપણા હાથમાં નથી. વાસ્તવમાં 'રસ' જ્યારે ચિંતનથી મળી શકે છે ત્યારે 'શ્રદ્ધા' કાર્ય વિના સાંપડી શકતી નથી. ધારેલું કાર્ય અમુક અંશે સિદ્ધ થયા પછી જ આપણે તેનું બીજું કામ કરી શકીશું, એવી શ્રદ્ધા બંધાય છે. વિજય મળ્યા વિના શ્રદ્ધા બંધાતી જ નથી, આથી જેમના હૃદયમાં એ પ્રકારનો વિશ્વાસ નથી તેમણે કોઈ પ્રકારના કાર્યમાં–શરૂઆતમાં નાના કાર્યમાં–ખંત અને ઉદ્યોગવડે મહેનત કરી સિદ્ધિ મેળવવી જોઈએ. એમ કરવાથી આપણા સામર્થ્યમાં આપણને વિશ્વાસ બંધાય છે. દાખલા દલીલોથી શ્રદ્ધા આવતી નથી. તે તો આપણા હાથે બનેલી કાર્યસિદ્ધિમાંથી જ આવી શકે છે. આમ હોઈને નાના કાર્યોમાં સતત ખંત અને પ્રયત્નવડે સંપૂર્ણ વિજય મેળવી શ્રદ્ધા સંપાદન કરવી એ ચારિત્ર-ઘટનાનું બીજું પગથિયું છે. આ શ્રદ્ધાનું પ્રમાણ જેટલે દરજ્જે અધિક હોય છે તેટલે દરજ્જે મનુષ્ય પોતાના ચારિત્રમાં ઉત્તમ અંશો ઉપજાવવા અધિક અધિક શક્તિમાન બને છે. આ એક પરમ સિદ્ધ આધ્યાત્મિક મહાનિયમ છે કે, શ્રદ્ધાના પ્રમાણમાં જ કાર્ય બને છે. શ્રદ્ધા મનનો ચીલો સાફ કરી બધાં પ્રતિબંધોને બાજુએ ખસેડી નાખે છે, કામમાં સરલતા કરી આપે છે અને વિઘ્નોના પ્રસંગે આત્માને અડગ અને સ્થિર રાખે છે. નિર્બળ શ્રદ્ધાવાળા મનુષ્યોને કાયર બનતા વાર લાગતી નથી. આવા મનુષ્યો પોતાને તેમજ પારકાને

કશા જ ઉપયોગના નથી. જરા વિષમ સંયોગો આવતાં, અથવા સહેજ વિઘ્ન આવતાં, હાથમાં લીધેલું કામ હેઠું મૂકીને પોતાની નિત્યની જૂની ધરેડમાં પોતાનું ગાડું વાળી લે છે. આથી પ્રથમ રસ પછી શ્રદ્ધા અને તે પછી કાર્યમાં પ્રવર્તવાનો નિશ્ચય અથવા સંકલ્પ. આ સંકલ્પબળના સંબંધે બહુ ગેરસમજુતી પ્રવર્તેલી જણાય છે. ઘણા લોકો માને છે કે સંકલ્પબળ એ જાણે મુઠીઓવાળી, ગુસ્સાથી ભ્રુકુટિ ચઢાવી, જોરપૂર્વક કોઈ આંતરબળનો કરેલો ઉપયોગ છે. પરંતુ ખરું જોતાં સંકલ્પબળને અને આ બળના દેખાવને કશોજ સંબંધ નથી. સંકલ્પબળ એ એક પરમ સત્તાધારી સત્ત્વની આજ્ઞા છે. જેમ રાજાના એક પ્રસ્તાવમાં કાંઇ ઉપર જણાવ્યું તેવું જોર કે બળ હોવાની કશીજ જરૂર હોતી નથી. એ પ્રસ્તાવ પ્રમાણે અમલ થવાનો એવી શ્રદ્ધાપૂર્વક કરેલી આજ્ઞા જ બસ છે, તેમ આપણા સંકલ્પને પણ તેવી આજ્ઞા જ કરવાની છે. માત્ર શ્રદ્ધાપૂર્વક તેવો 'ઠરાવ' બહાર પાડવાની જરૂર છે. સામર્થ્યના મધ્ય બિંદુમાંથી એ આદેશ–સ્વર પ્રવર્તાવવાની જ જરૂર છે. અભિમાનીની અથવા 'હું'ની આજ્ઞા–આત્માનો હુકમ એટલું જ આવશ્યક છે. એ શાંત બળની–શ્રદ્ધાની જ જરૂર છે. તે સિવાય નકામું જોર પછાડવાની, તેમજ વ્યર્થ બળ ક્ષય કરવાની કશી જરૂર નથી.

ચારિત્રમાં ઉત્તમ અંશો પ્રગટાવવા માટે આવશ્યક સામગ્રીનું વર્ણન અમે કરી ચૂક્યા છીએ તે આ પ્રમાણેઃ—(૧) પ્રબળ રસવૃત્તિ, (૨) શ્રદ્ધા અથવા વિશ્વાસ, (૩) સંકલ્પબળ. આ ત્રણ હથિયારથી પરિસજ્જિત થયેલ આત્મા હવે ગમે તેવા વિજય માટે તૈયાર છે. હવે ફક્ત કાર્યક્ષેત્રમાં જ પ્રવેશવું બાકી છે. કાર્યમાં ઊતરતા પહેલાં આંતરસામગ્રી ઉપર પ્રમાણે હોય તો જ એમાં 'વિજય'નું તત્ત્વ પ્રવેશી શકે છે, એ ભૂલવું જોઇએ નહીં.

### ચારિત્રનું બંધારણ એ ટેવોનું જ બંધારણ છે

ઉપર્યુક્ત ત્રણે તત્ત્વોની આવશ્યકતા મન ઉપર દઢપણે સ્થિર થયા પછી હવે આપણે કાર્યના પ્રદેશ ઉપર આવીએ છીએ.

પ્રથમ તો ચારિત્રને અનુસરતી 'ટેવ' પાડવાની આવશ્યકતા છે. કદાચ તમને 'ટેવ' શબ્દથી નિરાશા ઉત્પન્ન થશે અને આશ્ચર્યથી બોલી ઊઠશો કે શું ટેવથી ચારિત્ર બંધાય છે? હા. એ 'ટેવ' શબ્દમાં જ આ સમગ્ર વાતનું ગુપ્ત રહસ્ય સમાયેલું છે. આપણું અત્યારનું ચારિત્ર શાનું બનેલું છે, એ તમે બારીક ધ્યાન આપી કદી જોયું હશે તો તમને માલુમ પડ્યું હશે કે, તે વંશક્રમાનુગત સંસ્કારો અથવા પ્રાપ્ત કરેલી ટેવોનુંજ બનેલું છે. અત્યારે પણ એ વિષયની આલોચના કરી જોશો તો એ વાતની પ્રતીતિ તમને આ ક્ષણે જ મળશે. તમે એવી અનેક પ્રવૃત્તિ, અનેક કાર્ય કરો છો કે, જેમાં તમને કાંઇ વિચાર અથવા ઊહાપોહ કરવાની જરૂર જણાતી નથી; તેનું કારણ એજ હોય છે કે, તેમ કરવાને તમે ટેવાઇ ગયા હો છો. અમુક પ્રકારે જ તમારું પ્રવર્તન છે કેમકે તેમ પ્રવર્તવાની તમે ઘણા વખતથી 'ટેવ' પાડી છે. તમને હજી એ વાતની શંકા છે? એમ હોય તો તમે તમારી આસપાસ નજર કરો અથવા તમારા પોતાના અંતઃકરણમાં દૃષ્ટિ સ્થાપો, અને તમને જણાઈ આવશે કે, તમે ઘણી જૂની ટેવો ગુમાવી છે અને નવી ટેવોને તે જૂની ટેવોનું સ્થાન આપેલ છે. **ચારિત્રનું બંધારણ એ ટેવોનું જ બંધારણ છે. અને ચારિત્રનું પરિવર્તન એ ટેવોનું જ પરિવર્તન છે.** આ વાત કદાચ તમે આ વાંચ્યા અગાઉ પણ જાણતા હશો અને આથી તમને નવું તત્ત્વ કદાચ નહીં મળેલું તમે માનતા હશો પરંતુ આ વાતને તમારા અંતઃકરણમાં દઢપણે અંકિત કરવાથી તમને અનેક મર્મની હકીકત અવગત થશે.

તે સાથે બીજું એ સ્મૃતિમાં રાખવું યોગ્ય છે કે, 'ટેવ' એ આંતરમનમાં રહે છે. ખરું છે કે, ટેવનું ઉત્પત્તિ સ્થાન આપણા આત્મમનમાં હોય છે, અર્થાત્ જ્યારે તે નવી જ પડે છે ત્યારે તેને આપણે ભાનપૂર્વક પોષીને ઉછેરીએ છીએ. પરંતુ જ્યારે તે 'ટેવ' સ્થિર થાય છે ત્યારે તે આપણા અંતઃકરણના અવ્યક્ત પ્રદેશમાં ચાલી જાય છે; પછી તે આપણા ચારિત્રનો વિભાગ બની જાય છે; પછી તે ટેવને અનુસરવા માટે આપણે કાંઈ ખાસ પ્રયત્ન કરવો પડતો નથી, પરંતુ તે ટેવ આપણી પ્રકૃતિભૂત બની જાય છે. અંગ્રેજીમાં કહેવત છે કે, Habit is second nature અર્થાત્ ટેવ છે તે બીજી પ્રકૃતિ છે. અરે! બીજી પ્રકૃતિ નહિ પણ દસ પ્રકૃતિ જેટલું તેનું બળ અમે માનીએ છીએ. ડયુક ઓફ વેલીંગટનને ટેવમાં એટલી બધી શ્રદ્ધા હતી કે તે પોતાના સૈનિકોમાં અમુક પ્રકારની ટેવો દાખલ કરવા માટે બહુ યત્નવાન રહેતો, અને જુદી જુદી કસરતો દ્વારા તેના લશ્કરમાં અમુક ઇષ્ટ ટેવોને નાખ્યાજ કરતો. જ્યાંસુધી તે ટેવ પ્રકૃતિમાં એકરસ ન થાય ત્યાં સુધી પ્રયત્ન કરવા નિરંતર બની શકે તેટલી હદે તે ટેવોનું અનુશીલન કરાવતો.

ટેવના સંબંધમાં Darwin પોતાના સંબંધે એક ઉદાહરણ પોતાના પુસ્તકમાં રજૂ કરે છે. તે કહેતો કે "મારામાં ભય પામવાની ટેવ એવા ઊંડાં મૂળ ઘાલીને બેઠી છે કે, જ્યાં ભયનો સહજ પણ અવકાશ ન હોય ત્યાં પણ હું એકદમ આંચકા પામીને પાછો હઠું છું. હું જ્યારે પ્રાણીઓના સંગ્રહસ્થાન Zoological garden માં જતો અને કાચના પીંજરામાં રાખેલા મોટા સર્પને, પીંજરા ઉપર હાથ મૂકીને જોતો, ત્યારે કેટલીક વાર તે સર્પ મને કરડવાના ઇરાદાથી પીંજરા ઉપર પોતાની ફેણ અફળાવતો. આ વખતે હું ભય પામીને થોડા કદમ દૂર ભાગી જતો. જો કે મને પાકી ખાતરી

હતી કે પીંજરાનો કાચ એટલો બધો જાડો છે કે, સર્પની ફેણ ગમે તેટલા જોરથી તેની સાથે અથડાય તો પણ તે ભાંગે તેમ ન હતી અને મને ઇજા થવાનો કોઇ રીતે સંભવ ન હતો, છતાં ભયની ટેવનું જોર મને પાછો ખેંચી જતી. કેટલીક વાર તો દઢ સંકલ્પ કરીને પાછો નજ હઠવાનો હું નિશ્ચય કરતો, પણ જ્યાં તે સર્પ જોરથી પોતાની ફેણા અફાળે કે તુરત હું ભાગી જતો અને મારો નિશ્ચય નિશ્ચયને ઠેકાણે રહેતો." સંકલ્પ બળ કરતાં ટેવનું બળ અધિક છે એમ ડારવીન માનતો હતો.

પરંતુ અમે હિંમતથી કહીએ છીએ કે, અમે તેવી પ્રબળ ટેવને આપણા ચારિત્રમાંથી આપણે દૂર કરી શકીએ તેમ છીએ. શરત માત્ર એટલીજ કે, આપણા આંતરમનમાં એ ટેવથી વિરોધી ટેવ દાખલ કરવી અને વિચાર તેમજ કાર્યની એક જુદીજ દિશા ગ્રહણ કરવી.

નવી ઉત્તમ ટેવનો આપણામાં સંચાર થાય તેવો સંકલ્પ કરતી વખતે જ એ ટેવ આપણે પાડતા હોઇએ છીએ તેમ નથી. વાસ્તવમાં એ ટેવને આપણા બંધારણમાં સ્થિર થવાનો ખરો પ્રસંગ એ સંકલ્પ કર્યો પછી જ આવે છે. એ સંકલ્પ અથવા પ્રબળ ઇચ્છા કર્યા પછી આપણું આંતર મન Sub-conscious mind એ ટેવને પોષવા માંડે છે. આપણે જ્યારે ભાનપૂર્વક અથવા બુદ્ધિના વ્યાપાર દ્વારા 'ટેવ'ને દાખલ કરતા હોઇએ છીએ, તે વખતે તો આપણે એ કાર્યનો બહુજ થોડો હિસ્સો દાખલ કરતા હોઇએ છીએ. પરંતુ એ કાર્યને પુરું કર્યા પછી જ્યારે આપણા બાહ્યમનને બીજા કોઈ કાર્યમાં પરોવીએ છીએ ત્યારે આપણું આંતરમન તે ક્રિયાને અપનાવી લે છે અને આપણને ખબર પણ ન પડે તેમ 'ટેવ'ને આપણી પ્રકૃતિનો વિભાગ કરતું હોય છે. આજે શીખેલો પાઠ આવતી કાલે સરલ થાય

છે તેનું કારણ એજ હોય છે કે, દરમ્યાનના વખતમાં આંતરમનો એ પાઠ ઉપર બહુ કામ કરેલું હોય છે. આંતરમનમાં એક સંસ્કાર દાખલ થયા પછી સમયે સમયે તે પોતાનું કામ કર્યે જાય છે. અને સંસ્કારને–ટેવને બળવાન બનાવે છે. આ પ્રકારે ટેવો દાખલ કરવાનું ખરું કામ આપણા મનનો અવ્યક્ત વિભાગ જ કર્યે જાય છે. આપણા બાહ્ય મનને માત્ર તે પ્રકારનો સંસ્કાર દાખલ કરવાનું જ છે અને એ સંસ્કાર જેવા સંકલ્પબળપૂર્વક, તીવ્રપણે, ધ્યાન-પૂર્વક નખાય તેના ઉપર એ ટેવના પોષણનો આધાર રહે છે.

એક લેખકે ઠીક કહ્યું છે કે "Sow an act, reap a habit; sow a habit, reap a character; sow a character reap a destiny". અર્થાત "કાર્યનું બીજ વાવો અને ટેવરૂપી ફળ મેળવશો; ટેવનું બીજ વાવો, અને ચારિત્ર-રૂપી ફળ મેળવશો." ચારિત્રરૂપી બીજ વાવો, અને ઉત્તમ જીવનરૂપી તેનું ફળ મેળવશો.' આ પ્રકારે ટેવ એજ ચારિત્રની નિયામક છે. બાળકોનું ચારિત્ર કેળવવા માટે, આવા પ્રકારે તેમના અંતઃકરણમાં દાખલ કરેલી ઉત્તમ ટેવો ભવિષ્યમાં કેવું સુંદર કામ કરે છે તે સમજાવવાની જરૂર નથી. આપણા દર્શનવેત્તાઓ અને ધર્મશીલ મહાનુભાવોએ બાલ્યકાળથીજ ઉત્તમ ટેવો દાખલ કરવાની જે પદ્ધતિઓ અને આચારો વિહિત કરેલા છે, તેની ખરી કિંમત અને ઉપયોગિતા આ પ્રકારનું ચારિત્ર કેળવવા માટેજ સમજવાની છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને સંતોષ એ આ વિશ્વ તેમજ પરલોકમાં સુખ મેળવવાના પરમ સાધનો છે. એવો આપણા મહાજનોનો સંપૂર્ણ નિશ્ચય હોવાથી, તે સદ્ગુણો આપણા હૃદયનો એક અવિચ્છેદ્ય અંશ બની જાય તે અર્થે તેના અનુશીલન ઉપર તેમણે એટલો બધો ભાર મૂક્યો છે કે તેના પુનઃ પુનઃ વાંચન, શ્રવણ, વર્તન આદિથી તે સર્વ આપણામાં સુવિહિત 'ટેવ' રૂપે પરિણમી શકે.

એ 'ટેવ જ્યારે આપણામાં દૃઢ થાય છે, ત્યારે આપણા બધા કાર્યમાં તે પ્રેરક શક્તિ રૂપે વર્તે છે. અર્થાત્ આપણી બધી પ્રવૃત્તિમાં તે સહચારી ભાવે હોય છે. જો કે આપણને તે વખતે તે હેતુ, પ્રેરકબળ, કે ટેવ એકેકેનું વ્યક્ત ભાન કે ઉપયોગ હોતો નથી. છતાં વાસ્તવમાં આપણે તે કાળે એક બળવાન ઉત્તમ ટેવની ઉત્તેજના વડે જ પ્રવર્તતા હોઇએ છીએ. Herbert Spencer નામના ઉત્કૃષ્ટ પંક્તિના વિદ્વાને ખરું કહ્યું છે કે:—"The habitually honest man does what is right not consciously because he 'ought' but with simple satisfaction: and is ill at ease till it is done." અર્થાત્ જેને પ્રમાણિકપણું ટેવરૂપ બની ગયું છે, તે વ્યાજબીજ કરે છે, અને તેમ વ્યાજબી કરતી વખતે તે એમ સમજીને નથી કરતો કે વ્યાજબી કરવું એ મારી ફરજ છે માટે કરું છું; પણ જ્યાંસુધી તેમ ન થાય ત્યાંસુધી તેને ચેન પડતું નથી.

ઘણા વિચારકો અને લેખકો એમ માનતા હોય છે કે, ઉપયોગ વિના ભાનરહિતપણે આચરેલું સદાચરણ કાંઈ કામનું નથી. કેમકે ત્યાં સુવિકસિત નૈતિક સમજને અવકાશ હોતો નથી. આ મત અનેક ઉત્તમ કોટીના વિદ્વાન મનુષ્યો ધરાવતા જણાય છે. દાખલા તરીકે અમેરીકાનો સમર્થ વિદ્યમાન પંડિત Josiah Royce એક સ્થળે એમ જણાવે છે કે "The establishment of organised habit is never in itself enough to ensure the growth of an enlightenened moral Consciousness" એટલે કે "માત્ર અંગભૂત બની ગયેલી કોઈ ટેવ, જ્ઞાનપૂર્વક નૈતિક ભાન ઉપલબ્ધ કરવા માટે પૂરતી નથી." અમે આ મત સામે

કરવાં તે સંબંધી સવિશેષ વિગત નક્કી કરીએ છીએ. તે પછી કદાચ કોઈ મિસ્ત્રીને પૂછીને આપણે પ્લાન ઘડાવીએ છીએ. આ પ્લાન અથવા યોજના એ શું છે? આપણા માનસિક પ્લાનનું કાગળ ઉપરનું અવતરણ માત્ર છે. અને તૈયાર થયેલું મકાન એ શું છે? આપણા માનસિક ચિત્રનું બીજું સવિશેષ અવતરણ અથવા સ્થૂલ બહિર્ભાવ Physical expression છે. આપણી કલ્પનાની મૂર્તિ બાહ્યભાવ પામે છે. અને તેજ પ્રમાણે બધા જ સર્જિત પદાર્થોના સંબંધે સમજવું વ્યાજબી છે. જ્યાં જ્યાં રચના છે, ઘટના છે, વ્યવસ્થ છે, ત્યાં ત્યાં અવશ્ય તે સર્વની પૂર્વગામી યોજના, પ્લાન, બુદ્ધિગત ચિત્ર અથવા માનસભાવના હોવી જ જોઈએ.

અને તેજ પ્રમાણે જ્યારે આપણે આપણા ચારિત્રમાં, કોઈ ઈષ્ટ સદ્ગુણો ઉપજાવવા માગીએ છીએ ત્યારે પ્રથમ તો આપણા માટે આ પ્રમાણે કરવું વ્યાજબી છે. આપણે કેવા થવા માગીએ છીએ, અથવા આપણા ચારિત્રબંધારણમાં શું તત્ત્વો જોવાને આપણે ઈંતેજાર છીએ તેનું સ્પષ્ટ, સુરેખ, માનસચિત્ર રચવું જોઈએ. આ એક જરૂરનું પ્રથમ પગથિયું છે. તમારા માનસચિત્રને બને તેટલું સ્પષ્ટ, શંકા અને ગોટાળા વિનાનું, ચોખ્ખું અને વિગત સહિત રૂપરેખાઓથી પરિપૂર્ણ રચો. અને તે ચિત્રને તમારા મન સાથે સજ્જડ જડી લો. એ ચિત્ર જ તમારા ચારિત્રની ઇમારતનો પાયો છે. એ પાયાની ઉપર જ તમારું ભાવિનું ચણતર થવાનું છે. એ યોજનાને અનુસરીને જ તમારે રચનાત્મક કાર્ય કરવાનું છે. એ ચિત્ર ઉપર મનને વિરામ પમાડો. તેની પૂજા કરો. જેને કોઇ પ્રકારનો જીવન ઉદ્દેશ છે તેમણે તો આ માનસમૂર્તિનું પૂજન કરવું જોઇએ. સ્થૂલ મૂર્તિપૂજા પણ જો આ ઉદ્દેશને કોઇ અંશે સિદ્ધ કરી શકતી હોય તો અમે તેને પણ કર્તવ્ય માનીએ છીએ. વિશ્વને 'મૂર્તિપૂજા' વિના ચાલતું નથી—ચાલે તેમ પણ નથી.

હાલ તો આપણે આપણા પ્રસ્તુત વિષયને છોડીને અવાંતર વિષયમાં ઊતરવું યોગ્ય નથી, પરંતુ એટલું તો કહીશું કે, જ્યાં મૂર્તિપૂજા નથી ત્યાં પ્રગતિ, વિકાસ કે ઉત્ક્રાંતિ નથી. પણ મૂર્તિપૂજા કયા સ્થાને નથી? બધે જ છે.

કલ્પના વડે એ ઇષ્ટ સદ્‌ગુણોને તમારી ચારિત્ર ઘટનામાં જુઓ. અને જાણે તે તમારામાં અત્યારે જ છે તેમ વર્તો. તે પ્રમાણે તમારું વર્તન છે. અને જીવનના પ્રત્યેક પ્રસંગમાં તમે તે ગુણોનો પરિચય આપો છો, એમ મનોમય જુઓ. ગમે તેવા પ્રબળ પ્રલોભનના પ્રસંગમાં કે ગમે તેવા વિકટ આમલામાં તમે તે ગુણોનો ત્યાગ નથી જ કર્યો. એમ કલ્પનામાં નક્કી કરો. એ ગુણની ઉપેક્ષા કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો હોય; તેને ક્ષણભર છોડી દેવાથી તમને મોટો લાભ થતો હોય; છતાં તમે તેને ખંત, ઉત્સાહ, ધૈર્યથી સતતપણે વળગી જ રહ્યા છો, એમ કલ્પનામાં જુઓ. વખતના વહેવા સાથે આ ચિત્રનો તમારા જીવનમાં બહિર્ભાવ થયા વિના રહેશે નહીં. કલ્પનાના જળ વડે સિંચાયેલું ચારિત્રનું બીજ મનોમય ભૂમિકાની માટીમાંથી બહારના આકાશમાં અવતરણ પામશે. તે પછી એ સદ્‌ગુણને અનુસરતું જીવન અને વર્તન તમને સ્વાભાવિક, પ્રકૃતિ–જાત, સહજ થઇ પડશે. પછી તે પ્રમાણે વર્તવામાં તમને મુદ્દલ મુશ્કેલી પડવાની નહિ. ક્રમે ક્રમે તે 'ટેવ':રૂપ બની જશે. અને તમારા સમગ્ર પ્રવર્તનમાં એ 'ટેવ' પદે પદે પરિચય આપ્યા જ કરશે.

ઘણા વ્યવહારી ડાહ્યા મનુષ્યો અમારી આ વાતને હસી કાઢશે. કદાચ તમે એ કોટીમાં વિરાજતા હશો તો મનમાં ને મનમાં બોલતા હશો કે "આ તો બધી કલ્પના જાળ છે, દિવસે આવેલું ઢંગ ધડા વિનાનું સ્વપ્ન માત્ર છે. બહુ તો આ એક સિદ્ધાન્ત છે, પરંતુ વ્યવહારડહાપણને અને આવા મનોમય ચિત્રને

કશોજ સંબંધ નથી". ખેર, તમને અમારી વાતને હસી કાઢવાની છૂટ છે. પણ તેજ વખતે અમને પણ તમારા તરફ હસવું આવ્યા વિના રહેતું નથી. કેમકે આ ઉપયુક્ત નિર્ણય હજારો સમર્થ મનોવિજ્ઞાન શાસ્ત્રીઓના અનુભવનું પરિણામ છે, અને તે એક સિદ્ધ મનોવિજ્ઞાન શાસ્ત્રીની બિના છે. હજારો મનુષ્યોએ તે યોજનાને અનુસરીને પોતાના ચારિત્રમાં અદ્ભુત પરિવર્તન કરેલું છે, અને હજારો મનુષ્યોએ 'નવું જીવન' મેળવ્યું છે. સમર્થ જ્ઞાની પુરુષોના એ નિર્ણયને જ્યારે તમે હસો ત્યારે અમને તમારા અજ્ઞાન ઉપર હાસ્ય આવતું કેવી રીતે અટકે?

ઉપર્યુક્ત વિધિવડે મનુષ્ય ધારે તો પોતાના નૈતિક જીવનને ઉચ્ચ કોટીનું બનાવી શકે છે. એટલું જ નહિ પણ તે તેની આસપાસના સ્વરૂપને રચવા પણ શક્તિમાન બને છે. તેના નિત્ય જીવનમાં વિજય મેળવવા માટે જે વસ્તુની તેને જરૂર હોય તે પણ તે પ્રાપ્ત કરી શકે છે. જેનામાં ખંત નથી, સળંગ સતતપણે કામ કરવાની ધીરજ નથી તેઓ આ યુક્તિથી એ ઈષ્ટ વસ્તુને પોતામાં જમાવી શકે છે. તેણે 'ખંત'નું મનોમય ચિત્ર રચીને તેની 'પૂજા' કરવી જોઇએ; પોતાને કલ્પનામાં ખંતીલો જોતાં શીખવું જોઈએ; કાર્યમાં તેણે તે ચિત્રને અનુસરતું જીવન ગુજારવું જોઇએ અને એમ કરતાં એ વર્તન 'ટેવ' રૂપ બને ત્યારે તે ચારિત્રનો વિભાગ બને છે. તેજ પ્રમાણે જેઓ બહુ બીકણ, ડગલે પગલે ડર ખાવાવાળા અને ભીરુ છે, તેઓએ પોતાની કલ્પનામાં પોતાને નિર્ભય, નિશ્ચિંત, પરમાત્મ સત્તાવડે સુરક્ષિત હોવાનું કલ્પવું જોઇએ. અને ક્રમે ક્રમે તે વસ્તુ તેના જીવનમાં સંક્રાંત થયા વિના રહેશે નહીં. તેવું એક પણ આચરણ નથી કે, જે આ પ્રકારે વિકસાવી ન શકાય. ચારિત્રગઠનની આ યોજના વડે હજારો મનુષ્યોએ પોતાની જાતને નવીજ બનાવી દીધી છે.

આ માર્ગમાં જો કોઇ મોટામાં મોટી મુશ્કેલી હોય તો તે એજ છે

કે, લોકોને પોતાના બળમાં વિશ્વાસ નથી. 'તેઓ ધારે તેવા બની શકે તે વિષયમાં તેમને બહુ જ શંકા રહેતી હોય છે. 'હું કરી શકીશ' એટલું જ વાક્ય અર્થ સહિત જો તેઓ કદાચ બોલી શકે તો તેઓ પોતાના જીવનમાં અદ્ભુત ફેરફાર કરી શકે તેમ છે. પરંતુ કમનસીબે તેઓ એમજ મન વડે નક્કી કરીને બેઠા હોય છે કે 'અમે તો જેવા છીએ તેવા ને તેવાજ રહેવા નિર્માયા છીએ.' તેમને એટલું ભાન થાય તો કેવું સારુ કે તેઓની આત્મઘટનાનું કામ આ ભૂમિકાએ હજી પરિસમાપ્ત થયું નથી; પરંતુ હજી પૂર્ણતાની પ્રાપ્તિ સુધી આગળને આગળ ચાલવાનું છે. પોતાને જેવા થવું હોય તેવા બનવાનું બીજ પ્રત્યેક અંતઃકરણમાં રહેલું જ છે. લોકો માનતા હોય છે કે, કલ્પવૃક્ષ માત્ર દેવભૂમિકામાં જ છે, આ મર્ત્ય ભૂમિમાં તો માત્ર લીંબડા, બાવળ અને કેરડાનાં વૃક્ષો જ છે. પરંતુ તે વાત ખરી નથી. કલ્પવૃક્ષ પ્રત્યેક અંતઃકરણમાં સહજપણે વિરાજેલું જ છે અને તે માગ્યા મુજબ સર્વ કોઈને આપ્યે જ જાય છે. માત્ર ખામી જ એ છે કે, લોકોને માંગતા આવડતું નથી. પરંતુ જેવા ફળો તમારે જોઈએ તેવા ફળો કાળે કરીને બાહ્યજગતમાં પણ તે કલ્પવૃક્ષમાંથી અવતરણ પામે છે. કલ્પનાશક્તિ એ ઉદ્ભાવની શક્તિ છે, સર્જન શક્તિ છે. મનુષ્યને મળેલી ઊંચામાં ઊંચી–સર્વોત્કૃષ્ટ દિવ્ય બક્ષિસ છે. મનુષ્ય જ્યારે આ સત્યની પ્રતીતિ પામે છે, અને તેનો ઉપયોગ કરે છે ત્યારે તે તદ્દન બીજો જ મનુષ્ય બની જાય છે. તે અગાઉનો પામર, રંક, ભીરુ, શક્તિહીન મનુષ્ય રહેતો નથી; પરંતુ પોતામાં ઇશત્વનો અંશ જાગ્રત કરેલો અસાધારણ મનુષ્ય બને છે. તે પછી તેને એમ લાગે છે "સંયોગો મારા વશમાં છે, સંયોગોને વશ હું નથી. મારા વંશક્રમાનુગત આચરણો ગમે તેવા નરસાં હોય પણ તે સર્વ મારા કબ્જામાં છે. એ સર્વ સંયોગો પરિસ્થિતિઓ, વેષ્ટનો અને કાળ બળ રૂપી સમુદ્ર ઉપર થઈને મારું નાવ સલામત–ભયહીનપણે વહ્યે જાય છે. સંયોગોને હું ધાર્યા

પ્રમાણે બનાવી શકું છું. મારી મરજી ન હોય તેવું મારા વડે કશું પણ કોઈ કાળે બનશે નહીં કેમકે હું સર્વનો સ્વામી છું."

અહો! આવો આત્મ–સંયમ સમાજમાં ક્યારે પોતાનું યોગ્ય સ્થાન મેળવશે? લોકો તેની કદર કરતાં ક્યારે શીખશે? અમેરિકાના કેટલાક મોટા નગરોની વિદ્યાશાળાઓમાં ઉપર્યુક્ત પ્રકારનો 'આત્મ સંયત વર્ગ' Self-governed grade રાખેલો છે. અને તેમાં ફક્ત એવાજ વિદ્યાર્થીઓ પ્રવેશ કરી શકે છે કે, જેઓએ પોતાના ઉપર સંયમનો કાંઈ પરિચય આપેલો હોય; જેઓ પોતાના સર્વ કાર્યો તેમજ મનોવૃત્તિને કાબૂમાં રાખી શકતા હોય અને જેઓએ પોતામાં અમુક પ્રકારની ઉત્તમ 'ટેવો' ને પ્રકૃતિમાં એક રસ કરી દીધી હોય. આપણી વિદ્યાશાળાઓમાં આ પ્રકારની પદ્ધતિ ક્યારે દાખલ થશે?

આ વિષયની સમાપ્તિ કરતાં પહેલાં સમર્થ તત્ત્વજ્ઞ પંડિત Herbert spencer ના નીચેના અમર શબ્દોને આ સ્થળે ટાંકવાની વૃત્તિને અમે રોકી શકતા નથી. આત્મસંયમ અને ચારિત્ર વિષે લખતાં તે મહા પંડિત જણાવે છે કે 'In the supremacy of self-control consists one of the perfections of the ideal men. Not to be impulsive, not to be spurred hither and thither by each desire, but to be self-restrained, self-balanced, governed by the just decision of the feelings in Council assembled + + + + that it is which moral education strives to produce અર્થાત્:–'આત્મસંયમની ઉત્કૃષ્ટતામાં આદર્શ–મનુષ્યની સંપૂર્ણતા રહેલી છે. આવેગ અથવા તાત્કાલિક વૃત્તિ ક્ષોભને વશ

થઈને કોઇ કામમાં ન ઝંપલાવવું, પ્રત્યેક વાસનાતરંગથી અહીંથી ત્યાં અને ત્યાંથી અહીં તણાયા ન કરવું, આત્મ–દમન કરવું, સમભાવ વિશિષ્ટ રહેવું, બધી વૃત્તિઓને સભામાં આમંત્રણ કરીને તેમણે એકમતે સ્થાપેલ નિર્ણયથી નિયમાવું...આવી પરિસ્થિતિને ઉપજાવવી એ નૈતિક શિક્ષણનો ઉદ્દેશ છે.'

અમારો પણ આજ લક્ષ્ય છે. 'આત્મ–સંયત વર્ગ' માં તમારી જાતને દાખલ કરવા તમે શક્તિમાન બનો એજ અમારી શુભેચ્છા અને પ્રાર્થના છે.

( ૮ )

# મનોદ્રવ્ય

## તેનું સ્વરૂપ અને કાર્ય

આ વિશ્વમાં દશ્યમાન થતાં અનેક વૈચિત્ર્યોમાંથી એક વૈચિત્ર્ય ખાસ ધ્યાન ખેંચનારું અમને જણાય છે અને તે એ કે લોકો જે જે વિષયો સંબંધે બહુ જ થોડું સમજે છે તેના સંબંધમાં બહુ બહુ લખાયું છે અને બોલાયું છે. આથી પણ આગળ વધીને એટલે સુધી કહેવામાં પણ વાંધો નથી કે જે વિષય જેટલા પ્રમાણમાં થોડો સમજાય તેવો હોય અને થોડો સમજાયો હોય તેટલા પ્રમાણમાં તેની અધિક અધિક ચર્ચા, લખાણ અને મતભેદ જોવામાં આવે છે. આ વિશ્વમાં જેટલા ભાવનાગ્રાહ્ય abstract વિષયો છે, તેટલા બધાના જ્ઞાન સંબંધે આપણે સહુ કોઈ બાળક જેવા છીએ, છતાં તે વિષયની સૌથી અધિક ચર્ચા કરીએ છીએ. એટલું જ નહિ પણ આપણે એમ માનીએ છીએ કે વિષય સંબંધે અમે ઘણું જાણ્યું-જોયું છે. અને હવે ભાગ્યે જ એ દિશામાં કાંઈ જ્ઞાતવ્ય, પ્રાપ્તવ્ય કે કર્તવ્ય બાકી છે. કાવ્ય, પ્રેમ, ભક્તિ, આત્મસ્વરૂપ, ઈશ્વર આદિ વિષયો સંબંધી આપણે ફેક જ થોડું સમજીએ છીએ અને છતાં આપણે તે તે

વિષયના જ્ઞાનમાં ઘણી પ્રગતિ કરી છે એમ માનવાની ભ્રાન્તિ ત્યજી શકતા નથી.

આ ભ્રાંતિ મનોદ્રવ્ય અને તેના સ્વરૂપ તેમજ કાર્ય સંબંધે પણ લાગુ પડે છે. આપણા માંહેના ઘણાખરાએ શાસ્ત્રોમાં વાંચ્યું છે કે, મન એ એક પ્રકારનું સૂક્ષ્મ દ્રવ્ય છે. જેમ ઈંટ, માટી, લાકડાં એ બધાં દ્રવ્ય છે તેમ મન પણ તે કોટીનું એક દ્રવ્ય વિશેષ છે. કેટલાક તેનું સ્થાન ભેજામાં હોવાનું માને છે, તો કેટલાક તે નાભિ પ્રદેશમાં હોવાનું સ્વીકારે છે કેમકે પ્રાણની અભિવ્યક્તિનું મુખ્ય સ્થાન નાભિપ્રદેશ છે. અને પ્રાણને મનના વ્યાપાર સાથે બહુ નજીકનો સંબંધ હોવાથી તે ઉભય એક સ્થાનીય હોવાનું મનાય તેમાં આશ્ચર્ય નથી. કેટલાક તેને શરીરવ્યાપી માને છે, અર્થાત્ આત્મા જેટલા પ્રદેશમાં વ્યાપક છે તેટલા પ્રદેશમાં તેનું પણ સહવ્યાપીપણું માને છે. કેટલાક મનને સર્વસ્થાનવ્યાપી માને છે એટલે કે વિશ્વના પ્રત્યેક પ્રદેશમાં તે છે, અને આત્મા જેમ પ્રાણદ્રવ્યને હવા દ્વારા ગમે ત્યાં લઈને વાપરે છે તેમ મન પણ પ્રાણની પેઠે સર્વવ્યાપી હોવાથી જે જે સ્થાનમાં આત્મા હોય તે તે સ્થાનમાંથી મનોદ્રવ્ય આકર્ષીને તેનો ઉપયોગ કરે છે.

આ બધામાં સત્ય શું છે, એ કોઈથી પુરાવાવડે સાબિત કરી શકાય તેમ નથી. એ બાબતનો પુરાવો કદાચ હોય તો પણ તે ગ્રહી શકાય, તોળી શકાય અને નિર્ણય આપી શકાય તેવા પ્રકારની શક્તિ આપણામાં નથી. સૂક્ષ્મ પ્રકારનો પુરાવો સમજવા માટે એવાજ સૂક્ષ્મ પ્રકારના માનસ-યંત્રો જોઈએ. તેની આપણામાં ખામી છે. આથી તેના સ્વરૂપના વર્ણનમાં ઊતરવું યોગ્ય નથી. એક સ્થૂલમાં સ્થૂલ પદાર્થના મૂળ સ્વરૂપનો પત્તો મેળવવા જતાં બુદ્ધિ એવા સ્થાને આવીને અટકે છે કે, જ્યાંથી તે આગળ વધી શકતી નથી. એક કાંકરાના સ્વરૂપની શોધમાં ઊતરતાં

આપણે તેના અંગભૂત અણુઓ સુધી આવીને અટકી પડીએ છીએ અને અણુની પેલી પારની સ્થિતિની મીમાંસામાં ઊતરી શકતા નથી. એક સ્થૂલ કાંકરા જેવા તુચ્છ પદાર્થના સંબંધે આમ છે, તો પછી મનોદ્રવ્ય જેવી સૂક્ષ્મ વસ્તુ કે જેના સંબંધમાં આપણે કાંઈ જ સ્પષ્ટ ઘટનાત્મક અર્થ ગ્રહણ કરી શકીએ તેમ નથી, તેના સ્વરૂપની શોધમાં ઊતરવું એ આપણી શક્તિ બહારનું કાર્ય હોવાનું અમે માનીએ છીએ.

અમે એમ માનીએ છીએ કે કોઈ વસ્તુના સ્વરૂપ કરતાં તે વસ્તુના કાર્યના અર્થે ઉદ્યોગ કરવો એ આપણી ભૂમિકાના આત્માઓ માટે વિશેષ યોગ્ય છે. કુદરતનો સ્વભાવિક ક્રમ પણ એવા જ પ્રકારનો જણાય છે કે પ્રથમ વસ્તુનું કાર્ય અને પછી તેનું સ્વરૂપ આપણે સમજી શકીએ છીએ. સૂર્યનુંસ્વરૂપ શું છે, તે આપણાથી કેટલે દૂર છે, તેની ગરમી કેટલી અને કેવી હશે, ત્યાં કેવા જીવો રહી શકતા હશે એ બધી હકીકત આપણે ન્યૂનાધિક અંશે મેળવી શકયા તે પહેલાં આપણે સૂર્યનું કાર્ય શું, તેની ગરમી આપણા ઉપર, વનસ્પતિ ઉપર, પ્રાણી પદાર્થો ઉપર શું અસર કરે છે તે સમજી શકતા હતા. હજી વિજ્ઞાન, વિદ્યુતના સ્વરૂપસંબંધે કશું જ સમજી શકયું નથી. તે ફક્ત એટલું જ માને છે કે, વિદ્યુત એ વિદ્યુતઅણુ electorns નો પ્રવાહાત્મક સમૂહ છે. છતાં એના સ્વરૂપજ્ઞાનના અભાવે પણ તેનું કાર્ય સમજવામાં કાંઈ હરકત આવતી નથી. મેસ્મેરિઝમ, હિપ્નોટિઝમ આદિ દશ્યોનું સ્વરૂપ આપણે જાણી શકતા નથી અને મહાન નામાંકિત પ્રોફેસરો પણ એ દશ્યના મૂળમાં રહેલી સૂક્ષ્મ શકિતનું સ્વરૂપ સમજી શકતા નથી છતાં તેના કાર્ય સંબંધે તેઓ ઘણું જાણી શકે છે. આથી આપણી ફરજ પદાર્થના સ્વરૂપ કરતાં કાર્ય ઉપર ધ્યાન આપવાની સવિશેષ છે એમ અમો માનીએ છીએ અને તેથી મનોદ્રવ્યના સ્વરૂપ સંબંધે જુદા જુદા લેખકોએ શું મત આપ્યા

છે, તે મતોમાં કેટલું ખરાપણું છે, તે જોવા અત્રે વિરમવાને બદલે અમે એકદમ તેના કાર્ય પ્રદેશમાં ઊતરીશું.

સૂર્યમાંથી જેમ પ્રકાશ, પુષ્પમાંથી જેમ સુગંધ, ચૂલામાંથી જેમ ગરમી, તેમ આપણા મનોદ્રવ્યમાંથી નિરંતર એક પ્રકારની પ્રભા aura ઝર્યા કરે છે. સર્વ પદાર્થમાંથી તે તે પદાર્થગત પ્રભા ઝર્યા કરે છે. આ પ્રવાહને આપણા શાસ્ત્રોએ 'લેશ્યા' ના નામથી સંબોધી છે. અને તે લેશ્યાના અમુક અમુક રંગો હોવાનું સ્વીકારવામાં આવેલું છે. આ લેશ્યાના રંગો જેણે આધ્યાત્મિક પ્રગતિ કરેલી છે એવા મહાનુભાવ પુરુષો, પ્રગતિના તારતમ્ય અનુસાર જોઇ શકે છે, અને એ રંગના પ્રકાશ, સ્વરૂપ, આદિ ઉપરથી તે તે આત્માઓની આંતરિક ભાવનાનું કલન કરી શકે છે. અર્થાત્ તેના પરિણામની ધારા નક્કી કરી શકે છે. આ લેશ્યા વર્તમાનયુગમાં 'ઓરા' ના નામથી સંબોધાય છે. અને તે પ્રત્યેક પ્રાણી-પદાર્થના સર્વ અંગભૂત તત્ત્વોમાંથી અવિચ્છિન્નપણે નીકળ્યા કરે છે.

આ ઝરણ અથવા તેજનો પ્રવાહ, જે પ્રાણી-પદાર્થમાંથી ઝરે છે તે, તે પદાર્થના અણુઓનો સમૂહ છે. આ સંબંધમાં એટલું પણ આપણે સ્મૃતિમાં રાખવું જોઇએ કે જે પ્રાણી પદાર્થમાંથી આ પ્રવાહ ઝરે છે તે પ્રાણી પદાર્થ તેના મૂળસ્વરૂપમાં લય પામી જાય તે પછી પણ ન્યૂનાધિક અંશે એ પ્રવાહનું તત્ત્વ પાછળ કાયમ રહી જાય છે. દૃષ્ટાંત તરીકે કરોડો ગાઉ દૂરના તારાઓ નાશ પામ્યા પછી પણ તે તારાઓમાંથી નીકળેલા પ્રકાશના કિરણો પોતાની મુસાફરી ચાલુજ રાખે છે. અને આપણી સૃષ્ટિમાં અનેક વર્ષો પછી તે પ્રકાશ પહોંચી શકતો હોવાથી, જ્યારે તે પ્રકાશને આપણે જોવા પામીએ છીએ, તે પહેલાં ઘણા વર્ષો ઉપર એ પ્રકાશના તે ઉત્પાદક તારાઓનો નાશ થયો હોય છે. આપણે જ્યારે તારાઓ ભણી જોઇએ છીએ, ત્યારે ખરી રીતે આપણે તારાઓને પોતાને નથી જોતાં પણ તેના આંહીં

આવતા પ્રકાશના કિરણોને જોઈએ છીએ. કેટલાક તારાઓનો પ્રકાશ હજારો વર્ષે આંહીં પહોંચી શકે છે, અને જ્યારે આપણે તેને જોઈએ છીએ ત્યારે જે ક્ષણે આપણે તેને જોઈ રહ્યા છીએ, તે ક્ષણના તારાને નથી જોતાં, પણ હજારો વર્ષ પૂર્વે તે જેવા રૂપનો હતો તેવા રૂપના તારાને જોઈએ છીએ. કહેવાનું તાત્પર્ય એ છે કે, પદાર્થ નાશ પામ્યા પછી પણ તેની પ્રભા કાયમ રહે છે. ઘરમાંથી સગડી લઈ લેવામાં આવે તે પછી પણ થોડી ક્ષણ સુધી ગરમી કાયમ રહે છે. એક નાની સરખી કસ્તુરીની કણીને ઓરડીમાં થોડી ક્ષણ ખુલ્લી રાખવામાં આવે, અને પછી તેને બહાર ઉપાડી લઈ જવામાં આવે, તો પણ તેમાંથી નીકળેલા અણુઓ ત્યાં કાયમ ન્યૂનાધિક કાળ રહી જાય છે. તેજ પ્રમાણે જે વિચારો અથવા મનોદ્રવ્ય હજારો વર્ષ પૂર્વે અસ્તિત્વમાન હતા, અને અનેક વર્ષો પહેલાં મનુષ્યોએ પોતાના મગજમાંથી બહાર કાઢેલા હતા તે વિચારો આ કાળે પણ કાયમ રહી શકે છે. એ વિચારનો બહિર્ભાવ કરનાર વ્યક્તિએ એ વિચારો પાછળથી ફેરવ્યા હોય, અથવા પોતાનું વલણ બદલ્યું હોય, છતાં પણ જે વિચારો એકવાર બહિર્ભાવ પામ્યા તેનો પ્રભાવ સ્થિર રહી જાય છે. જે સ્થાનમાં જે લોકો રહ્યા હોય તે સ્થાનમાં તેમના વિચારો રહેવા પામે છે અને કેટલાક વિચારોનો પ્રભાવ હજારો વર્ષ સુધી પણ જતો નથી.

## વિચારદ્રવ્ય અને તેનાં આંદોલનો

આપણે યાત્રાના સ્થાનો ઉપર અસાધારણ મહત્ત્વ આરોપીએ છીએ તેનું કારણ શું ? બીજું કાંઈજ નથી, પણ તે તે સ્થાનમાં પૂર્વે થઈ ગયેલા અનેક સમર્થ મહાત્માઓની ભાવનાઓની અસર ત્યાં કાયમ રહેલી હોય છે તે આપણે અનુભવી શકીએ છીએ. એ અનુભવને ગ્રહણ કરવા જેવી આપણે આપણા મનની અનુકૂળ સ્થિતિ ઘણીવાર રાખી શકતા નથી તે જુદી વાત છે. છતાં યાત્રાના

સ્થાનની મૂળ કિંમત તે સ્થાનને લઈને નથી, પણ ત્યાં થઈ ગયેલા અથવા વિચરેલા મહાજનોના ભવ્ય વિચારોની, તેમની ઉન્નત ભાવનાઓની, અને તેમની ચારિત્ર સ્થિતિની અસર ત્યાં કાયમ રહી હોય છે તેને લઈને છે. એ સ્થાનોની પવિત્રતા કાયમ રાખવાનું આપણું કર્તવ્ય આપણે ક્યારે સમજતા થઈશું ?

આપણે નિરંતર વિચાર દ્રવ્યના મોજાં બહાર કાઢયે જઈએ છીએ, અને જેટલા બળથી વિચારને પ્રેરવામાં આવે છે તેટલું બળ મંદ પડયા પછી એ મોજું શિથિલ પડી જાય છે, અને તે પછી તે વાદળની માફક માનસ-વાતાવરણમાં ફર્યા કરે છે. એમ ફરતાં ફરતાં તે પોતાના સ્વરૂપને મળતાં બીજા મોજાં સાથે ભળી જાય છે. અને પોતાના સ્વરૂપના તત્ત્વોને શોધવા તે વિશ્વના બહુ દૂરના ભાગો સુધી પણ જાય છે. પરંતુ પોતાથી બીજા સ્વરૂપના વિચારના મોજાં સાથે તે મળતા નથી. કેટલાક મોજાં જે સ્થાનમાં તે ઉત્પન્ન થયાં હોય છે, ત્યાં ઘણો કાળ સુધી રહેવા પામે છેઅને બીજાના વિરોધી વિચારોવડે તેમાં ક્ષોભ ન કરવામાં આવે તો ઘણા વરસો સુધી તેમાં કાંઈ જ ફેરફાર થતો નથી. વળી કેટલાક વિચારો અતિ ઉત્કટ અને ચોકસ હેતુ, ભાવના, વિકાર કે આવેગપૂર્વક પ્રેરવામાં આવે તો, જે દિશા તેમને પ્રેરવામાં આવે છે તે દિશામાં બહુ ઝડપથી તે ગતિ કરે છે અને ધારેલી અસર પણ પ્રગટાવે છે.

જનસમુદાયનો મોટો ભાગ પોતાના વિચારમાં ભાગ્યેજ કાંઈ શક્તિનું સિંચન કરી શકે છે; અમને તો એમ જણાય છે કે, વિચાર કરવો એ તેમના સંબંધે એક યંત્રવત્ ક્રિયા થઈ પડી છે. આથી કરીને તેમના વિચારોમાં મુદ્દલ ગતિ શક્તિ હોતી નથી, અને તેથી તે દૂર સુધી જઈ શકતા નથી. જો કે એમ બનવાજોગ છે કે, એ વિચારોનાં મોજાં પોતાના સમાન તત્ત્વોવડે આકર્ષાઈને દૂરના ભાગો પર્યંત જઈ શકે છે, પણ તે ગમનશક્તિ, એ મૂળ

વિચારમાં મૂકવામાં આવેલી શક્તિના પ્રભાવથી નહીં, પણ સમાન પ્રતિ સમાનના આકર્ષણનો જે મહાનિયમ પ્રવર્તી રહ્યો છે તેના પ્રભાવથી છે.

વિચાર એ એક પ્રકારનું દ્રવ્ય છે એમ શાસ્ત્રોએ કહ્યું છે તેનો ઘણા લોકો એવો અર્થ કરે છે કે, એ એક પ્રકારની અલંકાર વાણી છે. પરંતુ વાસ્તવમાં જ એ વિચાર એક પ્રકારનું દ્રવ્ય matter છે. જેમ પ્રકાશ, ગરમી, વિદ્યુત વગેરે ખરા અર્થમાં દ્રવ્યો છે, તેમ વિચાર પણ એક સૂક્ષ્મ કોટીનું દ્રવ્ય વિશેષ છે, અને જેમની આંતર દૃષ્ટિ ખુલી છે તેવા મનઃપર્યવજ્ઞાનીઓ એ દ્રવ્યને જોઈ પણ શકે છે. જેમની પ્રકૃતિ અતિ વેદનગ્રાહી sensitive છે, એવા લોકો વિચારના આંદોલનને અનુભવી શકે છે. અને કોઈ સૂક્ષ્મ પ્રકારના યન્ત્રોની શોધ થાય તો તેનું માપ અને તોલ પણ થઇ શકે એમ ઘણા વિદ્વાનો માને છે. વિચારને પ્રેરવામાં આવે છે ત્યાર પછી તે વાદળા જેવા દેખાવનો ભાસે છે. જેવી લેશ્યાવાળા આત્મામાંથી એ વિચાર પ્રસવેલો હોય તેવા પ્રકારની લેશ્યા તે વિચારમાં ભાસ્યમાન થાય છે. એ એક પ્રકારની પાતળી ઝાકળ અથવા બાષ્પ જેવો હોય છે. ઘનીભાવ density ની કલા જુદા જુદા વિચાર દ્રવ્યમાં ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે. ટૂંકામાં જણાવવાનું એટલું જ છે કે, એ દ્રવ્ય આપણી આસપાસની હવા, બાષ્પ, વરાળ કે ગ્યાસના જેવું જ એક વસ્તુપણે દ્રવ્ય વિશેષ છે. હવા આદિમાં જેમ કાંઇને કાંઈ કરવાની સ્વાભાવિક શક્તિ છે, તેમ વિચારમાં પણ તેના સ્વરૂપને અનુરૂપ કાર્ય કરવાની શક્તિ છે. આ શક્તિનો અનુભવ કરવા જેટલો આપણો સામુદાયિક વિકાસ હજુ સુધી થયો નથી, તેથી આપણને તે દ્રવ્યના કાર્યની મહત્તા સંબંધે કાંઇ ખ્યાલ નથી પરંતુ અમને જણાય છે કે, જમાનો હવે ઝડપથી તેના સ્વીકાર અને ઉપયોગ તરફ ગતિ કરી રહ્યો છે.

આ સ્થાને અમારે જણાવવું જોઇએ કે' જ્યારે વિચારને શક્તિપૂર્વક પ્રેરવામાં આવે છે, ત્યારે એ વિચારમાં આપણું શરીરગત કેટલુંક પ્રાણબળ ભળે છે. આથી તે વિચારમાં સવિશેષ બળ આવે છે અને તેના પરિણામે તે અસાધારણ અસર ઉપજાવવા શક્તિમાન બને છે. આ સંબંધમાં અમે આ લેખમાં આગળ જતાં વિશેષ લખીશું. અત્યારે અમે જે હકીક્ત વાચકના અંતઃકરણ ઉપર દૃઢપણે અંકિત કરવા માગીએ છીએ, તે એ છે કે, જ્યારે અમે 'વિચારદ્રવ્ય' શબ્દનો ઉચ્ચાર કરીએ છીએ, ત્યારે અમે ખરા અર્થમાં તેને દ્રવ્ય માનીને કહીએ છીએ. આથી વાચકે એ વાતને પ્રથમ પોતાના મન ઉપર બહુ સ્થિરપણે ચોટાડવાની જરૂર છે કે, વસ્તુતઃ વિચાર એક ઉત્કૃષ્ટ અર્થમાં 'દ્રવ્ય' છે. વાચકે એવું ચિત્ર મનોમયપણે રચવું જોઇએ કે જાણે તે પોતાનામાંથી વિચારની ઊર્મિઓ પ્રકટાવે છે. ગમે તે પ્રકારનું ચિત્ર રચીને વાત પ્રથમ ચોક્સ કરો. પુષ્પમાંથી સુગંધ, ચૂલામાંથી ગરમી, દીપકમાંથી પ્રકાશનું મોજું, આદિ અનુકૂળ પડે તે ભાવનાથી વિચારના સ્વરૂપનો દ્રવ્યપણે નિર્ણય બાંધો. ઊકળતા દેગડામાંથી વરાળ નીકળે છે, તેમ મનોદ્રવ્યમાંથી વિચારનાં મોજાં પ્રગટયે જાય છે, એવું ચિત્ર અનુકૂળ આવે તો તે રચી મનમાં એ વાત ચોક્કસપણે સ્થિર કરો. ગમે તે સ્થૂલ ઉદાહરણની સહાય લેવામાં અડચણ નથી. કેમકે સ્થૂલ પદાર્થોમાંથી સરખાપણાનું તત્ત્વ શોધ્યા વિના સૂક્ષ્મ દ્રવ્યોના સ્વરૂપ વિષે કાંઈ ભાવના આપણે રચી શકીએ તેમ નથી.

જોકે મુખ્યપણે તો એવોજ નિયમ છે કે, જેટલા બળથી અમુક વિચારને પ્રેરવામાં આવે, તેટલું બળ તે વિચારમાં હોય છે. છતાં તે ઉપરાંત એક બીજું પણ તત્ત્વ છે કે, જે વડે વિચારમાં તેના મૂળ બળ કરતાં વિશેષ શક્તિનો પરિચય મળે છે. તે તત્ત્વ અમે ઉપર જણાવી ગયા છીએ, અને તે એ કે એક વિચાર પોતાના

સમાન સ્વરૂપી વિચારને આકર્ષીને તેમાં પોતાનું બળ ભેળવી દે છે. અને પછી એ બન્ને વિચારો પોતાના એકત્રિત બળથી કામ ચલાવે છે. એક વિચારક પોતે જે વિષયના વિચાર કરે છે તે વિષય સાથે સંબંધ ધરાવતા બીજા વિચારદ્રવ્યોને માનસ-વાતાવરણમાંથી આકર્ષી લે છે એટલુંજ નહિ. પણ સ્વતઃ વિચારમાંજ એવા પ્રકારનું એક નૈસર્ગિક વલણ હોય છે કે, તે પોતાને લગતા દ્રવ્યમાં ભળી જાય છે અને પોતાના દ્રવ્યનું તે દ્રવ્યની સાથે મિશ્રણ કરી નાખી તેની સાથે એકરૂપ બની જાય છે. આથીજ એક સમાજનું માનસ વાતાવરણ એ તે સમાજની અંગભૂત વ્યક્તિઓના વિચારનું એકંદર સ્વરૂપ હોય છે. વ્યક્તિઓની પેઠે સ્થાનોમાં પણ અમુક અમુક વિશિષ્ટતાઓ જોવામાં આવે છે. એક એક વ્યક્તિમાં જેમ અમુક સબળ અને અમુક નિર્બળ મુદ્દાઓ હોય છે, તેમ સ્થાનમાં પણ તેવા ભેદો જોવામાં આવે છે અને આમ હોવામાં કારણભૂત તત્ત્વ તે તે સ્થાનગત વ્યક્તિઓના વિચારનું એકંદર સ્વરૂપ છે. અર્થાત્ સ્થાનગત માનસ-વાતાવરણ તે સ્થાનમાં વસતા જનસમાજના વિચારો વડેજ નિર્માય છે. સ્થાનોની જુદી જુદી ખાસિયતો, વિશિષ્ટતા સંબંધી આપણને સર્વને કાંઈને કાંઈ અનુભવ હશેજ. પરંતુ તેમ હોવાનું કારણ શું? તે ઉપર કંઈ સવિશેષ ધ્યાન આપ્યા વગર આપણે એ વિષયને જતો કરીએ છીએ, અને કારણનો ખુલાસો માગવાની આળસ કરીએ છીએ. આપણે એટલું તો માનવું જોઈએ કે સ્થાન એ કોઈ તત્ત્વ વિશેષ નથી. આ કાળે અમુક સ્થાનમાં અમુક ગુણોનો આપણને પરિચય મળે છે, તે ગુણો તે તે સ્થાનમાં સ્વભાવથી અથવા કુદરતીપણે નથી પરંતુ એમ હોવાનું કાંઈ બીજું જુદું કારણ છે. અર્થાત્ એ ગુણો સ્થાનના પોતાના નથી, પરંતુ આગંતુક છે અને ભિન્ન નિમિત્તોવડે આવિર્ભૂત થયેલાં હોય છે.

જ્ઞાનીજનો જાણી શકે છે કે, ગામનું, શહેરનું, નગરનું અથવા રષ્ટ્રનું માનસવાતાવરણ તે તે ગામ નગર કે રાષ્ટ્રમાં વસતા અથવા અગાઉ વસેલા લોકોની ભાવનાઓ વડેજ રચાયેલું હોય છે. દૂર દેશથી કોઈ અજાણ્યા લોકો એ સ્થાનમાં આવી ચડતાં તેમને પ્રથમ એમ ભાસે છે કે, જાણે વાતાવરણમાં મોટો ફેરફાર થઇ ગયો હોય! અને તેમની પ્રકૃતિ સાથે એ વાતાવરણ મળતું ન આવે તો તેઓ બેચેન બની જાય છે અને બને ત્યાં સુધી એ સ્થાન છોડી બીજે ચાલ્યા જવાનું મન કરે છે. અને કદાપિ તે સ્થાન છોડવાનું તેનાથી ન બની શકે તો ધીરે ધીરે એ વાતાવરણના પ્રભાવને તેનું મન ટેવાતું જાય છે, અને વખતના વેહવા સાથે તેની પ્રકૃતિ તે વાતાવરણ સાથે એક રસ બની જાય છે. તેનું મન ઉચ્ચ કોટીનું હોય અને સ્થાનગત વાતાવરણ હલકા પ્રકારનું હોય તો તેને હલકી સ્થિતિએ ઊતરવું પડે છે અને એથી ઊલટું તેનું મન હલકું અને સ્થાનગત વાતાવરણ ઉચ્ચ હોય છે તો તેનું મન ઉચ્ચ પ્રકારનું બને છે. પરંતુ એટલું ભૂલવું જોઈએ નહી કે, જેઓ વિચારના પ્રદેશમાં પ્રવર્તતા નિયમોનું સ્વરૂપ સમજે છે તેના મન ઉપર બાહ્ય વાતાવરણની અસર આ પ્રકારે થવા પામતી નથી. જ્ઞાનીજનો, કેવા વિચારની અસરો પોતાના ઉપર થવા દેવી અને કેવા વિચારોની અસર ન થવા દેવી તેની સત્તા પોતાના હાથમાંજ રાખે છે. તેઓ સંયોગોને આધીન નથી; પણ સંયોગો તેમને આધીન હોય છે.

## સ્થાનગત માનસિક વાતાવરણ

તમે જુદા જુદા ગામોમાં, શહેરોમાં અને દેશોમાં તે તે સ્થાનના માનસ વાતાવરણની અસર પ્રત્યે તમારા મનને ખુલ્લું રાખી ફરો અને તમને અનુભવાશે કે, તે દરેકના સ્વરૂપમાં કાંઇને કાંઈ પ્રભેદ હોયજ છે. દરેક સ્થાનનો આત્મા જાણે જુદો જુદો હોય એવું તમારા

અનુભવવામાં આવશે. જાણે તે દરેકને જુદું જુદું વ્યક્તિત્વ અને લક્ષણોનો સમૂહ હોય એવું તમને માલૂમ પડશે. આમ થવાનું કારણ તે તે સ્થાનમાં વસતા આત્માઓના માનસ બંધારણમાંથી સ્રવતા વિચારો સિવાય અન્ય કશુંજ નથી. ઘણા કાળથી એકજ પ્રકારની વંશપરંપરાગત ભાવનાના અનુક્રમથી એક ચોક્સ પ્રકારનું દૃઢ વાતાવરણ બંધાય છે, અને તેમાં અન્ય પ્રકારની ભાવનાથી ક્ષોભ ન ઊપજે તો એ વાતાવરણ એટલું બધું વ્યક્તિત્વ સંપન્ન અને રૂપરેખાવાળા લક્ષણો યુક્ત હોય છે કે, ગમે તેવી જુદી વૃત્તિવાળા મનુષ્યોના ઉપર પણ તેની છાપ પડ્યા વિના રહેતી નથી. કેટલેક સ્થાને તો એટલે સુધી જોવામાં આવે છે કે, તે સ્થાનથી થોડા કોશ ઉપરના સ્થાનગત વાતાવરણ સાથે તેનો એટલો બધો ભેદ હોય છે કે, તેવો ભેદ બે જુદી જુદી પ્રજાઓ વચ્ચે પણ ન હોય. તમે તમારી માનસચક્ષુ ખુલ્લી રાખીને આપણા દેશના મોટા મોટા શહેરોમાં ફરી જુઓ, અને તમને જણાશે કે અમારી વાત અક્ષરશઃ સત્ય છે, મુંબઈ, પુના, કરાંચી, અમદાવાદ, કાશ્મીરનો પ્રદેશ, લખનૌ, આગ્રા, દીલ્હી, કલકત્તા, મદ્રાસ આદિ દરેકમાં તમને ભિન્ન ભિન્ન માનસ–વાતાવરણનો અનુભવ થશે. તે તે શહેરમાં વસનાર લોકો સાથે વ્યક્તિગત વાતચીતમાં તમને એ ભેદ માલૂમ નહિ પડે, પરંતુ એકંદરે તે તે શહેરના આત્માઓમાં તમને મોટો ભેદ જણાશે. અમુક સ્થાનમાં મૂર્ખ માણસ પણ થોડા કાળમાં બુદ્ધિમાન બની જાય છે, તેનું કારણ એજ છે કે, ત્યાંનું માનસવાતાવરણ બુદ્ધિના તત્ત્વોથી ભરપૂર હોય છે, અને મનુષ્યના તે દિશાના સહજ પ્રયત્નથી તે તત્ત્વો તેના માનસ બંધારણમાં આકર્ષાઈને તેના પ્રયત્નને પુષ્ટિ આપે છે. એથી ઊલટું કેટલાક સ્થાનો એવા હોય છે કે બુદ્ધિમાનોની અક્કલ પણ ત્યાં થોડા કાળમાં બુઠ્ઠી બની જાય છે, તેનું કારણ એ હોય છે કે, તે સ્થાનોમાં બુદ્ધિતત્ત્વના વિરોધી સત્ત્વોનું બાહુલ્ય હોય છે, અર્થાત્ ત્યાં વસનારા જડ, અજ્ઞાન લોકોએ

વિસ્તારેલા વાતાવરણનો તે બુદ્ધિમાનની બુદ્ધિ સાથે પ્રત્યાઘાત થાય છે. કેટલાક સ્થાનોમાં જતાં સ્વભાવથી જ વૃત્તિ નિર્મળ, વિશુદ્ધ, માયાળુ અને ઉન્નત બની જાય છે. આપણી પ્રકૃતિનો બધો અંશ ત્યાં દબાઈ જતો અનુભવાય છે. એથી ઉલટું કેટલાક સ્થાનોમાં પ્રવેશ કરતાં તુરતજ વૃત્તિ વિકાર યુક્ત, હલકા વલણ વાળી, ક્રૂર અને સ્વાર્થી બની જાય છે. કેટલાક સ્થાનોમાં જતાં મન બળવાન, સ્થિર સ્વતંત્ર અને મજબૂત બને છે, અને કેટલાક સ્થાનોમાં જતાં બાયલું, ભીરુ, અસ્થિર, અને સહેજ સહેજ નિમિત્તથી ડરવાના સ્વભાવવાળું બની જાય છે. કેટલાક સ્થાનોમાં જતાં આપણને વિદ્યા મેળવવાનું મન થાય છે, તો કેટલાક સ્થાનોમાં જતાં પૈસા મેળવીને ભોગમય જીવન વિતાવવાનું મન થાય છે. કેટલાક સ્થાનમાં જતાં ચિત્ત વિરાગ, ત્યાગ અને પ્રભુ ભક્તિમાં અનુરક્ત બને છે તો કેટલાક સ્થાનોમાં જતાં એજ ચિત્ત માયા, કપટ, પ્રતારણા અને સંસારમાં મોહવાન બને છે. કાંઈપણ દેખીતા કારણ વિના ચિત્ત આવા ફેરફારો અનુભવે તેનું કારણ બીજું કાંઈજ નહીં પણ તે તે સ્થાનગત વિચારના વાતાવરણનો ભેદ છે.

તેમ છતાં આ બધા સ્થાનગત લક્ષણો, તે સ્થાનમાં નવી ભાવનાઓવાળી નવી પ્રજા આવીને વસે તો બદલાઈ જાય છે, અથવા ન્યૂનાધિક ફેરફારવાળા થાય છે. થોડા મુઠીભર પ્રબળ મનોબળવાળા મનુષ્યો એક સ્થાનમાં થોડો કાળ વસે તો તેમના પ્રભાવયુક્ત મનોવ્યાપારવડે તેઓ આખા સ્થાનના માનસ–વાતાવરણને પોતાની ભાવનાનો રંગ આપી દે છે. કેમકે નિયમ એવો છે કે, એક પ્રબળ વિચારક ઘણા નિર્બળ વિચારકોની ભાવનાને કાબૂમાં લઇ શકે છે. નિર્બળ મનુષ્યોની ભાવનાઓ અને વિચારો બહુ હેતુપૂર્ણ, ચોક્કસ, કે રૂપરેખાવાળી હોતી નથી, આથી તેમને પલટાવી નાખી પોતાના વિચારોનું વાતાવરણ જમાવવાનું સબળ વિચારકોને માટે મુશ્કેલીભર્યું નથી. સબળ એ નિર્બળને તરત દબાવી

શકે છે. દરેક સ્થાનમાં મહાપુરુષોનું વસવું આપણા શાસ્ત્રકારોએ બહુ પ્રશંસ્યું છે તેનું કારણ આથી સ્પષ્ટ થવા યોગ્ય છે. તેઓ પોતાના સબળ માનસ–બંધારણમાંથી એવી ઉત્કૃષ્ટ અને વેગવાન ભાવનાઓ જનકલ્યાણ અર્થે વિસ્તારે છે કે, આખો દેશ તેની કલ્યાણકર અસર અનુભવી શકે છે.

આથી તમે જોઈ શકશો કે જેમ વ્યક્તિને આત્મા છે, તેમ સ્થાનને પણ એક પ્રકારનો ઔપચારિક આત્મા છે. વ્યક્તિ અને સ્થાનના આત્માઓમાં ભેદ એટલો છે કે, પ્રથમનો આત્મા સ્વરૂપતઃ પોતાથી અભિન્ન છે ત્યારે સ્થાનગત આત્મા એક બનાવટી તત્ત્વ છે, અને તેની ઘટના વ્યક્તિગત આત્માઓ વડે નિર્માયેલી હોય છે છતાં કાર્યરૂપે એ ઉભયનું અનેક બાબતમાં સાદૃશ્ય છે. મુંબઈ જેવા સ્થાનમાં જ્યાં પૂર્ણ વેગથી પ્રવૃત્તિ, સાહસ અને ગતિમાનપણું ચાલી રહ્યું છે ત્યાં તમે જશો તો તે સબળ વાતાવરણની અસરથી તમારામાં પણ તેવી વૃત્તિ સ્ફુરાયમાન થશે, અને તમે સ્વભાવથી ગમે તેવા ઠંડા, મંદ અને ઢીલા હશો તો પણ કોઈ આગંતુક શક્તિ તમને પ્રવૃત્તિ અને ઉત્સાહ તરફ ધકેલશે. એથી ઊલટું તમે કોઈ નાના ગામડામાં જશો કે જ્યાં આખો દિવસ લોકો નિરાંતથી બેઠેલા અથવા સુતેલા જોવામાં આવે છે, તો ત્યાં તમારી સ્વભાવિક ઉત્સાહપૂર્ણતા શિથિલ બની જશે. અને વધારે વખત ત્યાં રહો તો જરૂર તમે તે સ્થાનમાં વસતા જનસમૂહની ભૂમિકા ઉપર આવી જવાના. પરંતુ જેમણે પોતાના વ્યક્તિત્વને ઉપયોગ સહિતપણે સબળ, દૃઢ અને સંકલ્પ યુક્ત બનાવ્યું હોય છે તેમના ઉપર સ્થાનની અસર એકદમ થતી નથી. નિર્બળ, અસાવધ અને નિમિત્તવાસી આત્માઓ ઉપર દરેક પ્રકારની ભાવનાની અસર એકદમ થવા પામે છે સબળ મનવાળા પુરુષો તો ઊલટું જન સમાજની ભાવનામાં પોતાના મનોબળથી મોટું પરિવર્તન કરી શકે છે. તેઓ વ્યાપક તત્ત્વને અનાને વશીભૂત બનતા નથી.

તેઓ નવા સ્થાનમાં આવતાં તુરત જ તે સ્થાનગત આત્માના સ્વરૂપને પારખી લે છે, અને તેના સ્વરૂપમાં બનતો સુધારો કરવા પ્રયત્ન કરે છે. કદીપણુ પોતે તેને આધીન બની અસાવધપણે તેમાં ભળતા નથી. પરંતુ મોટો જનસમુદાય તો જે કાળે જે સ્થાનમાં પોતે હોય તે કાળે તે સ્થાનના વાતાવરણુ પ્રમાણે બની જાય છે.

તેજ પ્રમાણે સ્થાનો, પણુ તેમાં વસનાર મનુષ્યોના શુભાશુભ વિચારોનો પટ ધારણુ કરે છે. દરેક ગામમાં એવા અનેક ઘરો માલૂમ પડે છે કે, જેના સંબંધમાં લોકોમાં અનેક વહેમભરી વાતો ચાલી રહી હોય છે. કેટલાક ઘરોના સંબંધમાં એવું બોલાતું જોવામાં આવે છે, કે તેમાં કોઇ સુખી થતું નથી. કેટલાક મકાનો ઉપર કમભાગ્યપણાની ઊંડી છાપ પડેલી જોવામાં આવે છે, અને બીજી રીતે તે મહાન અને ગમે તેવું સગવડભરેલું હોવા છતાં તેમાં વસવાથી 'ખાવા પીવાનું ટળી જવાની' અને 'સત્યાનાશની પાટી વળી જવાની' પ્રબળ ભાવના જનમંડળમાં વિસ્તાર પામેલી હોય છે. આમ થવાનું કારણ માત્ર તે તે સ્થાનમાં પૂર્વે વસેલા મનુષ્યોએ સેવેલો અયોગ્ય ભાવનાઓનો અનિષ્ટ પ્રભાવ સિવાય અન્ય કશું નથી. અનેકવાર આપણે પોતે લોકોની તે તે સ્થાન સંબંધી કિંવદંતી પ્રમાણે તેમાં વસવા જનારની બૂરી હાલત થયેલી જોઇ છે. સાધારણ મનોબળવાળા પુરુષો એવી વાતોને વહેમ તરીકે કૂટી મારી, તેની અવગણના કરી, તેવા સ્થાનોમાં વસવા જવાની હુજ્જત વડે માઠા ફળો વહોરી લે છે. પરંતુ બને છે એમ કે તેવા સ્થાનોમાં એકત્ર થયેલો બૂરી ભાવનાઓનો સંગ્રહ, અને આસપાસના લોકોએ પોતાની અનુકૂળ ભાવના વડે તે બૂરી ભાવનાને આપેલા ટેકાથી, તેમાં વસવા જનાર મનુષ્યના મનોબળનો પરાભવ થાય છે, તેનો સામાન્ય બળવાળો સંકલ્પ તે સ્થાનમાં વ્યાપેલા અનિષ્ટ મનોદ્રવ્ય આગળ હાર ખાય છે, અને આખરે એના પોતાના અંતઃકરણુની એવી નબળી અને વિપરીત

સ્થિતિ બને છે કે જેનું પરિણામ લોકોએ કલ્પેલી ભાવના પ્રમાણે આવ્યા વિના ભાગ્યે જ રહે છે.

પરંતુ એવા સ્થાનોમાં પ્રબળ મનોબળવાળા અને સુદૃઢ નિશ્ચય સંકલ્પવાળા સ્ત્રી પુરુષોનો નિવાસ થાય તો તેઓના ઉપર તે સ્થાનગત વાતાવરણની અસર બહુ ફાવી શકતી નથી. પોતાના મન ઉપર એ સ્થાનગત ભાવનાના બળવડે થતી અસરના એ લોકો દ્રષ્ટા રહે છે અને તેવી કોઇપણ અનિષ્ટ અસરને પોતાના માનવબંધારણમાં દાખલ થવાની સાફ ના પાડે છે.

## સ્થાયી વાતાવરણની અસર

કેટલાક સ્થાનોમાં આનંદ, મૈત્રીભાવના, ઉત્સાહ અને ખુશમિજાજનું વાતાવરણ હોય છે તો કેટલાકમાં નિર્વેદ, નિરાનંદ અને ચિંતાશીલતાનું માનસસત્ત્વ જામેલું જોવામાં આવે છે. વ્યાપારનીમોટી પેઢીઓ અને ઑફિસોમાં તે તે પેઢી અને ઑફિસનો કારભાર ચલાવનાર તંત્રીની મનોભાવનાની અસર વ્યાપેલી જોવામાં આવે છે. કેટલીક પેઢીઓ ઉપર પગ મૂકતાં જ આપણને તે પેઢીના કામકાજ અને પ્રમાણિકપણાનો વિશ્વાસ અને નિઃશંકપણાની લાગણી ઉત્પન્ન થાય છે, અને કેટલીક પેઢીઓ સાથે આપણને કામ પાડતા આપણા મનમાં સ્વાભાવિકરીતેજ બહુ સંભાળ પૂર્વક અને ચેતીને કામ લેવાનું સ્ફુરી આવે છે, અને સહેજ નજરચૂક અથવા ગફલત થાય તો છક્કડ ખાઈ જવાનો ડર રહ્યા કરે છે. કેટલીક ઑફિસનો રુઆબ અને દોરદમામ એવો સજ્જડ હોય છે કે, કામ પાડવા આવનાર ગ્રાહકો જરા પણ રકઝક કે ખેંચતાણ કર્યા વિના ચાલતી વસ્તુસ્થિતિને આધીન બની જાય છે, ત્યારે કેટલેક સ્થાને એથી ઊલટું નિરર્થક કપાળકૂટ અને લમણાઝીક કલાકના કલાક ચાલે ત્યારે જ વાત ઠેકાણે આવે એવી ઘટના હોય છે. આમ બનવાનું કારણ તે તે પેઢીઓના તંત્રીઓની મનોભાવના સિવાય અન્ય કશું જ નથી.

જે સ્થાનોમાં અનેક ગુનાવાળો કર્મો થયેલાં હોય છે એ સ્થાનોનું માનસવાતાવરણ અત્યંત ચિંતા ઉપજાવનારું અનુભવાય છે. આનું કારણ એ હોય છે કે, એવા સ્થાનોમાં ખુન અને રક્તપાત કરનારની નિર્દય અને ધ્વંસકર ભાવના, તેમજ એવા અધમ કાર્યોના ભોગ બનનાર કમનસીબ મનુષ્યોના પીડન અને કષ્ટમાંથી ઉપજેલી ત્રાસમય ભાવનાનું મિશ્રણ હોય છે. એક ગામમાંથી પગ રસ્તે બીજે ગામ જતાં એવા અનેક ઝાડી અને સાંકડા નાળાવાળા ગુપ્ત સ્થાનો, જ્યાં આવા નીચ કર્મો પૂર્વે બનેલાં હોય છે ત્યાં થઈને પસાર થવાનો પ્રસંગ ઘણા વાંચકોને કદાચ આવેલ હશે, અને ત્યાંનું કલેશકર માનસવાતાવરણ અનુભવ્યું હશે. તેજ પ્રમાણે કેદખાના અને શિક્ષાસ્થાનોનું વાતવરણ પણ સૂક્ષ્મપ્રકૃતિના વેદનશીલ sensitive આત્માઓને અત્યંત ગ્લાનિકર ભાસે છે. દારૂખાના, વેશ્યાવાડા, અને એવા અન્ય હલકી વાસનાઓની તૃપ્તિના સ્થાનોમાં કોઇ ઉચ્ચ વૃત્તિવાળો મનુષ્ય જાય તો તેને બહુ જ મૂંઝવણ થાય છે અને જાણે અંદરથી શ્વાસ રૂંધાઇ જતો હોય એવો માનસ અનુભવ થાય છે. મોટી ઈસ્પિતાલોમાં જ્યાં સંખ્યાબંધ દર્દીઓ, વિવિધ પ્રકારના વ્યાધિઓથી પીડાતા એકત્ર થયા હોય છે, ત્યાં જઈ ચડવાથી કલેશ, વિષાદ અને દુઃખમિશ્રિત દયાવૃત્તિનું વેદન થાય છે. ઘણાકાળનું જૂનું પ્રાચીન દેવાલય એવા માનસવાતાવરણથી ભરેલું ઘણીવાર જોવામાં આવ્યું છે કે, જ્યાં પગ મૂકતાં જ આપણા હૃદયમાં એક પ્રકારની ભવ્યતા, શાંતિ અને ચિત્તસ્થિરતા અનુભવાય છે. જૂના દેવાલયો અને મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવવામાં, નવા દેવાલયો કરાવવા કરતાં શાસ્ત્રકારોએ વિશેષ પુણ્યનો આરોપ કરેલો છે એનું કારણ માત્ર એજ છે કે, એમ કરવાથી એ પ્રાચીન મંદિરમાં પૂર્વના મહાજનોએ સેવેલી ઉચ્ચ ભાવનાનું માનસવાતાવરણ જળવાઇ રહેવા પામે, અને ત્યાં યાત્રાર્થે આવનાર પ્રત્યેક વ્યક્તિને

તેનો સુખકર અનુભવ મળવો ચાલુ રહે. નવા મંદિરમાં એવી ભાવનાનું બળ જામતાં ઘણો સમય જાય છે અને એવી ભાવનાની જમાવટ જલદીથી થવી એ પણ એક શંકાનો વિષય રહે છે, ત્યારે જૂના મંદિરોના ઉદ્ધારમાં મંદિરોનાં અસ્તિત્વનો હેતુ–ઉન્નત અને ઉર્ધ્વગામી ભાવનાઓ–તો કાયમ જ હોય છે. માત્ર ઈંટ ચૂના અને કડિયા–દાડિયાનું જ ખર્ચ કરવું બાકી રહે છે. પરંતુ અફસોસની વાત છે કે ભાવના બળ અને માનસવાતાવરણની અત્યંત આવશ્યક બિના અત્યારે લોકોના દૃષ્ટિપથમાંથી છેક જ ખસી ગઈ છે. અજ્ઞાન અને પ્રાકૃત લોકોની નજર માત્ર ઈંટ, ચૂના અને આરસની તકતીઓ !વના બીજે કયાંય ઠરતી નથી.

સ્થાન સંબંધી, ઉપર અમે જે સત્યનું પ્રતિપાદન કરેલ છે તે વ્યક્તિઓને પણ સર્વાંશે લાગુ પડી શકે છે. કેટલાક મનુષ્યો પોતાની સાથે નિરંતર આનંદ, સુખમયતા, અને નીડરતાનું વાતાવરણ લઈને ફરે છે અને તેમના સંબંધમાં આવતા તુરતજ તે પ્રકૃતિની છાપ આપણા ચિત્તમાં આરપાર પડી જાય છે. એથી ઊલટું કેટલાક મનુષ્યો સ્વભાવથીજ દુઃખિયા, અવિશ્વાસી, ડરવાના સ્વભાવવાળા, બેચેનીવાળા અને ઉદ્વેગથી ભરેલા જોવામાં આવે છે. આવા લોકોની સાથે આપણને કદાપિ કાંઇ કામ પાડવાનું આવી પડે છે, ત્યારે આપણા મનમાં એમ થઇ જાય કે હવે આ પ્રસંગનો જલદી અંત આવે તો સારું. આવા મનુષ્યો, જેને અંગ્રેજીમાં Kill Joy's (આનંદ-ભંજક) કહે છે, તેમનાથી ચેતતા રહેવા, અને તેમનો સહવાસ બને તેટલો ત્વરાથી ઉકેલી લેવા અમે અમારા વાચકોને ખાસ સૂચવીએ છીએ. કેમકે જો તેમનો પાસ તમારા મન ઉપર લાગી ગયો તો પછી તેનાથી લાગી છૂટવું એ બહુ મુશ્કેલી ભર્યું છે. આપણા કમભાગ્યે એવા ' આનંદ ભંજકો ' ની સંખ્યા (ખાસ કરીને હાલમાં આપણા જૈન સંપ્રદાયમાં) બહુ મોટી જોવામાં આવે છે. તેઓ

કોઇ સ્થાને સુખ કે આનંદનો એક અણુ કે અંશ જોવાની ના પાડે છે. સંસાર તેમના માટે દુઃખમયપણાનો, અસારતાનો, ક્લેશની પરંપરાઓનો અને ખારાશનો પોશાક ધારણ કરે છે. તેમની ચક્ષુ ઉપરથી દુઃખવાદના કાળા ચશ્માં ક્ષણ પણ ભાગ્યેજ ઊતરવા પામે છે. દિલગીરીની વાત છે કે, જૈન દર્શનનું વર્તમાન સ્વરૂપ તેના સાંપ્રદાયિક બંધારણપક્ષે આવા નિર્વેદવાદ અને દુઃખમય ભાવનાથી ઘેરાઈ ગયેલું છે. આમ થવાનું કારણ શું, અને એ સંબંધમાં ખરી હકીકત શું છે, એ કહેવાનો આ સાનુકૂળ પ્રસંગ નથી. પરંતુ એટલું કહેવા દો કે સંસાર વસ્તુતઃ દુખમય નથી પણ સુખમય છે; અમંગળમય નથી પણ મંગળમય છે; અકલ્યાણમય નથી પણ કલ્યાણમય છે. સર્વ સ્થાને અમૃત છે ખારાશ કે ખૂરાઈ કયાંય નથી. દુઃખ માત્ર અજ્ઞાનમાં છે. નિયમોનું જ્ઞાન થયા પછી દુઃખ કયાંય નથી. મુક્ત ફક્ત અજ્ઞાનથીજ થવાની જરૂર છે. પરંતુ અમે વિષયાંતરમાં ઊતરીએ છીએ એમ અમને લાગે છે તેથી અમારા ચાલતા વિષય ઉપર આવીએ.

## સ્થૂલ અને સૂક્ષ્મ દ્રવ્યનું સહવ્યાપીપણું

મનુષ્ય જેવા પ્રકારના વિચારના આંદોલનો Thought-waves પોતાના માનસઅંધારણમાંથી પ્રવર્તાવે છે, તેવાજ વિચારના આંદોલનો તેના ભણી આકર્ષાય છે. અને તેણે પ્રેરેલા વિચારો એના જેવા અન્ય સમાન વિચારવાળા મનુષ્યો વડે ગ્રહાય છે. અમે અગાઉ જણાવી ગયા છીએ કે, મનોદ્રવ્ય એ એક પ્રકારનું વસ્તુ વિશેષ છે. જે અર્થમાં પથ્થર, લોઢું, લાકડું આદિ વસ્તુઓ છે, તેજ અર્થમાં મનોદ્રવ્ય એ પણ એક વસ્તુ છે. તફાવત એટલોજ છે કે પથ્થર, લોઢું વગેરે સ્થૂલ ભૌતિક અને આપણી વર્તમાન વિકાસવાળી ઇન્દ્રિયોવડે સ્પર્શી શકાય એવી યોગ્યતાવાળી વસ્તુઓ છે, ત્યારે મનોદ્રવ્ય એક સૂક્ષ્મ, તરલ, અને ઇન્દ્રિયોવડે નહિ સ્પર્શાવા યોગ્ય

વસ્તુ છે. અંગ્રેજીમાં એ દ્રવ્યને astral matter (ઍસ્ટ્રલ મૅટર) કહે છે. જો કે astral શબ્દનો ધાતુગત અર્થ જોતાં મનોદ્રવ્યને astral શબ્દથી સંબોધવું અમે પસંદ કરતા નથી, પરંતુ આજકાલ એ શબ્દ એના વર્તમાન અર્થમાં એટલો બધો રૂઢ થઈ ગયો છે કે, તેના ધાત્વર્થ ભણી નજર કરી તેના મૂળ સંકેતને સપાટી ઉપર લાવવા અમે માગતા નથી. astral એ શબ્દ star (સ્ટાર) શબ્દ ઉપરથી નીકળ્યો છે. star એટલે તારાઓ. આકાશના દૂરવર્તી પ્રદેશ ઉપરની સૃષ્ટિઓ. પૂર્વકાળના ભોળા મનુષ્યો એ તારામય સૃષ્ટિના પદાર્થોને આપણી સૃષ્ટિના પદાર્થ કરતાં બહુ ઊંચા પ્રકારના દિવ્ય અને પ્રભાવયુક્ત કલ્પતા હતા, એથી એ કલ્પના ઉપરથી ઘડાએલા astral (ઍસ્ટ્રલ) શબ્દમા ભૌતિકથી ઊલટો અર્થ આરોપાયેલો છે. ભૌતિકથી ઘણા ચડિયાતા સૂક્ષ્મદ્રવ્યને astral (ઍસ્ટ્રલ)ની સંજ્ઞા આજે અપાય છે. વસ્તુતઃ મનોદ્રવ્ય ખરા અર્થમાં astral નથી, પરંતુ એનો મુકાબલો કરવા યોગ્ય અન્ય કોઈ ઇતર દ્રવ્યનો હાલ આપણને પરિચય નહિ હોવાથી એ શબ્દથી નિભાવી લેવાની ફરજ પડે છે.

આપણે જે સ્થાનમાં વસીએ છીએ તેજ ભૌતિક સ્થાન physical space (ફિઝિકલ સ્પેઇશ)માં સહવ્યાપી ભાવે સૂક્ષ્મસ્થાન astral space પણ છે. આ વાતને હાલ તો શ્રદ્ધારૂપે માની લેવાની અમે વાચક બંધુઓને ભલામણ કરીએ છીએ. કેમકે ચર્ચાથી એ વિષયનો આ લેખમાં વિસ્તાર કરતાં અમે પુનઃ પુનઃ વિષયાંતરનો દોષ વહોરી લેવાના ભયમાં આવી પડીએ છીએ. એકજ આકાશ-પ્રદેશમાં અનંત જુદા જુદા સ્વરૂપવાળી ભિન્ન ભિન્ન સૃષ્ટિઓ હોઈ શકે છે. છતાં એક સૃષ્ટિને અન્ય સૃષ્ટિના એકજ સ્થાનમાં સહવ્યાપી અસ્તિત્વની ખબર પણ ન હોય એમ બની શકે છે.

જેમ એકજ ઓરડામાં અનેક રંગવાળા પ્રકાશના કિરણો એક બીજાને ધક્કા વિના સમાઇ જાય છે, તેમ એકજ આકાશખંડમાં

વિવિધ સ્વરૂપવાળી સૃષ્ટિઓ પોતાનું અસ્તિત્વ અન્ય કોઇના અસ્તિત્વને ક્ષતિ પહોંચાડયા વિના નિભાવી શકે છે. એકજ સ્થાનમાં હોવા છતાં એકને અન્યના અસ્તિત્વની ખબર પણ હોતી નથી. આમ થવાનું કારણ તે તે સૃષ્ટિના આંદોલનની ગતિનો તારતમ્ય ભેદ હોય છે. એક પ્રકારના પદાર્થના આંદોલનની ગતિ અન્ય પદાર્થની તેવી ગતિ કરતાં જુદી જાતની હોય તો, ઉભય એકજ સ્થાનમાં, પોતપોતાના અસ્તિત્વનું બીજાને ભાન પણ આપ્યા સિવાય રહી શકે છે. આકાશદ્રવ્યની અચિંત્ય સત્તા જૈન-શાસ્ત્રકારે કહેલી છે, તેનું કારણ આથી સ્પષ્ટ થવા યોગ્ય છે. લોકાકાશના એકજ પ્રદેશમાં અસંખ્યાતા અણુઓ અવગાહ પામી શકવાનું શાસ્ત્રકાર કહે છે તે આ દૃષ્ટિએ જ સત્ય છે.

આ સૂક્ષ્મ વાતાવરણ astral atmosphere (ઍસ્ટ્રલ ઍટમૉસ્ફીઅર)માં મનોદ્રવ્યના વિલક્ષણ સ્વરૂપવાળા વાદળાંઓ ઊભરાયા કરે છે. અને આપણા સ્થૂલ આકાશમાં જેમ વાદળના સમૂહો બંધાય છે તેમ સૂક્ષ્મ વાતાવરણમાં મનોદ્રવ્યના સંઘાતો રચાય છે. બે વાદળાંઓ જો એક સરખી ગતિ અને સ્વરૂપવાળાં હોય તો જેમ તેઓ ભેગા થતા પોતાનું સ્વરૂપ ભેળવીને એકરૂપ બની જાય છે, તેમ સૂક્ષ્મ મનોમય વાતાવરણમાં બે વિચારદ્રવ્યના સમૂહો જો સમાન ગતિ–આંદોલન અને સ્વરૂપવાળાં હોય છે તો તેઓ એક બીજા ભણી આકર્ષાઈને એકરૂપ બની જાય છે. અમે ઉપર જણાવ્યું તેમ જે પ્રદેશમાં એક પ્રકારનું મનોદ્રવ્ય હોય છે તે એકજ પ્રદેશમાં અન્ય પ્રકાર અને અન્ય સ્વરૂપનું મનોદ્રવ્ય પણ રહી શકે છે. એટલુંજ નહિ પણ આંદોલનની ગતિની વિલક્ષણતા અને વિભિન્નતાથી ભેગા ન થતાં તેમનો સ્વરૂપભેદ પણ કાયમ રહે છે. આથી એકજ આકાશખંડમાં અનંત વૈચિત્ર્યવાળા માનસ-દ્રવ્યોના અસ્તર ઉપર અસ્તર, અન્ય પ્રકારના માનસદ્રવ્યને બાધા કર્યા વિના, રહી શકવા સમર્થ છે.

પોતાના મનમાં પ્રગટતા વિચારને અનુરૂપ વિચારદ્રવ્ય સૂક્ષ્મ વાતાવરણમાંથી પ્રત્યેક મનુષ્ય પોતા ભણી આકર્ષે છે, અને એ આકર્ષાયેલા દ્રવ્યની તેના પોતાના ઉપર અસર અનુભવે છે. આથી બળતામાં ઘી હોમવા જેવું થાય છે. એક મનુષ્ય લાંબા કાળ સુધી દ્વેષ, ઇર્ષ્યા, અને તિરસ્કારની ભાવના સેવ્યા કરે તો એ વ્યાપારથી તેના મનોમય બંધારણમાં, એવીજ ભાવનાઓનો એવો પ્રબળ પ્રવાહ ઠલવાય છે કે, એથી તેને પોતાને ત્રાસ ઊપજ્યા વિના રહેતો નથી. જેવી નિંદ્ય ભાવનાનું તે સેવન કરે છે તેવીજ નિંદ્ય ભાવનાઓનું દ્રવ્ય તેના ભણી ધસડાઇને આવે છે, અને તેવી ભાવનાને પ્રબળ પુષ્ટિ અને સમર્થન આપે છે; અને એ મનુષ્ય જેમ જેમ લાંબોકાળ પોતાની એ અધમ ભાવનામાં રચ્યો પચ્યો રહે તેમ તેમ વસ્તુસ્થિતિ બગડતી ચાલે છે. તે પોતાની જાતને એવી ભૂરી ભાવનાઓનું એક કેન્દ્ર બનાવી મૂકે છે, અને કમનસીબે એ અજ્ઞાનમનુષ્ય એવી ભાવનાઓને સેવવાની ટેવ પાડી દે તો અર્થાત્ તેને પોતાને પણ તે વ્યાપારોની ખબર ન રહે તેટલે દરજ્જે એ ભાવનાનું બળ તેનામાં જામી જાય તો તેની સ્થિતિ અત્યંત દયા ઉપજાવનારી અને કલેશમય બને છે. પછી તે એવા સંયોગો અને પરિસ્થિતિઓને ઉપજાવવાની હદે આવે છે કે, જ્યાં એ ભાવનાઓ કાર્યમાં પરિણમે છે. પ્રથમ જે કાંઈ વિચારમાં હતું તે વિચારને અનુરૂપ આચારમાં પરિણામ પામે છે. એક પ્રકારની માનસ અવસ્થા, સમસ્વભાવી સ્વરૂપવાળા મનોદ્રવ્યને પોતા ભણી ખેંચે છે. એટલુંજ નહિ, પણ કાળના પરિપાકે એ ભાવનાને અનુસરતું કાર્ય પણ તેનાથી થયા વિના કદી રહેતું નથી. કેમકે ભાવના પ્રમાણે સંયોગો, તકો અને પરિસ્થિતિઓ ઊપજી આવે એવો વિશ્વનો સનાતન મહાનિયમ છે. એક મનુષ્ય હલકી પાશવ વૃત્તિઓ ઉપર મનને વિરમવા દઇ તેમાં તલ્લીન બને તો આખી કુદરત એકસંપ કરીને તે મનુષ્યને

એવા સંયોગોમાં ખેંચી જાય છે કે જ્યાં એના વિકારોને પ્રવર્તન-ક્ષેત્ર મળી રહે છે, અને એની બૂરી વાસનાઓને તૃપ્તિ અનુભવવાની તક પ્રાપ્ત થાય છે. એક અધમ વિચાર આપણા મનમાં ઉત્પન્ન થાય તે કાળે તેના અનિષ્ટ પરિણામો ઉપર આપણી નજર જઈ શકતી નથી; પરંતુ તેવા વિચારને અનુકૂળ સ્થાન આપણા મનમાં આપવામાં આવે તો આખરે જે બૂરાઈ ઉપર આપણે ઘસડાઈ જઈએ છીએ તેનો વિચાર પણ કલેશ ઉપજાવનાર છે. એથી ઊલટું તમે હાલ જેવા વિચારો અને ભાવનાઓ સેવો છો તેના કરતાં ઉચ્ચતર, ભવ્યતર મનોવ્યાપાર સેવશો તો તેવા વિચારોનું અનુશીલન તમને થોડા વખતમાં એક ટેવ રૂપ બની જશે, અને વિશ્વના માનસ-વાતાવરણના એવાજ બીજા ભવ્ય વિચારોનો પ્રવાહ તમારા માનસ-બંધારણમાં ઊભરાવા લાગશે. સમાન સમાનને આકર્ષે છે એ મહા-નિયમનું શ્રેયસ્કર પ્રવર્તન તમારા સંબંધમાં થશે, અને તેનો અમૂલ્ય લાભ તમે ઉઠાવી શકશો. આથી પણ વિશેષ જાણવા જેવું તો એ છે કે, સમાન વિચાર સમાન વિચારની સાથે ભળી જાય છે એટલુંજ નથી પણ સમાન વિચારવાળા પુરુષો પણ સમાન વિચારવાળા સાથે અણધારી રીતે સંબંધમાં આવે છે. દુનિયાના બીજા છેડા ઉપર રહેતા, પરંતુ ભવ્ય વિચારની સમાન કક્ષામાં વિરાજતા ભાગ્યવાન આત્માઓ, એક બીજા સાથે સંબંધમાં આવી શકે છે. આપણે જ આપણા સંયોગો અને પરિસ્થિતિઓને આપણી ભાવનાઓ અને માનસ વ્યાપારો વડે ઉપજાવીએ છીએ, નિભાવીએ છીએ અને નષ્ટ પણ કરીએ છીએ. જે માનસસામગ્રી અને અનુકૂળ ભાવનાઓ વડે એક મનુષ્ય પોતાના દ્રવ્ય અને વિભવને નિભાવી રાખે છે, તે માનસસામગ્રી અને અનુકૂળ ભાવના તે મનુષ્ય છોડી દે તો, દ્રવ્ય અને વિભવ એની મેળેજ લોપ પામી જાય છે. કેમકે સ્થૂલ ઉપકરણો એ બીજું કાંઇજ નથી પણ આંતરિક મનોમય સામગ્રીનો બાહ્ય પરિપાક છે. આથી આંતરિક કારણના અભાવે

સત્તાનો ઉપયોગ કોઈ પણ કાળે સ્વાર્થી હેતુ માટે કરતાં નથી. આ મહાજનોનું મનોબળ વિશ્વનો અસંત ઉપકાર સાધી શકે છે. તેઓ બળ, આશ્રય, આશ્વાસન વગેરે વિચારોના એવા પ્રબળ સત્ત્વો ચોતરફ ફેલાવે છે કે, જેને જેને તે સત્ત્વોની જરૂર હોય છે તેને તેને તે અવશ્ય મળી શકે છે. એ મેળવવા માટે અને એ સત્ત્વોનો લાભ ઉઠાવવા માટે જે કાંઇ કરવાની જરૂર છે તે ફક્ત એટલું જ કે તેની મનોમય રીતે માગણી કરવી–તે સંપાદન કરવાની પ્રાર્થના કરવી. અને તુરત જ પરિણામ એ આવશે કે, એ પ્રબળ સહાયક આધ્યાત્મિક ભાવનાઓ તમારા હૃદયમાં ઊભરાવા માંડશે. વર્તમાનકાળે વિહરમાન અને ભૂતકાળે થઇ ગયેલા અનંત મહાયોગીઓના મનોબળનો લાભ આ પ્રમાણે અનુકૂળ માનસિક વલણ mental attitude દ્વારા મળી શકે છે. આપણી સૃષ્ટિને જો એકલા સ્વાર્થી વિચારોની મધ્યમાંજ રહેવું પડતું હોત અને મહાજનોની પવિત્ર, ભવ્ય ભાવનાઓનો અભાવ વર્તતો હોત તો આ વિશ્વ આ ક્યારનું ય નાશ પામી ગયું હોત. પરંતુ ઇશ્વરકૃપાથી વસ્તુસ્થિતિ જુદી જ છે. અને તેથી સમજુ મનુષ્યોએ ડરવાનું મુદ્દલ પ્રયોજન નથી.

પરંતુ ડરવા જેવો એક પ્રસંગ છે. અને તે એ કે, જ્યારે આપણે પોતે એવા હલકા સ્વાર્થી વિચારો સેવીએ છીએ ત્યારે ઉપર દર્શાવેલા નિયમને અનુસરીને આપણે પોતે હલકા નીચ વિચારોને આપણા મનમાં આશ્રય આપીએ છીએ અને ઉછેરીએ છીએ, તેમજ આસપાસના માનસવાતાવરણમાંથી તેવા જ સ્વરૂપના વિચાર દ્રવ્યો આપણા માનસબંધારણમાં જામે છે. અને શરૂઆતમાં આપણે જે કાર્યોના ચિંતનથી પણ ધ્રૂજી ઊઠીએ છીએ, તે કાર્યો કરવા ભણી તત્પર બની જઇએ છીએ. માનસવાતાવરણ માંહેના સત્ત્વો એ બધા આપણા તરફની પરોણાગતની રાહ જોઇ રહેલા છે. પરંતુ આપણે કોને આમંત્રણ કરવું અને કોને ન કરવું એ આપણા પોતાના

અધિકાર અને હક્કની વાત છે. પ્રિય બંધુ! આ હક્ક અને અધિકારનો ઘટતો–વાજબી ઉપયોગ કરવા અમે આપને પુનઃપુનઃ સૂચના કરીએ છીએ. વળી એકવાર પુનઃ કહી લેવા દો કે, આમંત્રણ આપ્યા પહેલાં એ આમંત્રણ કોને અપાય છે તે જોવાનું ભૂલશો નહીં.

આપણી પ્રબળ વાસનાઓ એવા વિચારસત્ત્વોને પ્રગટાવે છે કે જેથી તે વાસના ( પછી તે શુભ હો વા અશુભ હો )ની પ્રાપ્તિનો પંથ આપણા માટે સુગમ અને સરળ થાય છે. એ વાસના ને અનુરૂપ સંયોગો અને સ્થિતિઓમાં આપણે આકર્ષાઇએ છીએ, અથવા તો તે આપણને આવી મળે છે. એ પ્રબળ ઇચ્છાઓ આપણા હેતુની સફળતાની રાહમાં અત્યંત સહાયક નીવડે છે. અને તેમનું કાર્ય આપણે નિદ્રામાં હોઈએ ત્યારે પણ શરૂજ રહેલું હોય છે. આથી કેવી ઇચ્છાઓને તમે પ્રવર્તાવો છો, એ બાબતમાં ગમે તેટલી સંભાળ રાખો તો પણ તે ન્યૂનજ છે. તમારી પ્રકૃતિના ઉચ્ચ અને ઊર્ધ્વગામી અંશ સાથે જે ઇચ્છાનો એકરાગ ન ઘટતો હોય, અર્થાત્ જે ઇચ્છાથી તમારો અંતરાત્મા રાજી ન હોય, તે ઇચ્છા કદી પણ પ્રબળપણે પ્રવર્તાવશો નહિ. જો એ ભૂલ કરશો તો તમે આધ્યાત્મિક કારણ–કાર્યની એવી વિકટ ફાંસમાં ભરાઇ પડશો કે, આખરે તમારે એ ભૂલ માટે બહુ પસ્તાવું પડશે. અને અત્યંત દર્દ અને કલેશપૂર્વક એક કીમતી પાઠનો અનુભવ મેળવવો પડશે. તમારા અંતરની સૂક્ષ્મ શક્તિઓ રૂપી શમશેરને સમજ્યા વિના ગમે તેમ વાપરશો નહિ. વળી એક બીજી પણ અત્યંત કીમતી સલાહ આપવા અમે પ્રેરાઇએ છીએ તે આ પ્રમાણે છે. ગમે તેવા ઉત્તેજક અને વૃત્તિને ઉશ્કેરનારા પ્રસંગોમાં પણ બીજાઓને નુકસાન થાય એવી ભાવનાનું ઉત્કટપણે સેવન કરશો નહિ. કેમકે એવી ભાવનાઓના સેવનનું પરિણામ અનિવાર્યપણે એક જ આવે છે; અને એ પરિણામનો અનુભવ અત્યંત કટુ અને દુઃખદાયક આવે છે. આવા મનુષ્યો જે ફાંસી બીજા

માટે તૈયાર કરેલી હોય છે તે ફાંસી ઉપર પોતાને જ લટકાવવાનો પ્રસંગ પ્રાપ્ત કરે છે. તેમાં પણ ખાસ કરીને પવિત્ર મનુષ્ય પ્રત્યે એવો અયોગ્ય વિચાર પ્રેરનાર મનુષ્ય માટે તો એવું જરૂર બને છે. અને જે ક્ષણે તે પ્રત્યાઘાત થાય છે તે ક્ષણે એ અનિષ્ટ ભાવનાનું બળ પૂર્વની મૂળ ભાવના કરતાં અત્યંત પ્રચંડ હોય છે. આ વાત ઉપર આટલો બધો ભાર મૂકી પુનઃ પુનઃ કહીએ છીએ તેથી કદાચ વાચક બંધુ ! આપને કંટાળો આવતો હશે, પરંતુ એ વિષયની અગત્યતા એજ એ પુનરુક્તિ દોષ માટેનું અમારું બાનું છે. વિશેષ ચેતવણી તો વળી એટલા માટે આપવી પડે છે કે, વિચારમાં આ પ્રકારનું સામર્થ્ય છે એમ સમજીને તમે પોતે કદાચ તેનો અનિષ્ટ ઉપયોગ કરવાને ભવિષ્યમાં કોઈ નિર્બળ ક્ષણે પ્રેરાઓ એવો સંભવ છે. આથી આ જ્ઞાનનો દુરુપયોગ ન કરી બેસાય એની સંભાળ રાખવાની ચેતવણી આપવી એ અમારી બેવડી ફરજ છે. આ ભય-પ્રદેશની સૂચનાને ભૂલ્યે ચૂક્યે પણ અવગણશો નહીં.

### વિચાર સૃષ્ટિ : ઉન્નત પ્રેરણાની એ અખંડ પરંપરા !

વિચાર દ્રવ્યની અદ્ભુત શક્યતા અને સંભાવ્યતાનો જેમણે સૂક્ષ્મ અભ્યાસ કરેલો છે તેમને એક બીજી પણ અત્યંત શ્રેયસ્કર વાત ઉપલબ્ધ થયેલી છે. તે એ કે, અભ્યાસપ્રવૃત્તિ અને વિચારના પ્રત્યેક ક્ષેત્રમાં, વર્તમાન તેમજ ભૂતકાળના તે તે ક્ષેત્રમાં કામ કરનારાઓની ભાવનાઓનો મોટો અખૂટ સંગ્રહ હોય છે, અને આજે તે તે ક્ષેત્રમાં કામ કરનારને તેનો લાભ, તેઓ ધારે તો મેળવી શકે તેમ છે. આ બાબતમાં અભ્યાસીઓનું લક્ષ્ય જોઈએ તેવું વળેલું નથી, એ તે વિષયની ઉપયોગિતા ભણી જોતાં, બહુ નવાઈ સરખું લાગે છે. બધા વિષયો ઉપર ભૂતકાળમાં બહુ બહુ વિચારો, અનેક મનમાંથી ઉદ્ભવેલા હોય છે, અને તે બધા માનસવાતાવરણમાં નિરંતર કાયમ હોવાથી, પ્રવૃત્તિના સર્વ ક્ષેત્રમાં કામ કરનારાઓ તે વિચારનો લાભ મેળવી

શકે તેમ છે. દુનિયાની મહાન શોધો અને યોજનાઓ, મહાન પુરુષોને આ પ્રકારે જ મળી હોય છે. જો કે જે લોકોને આ પ્રકારે તે પ્રાપ્ત થયેલી હોય છે તેમને પોતાને તે પ્રકારે મળ્યાની કદાચ ખબર પણ નહીં હોય. ઘણા લોકોના સંબંધમાં એવો અનુભવ અમને મળ્યો છે, કે જ્યારે તેઓ પોતાના પ્રિય વિષયનું એકાગ્રપણે, ઉત્કટભાવે, ચિંતન કરે છે, અને એમ કરવામાં ઉપર્યુક્ત માનસવાતાવરણ પ્રત્યે પોતાના અંતરાત્માને ખુલ્લો કરી પોતાના ચાલતા વિષય સંબંધી ભાવનાઓનો પ્રવાહ પોતામાં વહેતો કરે છે, ત્યારે તેમણે ધારેલી પણ નહીં હોય તેવી રીતે અને તેવી ક્ષણે ઇષ્ટ યોજના પોતાના માનસક્ષિતિજ ઉપર ઉદયમાન થયેલી તેમને પ્રતીત થાય છે અને તૂટતી કડી મળી જાય છે. તેમનો પ્રયત્ન એકાએક સફળતા પામે છે. આ અદ્ભુત પરિણામ, પૂર્વ પુરુષોએ સેવેલા વિચારના દ્રવ્યમાંથી જ મળેલું હોય છે.

આંતરજગતમાં એમ ઘણીવાર બનેલું જ્ઞાનીઓએ અનુભવ્યું છે કે, કોઇ મહાન વિચારકે જ્ઞાનની અમુક શાખા સંબંધે બહુ વિચાર કરેલ હોય, પરંતુ તેના જીવન–કાળમાં તે વિચારનું સ્થૂલ વિશ્વમાં કાંઇ પરિણામ આવેલું ન હોય, તો તે વિચાર દ્રવ્ય તેમનું તેમ સૂક્ષ્મસૃષ્ટિમાં પડી રહે છે. અને ભવિષ્યમાં એ શાખા સંબંધી શોધખોળ કે ઉદ્યોગ સેવનાર પુરુષના અંતઃકરણમાં આકર્ષાઇ તેની મારફત સ્થૂલ જગતમાં બહિર્ભાવ પામે છે. કેટલીક વાર એમ પણ બને છે કે, મૂળવિચારકમાં પોતાના વિચાર પ્રમાણે સ્થૂલ જગતમાં પરિણામ લાવવા જેટલું સામર્થ્ય, ધૈર્ય, કે સાહસ ન હોવાના કારણથી તે વિચાર કાર્યરૂપે બહિર્ભાવ પામતો અટકી પડેલો હોય છે; અને આવા પ્રસંગે તે શાખામાં પ્રવૃત્તિ કરનાર અન્ય મનુષ્યોને એ તૈયાર વિચાર સામગ્રીનો લાભ મળે છે. વિચાર દ્રવ્યની સ્વાભાવિક ગતિ સ્થૂલ જગતમાં પરિણામ પામવા તરફ હોય છે. અને જે મનુષ્ય એવી યોગ્યતાવાળો હોય છે તેના તરફ આવું વિચારદ્રવ્ય સ્વભાવથી જ ખેંચાઇને તે મનુષ્યને પોતાના બહિર્ભાવના વાહનરૂપ બનાવે છે.

નીચેની યુક્તિ તમારા પોતાના સંબંધે પ્રસંગોપાત અજમાવી જોવાથી તમને આ અનુભવની પ્રતીતિ મળશે. જ્યારે તમે કોઇ વિકટ પ્રશ્નના ઉત્તરને માટે પ્રયત્નવાન બન્યા હો, અને તેનો સંતોષકારક ખુલાસો ન મળતો હોય તો તમે મનની એવી અનુકૂળ ગ્રહણશીલ roooptivo સ્થિતિ બનાવો ! જાણે કે એ ઉત્તર આપનાર વિચાર સામગ્રી, વિશ્વના અનંત અખૂટ ચિતિમહાસાગરમાંથી તમારા તરફ આકર્ષાય છે. આવી અનુકૂળ ચિત્તસ્થિતિ ધારણ કરવાથી નહિ ધારેલી ક્ષણે એ પ્રશ્નનો ઉત્તર વિદ્યુતના ચમકારાની માફક તમારા માનસક્ષિતિજ ઉપર ઉદયમાન થશે. દુનિયાના મહાન લેખકોએ, કવિઓએ, વક્તાઓએ, શોધકોએ અને જ્ઞાનની વિવિધ શાખામાં કામ કરનાર પ્રતિભાસંપન્ન પુરુષોએ, વિચારની સૃષ્ટિના આ મહાન નિયમનો પોતાના સંબંધે અનેકવાર અનુભવ કરેલો છે. જો કે તેમને પોતાને એ ઉત્તર ક્યાંથી આવે છે. તેની કદાચ ખબર પણ નહીં હોય, પરંતુ જાણ્યે કે અજાણ્યે તેઓએ ઉપર્યુક્ત નિયમને ગતિમાં મૂક્યો હોય છે. અને તેમાંથી ઉદ્ભવેલો મહદ્ લાભ ઉઠાવ્યો હોય છે. સૂક્ષ્મસૃષ્ટિમાં એવા અનંત ભવ્ય વિચારો, કલ્પનાઓ અને શોધોના વિચારો, બહિર્ભાવની રાહ જોઇ પડેલા હોય છે. અને મરજી હોય તે વખતે તેનો ઉપયોગ કરી શકાય છે.

તેજ પ્રમાણે મનુષ્ય ધારે તે ક્ષણે આશા, ઉત્સાહ, પ્રેમ, ભક્તિ, વિશ્વાસ, ઔદાર્ય આદિ અસંખ્ય મહાન ઉદાત્ત ભાવનાઓનું દ્રવ્ય પોતા ભણી આકર્ષી શકે છે. કેમકે ત્યાં દરેક પ્રકારની શક્તિ અને યોગ્યતાવાળા વિચાર દ્રવ્યની મોટી વખાર ભરેલી છે. પોતાના અનુકૂળ માનસિક વલણવડે દરેક પ્રસંગે આપણે સહુ કોઇ એ અખૂટ ખજાનાનો ઉપયોગ કરવા હકદાર છીએ. ફક્ત આપણે માગવાની અપેક્ષા છે. એ અખૂટ દ્રવ્ય આપણું પોતાનું છે તો, શા માટે તેનો ઉપયોગ ન કરવો ?

થનો આધાર આપણી ન્યાયશક્તિના તારતમ્ય ઉપર, આપણી સારાસાર નિર્ણય કરવાની શક્તિ ઉપર, અને આપણા સંકલ્પબળના ન્યૂનાધિકપણા ઉપર રહેલો છે. બધા મનુષ્યો ઉક બાલ્યકાળથી આ પ્રકારના દ્યોતનોનો સંગ્રહ કરતાજ આવે છે. અને એ દ્યોતનો આપણી કેળવણીનો એક ઘણોજ અગત્યનો વિભાગ છે. બાલ્યકાળના દ્યોતનો ઉપરજ મનુષ્યના ભાવિજીવનના ઉત્કર્ષનો ઘણો આધાર રહે છે, પરંતુ જે વયે પહોંચ્યા પછી આપણામાં ન્યાય, વિવેક અને બુદ્ધિશક્તિનો સ્વાભાવિક ઉદય થાય છે, તે વયે પણ જો આપણે એ પ્રકારના દ્યોતનો આપણા માનસબંધારણમાં પ્રવેશ્યે જવાની સંમતિ આપ્યા કરીએ તો આપણા જીવન ઉપર ઘણી માઠી અસર થવા યોગ્ય છે, કેમકે અન્ય મનુષ્યોને અથવા આસપાસના સંયોગોની અસરોને અતિમાત્રામાં આધીન રહેવું એ આપણા સ્વતંત્ર વ્યક્તિત્વનો પરિત્યાગ કરી દેવા તુલ્ય છે. મનુષ્ય માત્ર એક સ્વતંત્ર વ્યક્તિ છે અને તેને પોતાનું પૃથક્, નિરાળું અને વિશિષ્ટ સ્વત્વ છે. જ્યાં સુધી મનુષ્ય પોતાનું વ્યક્તિત્વ અથવા સ્વત્વ સંભાળતો નથી, અને પોતાની ન્યાયશક્તિના વ્યાપાર દ્વારા યોગ્યાયોગ્યનો નિર્ણય કરી તદનુસાર પોતાના જીવનને નિયમાવતો નથી, ત્યાં સુધી ખરા અર્થમાં વ્યક્તિ individual નથી; ત્યાં સુધી તે માત્ર આસપાસની અસરો, સંસ્કારો, સંજ્ઞાઓ અને દ્યોતનોને ગ્રહ્યા કરતું એક સંયોગોનું ક્ષુદ્ર પ્રાણી છે. જે મનુષ્ય જેટલે દરજ્જે વ્યક્તિત્વહીન છે તે મનુષ્ય તેટલે દરજ્જે પોતાના વિચારો બાંધવાનું કામ બીજાને સોંપે છે. અને તે બીજાએ બાંધીને તૈયાર કરી આપેલા વિચારોને સત્ય અને સિદ્ધ માની લઈ પોતાના અંતઃકરણમાં તેને આરૂઢ થવા દે છે. વખત જતાં જ્યારે તે વિચારો પુનઃ તેના ભાનની મર્યાદાના ક્ષેત્રમાં આવે છે ત્યારે તે વિચારોને તે પોતાના સ્વતંત્ર વિચારો તરીકે માની લેવાની ભૂલ કરે છે. મનુષ્યની ન્યાયશક્તિ જેટલે અંશે ન્યૂન હોય છે તેટલે અંશે તેનું સ્વત્વ અથવા વ્યક્તિત્વ પણ કમી હોય છે

દરજ્જે તે સમુદાય આવા પ્રકારના ધાર્મિકદ્યોતનોને આધીન રહે છે. આવા સમાજમાં, જો કોઈ અધિક પ્રતાપયુક્ત વ્યક્તિ આવીને કહે કેઃ–'ભાઈઓ ! આપણા પ્રભુએ અમુક સ્થાને આ પ્રકારે કહ્યું છે માટે તમે અમુક અમુક કાર્ય કરો.' બસ. તુરતજ તે સમાજ તે કથનને પોતાની ન્યાયની કસોટીએ ચડાવ્યા વિના ગ્રહણ કરી લેશે અને પોતાના પરસેવાથી એકત્ર કરેલા દ્રવ્યનો કોઇ કાલ્પનિક હેતુની સિદ્ધિ માટે આંધળો વ્યય કરી નાંખશે. તદ્દન ખોટા અને પાયા વગરના તૂતો અનેક મૂર્ખ મનુષ્યો દ્વારા ચાલે છે અને તે ભલા પ્રકારે નભ્યે જાય છે તેનું કારણ એટલું જ છે કે, એ મૂર્ખ જેવા મનુષ્યો અમુક પ્રકારનું દ્યોતન આસપાસના સમુદાય ઉપર ઉપજાવી શકે છે. જેઓએ પોતાની ન્યાયબુદ્ધિને ધરાણે મૂકી છે તેઓ ભાગ્યેજ પોતાના હૃદયને પૂછવાની તક લે છે કે–"આ વિષયમાં મારી ન્યાયબુદ્ધિ શું ઉત્તર આપે છે." તેઓ આવી બાબતોમાં પોતાના હૃદયને એટલુંજ પૂછે છે કે "આ વિષયમાં ફલાણાભાઇ કે અમુક વ્યક્તિનું શું કહેવું છે?" તેઓ દરેક બાબતમાં કોઈ પ્રમાણભૂત ગણાતા પુરુષના અભિપ્રાયની અપેક્ષા રાખે છે. પોતાને પ્રાપ્ત થયેલી બુદ્ધિની બક્ષિશનો ઉપયોગ કરવાનું સાહસ ઉઠાવવું એ તેને મહાભારત કાર્ય ભાસે છે. આવા મનુષ્યોને પોતાના વ્યક્તિત્વની કશીજ કિંમત હોતી નથી. પોતાનું સ્વત્વ શું છે તેનું તેમને મુદ્દલ ભાન હોતું નથી. તેઓ પારકાના અભિપ્રાય પ્રમાણે પોતાના અભિપ્રાયનું સ્વરૂપ ગોઠવી દે છે. પોતાના વ્યક્તિત્વને સજ્જડ દૃઢ અને મજબૂત કરવાને બદલે તેને શિથિલ, મંદ અને ઢીલું કરી નાંખે છે અને બીજા મનુષ્યો તેમના અંતઃકરણમાં પ્રમાણભૂતપણાના આડંબર નીચે જે કાંઇ ઠસાવે તેને તેઓ કાંઇ પણ પ્રશ્ન કર્યા વિના સ્વીકારી લે છે.

સબળ વ્યક્તિત્વવાળા મનુષ્યો જો કે અન્ય બુદ્ધિમાન મનુષ્યોના જ્ઞાનનો લાભ લેવાની તક જવા દેતા નથી અને પોતાને ઇષ્ટ વિષયનો

અનુભવ મળે તે સ્થાનમાંથી મેળવવા પ્રયત્નવાન રહે છે, તેમ છતાં તેઓ જેમની પાસેથી જ્ઞાન અથવા અનુભવ મેળવે છે તેઓના કથનનાં વાજબીપણા કે ગેરવાજબીપણાની કસોટી કર્યા પછી જ તે પ્રતિપાદનને તેઓ સ્વીકારે છે. માત્ર પ્રમાણભૂતપણાના બાહ્યાડંબરથી તેઓ ભૂલથાપ ખાતા નથી, પરંતુ પ્રત્યેક વસ્તુને તેની આંતરિક કિંમતના ધોરણે આંકીને તે પ્રમાણે ગ્રહણ કરે છે. તેઓ બીજાના અભિપ્રાયને સંભાળપૂર્વક તોળીને, માપીને, કસીને, પરીક્ષણ કરીને તેની વાસ્તવ કિંમત નક્કી કરે છે. બહારની સપાટી ઉપર લખેલી કિંમત તેમને માન્ય હોતી નથી. અભ્યંતર, અંતર્નિહિત, સાચું મૂલ્ય જ તેમને માન્ય હોય છે.

જીવનની પ્રત્યેક શાખામાં, દુનિયામાં તમે જ્યાં જોશો ત્યાં, આવા 'પ્રમાણભૂત' ગણાતા અમુક મનુષ્યો હોય છે. અને તેઓ ઉપર કહ્યા તેવા દ્યોતનના પ્રભાવથી પોતાના અભિપ્રાયો લોકોના અંતઃકરણમાં ઠસાવીને ગેરવાજબી લાભ મેળવી જાય છે. એ લાભ ફક્ત ભૌતિક દ્રવ્યનો જ હોય છે એમ નથી, પરંતુ દ્રવ્ય ઉપરાંત કીર્તિ, માન, આબરૂ, ખ્યાતિ, માહાત્મ્ય, પયગમ્બરપણું, આદિ પણ તેઓ દુનિયા પાસેથી મેળવી શકે છે. મનુષ્યો જો પોતાની ન્યાયબુદ્ધિનો ઉપયોગ કરે, અને પોતાના વ્યક્તિત્વને સામાના પ્રભાવમાં અંજાઈ જવા ન દે તો એ દ્યોતનની તેમના ઉપર અયોગ્ય છાપ પડતી નથી. જે પુરુષોને પોતાના વાસ્તવ સ્વરૂપનું ભાન કોઈ અંશે પ્રાપ્ત થયું છે તેઓનું વ્યક્તિત્વ સબળ થયેલું હોય છે. કોઈ પ્રકારના અસત્યથી, ઢોંગથી કે બાહ્યાડંબરથી તેઓ ઠગાતા નથી.

આ વિશ્વમાં કોઈ પણ શુભ, અશુભના કોઈ અંશે મિશ્રણ વિનાનું હોતું નથી એ અમે ભૂલી જતા નથી, છતાં જે કારણોને લીધે આપણી વ્યક્તિત્વની અભિવ્યક્તિ પ્રતિબંધપણાને પામેલી છે, અને આપણે માત્ર અન્યના અભિપ્રાયો અને અન્ય જનોએ ઠસાવેલા

ઉપદેશોનું સંગ્રહસ્થાન થઇ પડેલા છીએ, તે કારણોથી ઉત્પન્ન થયેલો જૂજ લાભ તેની પારિણામિક હાનિઓ આગળ કાંઇ હિસાબમાં નથી, એમ તો સ્વીકારવું જ પડે છે.

બીજાના દ્યોતનને આધીન થવું એ એક પ્રકારની નબળાઇ છે. એ પ્રકારે આધીન બનવામાં તમારી ન્યાયશક્તિનો હ્રાસ થાય છે. તમે પોતે એક પૂતલા જેવા બનો છો અને બીજા જેમ આવી ફેરવે એમ તમારી તન-મનની ગતિ નિર્માય છે.

## ૨: અનુકરણની સંજ્ઞા

પ્રમાણભૂતપણાના દ્યોતન પછી બીજું દ્યોતન અનુકરણનું છે. જનાવરો અને અલ્પ વિકાસવાળા મનુષ્યોની લગભગ બધી પ્રવૃત્તિ અનુકરણશીલ હોય છે. બીજા જેમ કરે તેમ કરવું એ તેમની પ્રવૃત્તિનું નિયામક સૂત્ર હોય છે. આવા સમાજનો એક મનુષ્ય અમુક વસ્તુ સંબંધે પોતાનો અમુક પ્રકારનો અભિપ્રાય આપે કે તુરતજ તેની આસપાસના લોકો તેને સ્વીકારી લે છે અને તે પ્રમાણે સ્વીકારવામાં તેઓ પોતાની ન્યાયશક્તિ કે વિવેકબુદ્ધિને લેશપણ અવકાશ આપતા નથી. એકે કર્યું તેમ બીજો કરવા પ્રેરાય છે. બીજાનું અનુકરણ ત્રીજો કરે છે અને એ પ્રમાણે આખું મંડળ અનુકરણના પ્રવાહમાં ઝંપલાવે છે. લોકો પોતાના નેતા અને

તમે આસપાસના જનમંડળની પ્રવૃત્તિના ધોરણે નક્કી કરવાને બદલે તમારો આત્મ અધિકાર જોઈ, વિચારી નક્કી કરો. તમારા વિકાસની હદ, તમારી પ્રકૃતિનું બંધારણ, તમારા સંયોગો, બુદ્ધિવિકાસ, એ વગેરે લક્ષ્યમાં લઇ તમારા આચરણનું સ્વરૂપ ઘડો. તમારા પોતાના સંબંધે વિચારવાનું, ન્યાય આપવાનું અને નિર્ણય કરવાનું તમે પોતે જ હાથમાં રાખો.

### ૩ : પરંપરાગત વળગણની સંજ્ઞા

દ્યોતનનું ત્રીજું સ્વરૂપ આપણા અંતઃકરણમાં ઘણા કાળ પૂર્વેથી ચાલ્યા આવતા વળગણો associations નું છે. આપણા માંહેના ઘણા ખરાએ એમ માની લીધું હોય છે કે, અમુક પ્રકારના પોશાક સાથે અમુક પ્રકારના ગુણો હોવા જોઇએ. આવા પ્રકારના દ્યોતનથી દુનિયામાં અનેક પ્રવંચના અને ઠગબાજીઓ નભી રહેલી જોવામાં આવે છે. આ દ્યોતનના પ્રચારનો લાભ લઇને ઘણા ધૂર્ત મનુષ્યો એવા પ્રકારના બાહ્ય આચરણો, પરિવેશો ધારણ કરે છે, અને ભોળા લોકો તે બનાવટી મુદ્દાને સાચી વસ્તુ રૂપે માની લેવાની ભૂલ કરે છે. ઉપરના દેખાવને અને અભ્યંતર કિંમતને કશો ધાતુગત સંબંધ નથી. પણ ઘણા કાળથી અમુક બાહ્ય દેખાવ સાથે આપણે અમુક આંતરિક કિંમતને કલ્પેલી હોવાથી તેના પ્રભાવથી આપણે છેતરાઈએ છીએ. પદાર્થ અને પડછાયા વચ્ચેનો ભેદ પારખી શકતા નથી. બાહ્ય રૂપક અથવા ચિહ્નને ખરી વસ્તુ માની તેવા રૂપે નિભાવીએ છીએ. તે સાથે અમુક પ્રકારની ચેષ્ટા, હાવભાવ, શબ્દો, સ્વરો વગેરે સાથે અમુક પ્રકારની લાગણીઓને સંબંધ હોય છે. વકતાઓ અને ઉપદેશકોની જનમંડળ ઉપર અસર ઉપજાવવાની શક્તિનું ગુપ્ત રહસ્ય એમાં રહેલું છે. શ્રોતાવર્ગમાં જે લાગણી ઉપજાવવાની તેમની ઇચ્છા હોય છે તે લાગણી તેઓ કેવા પ્રકારની ચેષ્ટાઓથી, શબ્દોથી અને

સ્વરભંગીથી ઉપજાવી શકશે તે તેઓ જાણતા હોય છે, તેથી ઘોતનને વશ બનેલા સમાજના અંતઃકરણ ઉપર તેઓ ધારેલી લાગણી ઉપજાવી શકે છે. આપણા મનોમય બંધારણરૂપી હારમોનિયમમાંથી તેઓ ધારે તે સૂર પ્રકટાવી શકે છે કેમકે કઇ કળમાંથી કયો સૂર પ્રકટે છે તેને તેઓ બરોબર જાણતા હોય છે.

તેજ પ્રમાણે અમુક પ્રકારના બાહ્ય દ્રશ્યો અને પદાર્થોને પણ આપણી અમુક પ્રકારની લાગણીઓ અને આવેગો સાથે એવો સંબંધ હોય છે કે તે તે દ્રશ્ય અથવા પદાર્થના સદ્ભાવ સાથે તે તે લાગણીઓ અને આવેગોનો આવિર્ભાવ થાય છે. વાંચક વર્ગને આ વાત ઉદાહરણોની અપેક્ષા હોવાનું અમે માનતા નથી. કેમકે આપણા નિત્ય જીવનમાં એવી હકીકતનો આપણને સેંકડોવાર અનુભવ થયા જ કરે છે. અખિલ વિશ્વ રૂપકમય છે. કાળો રંગ શોક સાથે, કષાય રંગ વિરાગ સાથે, કળશ અને ધજા દેવાલય સાથે સંકળાયેલાં હોય છે. ટૂંકામાં વિશ્વના પ્રત્યેક પદાર્થો આપણા મનમાં અમુક ચોકસ ભાવો સાથે સંબંધ ધરાવતા હોય છે. આ પ્રકારનો બાહ્યનો આંતર સ્વરૂપ સાથેનો સંબંધ જે આપણા મનમાં નચ્યે જાય છે, તે ઘોતનના પ્રભાવથીજ છે. આપણે જ્યાંસુધી તેનું સ્વરૂપ સમજીને કસોટીઓથી પરીક્ષા કરીને તે ઘોતનની અસર નિવારી શકીએ નહીં, ત્યાંસુધી આપણું અંતઃકરણ એક નિર્જીવ ફોનોગ્રાફ જેવું યંત્રવત્ રહે છે. જે પ્રકારની રેકર્ડ એ ફોનોગ્રાફ ઉપર મૂકવામાં આવે તેવો સૂર આપણું અંતઃકરણ કાઢે છે.

આ ઘોતનની અસરથી મુક્ત થવાનો રસ્તો એકજ છે અને તે એજ કે એ ઘોતનનું સ્વરૂપ સમજવું. જે નિયમે તે કાર્ય કરે છે તે નિયમ જાણવો. અમુક બાહ્ય પદાર્થ, સંયોગો અથવા રૂપકાથી કોઇ પ્રકારની આંતરિક સ્થિતિનો આપણામાં ઉદ્ભવ થવા ન દેવો. જ્યારે આમ થશે ત્યારે જ ઘોતનના નિમિત્તો સામે તમે તમારું રક્ષણ કરી શકશો અને તમારા આત્માને સમજાવી શકશો

કે "આ તો એક પ્રકારનું દ્યોતન છે. છેતરાવાની જરૂર નથી." નિયમ સમજ્યા પછી તમે તમારી આસપાસ તમારા આત્મવિકાસને અનુકૂળ દ્યોતનોના નિમિત્તો રાખી શકશો, અને તે દ્વારા તમારામાં જે કાંઇ ઉત્તમોત્તમ વિશિષ્ટતા રહેલી છે તેને બહાર લાવી શકશો. **હંમેશાં સ્મૃતિમાં રહેવું જોઈએ કે પ્રત્યેક નિયમ બે ધારવાળી તલવાર જેવો છે. સારી અને માઠી બન્ને અસર તે ઉપજાવી શકે છે. પરંતુ નિયમના સ્વરૂપને સમજ્યા પછી તેની વિપરીત અસર સામે આપણે આપણું રક્ષણ કરી શકવા ઉપરાંત તેમાંથી લાભદાયક તત્ત્વનો આપણા સંબંધે ઉપયોગ કરી શકીએ છીએ.**

## ૪ : પુનરાવર્તનની સંજ્ઞા

દ્યોતનનો ચોથો પ્રકાર પુનરાવર્તનનો છે. એકની એક વાત પુનઃ પુનઃ સાંભળવાથી, જોવાથી કે અનુભવવાથી તેને ખરી માન્યા સિવાય ચાલતુંજ નથી. પુનરાવર્તન થવાથી એ દ્યોતનમાં નવું બળ આવતું જાય છે. તમારા અથવા પારકા સંબંધે તમે એક જુઠ્ઠી વાત ઘણા માણસોને હંમેશ કહેતા રહેશો તો કેટલાક કાળે તે વાત જુઠ્ઠી હોવાનું તમે પોતે પણ ભૂલી જશો અને તેને સાચા રૂપે માનવા લાગશો. આપણું આંતરમન સંસ્કારોને ગ્રહણ કરવા હંમેશાં તત્પર રહે છે અને એક વખત તે ગ્રહણ થયા પછી પુનઃ પુનઃ તેના તે સંસ્કારનું સિંચન થાય તો તે સંસ્કાર ઘણો ગાઢ અને પ્રબળ બનતો જાય છે. પોત-પોતાના સંપ્રદાયના સિદ્ધાંતોનું સાચાપણું પ્રત્યેક સંપ્રદાયના અનુયાયી વર્ગને સચોટપણે ભાસે છે, તેનું કારણ એજ હોય છે, કે તેમણે તે સિદ્ધાંતોનું પુનઃ પુનઃ અતિશય વાર શ્રવણ કર્યું હોય છે. જાહેરખબર ફેલાવનારાઓ આ દ્યોતનના સ્વરૂપને સારી રીતે સમજતા હોય છે તેથી તેઓ એકની એક હકીકત જુદા જુદા રૂપે હંમેશ આપણી દૃષ્ટિ તળે લાવે છે, અને હંમેશના પરિ-

ચયથી એ જાહેરખબરની હકીકતનું ખરાપણું આપણા અંતઃકરણ ઉપર ચોટી જાય છે. 'પીઅર્સનો સાબુ સર્વ શ્રેષ્ઠ છે' એવી જાહેરખબર ખૂણે ખાંચરે હમેશાં ઘણા કાળ સુધી ફેલાવી તેટલાજ કારણથી લોકોમાં તે શ્રેષ્ઠ રૂપે સ્વીકારાવા લાગ્યો છે. વાસ્તવિક રીતે તે શ્રેષ્ઠ છે કે કેમ, તેનો બધા માણસો વિવેકબુદ્ધિથી નિર્ણય કરતા નથી. કેમકે જાહેરખબર ફેલાવનારાઓ એમ સમજે છે કે જનસમાજનો મોટો ભાગ આ પુનરાવર્તનના દ્યોતનનો ગુલામ છે. રોજ એકની એક વાત તેમના ધ્યાન તળે લાવતા રહીશું, તો તેમને તે વાત ખરા રૂપે સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી જ.

આ દ્યોતનના સ્વરૂપના જ્ઞાનને આપણા આત્મવિકાસ સાથે અત્યંત નિકટનો સંબંધ છે. જ્યાંસુધી આપણે અમુક પ્રકારના નિમિત્તોની અસરને આધીન છીએ ત્યાંસુધી આપણે સ્વતંત્ર નથી પણ પરતંત્ર છીએ; ત્યાંસુધી આપણા વિવેકના (જ્ઞાન) ચક્ષુઓ હજી ઉઘડેલા હોતા નથી. આપણે આપણું સ્વતંત્ર વ્યક્તિત્વ વિકાસાવવું જોઇએ, અને જે પ્રકારના દ્યોતનોમાં આપણી ઉન્નતિનો સંકેત રહેલો હોય તેને જ સ્વીકારતાં શીખવું જોઈએ. નિયમને સમજીને તેનો લાભ ઉઠાવવો જોઇએ અને તેની માઠી અસર થતી હોય તો બચવું જોઇએ. સમાહિત ચિત્તવાળા યોગી પુરુષોના અંતઃકરણો, ઉપર વર્ણવેલા દ્યોતનોને આધીન હોતા નથી. કેમકે તેઓ તેનું સ્વરૂપ સમજેલાં હોય છે. નાટકની રંગભૂમિ ઉપર સ્ત્રીનો પોશાક ધારણ કરીને આવેલ પુરુષની એક્ટિંગ જેમ વિવેકી પુરુષોમાં કામભાવ ઉપજાવી શકે નહિ તેમ જ્ઞાની પુરુષોમાં નિમિત્તોનું પ્રબળપણું કશી અસર ઉપજાવી શકતું નથી. આથી તમે તમારૂં સ્વતંત્ર વ્યક્તિત્વ જ્ઞાની પુરુષોની જેમ પ્રગટાવવા ઉત્સુક બનો અને નિમિત્તોની અસરના પગલે પગલે ગુલામ થતાં બંધ પડો.

## (૧૦)

# જૈનદૃષ્ટિએ મનોવિજ્ઞાન

આ વિશ્વમાં ચોતરફ દશ્યમાન થતી જે અનંત પ્રકારની ભૌતિક અને પાર્થિવ સંપત્તિઓ આત્માને પ્રાપ્ત થાય છે, તે આત્માએ ઉપાર્જેલા કર્મોના ક્ષય, ક્ષયોપશમ કે ઉપશમજન્ય હોતી નથી; પરંતુ કર્મોના આગમનમાંથી એટલે ઔદયિકભાવે ઉત્પન્ન થયેલી હોય છે. માત્ર આત્માની જે સંપત્તિ સ્વભાવજન્ય, પ્રકૃતિપ્રાપ્ત અથવા ધાતુગત હોય છે તેજ આત્માના કર્મોના ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમના પરિણામ રૂપે ઉદ્‌ભવવા યોગ્ય છે. શાસ્ત્રકારોએ વર્ણવેલા આત્માના સ્વભાવજનિત ગુણો અથવા લક્ષણોમાં જ્ઞાન એ મુખ્ય ગુણ છે. જૈન શાસ્ત્રો આ જ્ઞાનના પાંચ ભેદ પાડી તેની વિવેચના કરે છે. તેમાં ઈન્દ્રિયો અને મનની સહાયતાથી જે જ્ઞાન થાય છે તેને મતિજ્ઞાન કહેવામાં આવેલું છે અને તે મતિજ્ઞાનાવરણીયકર્મના ક્ષયોપશમથી પ્રગટે છે.

આપણા શાસ્ત્રીય ગ્રંથોમાં મતિજ્ઞાન સંબંધે જે વિવેક કરેલો જોવામાં આવે છે તે મુખ્યત્વે કરીને તેના ભેદો, ઉપભેદો અને વર્ગો પાડીને કરેલો છે. આ ભેદો સાધારણ જનસમાજના માટે બહુ અર્થસાધક હોય એમ અમે સ્વીકારતા નથી. કેમકે જ્યાંસુધી મુખ્ય

શબ્દને ચર થઇ શકે તેમ નથી. તેમ તેની કલ્પના પણ આપણાથી પણ રૈર થઇ શકે તેમ નથી. તેમાં જ્યારે ક્ષોભ અથવા આંદોલન ઉત્પન્ન થાય છે ત્યારે તે 'વૃત્તિ' અથવા 'વિચાર' રૂપે આપણી સન્મુખ ઉપસ્થિત થાય છે. અને ત્યારે જ આપણે મનને સમજી શકીએ છીએ. અર્થાત્ જ્યારે મનનું પ્રવૃત્ત સ્થિતિમાં પરિણમન થાય છે-એટલે કે તે કાર્યશીલ બને છે ત્યારે જ તેને આપણે તેની કાર્યપરાયણ સ્થિતિમાં અનુભવી શકીએ છીએ. જ્યારે આત્માએ ગ્રહણ કરેલા મનોદ્રવ્યમાં એ પ્રાણ તત્ત્વનો સંબંધ થાય ત્યારે જ મનોદ્રવ્યને કોઇ પ્રકારની સવિશેષ પ્રવૃત્તિ સ્વરૂપે આવિષ્કાર થતો જોવામાં આવે છે.

આત્મા પોતાની સકર્મ અવસ્થામાં, મનની સહાયતા વિના એક ક્ષણ પણ ચલાવી શકે તેમ નથી. જ્યાં સુધી કૈવલ્ય પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તેનો સમસ્ત જ્ઞાનવ્યવહાર ઘણા અંશે મનોમયજ હોય છે. આત્મા પોતાના સંબંધે પણ જે જે વિચારણા કરે છે તે પણ આ મનની જ સહાયથી કરે છે. પ્રત્યેક વિચાર, પ્રત્યેક સંકલ્પ, પ્રત્યેક આવેગ, એ મનના જ આવિષ્કારો છે. આપણા શરીરમાં વસ્તુતઃ 'આપણે' કોણ, એ શોધી કાઢવું એ અતિ વિકટ કાર્ય છે. કેમકે જે જે ભાગ ઉપર 'આપણે' હોવાનું સમજી હાથ મૂકીએ છીએ, તે ફરીને બારીકીથી તપાસતાં મનનું કાર્ય માલૂમ પડે છે, આપણા સંબંધે જે ખરેખરું તત્ત્વ છે તે માત્ર 'હું' છે. આ 'હું' મનની સર્વ પ્રવૃત્તિઓ ઉપર પ્રકાશ નાખે છે. આ 'હું' તેજ આપણું વાસ્તવિક ખરેખરું સાચું અવિચળ શાશ્વત પોતાપણાનું તત્ત્વ છે. આ 'હું' ના સંબંધમાં કોઈ પણ જ્ઞાની મહાત્મા કે પંડિતો કાંઇ કહી શકે તેમ નથી. તેના સંબંધે જો કાંઈ ખાતરી હોય તો તે માત્ર 'અસ્તિત્વ' સિવાય એક નથી. આ 'હું' અથવા આત્માના પ્રશ્નનું સમાધાન મન કોઇ પણ કાળે કરી શકેજ નહીં. કેમકે મનની પ્રવૃત્તિઓ ઉપર પ્રકાશ નાખનાર ઉપર મન સામો પ્રકાશ નાખી શકે નહિ.

જેમ વિશ્વ પોતાના પ્રકાશથી સૂર્યને જોઇ શકે નહીં, કેમકે વિશ્વને પોતાને પ્રકાશ જ નથી જે પ્રકાશ છે તે માત્ર સૂર્યનો છે. તેવીજ રીતે મન પોતાના પ્રકાશથી આત્માના સ્વરૂપને પ્રકાશી શકે નહી. કેમકે મનને પોતાનો સ્વયં પ્રકાશજ નથી. આપણે પોતે આપણા 'હું' ને પૂછીએ કે "તું કોણ છે?" તો તેને ઉત્તર કાંઇજ મળશે નહીં. માત્ર એટલુંજ વધારામાં નીકળશે કે 'હું—અસ્તિત્વમાન છું.' એથી વિશેષ પૃચ્છા કરશો તો માત્ર મનના ધર્મોનું પરિસ્ફોટન થયા કરશે. મનવડે આત્મા અથવા 'હું' ના ધર્મોની પરીક્ષા થઈ શકે નહીં. પરીક્ષા અથવા પૃચ્છા માટે કાંઈ વિષય object હોવો આવશ્યક છે. અને જો આપણે આપણા 'હું' ને એ વિષય કરવા જઈએ તો પછી પરીક્ષા કરનાર, વિષય-જ્ઞાતા રૂપે કોને સ્થાપીશું? કલ્પનાથી પણ આપણે આપણા 'હું' અથવા આત્માને અનુભવી શકવા અસમર્થ છીએ. કલ્પનાથી આપણે આપણા શરીરને, આપણી માનસિક અવસ્થાઓને, વિચારોને, લાગણીઓને, સંસ્કારોને, ભાવનાઓને, અને તે ઉપરાંત મનના વિવિધ કાર્યોને જોઇ શકીએ, પરંતુ તે બધા ઉપરાંત જ્યારે આપણે પોતાને જોવા જઇએ, ત્યારે ખરી રીતે આપણે આપણને પોતાને જોતા હોતા નથી પરંતુ આપણાપણાનો પરિવેશ ધારણ કરનાર કોઈ મનની સ્થિતિવિશેષને જોતા હોઇએ છીએ. આપણે આપણને જોઇએ તે પહેલાં આપણે આપણામાંથી બહાર કૂદી પડી આપણા 'હું'ને વિષય કરવો જોઇએ. પરંતુ તે તો બને તેમ નથી. આપણી વર્તમાન સકર્મ અવસ્થામાં આપણે વિષય અને વિષયી, જ્ઞાતા અને જ્ઞેય ઉભય એક સાથે હોઇ શકીએ નહીં. જેમ એકજ પદાર્થ બેટ અને બોલ એકી વખતે હોઇ શકે નહીં, તેમ વિષય અને વિષયી એકી વખતે એકજ હોઈ શકે નહીં. આપણામાં 'હું' એક એવું તત્ત્વ છે કે, જે મનની સર્વ પ્રકારની પૃથક્કરણશક્તિ, પરીક્ષાની સૂક્ષ્મતા, અવલોકનની બારીકતા અને બુદ્ધિબળના ગારવને આધીન

થઈ પોતાનું રૂપ ખુલ્લું કરતું નથી. તમે પોતે તમારા પોતાના આગળ તમારું સ્વરૂપ જાણવા માટે ગમે તેટલો આગ્રહ અને માગણી કરો તોપણ 'હું છું' એ ઉપરાંત કાંઈ ઉત્તર મળશે નહીં.

આ આત્મસ્વરૂપને પ્રાપ્ત કરવાનો શું માર્ગ છે એ એક નિરાળો વિષય છે અને તે કેવા ક્રમથી પ્રાપ્ત કરી શકાય છે તે સંબંધે અત્ર વિષયાંતરના ભયથી કાંઈ વિવેચન કરી શકાય તેમ નથી. અહીં જે ઉલ્લેખ આત્મા સંબંધે કરેલો છે તે માત્ર એટલાજ માટે છે કે મનોદ્રવ્યનો ઉપયોગ કરનાર એ 'હું' છે. અને 'હું છું' એ સિવાય જે જે ભાવનાઓ છે તે સર્વ આ મનોદ્રવ્યનો આવિષ્કાર અને દશ્ય છે.

જોકે મનના સર્વ વ્યાપારોમાં આત્માનું તત્ત્વ ગૂંથાયેલું હોય છે, એટલે કે અધિકરણ તરીકે તે સર્વદા પ્રત્યેક મનોવ્યાપારમાં વિદ્યમાન હોય છે, છતાં એ વ્યાપારોનું ઉપાદાન તો મનોદ્રવ્યજ હોય છે અને તેના પોતાના વ્યાપારો ઉપર મન પોતાનો પ્રકાશ નાખી શકે છે. મનોદ્રવ્ય એવી વસ્તુ છે કે, તેનો બીજા પદાર્થો સાથે મુકાબલો કરી બતાવાય તેમ નથી. તેનું સ્પષ્ટીકરણ તેના પોતાનાજ કાર્યોથી કરાવી શકાય તેમ છે. મનની પોતાની પ્રવૃત્તિ તરફ મનોમય અંગુલિ નિર્દેશ કરી તેને ઓળખાવી શકાય કે 'જુઓ આ મનનું કાર્ય છે.' પરંતુ 'આ મન છે.' એમ બતાવી શકાય નહીં. કેમકે સમસ્ત વિશ્વમાં મનના જેવું બીજું દ્રવ્ય નથી કે જેની સાથે મનોદ્રવ્યની ઉપમા અથવા તુલના કરી તેના સ્વરૂપનો ખ્યાલ આપી શકાય. મનના કાર્યને ઓળખવા માટે મને પોતે પ્રયત્ન કરવો જોઇએ. અને તેપણ ઉપર કહી ગયા તેમ મનોદ્રવ્ય તેની મૂળ અવસ્થામાં પ્રતીત થતું નથી પરંતુ તેની કાર્ય પરાયણ અવસ્થામાં, વૃત્તિરૂપે, તરંગિત સ્થિતિમાં અનુભવ ગોચર થાય છે. મન તો શું, પરંતુ વિશ્વનું એક પણ દ્રવ્ય તેના મૂળ સ્વરૂપે, કારણ

રૂપે, કોઈ કાળે સમજી શકાતું નથી. પ્રત્યેક દ્રવ્ય કાર્યરૂપે, કોઇ આકાર વિશેષ રૂપે, કાંઈપણ અર્થસૂચક આકૃતિ સ્વરૂપે, દશ્યમાન થાય છે. મન અને આત્મામાં આ સંબંધે ભેદ એટલોજ છે કે, જ્યારે આત્મા મૂળ રૂપે કે કાર્ય રૂપે આત્માને પોતાને અથવા મનને પ્રતીત થતો નથી ( માત્ર 'હું છું' એ રૂપેજ થાય છે ) ત્યારે મન તેની કાર્યમય અવસ્થામાં મનવડે જાણી શકાય છે. કોઇ પણ અવસ્થાવિશેષ રહિત મન એ માત્ર એક નિરાળી ભાવના abstraction સિવાય અન્ય કશુંજ નથી. 'વિશુદ્ધ, મૂળ સ્થિતિ વાળું મનોદ્રવ્ય' એ વાકયના ઉચ્ચાર સાથે એ વાક્યને અનુરૂપ કોઇ પણ ભાવના કે કલ્પના તમારા મનમાં કદી ઉદયમાન થઇ શકવાની નહીં. વિચાર, સંકલ્પ, સંવેદન, આવેગ, વૃત્તિ, વાસના વગેરે મનોદ્રવ્યના પર્યાયો છે. અને તેમ છતાં એ દ્રવ્યનું અસ્તિત્વ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. કેમકે જ્યાં પર્યાય, વિકાર, કાર્ય આદિ હોય છે ત્યાં તેનું ઉપાદાન અવશ્ય હોવું ઘટે છે.

જૈન દર્શનકારોએ આ મનના કાર્યના અનેક ભેદોપભેદો દર્શાવેલા છે. સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન, તર્ક અને અનુમાન એ પરોક્ષ જ્ઞાનના ભેદો હોઇ, અને ઇન્દ્રિયોની સહાયતાવાળા મનવડે માત્ર પરોક્ષ જ્ઞાન જ લભ્યમાન હોઇ એ ભેદો મનના કાર્ય પરત્વે ઘટી શકે તેમ છે. સ્મૃતિ અને પ્રત્યભિજ્ઞાન વગેર ભેદોની વિવેચના કરવા જતાં વિષયાંતર થઇ ન્યાયશાસ્ત્રના પ્રદેશમાં ઊતરી પડવાનો ભય રહે છે, તેથી એ વિવેચનાને અત્રે અમે છેડતા નથી. તે ઉપરાંત મન કોઇ પણ સંસ્કાર અથવા ભાવના ગ્રહણ કરે તે પહેલાં તે ગ્રહણના ક્રમ દરમિયાન જે જે ભૂમિકાઓમાં થઈને મન પસાર થાય છે તેનું પણ વિવેચન જૈન શાસ્ત્રકારોએ કરેલું છે. અર્થાત્ જ્ઞાન થવા દરમિયાન જે જે અવસ્થાઓને મન સ્પર્શે છે, અથવા જે જે સ્થિતિઓમાં થઇને તે પસાર થાય છે તે બતાવેલ છે. એક પદાર્થનું મનોમય દ્રવ્યગ્રહણ

થતાં પહેલાં મન વ્યંજનાવગ્રહ* અર્થાવગ્રહ, ઇહા, અપાય અને ધારણા એ પાંચ ભૂમિકાઓમાંથી પસાર થાય છે. આ ભૂમિકાઓ તે માત્ર મનના વ્યાપાર દરમિયાનના સ્પર્શ–કેન્દ્રો છે. અર્થાત્ તે તે અવસ્થાઓનો તે માત્ર સ્પર્શ જ કરે છે. આ ઉપરથી મન પોતાના અમુક પ્રકારના વ્યાપારમાં જે જે ક્રમમાંથી પસાર થાય તે તે ક્રમ અથવા અવસ્થાઓને 'જ્ઞાન ગ્રહણનો ક્રમ' ગણી શકાય કે જેને શાસ્ત્રકાર મહારાજે મતિજ્ઞાનના ભેદો કહેલા છે.

મન અને ઈન્દ્રિયોની સહાયતાથી એક વિશેષ મનોવ્યાપારને 'શ્રુતજ્ઞાન' ની સંજ્ઞા આપવામાં આવી છે. આ શ્રુતજ્ઞાન એ માત્ર મતિજ્ઞાનવડે ગ્રહાયેલ પદાર્થને અધિકપણે જાણવું તે છે. ઉભયમાં મન અને ઇન્દ્રિયો એકજ પ્રકારે પ્રવર્તે છે. માત્ર મતિજ્ઞાન એ સામાન્ય અને શ્રુતજ્ઞાન એ વિશેષ રૂપે છે, એટલોજ તફાવત છે. મતિજ્ઞાનનો પ્રદેશ અમુક ભાવનાનો સંબોધ અથવા ધારણા થતાં સુધીનો છે અને તે પછીના મનોવ્યાપારો એ શ્રુતજ્ઞાનના પ્રવૃત્તિપ્રદેશ તરીકે જૈન શાસ્ત્રકારોએ સ્વીકારેલા છે. દૃષ્ટાંતથી એ વાતને જણાવીએ. આહાર ગ્રહણની ક્રિયામાં, અન્નગ્રાસને હાથમાં ગ્રહી, મુખમાં લઇ, ગળે ઉતારી તેને હોજરીમા ઉતારવા સુધીના બનાવો આવી જાય છે. હવે તેમાં સામાન્ય વિશેષના ભેદો પાડીએ તો હાથમાં અન્નનો ગ્રાસ લઈ મુખમાં લેતાં સુધીની ક્રિયાને સામાન્ય આહારગ્રહણ અને મુખમાંથી હોજરીમાં જતા સુધીના વ્યાપારોને વિશેષ

આહારગ્રહણ કહીએ તો ચાલે. પરંતુ એ ઉભયમાં સામાન્ય-વિશેષમાં ભેદ તે માત્ર કાલ્પનિકજ છે. અખિલ ક્રિયા એ માત્ર એક સીધી લીટી જેવી, એક આખા બનાવ જેવી છે. તેજ પ્રમાણે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન એ પણ એક સીધી લીટી જેવાં છે; માત્ર તેમાં સામાન્ય વિશેષનો તફાવત છે. અને તે ભેદ પણ ઉપરના આહાર-ગ્રહણના ભેદો જેવો માત્ર ભાવના રૂપેજ છે. જ્યાં મતિજ્ઞાનનો અભાવ છે ત્યાં શ્રુતજ્ઞાનનો પણ અભાવ હોય છે. કેમકે સામાન્ય વિના વિશેષની ઉત્પત્તિ સંભવતી નથી. તેમજ અન્ય પક્ષે પૂર્વના શ્રુતજ્ઞાનની સહાય વિના મતિજ્ઞાનનું ગ્રહણ થઇ શકતું નથી. એ ઉભયનો એવો અવિચ્છેદ સંબંધ છે કે તે ઉભયને માત્ર એક વ્યાપાર, એક પ્રવાહ, એક ઘટના રૂપે સ્વીકાર્યા સિવાય ચાલે તેમ નથી.

પ્રથમ ગુણસ્થાનકથી માંડી તેરમે ગુણસ્થાનકે વિરાજતા પરમ-યોગી અવસ્થા પર્યંતના ચૈતન્ય કેન્દ્રો મનદ્વારા પોતાનું જીવન ભોગવે છે.* ખનીજના અણુ ખનીજપણું, કીટનું કીટપણું, વનસ્પતિનું વનસ્પતિપણું મનુષ્યનું મનુષ્યપણું, અને દેવ-ઈશ્વર કોટીના આત્માઓનું દેવપણું અને ઈશ્વરત્વ આ મનની શક્તિને લઇને જ નિર્માયેલું હોય છે. મનોદ્રવ્યના અનંત મહાસાગરમાંથી આપણું વ્યક્તિ મન, જે પ્રમાણમાં ગ્રહણ કરી શકે છે તે પ્રમાણમાં તેની મહત્તા અથવા લઘુતા હોય છે. નિગૂઢ આત્મિક રહસ્યોનું ઉદ્ઘાટન કરનાર સર્વ દેશના ઋષિ-મુનિઓ; વિશ્વની સંસ્કૃતિને વિશુદ્ધ પરિણમન અર્પનાર સર્વ દેશના પ્રતિભાવાન અપૂર્વ કલ્પક મહાકવિઓ; અચિંતિત વૈજ્ઞાનિક સત્યોનો આવિષ્કાર કરી અંધકારમય વિશ્વને ઉજ્વલતા અર્પનાર વૈજ્ઞાનિકો; અને ધર્મ, સમાજ રાજ્યનીતિ આદિ પ્રદેશોમાં પોતાનું

* ગુણસ્થાનકનું સ્વરૂપ સમજવા માટે વાંચો 'આશ્રવ મીમાંસા' આદિ લેખો. આજ પુસ્તકમાં ખંડ બીજો. સંપાદક

બાહ્ય-ઇન્દ્રિયો સંબંધે તેની કેવી અવસ્થા હતી, અને ક્રમે ક્રમે તે કેવી અવસ્થાઓમાં પસાર થઈને હાલની અવસ્થામાં આવેલો છે તેનું સવિસ્તર વિવેચન અત્રે અસ્થાને ગણાય તેથી તે વિષયમાં અમે ઊતરતા નથી. અત્યારે આ વિષયમાં આપણને જે પાંચ ઈન્દ્રિઓ પ્રાપ્ત થયેલ છે ભૂમિકાથી શરૂ કરીને વિવેચન કરીશું.

બાહ્ય જગતનું સર્વજ્ઞાન આત્મા ઇન્દ્રિયોદ્વારા ઉપલબ્ધ કરે છે. જ્ઞાનને આવવા માટે તે એક પ્રકારનાં બારણાં છે. આ બારણાંઓ જો પૂરેપુરાં તેમની સ્વાભાવિક યોગ્યતા પ્રમાણે, ખુલ્લાં ન રાખવામાં આવે તો, એટલે કે અરધાં ખુલ્લા અથવા ન્યૂનાધિક બંધ કે ખુલ્લા રાખવામાં આવે તો જે સંસ્કારો પ્રાપ્ત થાય તે અપૂર્ણ, સ્વલ્પ અને અને વિકૃતસ્વરૂપે થવાનાં એ ઉઘાડું છે. આ દ્વારોના માર્ગમાં જેટલે અંશે કચરો, અશુદ્ધિ કે અંતરાયો હોય તેટલે અંશે તે દ્વારા પ્રાપ્ત થતા સંસ્કારો મળયુક્ત, અશુદ્ધ અને ભાંગ્યા તૂટયા સ્વરૂપમાં આવે. આપણાં સંસારજીવનની ઉત્તમતા અથવા અધમતા ઇન્દ્રિયોની ઉત્તમતા અથવા કનિષ્ટતા ઉપર અવલંબીને રહેલી છે. તેની બાહ્યપ્રકૃતિનાં સ્વરૂપ ઉપર જ તેનું સર્વસ્વ નિર્ભર છે.

ઇન્દ્રિયો વિનાનું એકલું મન ગમે તેટલું ઉત્તમ કોટિનું હોય તો પણ તે આત્માને કશા ઉપયોગનું નથી. પાંચે ઇન્દ્રિયોદ્વારા ઉપલબ્ધ થતાં સર્વ સંસ્કારોને આપણે આપણા જીવનમાંથી બાદ કરી આપણા સ્વરૂપને કલ્પીએ, તો તે સ્થિતિ એક નિદ્રા જેવી જણાય છે. જેમ જમીનમાં પડેલું પરંતુ ઊગવાની યોગ્યતા વિનાનું બીજક નિષ્ફળ છે તેમ ઈન્દ્રિયોની સહાય વિનાનું એકલું મન પણ નિષ્ફળ છે. એકલું મન ચોતરફ મજબૂત પથ્થરોથી ચણી લીધેલ ઓરડા જેવું છે. તેમાં કાંઈ પણ પ્રકાશ જઈ શકતો નથી.

ઈન્દ્રિયોદ્વારા મનમાં આવતા સંસ્કારોને મન પોતાની ઉચ્ચતા અને વિકસિતપણાની કળાના પ્રમાણમાં ગોઠવી શકે છે. એકજ-

પ્રકારના ઇન્દ્રિયપ્રાપ્ત સંસ્કારોને જુદી જુદી યોગ્યતાવાળા મનો જુદા જુદા પ્રકારે ગોઠવી જુદા જુદા પ્રકારનો ભાવ અનુભવે છે. એકજ વૃક્ષને અવલોકીને એક વનસ્પતિવેત્તા તેના વનસ્પતિ વિભાગની ...તિનો નિર્ણય કરે છે; એક વૈદ્ય તેના વડે શરીરમાં પ્રગટવા યોગ્ય શુભાશુભ અસરો નક્કી કરે છે; એક સુતાર તેના કાષ્ટની ગૃહનિર્માણ માટેની યોગ્યતાના વિચાર બાંધે છે; ચૈતન્યવિજ્ઞાનશાસ્ત્રી તેનાં પત્ર, પુષ્પ, ફળ, ફૂલ વગેરેના સૂક્ષ્મ વિભાગોનું અવલોકન કરી તેની સજીવતા સિદ્ધ કરે છે; એક કળાભિજ્ઞ કવિને કે કુદરતવેત્તાને તે વૃક્ષની સાથે પોતાનો આત્મગત સંબંધ ભાસે છે અને તેમ છતાં તે બધાની ...ન્દ્રિયો માત્ર વૃક્ષ જ જુએ છે. જુદા જુદા પ્રકારના અનુભવોનો ...દ માત્ર મનની જુદા જુદા પ્રકારની સ્થિતિ અને વિચારપદ્ધતિની ...શિષ્ટતાને લઈને નિર્માયેલો હોય છે. એકજ સામાન્ય ભાસતા પ્રસંગમાંથી જ્યારે હું કે તમે કાંઇ જ રહસ્ય ખેંચી શકતા નથી ...યારે તે પ્રસંગને જોઇને એક ઉત્તમ નાટ્યકાર, એકાદ હૃદયંગમ મનોજ્ઞ વસ્તુ ઉપજાવી તે પ્રસંગને એક અદ્ભુત રસમયતા અર્પી ...કે છે; પરંતુ તે માટે જે બાહ્ય સંસ્કારો જોઈએ તે ઇન્દ્રિયોની સહાય વિના મળી શકે નહિ. જેમ શરીરનાં પોષણ અને સંરક્ષણ માટે આપણને બાહ્ય અન્નની જરૂર છે તેમ મનને પણ પોષણ માટે જે સંસ્કારો જોઈએ તે ઇન્દ્રિયોદ્વારા બહારથી જ મેળવી શકાય તેમ છે. આપણું મન અત્યારે જે કાંઈ છે તે બહારથી પ્રાપ્ત કરેલા સંસ્કારના ગુણો વડે છે. સંસ્કારો કાંઇ મન સ્વતઃ ઉપજાવી શકતું નથી. આપણને ઉપલક દૃષ્ટિએ કદાચ એમ ભાસે કે, ઇન્દ્રિયોની સહાય વગર ઘણા સંસ્કારો આપણે મનોમય રીતે પ્રગટાવી શકીએ છીએ, પરંતુ તેમ માનવામાં એક પ્રકારની ભ્રાન્તિ છે. જે સંસ્કાર અથવા ભાવના આપણે આપણા મનમાં ઇન્દ્રિયોની મદદ વગર મનોમય રીતે ઉપજાવ્યાનું માનીએ છીએ તે વસ્તુતઃ નવો નથી

હોતો, પરંતુ કોઈ અજ્ઞાત ભૂતકાળમાં ઈન્દ્રિયોદ્વારા પ્રાપ્ત કરેલો હોય છે. એ કાળ અત્યારે આપણને સ્મૃતિમાં નથી. તેથી તે સંસ્કારને આપણે સ્વતઃ ઉદ્ભૂત માનીએ છીએ. અનંત સંસ્કારો આપણને ગત અનંતભવો દરમિયાન મળેલાં છે, અને તે સર્વ આત્માની સ્મૃતિના અગાધ અજ્ઞાત પ્રદેશ ઉપર પડેલાં છે. પરંતુ એ સર્વ ઇન્દ્રિયોની સહાયથી એક કાળે મેળવાયેલા હતા એ ધ્રુવ સત્ય છે.

ઈન્દ્રિયોની સંખ્યા અને ગ્રહણશક્તિના પ્રમાણમાં આપણે બાહ્ય વિશ્વમાંથી સંસ્કારો મેળવી શકીએ છીએ. બહારના જગતનું સ્વરૂપ આપણે આપણી ઇન્દ્રિયો દ્વારા નક્કી કરીએ છીએ. વસ્તુતઃ આ વિશ્વ કેવું હશે તે હું કે તમે કાંઈ જાણતા નથી; કેમકે ઇન્દ્રિયો જે સંસ્કારો ગ્રહણ કરી મનને આપે, અને મન જે પ્રમાણે તેનો ઘાટ ઘડી નક્કી કરે તે સ્વરૂપે આપણે વિશ્વ અને તેના પદાર્થોને માનીએ છીએ. ધારો કે આપણને સર્વને એકજ ઈન્દ્રિય છે, અને તેમ હોય તો આ જગત આપણે માટે અત્યારે છે તેના કરતાં પાંચમા ભાગના રહસ્યવાળું રહેવાનું. કેમકે બાકીની ચાર ઈન્દ્રિયોવડે ભાનમાં આવતો વિશ્વનો હિસ્સો આપણે માટે તે વખતે નહીં હોવાતુલ્ય બની ગયેલો હોય છે. તે પછી એક ઇન્દ્રિય વધીને બે ઈન્દ્રિય થાય તો વિશ્વ પ્રથમ કરતાં બેવડા રહસ્ય કે મર્મયુક્ત થાય છે; કેમકે આપણું જ્ઞાન તેટલે દરજ્જે વધ્યું. તેજ પ્રમાણે ઈન્દ્રિયોની સંખ્યા વધતી જાય તેમ તેમ વિશ્વના સ્વરૂપનો પ્રકાર પણ વધતો જવાનો, અને તે અધિક અધિક રહસ્યપૂર્ણ બનતું જવાનું. કેમકે આપણું મન વધતી જતી ઈન્દ્રિયો સાથેજ વધારે વિશાળ વિશ્વનું રહસ્ય જોઈ શકે છે, વસ્તુતઃ વિશ્વમાં કશી વધઘટ થતી નથી. જે કાંઈ ઓછુંવત્તું થાય છે તે માત્ર આપણી સંસ્કારગ્રહણની શક્તિ અને દ્વારોનું છે.

તેજ પ્રમાણે એક પશુ, બાળક, સામાન્ય મતિવાળો મનુષ્ય

અને વિદ્વાન, એ સર્વને એક સરખી પાંચ ઇન્દ્રિયો હોવા છતાં બધાનું વિશ્વ એક સરખું હોતું નથી. પશુની સ્વાદેન્દ્રિય ઘણી સ્થૂલ, સ્વાદોની સૂક્ષ્મતાના ભેદોથી અજ્ઞાત, અને જડતાવાળી હોય છે. પશુ કરતાં મનુષ્યોની ઇન્દ્રિયો ભેદોને પારખવાની અધિક યોગ્યતાવાળી અને ઉત્કટ હોય છે. બાળકની ચક્ષુઓ માત્ર ઉપર ટપકેથીજ બધું જુએ છે. મનુષ્યની પાકટ ઇન્દ્રિયો તેમાં વિશેષતાપૂર્વક જુએ છે. પરંતુ અત્યારનો સર્વથી બુદ્ધિમાન મનુષ્ય આ વિશ્વમાં જે કાંઈ જોઇ, સાંભળી, સૂંઘી, ચાખી કે સ્પર્શી શકે છે તેથી આગળ વધીને કાંઇજ જોવા જેવું, સાંભળવા જેવું, સૂંઘવા જેવું, ચાખવા જેવું કે સ્પર્શવા જેવું વિશ્વમાં નથી એમ માનવું એ ભૂલ છે. જ્યાં આપણી દૃષ્ટિમાં કાંઇજ આવતું નથી એવા ભાગમાં કોણ કહી શકે તેમ છે કે કોઈ જુદીજ, નિરાળી સૃષ્ટિ પોતાનું પૃથક્ અસ્તિત્વ નહીં ભોગવતી હોય? આપણી દૃષ્ટિમર્યાદા ઘણી અલ્પ છે. આપણી ચાક્ષુષશક્તિ ઘણી સ્થૂલ છે અને તેજ પ્રમાણે સર્વ ઇન્દ્રિયો અત્યારે છે તે કરતાં ઓછી સ્થૂલ હોત અને સહેજ વિશેષ મર્મગ્રાહી અને શક્તિસંપન્ન હોત તો આપણા માટે એક નવુંજ વિશ્વ ખુલ્લું થાત. અથવા અત્યારે આપણે જ્યાં કાંઇ જ નથી જોતાં ત્યાં કોઈ નવું જ જગત અસ્તિત્વ ધરાવતું જોઈ શકત. પ્રોફેસર મેસને પોતાના ઇન્દ્રિય વિજ્ઞાન સંબંધી એક પુસ્તકમાં લખ્યું છે કે– 'If a new sense or two were added to the present normal number in man, that which is now the phenomenal world for all of us might for all that we know, burst into something amazingly different and wider, in consequence of the additional revelations of these new senses. અર્થાત્;–

મનુષ્યને અત્યારે જે ઇન્દ્રિયો પ્રાપ્ત છે તેમાં એકાદ બે ઇન્દ્રિયોનો

વધારો થાય તો તે નવી ઇન્દ્રિયોના પ્રભાવથી આ પ્રતીત થતું વિશ્વ ફીટીને તે સ્થાને એક જુદાજ પ્રકારનું, વિસ્મયકારક, વિશાળતર વિશ્વ પ્રગટી આવે.

આધ્યાત્મવિદ્યાના મહાનુભાવ પુરુષો એમ જણાવે છે કે, એકજ આકાશના ખંડમાં પ્રકૃતિતત્ત્વના ભિન્ન ભિન્ન આંદોલનવાળી અનેક પ્રકારની સૃષ્ટિઓ, પોતાનું નિરાળું નિરાળું અસ્તિત્વ ભોગવી રહી હોય છે, અને તે આંદોલનોવડે ઉપસ્થિત થતિ પ્રકૃતિ તત્ત્વની ભિન્તનાને લઇને, એક પ્રકારની સૃષ્ટિ અન્ય પ્રકારની સૃષ્ટિને અવકાશ આપવા સંબંધી કાંઇ પણ પ્રતિબંધ કરી શકતી નથી. આ જુદી જુદી સૃષ્ટિમાં વસતા આત્માઓનું ઇન્દ્રિયવિષયક બંધારણ એવા પ્રકારનું હોય છે કે, તે તે આત્માઓ પોતાનીજ સૃષ્ટિનો અનુભવ કરી શકે અને પોતાની સૃષ્ટિ સિવાય અન્ય સૃષ્ટિનાં અસ્તિત્વની પણ તેમને કાંઈ ખબર ન હોય. વસ્તુતઃ આ ઉચ્ચતર સૃષ્ટિ એ આપણાં શાસ્ત્રોમાં કથેલી દેવલોકાદિ સૃષ્ટિઓ છે. આપણે અત્યારની સ્થિતિમાં એ સૃષ્ટિનો કાંઇ અનુભવ કરી શકતા નથી તેનું કારણ ફક્ત એજ છે કે, આપણી વર્તમાન ઇન્દ્રિયો આ સૃષ્ટિ સાથેજ સંબંધ ધરાવનારી છે અને ઉચ્ચતર સૃષ્ટિના આંદોલનો સાથે સંવાદ અથવા એકરાગતામાં આવી શકે તેમ કેળવાયેલી હોતી નથી.

આકાશના એકજ પ્રદેશમાં આવી ભિન્ન ભિન્ન સૃષ્ટિઓના અસ્તિત્વ સંબંધી હવે આગળ વધેલા વૈજ્ઞાનિકોનાં હૃદયમાં પણ આભાસ થવા લાગ્યો છે અને જે અનુભવ આપણા પ્રાચીન મહાપુરુષોને સેંકડો વરસો પહેલાં થયો હતો તે અનુભવની સહેજ ઝાંખી તેમને થવા લાગી છે. Isaac Taylor ( આઇઝાક ટેલર ) નામના એક યુરોપીય વિદ્વાનના મનમાં એમ સ્ફુરી આવ્યું છે કે— " It may be that within the field occupied by the visible and ponderable universe there

is existing and moving another element fraught with another species of life-corporeal indeed and various in its orders, but not open to cognizance of those who are confined to the conditions of animal organization. Is it to be thought that the eye of man is the measure of the Creator's power? and that He created nothing but that which He has exposed to our present senses? The contrary seems much more than barely possible, ought we not to think it almost certain?" અર્થાત્ એમ બનવા યોગ્ય છે કે, આ પરિદૃશ્યમાન અને જ્ઞાનગોચર વિશ્વ જે પ્રદેશમાં પોતાનું અસ્તિત્વ ભોગવી રહ્યું છે તેજ પ્રદેશમાં જીવનનાં કોઈ વિભિન્ન પ્રકારનાં સત્ત્વો વડે વસાયેલી સૃષ્ટિ પોતાની નિરાળી સ્થિતિ અને ગતિ ભોગવી રહી હશે. અલબત, એ જીવો પણ ભૌતિક દેહસંપન્ન અને ભિન્ન ભિન્ન જાતિ તેમજ વર્ગના હશે, પરંતુ આપણે કે જેઓ પાશવ બંધારણની મર્યાદાઓવડે પ્રતિબદ્ધ છીએ, તેમની દૃષ્ટિમર્યાદામાં એ સૃષ્ટિ આવી શકે નહીં. નિસર્ગની નિખિલ શક્તિનું માપ શું મનુષ્યની ભૌતિક ચક્ષુઓ કદી પણ કાઢી શકે ખરી? અને આપણી વર્તમાન ઇન્દ્રિયોને પ્રતીત ન થઇ શકે એવું શું એ મહાન શક્તિએ–કુદરતે કાંઈજ સરજ્યું નહીં હોય? નહિ, નહિ. વસ્તુસ્થિતિ એથી ઊલટીજ હોવી સંભવે છે. અમને તો એમ ભાસે છે કે, વસ્તુતઃ ચોક્કસપણે એમ ઊલટીજ છે"

આપણી વર્તમાન ઇન્દ્રિયોની મર્યાદિત સ્થિતિનો ખ્યાલ આપી હવે અમો ઇન્દ્રિયોના કાર્યનાં વિવેચનમાં ઊતરીએ છીએ.

ઇન્દ્રિયોનું શું કાર્ય છે એ સંબંધે સુવિખ્યાત મનોવિદ્યાવિદ પ્રોફેસર બેન કહે છે કે-A sensation is the mental impression, feeling or conscious state, resulting from the action of external things on some part of the body." અર્થાત્-" શરીરના કોઇ પણ ભાગ ઉપર બહારના પદાર્થોની ક્રિયાથી ઉદ્ભવતી મનોમય અસર લાગણી અથવા ભાનવાળી અવસ્થા એનું નામ ઇન્દ્રિયસંવેદન છે." પ્રત્યેક ઇન્દ્રિયમંડળની રચના એવા પ્રકારની હોય છે કે, અમુક જ પ્રકારના બાહ્ય વસ્તુના સંનિકર્ષથી અમુક પ્રકારના આંદોલનો તેમાં પ્રગટે છે. અને તે આંદોલનો મન આગળ રજૂ થતાં મન તેમાંથી અમુક પ્રકારનો અર્થ ઉપજાવે છે. દરેક ઇન્દ્રિય પોતાના વિષયને લગતાજ પદાર્થોનું ગ્રહણ કરે છે ચક્ષુ માત્ર પ્રકાશના તરંગોનું ગ્રહણ કરે છે અને તે વડે ઉપજતા જ્ઞાનતંતુગત સ્પંદન મન આગળ પહોંચાડી દે છે. તેજ પ્રમાણે કર્ણેન્દ્રિય સ્વરના તરંગો ગ્રહણ કરે છે પરંતુ સ્વતરંગો ગ્રહવાનું કાર્ય ચક્ષુ અને પ્રકાશના તરંગો ગ્રહણ કરવાનું કાર્ય કર્ણપ્રદેશ કદીજ કરતો નથી. આવા પ્રકારની આપણી વર્તમાન ક્ષયોપશમજન્ય અવસ્થા છે. અર્થાત્ પ્રત્યેક ઇન્દ્રિય પોતાને નિયત થયેલાં સંવેદનોજ નોંધે છે. પોતાના નિયત પ્રદેશથી બહારના સંવેદનોને તે પોતાનાં રજીસ્ટર ઉપર ચડાવતી નથી. પાંચે ઇન્દ્રિયો અને જ્ઞાનતંતુઓનો સમૂહ એ બધા મનના અનુચરો છે અને બાહ્ય વિશ્વમાં બનતા બનાવથી માહિતગાર થવા માટે તે દરેકને મન તરફથી અમુક અમુક કાર્ય સોંપવામાં આવ્યું છે.

આપણે નિત્યના પરિચયથી આ ઇન્દ્રિયોનાં કાર્ય સાથે એવા તો ટેવાઇ ગયા છીએ કે. તેમનાં કાર્યનાં અવલોકનથી આપણને સહેજ પણ નવાઇ ભાસતી નથી. જેમ સૂર્યનો ઉદય થવામાં અને અસ્ત થવામાં, ઋતુઓની નિયમિત ગતિમાં, ચંદ્રજ્યોતિના ક્રમપૂર્વક

સંવર્ધન અને ક્ષયમાં આપણને હંમેશના સહવાસથી કશીજ અદ્દભુતતા ભાસતી નથી, તેમ આપણી ઇન્દ્રિયોની રોજની કાર્યપ્રણાલિમાં આપણને તે યંત્રોની સૂક્ષ્મતા અને તેની ઘટનાની અદ્દભુતતાનો કશો આભાસ આવતો નથી. આ વિશ્વમાં પગલે પગલે પ્રતીત થતા પરમ વિસ્મયકર કૌશલનું જેમને ભાન નથી તેમને ઇન્દ્રિયનાં સ્વરૂપની અદ્દભુતતાનો ખ્યાલ આવવો અશક્ય છે.

સર્વ ઇન્દ્રિયોમાં સ્પર્શેન્દ્રિય સહુથી પ્રથમ આત્માને પ્રાપ્ત થયેલી છે. એકેન્દ્રિય જીવોને ફક્ત આ સ્પર્શનીજ ઇન્દ્રિય હોય છે. આહારગ્રહણનું કાર્ય પણ આખા શરીર મારફત થતું હોય છે; કેમકે તે માટેનું ખાસ ઇન્દ્રિયમંડળ તેમનામાં વિકસિત થયું હોતું નથી. આત્માને ઇન્દ્રિયોની સંખ્યા વધતી ગઇ તેમ તેમ આહારગ્રહણનું કાર્ય આખા શરીર દ્વારા થતું ન્યૂન થતું ગયું અને શરીરના અમુક ભાગો તે કરવાને માટે ખાસ યોગ્યતા ધરાવનાર થતા ગયા. સ્પર્શેન્દ્રિયનું સ્થાન આખા શરીર ઉપર વિસ્તૃત છે, અને ત્વચાના સમસ્ત પ્રદેશ ઉપર જ્ઞાનતંતુઓ ફેલાયેલા હોઈને દરેક ઠેકાણેનો રિપોર્ટ મનને પહોંચી વળે છે; પરંતુ તેમ છતાં સ્પર્શેન્દ્રિયના અંગે રહેલી શક્તિનો વિકાસ આખા શરીર ઉપર એક સરખો હોતો નથી. કપડાંની સફાઈ અથવા ખડબચડાપણાનો ખ્યાલ હાથના આંગળાંથી આવે છે તેટલો તે કપડું શરીરના બીજા ભાગ ઉપર લગાડવાથી નથી આવતો. ઠંડીની અસર આંખને નહીં જેવીજ થાય છે; ત્યારે ઝીણા રજકણનો સ્પર્શ, જેની અસર શરીરના બીજા ભાગને મુદ્દલ થતી નથી, તે આંખ ઉપર સખ્ત અસર પ્રગટાવી શકે છે.

પશુઓ અને મનુષ્યોની સ્પર્શેન્દ્રિયની શક્તિ ઉપલક નજરથી એક સરખી ભાસે છે; પરંતુ વસ્તુતઃ તેમ નથી. મનુષ્ય અને પશુને જે ખાસ ભેદ છે તે મનના વિકાસને બાદ કરતાં સ્પર્શેન્દ્રિયની શક્તિનોજ બહુધા છે. સ્પર્શેન્દ્રિય સિવાયની બીજી ઇન્દ્રિયો—ચક્ષુ,

ઘ્રાણ, કર્ણ, રસના વગેરે ઇન્દ્રિયો-પશુઓને મનુષ્યના જેવીજ બલ્કે વધારે જોરદાર અને તીક્ષ્ણ હોય છે. પરંતુ સ્પર્શેન્દ્રિયની બાબતમાં પશુ કરતાં મનુષ્ય ઘણો આગળ વધેલો છે. હાથ અને આંગળાંથી મનુષ્ય જે સંવેદન અનુભવી શકે છે તે પશુને મુદ્દલ હોતું નથી. Anaxagoras નામનો વિદ્વાન તો એટલે સુધી કહે છે કે If animals had hands and fingers, they should be like men. અર્થાત્ જો પશુને હાથ અને આંગળાં હોત તો તેઓ મનુષ્યના જેવાજ ગણાત.

વજન પારખવું એ પણ સ્પર્શેન્દ્રિયનું કામ છે એ બહુ થોડા મનુષ્યો જાણે છે. પદાર્થોનાં વજન નક્કી કરવામાં કેટલાક માણસોની આંગળીઓ એવી આબાદ હોય છે કે, તેમના અનુમાનમાં એક રતી પણ ફેર પડતો નથી; ત્યારે કેટલાક બિનઅનુભવીને વજન હાથે ઊચક્યા પછી પણ દશ શેર હશે કે અધમણ તે પણ સમજાતું હોતું નથી. આ ખામી સ્પર્શેન્દ્રિયની શક્તિની છે. તે ઉપરાંત ગરમી અને ઠંડીનું માપ કાઢવામાં પણ આ શક્તિનો ઉપયોગ હોય છે. કુશળ વૈદ્યો દરદીના શરીરને હાથ અડકાડીને તેમના શરીરની ગરમીનું પ્રમાણ ચોક્કસ રીતે કહી શકે છે. આ અનુમાન પણ ઉપર્યુક્ત શક્તિવડે જ થાય છે. કેટલાક જાડીપ્રકૃતિ વાળાને વાતાવરણની ગરમી કે ઠંડીનું પ્રમાણ મુદ્દલ સમજાતું નથી. ઘણીજ ઠંડી લાગે અથવા ઘણીજ ગરમી પડે ત્યારે તેમને તેવા પ્રકારનું ઝાંખું ભાન થાય છે, પરંતુ તે શીતોષ્ણતાના પ્રમાણનું તેમને જરાપણ ભાન હોતું નથી. આ ખામી પણ સ્પર્શેન્દ્રિયના વિકાસની જ ખામી સમજવાની છે.

યુરોપના કેટલાક વિદ્વાનો સ્પર્શેન્દ્રિયનું કાર્ય શરીરની સપાટી ઉપર છે એમ માનવા ઉપરાંત એમ પણ માને છે કે, આપણાં શરીરના અંદરના ભાગમાં જે ક્ષુધા અને તૃષાનો અનુભવ થાય છે

તે પણ તે ઇન્દ્રિયનો જ કાર્યપ્રદેશ છે. આ માન્યતા એક રીતે વાજબી જણાય છે. ફેર માત્ર એટલો જ છે કે, આપણે માત્ર બહારની ત્વચા મારફત થતા અનુભવોને હિસાબમાં લઈએ છીએ; ત્યારે ઉપર્યુક્ત વિદ્વાનો અંતર ત્વચા મારફત થતાં સંવેદનોને પણ લક્ષમાં લે છે.

સ્પર્શેન્દ્રિયની શક્તિ આખા શરીર ઉપર ફેલાયેલી છતાં અમને એમ જણાય છે કે, આંગળામાં તેનો ખાસ પ્રભાવ છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો આંગળામાં એ ઇન્દ્રિયનું ખાસ નિવાસ-સ્થાન અથવા અભિવ્યક્તિ છે. સારા વૈદ્યો દરદીના શરીર ઉપર આંગળા ફેરવી તેના શરીરાંતર્ગત વ્યાધિનું નિદાન કરી શકે છે, અને વાત, પિત્ત કે કફમાં શેનું પ્રાધાન્ય છે તે કહી શકે છે. કોતરકામ કરનાર તેની બનાવટના કામ ઉપર જરા આંગળાં ફેરવી કયાં અપૂર્ણતા છે તે નક્કી કહી શકે છે. ઊંચા પ્રકારનાં રેશમ અને ઊનની જાતનાં કપડાંનું સ્વરૂપ, બાહોશ પરીક્ષકો આંગળાંથી આંકી તેની કિંમત નક્કી કરે છે. અને જે શાલ આપણે પચીસ રૂપીઆની માનતા હોઈએ છીએ તે હોશિયાર ધંધાદારીઓ પોતાની આંગળીના સ્પર્શથી હજારો રૂપીઆની હોવાનું ચોક્કસ કહી શકે છે. ઊન, રેશમ અને કપાસના વર્ગ પાડનારાઓની બાહોશી પણ આ સ્પર્શેન્દ્રિયની શક્તિ ઉપર અવલંબીને રહેલી હોય છે. કેટલાક અતિ ઉત્કટ સ્પર્શશક્તિવાળા મનુષ્યો આંખથી જોયા વિના હાથ ફેરવીને તે ચીજનો રંગ પણ કહી શકે છે; કેમકે દરેક રંગને પણ અમુક પ્રકારનો સ્પર્શ હોય છે.

સ્વાદેન્દ્રિય સ્પર્શેન્દ્રિયનો એક અતિ વિકાસ છે. ઘણા નામાંકિત વિદ્વાનો સ્વાદેન્દ્રિયને જુદી ઇન્દ્રિય તરીકે સ્વીકારતા નથી. કેમકે ઉભયનું કાર્ય એક સરખું છે. કાંઇ તફાવત હોય તો તે માત્ર સામાન્ય-વિશેષનો છે. શરીરના બીજા ભાગો જ્યારે શીત, ઉષ્ણ,

કર્કશ, મુલાયમ વગેરે ભેદો અનુભવી શકે છે, ત્યારે જીભ તે ઉપરાંત સ્વાદનો અનુભવ કરી શકે છે. આ ભેદ એ માત્ર પ્રમાણનો ભેદ છે પ્રકારનો ભેદ નથી એમ તેઓ માને છે. રસનાપ્રદેશ ઉપર સ્પર્શેન્દ્રિયનો સવિશેષ વિકાસ છે, એથી અધિક કશુંજ ખરી રીતે નથી એમ કહે છે. નાક, કાન, અને આંખના માટે જે ખાસ સંચા કુદરતે તે તે સ્થાનમાં ગોઠવ્યા છે તેવા જીભના પ્રદેશમાં ગોઠવ્યા નથી. જીભ જે જ્ઞાનતંતુથી પોતાનો સંદેશો મનને પહોંચાડે છે તે જ્ઞાનતંતુઓ, આખા શરીરની ચામડી ઉપર પથરાયેલા જ્ઞાનતંતુઓ કરતાં જુદી જાતના નથી. માત્ર જીભના પ્રદેશ ઉપરના જ્ઞાનતંતુઓ સવિશેષ યોગ્યતાવાળા છે. જીભને સ્વાદનું ભાન થાય છે તે માટે કુદરતે તે સ્થાનની આસપાસ અમુક પ્રકારના રસાયણિક દ્રવપદાર્થો ગોઠવી રાખ્યા છે. આ રસ જો જીભને સહાય ન કરે તો સ્વાદ મુદ્દલ લાગતો નથી. મંદવાડમાં દરદીને જીભ તે નીતે છતાં પદાર્થોમાં સ્વાદ નથી આવતો તેનું કારણ એ હોય છે કે, ઉપર્યુક્ત રસોની નિષ્પત્તિ જીભ પાસેના ગ્રંથી સમૂહમાંથી થતી હોતી નથી.

આ ઈંદ્રિય પશુ કરતાં મનુષ્યમાં ઘણી પ્રબળપણે ખીલેલી હોય છે, અને મનુષ્ય મનુષ્યમાં પણ એ શક્તિના વિકાસ પરત્વે ઘણો મહત્ત્વનો ભેદ અનુભવવામાં આવ્યો છે. દરેક પ્રકારના ઘઉં, ચોખા, બાજરી વગેરેમાં એક સરખો સ્વાદ હોતો નથી, છતાં જાડી રસના વૃત્તિવાળાને જમતી વખતે તેવો કાંઈ ભેદ માલૂમ પડતો નથી. દૂધના શોખીનો ઘણી ગાયો માંહેથી અમુક દૂધ અમુક ગાયનું છે એમ ચોક્કસ કહી શકે છે, અને બે ગાયોનું દૂધ ભેગું કરેલું હોય છે તો તે પણ દૂધના સ્વાદથી જાણી શકે છે. આ ઝીણવટ રસના શક્તિની તીવ્રતા દર્શાવનાર છે, અને તે એક પ્રકારનો ઈંદ્રિયવિકાસ છે.

ઘ્રાણેન્દ્રિય જીભની સાથે ઘણો નજીકનો સંબંધ ધરાવનારી

છે. અને કાર્યમાં પણ ઉભયનું સાહચર્ય દૃશ્યમાન થાય છે. જીભ ઉપર પદાર્થનો સ્પર્શ થતાં જ તેના રજકણો ઊડીને ઘ્રાણેન્દ્રિય આગળ હાજરી આપે છે, અને જીભે તેનો સ્વીકાર કરવો કે કેમ તે બાબતની સલાહ પણ તે ઇંદ્રિય મોકલે છે. આ રજકણો નાકના અંદરના પ્રદેશની અંતર ત્વચા ઉપર ચોંટે છે; કેમકે તે ભાગ ભીનાશવાળો અને સ્નિગ્ધ હોવાથી તે દરેક જાતના રજકણોને એકદમ ઝીલી લઇ શકે છે, અને ત્યાં તેની ગંધનું સ્વરૂપ નક્કી થાય છે; અર્થાત્ એ ત્વચા ઉપરના વિશિષ્ટ જ્ઞાનતંતુઓ, રજકણોના સ્પર્શથી ઉત્પન્ન થયેલા આંદોલનોને મન આગળ મોકલી આપે છે, અને મન તેમાંથી અમુક પ્રકારની ગંધનો અર્થ મેળવી લે છે. મનુષ્ય કરતાં પશુસૃષ્ટિમાં આ ઈંદ્રિય બહુ બળવાન હોય છે, કેમકે પશુના આહારના અન્વેષણનો આધાર ફક્ત આ ઇન્દ્રિય ઉપર હોય છે. એમના જીવનનિર્વાહ માટે આ ઈંદ્રિયની શક્તિના પ્રબળ વિકાસની ઘણી આવશ્યકતા હોય છે. આપણામાં પણ એવા અનેક ધંધા છે કે, જેમાં આ ઇંદ્રિયની સૂક્ષ્મતાની ઘણી જરૂર હોય છે. તમાકુ, અત્તર, આસવ, ગંધિયાણું, વગેરેના વેપારમાં માલની પારખનો આધાર આ ઇન્દ્રિયની સૂક્ષ્મતા ઉપર છે. તેમના ધંધાની ફતેહ પણ તેના ઉપર નિર્ભર હોય છે. ઘણા આંધળા માણસો માત્ર ગંધ ઉપરથી અમુક માણસ ફલાણો છે એમ ચોક્કસ રીતે કહી શકે છે.

કર્ણેન્દ્રિય ઉપરની ત્રણે ઇન્દ્રિયો કરતાં ઘણી જટિલ અને સૂક્ષ્મ સંચાકામ વાળી છે. ઉપરની ત્રણ ઇન્દ્રિયો, પદાર્થોનો સાક્ષાત્ સંબંધ થયા પછીજ પોતાના વિષયનું ભાન કરી શકે છે; ત્યારે કર્ણેન્દ્રિયની રચના એવી છે કે, તેનો વિષય બનનાર વસ્તુ ઘણે દૂર હોય છતાં હવામાં પ્રગટતા આંદોલનો રૂપે કર્ણના ગોલક ઉપર તે અથડાય છે, અને તે માંહેનું અદ્ભુત કૌશલ્યપૂર્ણ યંત્ર, તે આંદોલનોને ગ્રહીને મન આગળ મોકલી આપે છે. આત્માએ

બહારની સૃષ્ટિનો હેવાલ મેળવવા માટે ખરેખર, કાનનો આ એક અતિ વિસ્મયકારક સંચો પ્રાપ્ત કર્યો છે. વિજ્ઞાને એમ અનુમાન બાંધ્યું છે કે, આ કર્ણેન્દ્રિય એક સેકન્ડમાં ઓછામાં ઓછા ૨૦ થી ૩૦ આંદોલનો ગ્રહણ કરી શકે છે, અને વધારેમાં વધારે એક સેકન્ડમાં ૩૮૦૦૦ આંદોલનો ઝીલી શકે છે. ધીમા સ્વર કે અવાજના આંદોલનો મંદ વેગવાળા હોય છે અને મોટા અવાજના આંદોલનો ત્વરિત ગતિવાળા હોય છે. ઘણા પશુઓ–ખાસ કરીને ઘોડો–ઘણે દૂરથી શબ્દો સાંભળી શકે છે. કેમકે જીવનસંરક્ષણ માટે આ શક્તિનો વિકાસ તેમને જરૂરનો હોય છે. જંગલી શિકારી મનુષ્યો ઘણે દૂરના પશુઓના પગરવ કળી શકે છે. ગવૈયામાં આ શક્તિની ઝીણવટ ઘણી આશ્ચર્યકારક હદે વિકસી હોય છે. વાચક તેની કલ્પના કરી શકે તેમ છે–તેથી વિવેચનની આવશ્યકતા નથી. પરંતુ એટલું ધ્યાનમાં રાખવાનું કે આ સૂક્ષ્મતા દૂરથી શબ્દો સાંભળી શકવા તેના કરતાં તદ્દન જુદી જ જાતની છે. અર્થાત્ તે શક્તિ અવાજના ભેદો પારખવાની અને તેનું વર્ગીકરણ કરવાની હોય છે.

મનુષ્યનાં શારીરિક બંધારણમાં ચક્ષુ સર્વથી ઉચ્ચમાં ઉચ્ચ અને અત્યંત જટિલ રચનાવાળા જોવામાં આવે છે. બીજી સર્વ ઇન્દ્રિયો કરતાં મન સાથે તે અધિક વ્યવહાર રાખે છે; અર્થાત્ ચક્ષુ અને મન વચ્ચે જાગૃત અવસ્થાના બધા જ કાળમાં સંદેશા ચાલતા જ રહે છે. ઘણે દૂર બનતા વ્યતિકરોને તે પોતાની કક્ષામાં લાવી તેનું ભાન મનને કરાવી શકે છે. વિશ્વનો પ્રત્યેક પદાર્થ અમુક પ્રકારના આંદોલનોની ગતિમાં હોય છે. આ આંદોલનો ઉપરના પ્રકાશનાં કિરણો, ચક્ષુના પ્રદેશ ઉપર અથડાવાથી તે પ્રદેશના જ્ઞાનતંતુઓમાં એક પ્રકારનો ક્ષોભ ઉત્પન્ન થાય છે; આ ક્ષોભનો અર્થ મન તેના વિકાસ અનુસાર કરીને તે તે પદાર્થનું

બાહ્યસ્વરૂપ નક્કી કરે છે. દાખલા તરીકે હું આંહીંથી એક વૃક્ષ જોઉં છું. તેમાં વસ્તુતઃ હું વૃક્ષને પોતાને સીધી રીતે જોતો નથી, પરંતુ તે વૃક્ષ આંદોલનની જે કળામાં છે તે આંદોલનોને, વૃક્ષ ઉપરના પ્રકાશનાં કિરણો, મારા ચક્ષુપ્રદેશની મર્યાદામાં લાવી રજૂ કરે છે, અને તે કિરણોના ત્યાં અથડાવાથી તે પ્રદેશગત વિશિષ્ટ જ્ઞાનતંતુઓમાં એક પ્રકારનો ક્ષોભ, ગતિ, વિકાર, અથવા સ્પંદન ઉત્પન્ન થાય છે. આ ક્ષોભનો મારા મન વડે જે અર્થ ઉત્પન્ન થયો તે વસ્તુતઃ મારૂં વૃક્ષનું જોવાપણું છે. ખરી રીતે બધી જ ઇન્દ્રિયોના વિષયોની બાબતમાં આપણે બહારની સૃષ્ટિનું અપરોક્ષ સીધું દર્શન કરી શકતા નથી, પરંતુ બાહ્ય વિશ્વનું મન અને ઇન્દ્રિયો મારફત ઉત્પન્ન થતું એક પ્રતિબિંબ જોઈએ છીએ. ઘણાજ થોડા મનુષ્યોને એ ખ્યાલ હોય છે કે, આપણું જીવન કેવળ આંતરિક છે; કેમકે તમે જે કાંઈ જુઓ છો, સાંભળો છો, ચાખો છો, સૂંઘો છો અને સ્પર્શો છો તે મનમાં જ ચિત્રો છે, અને તે ચિત્રો ઇન્દ્રિયોમાં રહેલા ખાસ પ્રકારના જ્ઞાનતંતુઓમાં ઉપસ્થિત થતાં ક્ષોભથી ઉત્પન્ન થયેલાં હોય છે.

મનુષ્યની ચક્ષુ પ્રકાશની અમુક જ કળા degree ના આંદોલનો ગ્રહણ કરવા માટે લાયક હોય છે. વિજ્ઞાનનું એમ માનવું છે કે મંદમાં મંદ પ્રકાશના આંદોલનો એક સેકન્ડમાં પિસ્તાળીસના આંકડા ઉપર તેર મીંડાં ચડે એટલી સંખ્યામાં હોય છે, અને જ્વલંતમાં જ્વલંત પ્રકાશના આંદોલનો એક સેકન્ડમાં પંચોતેર ઉપર તેર મીંડા ચડે એટલી સંખ્યામાં હોય છે. ઉપરની સંખ્યાથી ઓછા અથવા વધારે આંદોલનોવાળો પ્રકાશ મનુષ્યના ચક્ષુની મર્યાદામાં આવતો નથી. જોકે અમુક પ્રકારના યંત્રોવડે તે પ્રકાશની ગતિ અને સ્વરૂપ નક્કી કરી શકાય છે. ઉપરની સંખ્યાથી વધારે અથવા ઓછા આંદોલનોવાળો પ્રકાશ, બન્ને એક સરખી રીતે

આપણને અંધકાર રૂપે ભાસે છે; કેમકે તે સંખ્યાથી ઓછા આંદોલનોવાળો મંદ પ્રકાશ આપણી ચક્ષુ ઉપર કાંઇજ અસર ઉપજાવતો નથી અને તે કરતાં વધારે આંદોલનોવાળો પ્રકાશ ઝીલવા માટે આપણી ચક્ષુ નાલાયક હોય છે.

જુદા જુદા ભાસતા રંગોનું સ્વરૂપ પણ તે તે પદાર્થોના આંદોલનની ગતિ વડે નિર્માય છે. એ આંદોલનોની ગતિમાં ઓછા વત્તાપણું થતાં આપણી દૃષ્ટિમાં રંગનો પણ ફેરફાર ભાસે છે. બુદ્ધિમાનો કહે છે કે, લાલ રંગ સર્વ કરતાં ન્યૂન આંદોલનો વાળો હોય છે, અને જાંબુડિયો violet સર્વ કરતાં ત્વરિત આંદોલનોવાળો હોય છે. પીળો, નારંગી, લીલો, આસમાની વગેરે મધ્યમ ગતિવાળા હોય છે.

ઉપર પ્રમાણે ઇન્દ્રિયનાં સ્વરૂપની સંક્ષિપ્ત રૂપરેખા છે. આત્માને જ્ઞાનોપાર્જન માટે નિસર્ગશક્તિએ મન અને ઇન્દ્રિયના અદ્ભુત યંત્રો અર્પેલા છે, અને રચનાનું કૌશલ્ય જેમ બારીકાઈથી જોઈએ છીએ તેમ તેમ આશ્ચર્ય અને આનંદમાં અધિક અધિક નિમગ્ન થતા જઈએ છીએ. આપણને જ્ઞાન મેળવવાની ખરી જિજ્ઞાસા હોય તો આ સંચાકામને બને તેટલી ઉત્તમ સ્થિતિમાં નિભાવવા આપણે સર્વદા તત્પર રહેવું જોઈએ, એટલુંજ નહિ પણ તે સંચાને ખીલવીને તેને બને તેટલો અધિક બળવાન, કાર્યકર, અને આજ્ઞાનુસારી બનાવવો જોઈએ. મન અને ઇન્દ્રિયોને આત્માના વિકાસમાં કેવી રીતે સહાયક બનાવવા, તેની ખિલવટ કરીને તે દ્વારા આત્માને પરમ ઉન્નતિના માર્ગે કેવી રીતે વાળવો એ એક જુદાજ લેખનો વિષય થઈ શકે છે. અત્રે અમે મન અને તેનાં બાહ્ય સાધનો-ઇન્દ્રિયોની-અલ્પ વિવેચના પૂર્વક વિરમીએ છીએ.

# (૧૨)

# અનાસક્તિયોગ*

## અથવા

## અબંધ યોગ

વિશ્વ ઉપરના બધાં દર્શનો અનેક બાબતોમાં એકબીજાથી ામે તેટલાં વિરોધી હોય છતાં એક વિષય પરત્વે તો તેમનું મધાનું મળતાપણું જોવામાં આવે છે. તે વિષય એ છે કે વાસ્તવ નુષ્ય પ્રયત્નનો અંતિમ ઉદ્દેશ માત્ર એકજ છે. એકજ પ્રાપ્તવ્યની શોધમાં પ્રાણી માત્ર લાગેલા છે. એકજ ઇષ્ટ સ્થિતિ તરફ તે સર્વના પગલાં ગતિ કરી રહ્યાં છે. જુદા જુદા કાળમાં જુદા જુદા દેશોમાં

---

* પ્રથમાવૃત્તિમાં આ લેખનું મથાળું 'આસક્તિ રહિત કર્મ' એ પ્રમાણે છપાયેલ છે. પરંતુ 'આસક્તિ રહિત કર્મ' અને 'અનાસક્તિ-યોગ' એ બેમાં મને પોતાને તાત્ત્વિક ભેદ જરાય લાગતો ન હોવાથી આ લેખ ઉપર 'અનાસક્તિયોગ' નો 'તાજ' ચડાવવાની લાલચ હું રોકી શક્યો નથી. આખો લેખ વાંચ્યા પછી વાંચક પોતે જ આ જાતના ફેરફારને સાર્થક ગણશે.

સંપાદક

જુદી જુદી પ્રકૃતિના મનુષ્યોને અનુકૂળ થાય તેવા પ્રકારે તે તે દેશકાળમાં પ્રવર્તતા સંયોગો, પરિસ્થિતિઓ અને જનવિકાસને દૃષ્ટિમાં રાખીને જ્ઞાનીજનોએ જુદા જુદા માર્ગો ઉપદેશ્યા છે. એ બધા માર્ગો અને ઉપદેશો ઉપરથી તે તે દેશકાળની ભાવનાઓના પડ ઉતારી લેવામાં આવે તો પાછળ જે તત્ત્વ અવશેષ રહે છે તે તત્ત્વ સર્વધર્મો, દર્શનો મતમાતાંતરો અને સંપ્રદાયોને એક સરખી રીતે ગ્રાહ્ય થઇ શકે તેવા હોય છે. તેમ છતાં પણ એ એકજ ઉદ્દેશને સિદ્ધ કરવા માટે જુદી જુદી પ્રકૃતિના મનુષ્યો માટે જુદા જુદા માર્ગોનું નિર્માણ થયેલું જણાય છે. જેમ વ્યવહારમાં તેમ પરમાર્થિક માર્ગમાં પણ મનુષ્ય પોતાની પ્રકૃતિને, સ્વભાવગત લક્ષણોને છોડી શકતો નથી. આથી મૂળ તત્ત્વને સમજ્યા છતાં પણ તે તત્ત્વના સાક્ષાત્કાર માટે મનુષ્યે પોતાની પ્રકૃતિને અનુસરતા માર્ગનું અવલંબન કરવું જોઈએ, અને તેમ ન થાય તો તે માર્ગ તેને અત્યંત વિષમ, દુઃખમય, અને કંટાળા ભરેલો તેને જણાયા વિના રહેતો નથી. પ્રકૃતિ અથવા સ્વભાવ એ કાંઇ આકસ્મિક ઘટના નથી. પરંતુ મનુષ્યે પૂર્વભવોમાં જે માર્ગનું અવલંબન કરેલું હોય છે, અથવા કાર્ય અને ભાવનાના જે રસ્તા ઉપર થઇને તેણે પોતાની ઉન્નતિ સાધી હોય છે તેનું પરિણામ હોય છે. પ્રકૃતિ અકસ્માતથી આંધળિયે ટપે બંધાયેલી હોતી નથી, પરંતુ ગતજન્માંતરોની તે તે માર્ગની પ્રવૃત્તિનું કુદરતી પરિણામ છે. આપણા વિકાસક્રમની પ્રત્યેક ભૂમિકાએ મોક્ષ–પાટણ તરફના માર્ગમાં પગલે પગલે આપણી પ્રકૃતિને દૃષ્ટિમાં રાખવી અત્યંત આવશ્યક છે; કેમકે તે એક અત્યંત સત્ય ઘટના છે–મિથ્યા ભ્રાન્તિવાળી વસ્તુ નથી. પ્રકૃતિના માર્ગે પ્રવર્તવાથી આપણે ઓછામાં ઓછા શ્રમે અધિકમાં અધિક બદલો મેળવી શકીએ છીએ. અને ઇષ્ટ પથમાં મુસાફરીનો શ્રમ આપણને મુદ્દલ જણાતો નથી. શ્રમ માત્ર પ્રકૃતિથી વિરુદ્ધ કાર્ય કરવાથી જણાય છે. આ સાહજિક નિયમને લક્ષમાં રાખીને જ, શાસ્ત્રકારે એકજ પરમ પ્રાપ્તવ્યને માટે

જુદા જુદા માર્ગોનું વિધાન કરેલું છે, અને જુદી જુદી પ્રકૃતિના મનુષ્યોને બંધ બેસતી થાય તેવી સુંદર યોજના કરી છે.

આ માર્ગોમાંથી એક માર્ગ એ છે કે આત્મામાં રહેલી શક્તિઓને વિકસાવવી, અર્થાત્ સંકલ્પ-બળ 'will power' વડે આપણી માનસિક શક્તિઓ ઉપર આધિપત્ય સ્થાપવું, આપણી પ્રકૃતિના અધો અંશને કાબૂમાં લેવો, મનને વાસનાના માર્ગ ઉપર જતા અટકાવી ઈષ્ટમાં વળગાડી દેવાનું સામર્થ્ય સ્ફુરાવવું અને તે સંયમી મનની સહાય વડે આત્માના વિકાસનો પરમ ઉદ્દેશ સિદ્ધ કરવો. આ માર્ગનું નામ 'મનોનિગ્રહશાસ્ત્ર' રાખીએ તો ચાલે તેમ છે. આપણા પ્રાચીન શાસ્ત્રકારોએ એ માર્ગને રાજયોગ એવા નામથી સંબોધેલ છે, પણ આપણે અત્યારે નામ સાથે સંબંધ નથી–માત્ર વસ્તુ સાથે છે.

બીજો માર્ગ બુદ્ધિમાન પ્રકૃતિના મનુષ્યોને અનુકૂળ થાય તેવો છે. આ વિશ્વનો મહાપ્રશ્ન બુદ્ધિના વ્યાપારોથી, તર્કોથી, શોધખોળથી ચિંતનથી, વિજ્ઞાનથી અને એવા માનસ પ્રયત્નોથી ઉકેલવાનો તે માર્ગ છે. ફિલસૂફો, તત્ત્વજ્ઞો, મનોવિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસકો અને સતેજ બુદ્ધિના સ્ત્રી પુરુષો એ માર્ગનું અવલંબન વિનાશ્રમે લઈ શકે છે. એમણે ખિલાવેલી બુદ્ધિ-પ્રકૃતિને 'intellectual temperament' એ માર્ગ બહુ બંધબેસતો જણાય છે. આ માર્ગને આપણા પૂર્વ સહાજનોએ 'જ્ઞાનયોગ' નામ આપેલું છે.

વળી એક માર્ગ ઈશ્વર પ્રત્યેના અસાધારણ પ્રેમ અને ભક્તિભાવનો છે. સર્વ જીવનનું મૂળ, પ્રાણીમાત્રનાં જ્ઞાતવ્ય, પ્રાપ્તવ્ય અને કર્તવ્યની પરમ અવધિરૂપ ઇશ્વરની સાથે પ્રેમના બળથી એકતા સિદ્ધ કરવી તે આ માર્ગની વિશિષ્ટતા છે. આ માર્ગને 'ભક્તિયોગ નામ અપાયેલું જોવામાં આવે છે. અને તેને યોગથી જુદી

શાખા તરીકે માનવામાં આવે છે. પરંતુ અમે ભક્તિના માર્ગને જુદો માર્ગ માનતા નથી. અમે નથી સમજી શકતા કે એક મનુષ્ય ગમે તે માર્ગનું અવલંબન કરે પણ તે માર્ગમાં, ઇશ્વર પ્રત્યે તેનું હૃદય પ્રેમ અને ભક્તિથી ભરેલું ન હોય તો તે માર્ગનું અનુશીલન તે કેવી રીતે કરી શકે ? મનુષ્ય ગમે તે માર્ગ ગ્રહણ કરે, તેની પ્રકૃતિને અનુકૂળ એવા ગમે તે રસ્તે પારમાર્થિક શ્રેય સાધે, પરંતુ તે પ્રત્યેક માર્ગમાં તેનું અંતઃકરણ પ્રભુ પ્રત્યે પ્રેમથી પરિપૂર્ણ હોવું જ જોઈએ અગર તેમ ન હોય તો તે મનુષ્ય તે માર્ગ તરફ દોરાય જ નહીં. જેમ વ્યવહારમાં મનુષ્ય ગમે તે ધંધો—નોકરી કરે પણ તે દરેકમાં તેનું મન પૈસા પ્રત્યે રુચિવાળું હોવું જ જોઈએ, તેમ ન હોય તો તે ધંધો કે નોકરી કરી શકે જ નહીં તેજ પ્રમાણે પરમાર્થ—માર્ગમાં પણ મનુષ્યનું મન ઇશ્વર પ્રત્યે પ્રેમયુક્ત ન હોય તો કોઇ પણ માર્ગમે પ્રવૃત્તિ કરી શકે જ નહીં. આથી દરેક માર્ગમાં પ્રેમ અને ભક્તિ તો આવશ્યક અંગ તરીકે અનિવાર્ય જ છે, અને તેથી તે માર્ગને જુદા માર્ગ તરીકે અમે સ્વીકારતા નથી.

શાસ્ત્રકારોએ એક બીજો માર્ગ 'આસક્તિ રહિત કર્મ' ને સ્થાપેલો છે. આ માર્ગ એ શિખવે છે કે, મનુષ્ય સંસારમાં રહેવા છતાં, સંસારનું પ્રત્યેક કાર્ય ધ્યાનપૂર્વક કાળજીથી કરતો હોવા છતાં, તે અબંધપણે કેવી રીતે રહી શકે. આત્મબંધ રહિતપણે—ઉદાસીનપણે—સમભાવપૂર્વક સંસારના કાર્યો કરવા બાબત શાસ્ત્રોમાં સ્થળે સ્થળે ઉલ્લેખ જોવામાં આવે છે. આ માર્ગને અન્ય દર્શનોમાં 'કર્મયોગ' કહેવામાં આવે છે. આપણે તેને 'અબંધયોગ' નામ આપીશું. આ યુગમાં આ માર્ગ અધિક અનુકૂળતાવાળો અમને જણાય છે. વર્તમાન જમાનામાં મનુષ્યોને અસાધારણ બુદ્ધિગત ચિંતન, મનન, અને તત્ત્વ શોધન માટે ભાગ્યેજ અવકાશ રહેતો જણાય છે. મનોનિગ્રહ પણ તેજ પ્રકારે જનસમાજના મોટા ભાગ માટે દુષ્કર અને કઠિન જણાય

છે. વ્યવહારના બધાં કાર્યો કરવા છતાં નવા કર્મોની જાળમાં ન ફસાવું, અને તે સાથે જૂના કર્મો અને સંસ્કારોને નષ્ટ કરતાં જવું એ આ યુગમાં સૌ કરતાં અનુકૂળ રસ્તો જણાય છે. આથી આ સ્થળે અમે એ વિષયના વિવેચનમાં ઊતરવાનું યોગ્ય વિચાર્યું છે.

તેમ છતાં અમારે આ સ્થળે કહેવું જોઈએ કે, મનુષ્ય પોતાની પ્રકૃતિને અનુકૂળ પડે તેવો ગમે તે માર્ગ ગ્રહણ કરે છતાં તે સ્વીકારેલા માર્ગ સિવાય અન્ય માર્ગો તરફ તે લેશ પણ ઉપેક્ષા રાખે એ અયોગ્ય અને હાનિકર છે. મોક્ષમાર્ગના બધા ફાંટાઓ એક બીજા સાથે એવા સંકળાયેલા છે કે, કોઈ પણ મુમુક્ષુ તે સર્વમાંથી એક પણ ફાંટાનો અનાદર કરે, તો તે ચાલી શકે જ નહિ. સર્વ માર્ગોની યોગ્ય કદર તેણે બૂજવી જોઇએ. દરેકનું રહસ્ય અને સારતત્ત્વ તેણે સમજવું જોઇએ; પરંતુ એ સર્વમાંથી એક માર્ગનું પ્રાધાન્ય તેના અંતઃકરણ ઉપર હોવું જોઇએ.

'અબંધ યોગ' અથવા આસક્તિ રહિતપણે વ્યવહારપ્રવૃત્તિના વિજ્ઞાનમાં ઊતરતાં પહેલાં અમારે એક વાત સ્પષ્ટપણે પ્રતિપાદન કરવાની રહે છે. આ બધા શિક્ષણનું, યોગ માર્ગના અવલંબનનું, વિવિધ પ્રકારની ક્રિયાઓનું, વિધિઓનું, આચરણોનું અંતિમ લક્ષ્ય શું છે? એ બધાનો અર્થ શું? આ સર્વ પ્રયત્નોદ્વારા આત્મા કઈ વસ્તુ શોધે છે? જીવનનો, સંવર્ધનનો, વિકાસનો, ઉન્નતિનો અર્થ શું? પ્રાણીમાત્રનો વિરામ રહિત પ્રયત્ન છેવટ કયા ફળનો દાવો રાખે છે? આ બધા પ્રશ્નો પ્રત્યેક મુમુક્ષુના હૃદયમાં સ્વાભાવિકપણે પ્રકટે છે. ઘણા લોકો એ સવાલનો ઉત્તર માગે છે. મહાજનોએ એ પ્રશ્નોનો ઉત્તર ગતકાળમાં આપેલ છે. અમે એ ઉત્તર ટૂંકામાં આપીશું. અને તે આ છે:—

## જીવનનો પરમ ઉદ્દેશ–અંતિમ ધ્યેય

મનુષ્ય પ્રયત્નનો ચરમ ઉદ્દેશ એ છે કે, આત્માનો વિકાસ કરી આખરે તેનો પરમ–આત્મામાં લય કરવો. અર્થાત્ ઇશ્વર સાથે તેનો અભેદભાવ–એક્તા સિદ્ધ કરવી. આપણા વ્યક્તિભાનને અર્થાત્ જેને આપણે 'હું' કહીએ છીએ, તેને એક પરમ સમરસ ચૈતન્યઘનમાં–ઇશ્વરમાં–અભેદપણે પરિણમાવવું. મનુષ્ય પ્રયત્નનો પરમ લક્ષ્ય એ પ્રમાણે સર્વ શાસ્ત્રકારો, તત્ત્વજ્ઞો જાહેર કરે છે.

કેટલાક એમ માને છે કે, મનુષ્ય–જીવન અને મનુષ્ય–પ્રયત્નનો ઉદ્દેશ સુખ છે. આમ માનવું પણ એક પક્ષે વાજબી છે. પરં શરત એટલી કે તે સુખ આત્માનું ખરું વાસ્તવ સુખ હોવું જોઇએ. અને ખરું સુખ એકજ પ્રકારનું હોઈ શકે. પણ જો એ સુખ શબ્દ વડે મનુષ્યોને સંસાર આપી શકે છે તેવા ક્ષણિક, ચંચળ, ભોગજન્ય આનંદો ઇષ્ટ હોય તો અમે એ ઉદ્દેશ સાથે એકમત નથી. ક્ષણસ્થાયી ભોગસામગ્રીમાંથી ઉદ્‌ભવતું સુખ એ માત્ર ક્ષણસ્થાયી જ છે. અને તેવા સુખને જેઓ પોતાના જીવન અને પ્રયત્નના ઉદ્દેશ તરીકે સ્થાપે છે, તેમને આખરે જણાયા વિના રહેતું નથી કે, એ ઉદ્દેશની પાછળ દોડવું એ ભૂતના ભડકાની પાછળ દોડવા જેવું છે. સાંસારિક સુખ કોઇ કાળે મનુષ્યોએ પોતાની મુઠ્ઠીમાં પકડ્યાનું–તેને પ્રાપ્ત કર્યાનું કોઇએ સાંભળ્યું કે જોયું નથી. એ સુખ દેખાય છે ખરું પણ આપણી પકડમાં આવી શકતું નથી. ભૂતના ભડકાની પેઠે તે હંમેશા આપણાથી સહેજ દૂરનું દૂર રહેછે. પદાર્થોમાં ખરું સુખ કોઈ દિવસ મળી શકે તેમ છે જ નહિ. દેખાવમાં ગમે તેટલું એ સુખરૂપી ફળ સુંદર અને આકર્ષક લાગવા છતાં તેને સ્પર્શતા તે રાખની ઢગલી બની જાય છે. સ્ત્રીનો વેશ ધારણ કરેલી નાટકની સુંદરીઓ જેવું એ સુખ માત્ર નજરને જ મોદ ઉપજાવનારું છે. વસ્તુતઃ તે સુખપ્રદ નથી. કાંઈક સુખનો ખ્યાલ એ પદાર્થોની

પાછળ દોડતાં દરમિયાન મળે છે ખરો, પરંતુ જ્યારે તે પદાર્થને પકડ્યો કે તુરત તેની સુખરૂપતા અદૃશ્ય થાય છે. એ ફળમાંથી સૂકી દ્રાખ સિવાય કશું જ નીકળતું નથી. આપણે જે પદાર્થમાં સુખપ્રદપણું કલ્પી તેને મેળવવા દોટ કાઢીએ છીએ તે પદાર્થ ગમે તેવો મહાન હોય, તો પણ પરિણામ ઉપર કહ્યું તે વિના અન્ય એકે પ્રકારે સંભવતું નથી. સાંસારિક પદાથ એ આખરે સાંસારિક જ રહે છે. અને હાથમાં પકડતાં જ તે રસહીન બની જાય છે. એ પદાર્થો માત્ર મર્યાદિત દેશ અને કાળમાં જ મર્યાદિત નામ–રૂપ વાળી વસ્તુઓ છે. અને તે બધા પોતાની મુદત પૂરી થયે પોતાના નામ અને રૂપને પોતાના સ્વરૂપમાં પાછા ખેંચી લે છે. આપણે તેને મરી ગયું અથવા અદૃશ્ય થયું માનીને દિલગીર બની જઈએ છીએ; પણ જે પદાર્થ મરવાના સ્વભાવવાળો છે તેને મરવા વિના કેમ ચાલે ? તમારે એવું સુખ જોઇતું હોય કે જે કદી પણ મરે જ નહિ તો પછી તમારે એવું કાંઇ શોધવું જોઈએ કે, જે શાશ્વત હોય–કોઈ કાળે નાશ પામવાના સ્વભાવવાળું ન હોય. ભૌતિક સુખનું છેવટનું ભાવિ તો એક જ પ્રકારનું હોઇ શકે અને તે એ કે વિનાશ.

અને તેમ છતાં આ બધો પ્રચંડ જીવન–કલહ દુઃખ, દર્દ, પ્રયત્ન અને અશ્રાન્ત અવિરતપ્રવૃત્તિનો કાંઈક ઉદ્દેશ છે. તે સાવ નિરર્થક નથી. તે ઉદ્દેશ એ છે કે આત્મા, એ બધા દ્વારા પોતાના સ્વરૂપને જોતાં અનુભવતાં અને મેળવતાં શીખે. એ સર્વનો અંતિમ હેતુ, આખરનો લક્ષ્ય, છેવટનો ઉદ્દેશ આત્મ સાક્ષાત્કાર 'Self-realization' છે. એટલા જ માટે આપણે થોડો કાળ અમુક ચીજ કે પદાર્થની પાછળ શ્વાસભર દોડીએ છીએ; અને વળી તેને પડતું મૂકી બીજા પદાર્થ પાછળ પડીએ છીએ. અને એ પ્રમાણે દોડતી વખતે બધો વખત આપણે એમ માનતા હોઇએ છીએ કે, આપણને તે તે પદાર્થની અનિવાર્ય જરૂર છે. અને તે જ સાથે છેવટે એમ પણ

માનવું પડતું હોય છે કે એની કાંઈ જરૂર ન હોતી એના વિના ખાસી રીતે નભી શકત, નકામી માથાકૂટ કરી. આપણુને વાસના રૂપી એવી એક ભૂખ વળગી છે કે, જે કદી પણ તૃપ્ત થઇ શકે તેવી નથી; એવી તરસ છે કે, જે કદી પણ છીપી શકે નહિ. જીવનના સર્વ અનુભવો આપણે ભોગવીએ છીએ. તેમાં કેટલાક અનુભવો અતિ રસભેર, ઉત્કટપણે, તીવ્ર ભાવે, ભોગવીએ છીએ. અને કેટલાક મંદપણે, વેઠ ઉતારવાની માફક સુસ્તીથી, ભોગવીએ છીએ. પણ એ બધું ભોગવાઈ ગયા પછી જણાયા વિના રહેતું નથી કે, તે ભધા ભોગાનુભવો—તીવ્ર અને મંદ, ઉત્કટ અને સુસ્ત—બધા પડછાયા જેવા ભ્રમ ઉપજાવનારા હતા. તેમાં કાંઈ સ્થાયી કે સ્થિર ન હતું. હૃદય ઉપર અમુક સરકાર મૂકી, એ બધા પડછાયા અળપાઇ ગયા. એ માંહેનું કશું ધ્રુવપણે સત્ય ન હતું. અને તેમ છતાં એ બધા અસત્ય પડછાયા હોવાનું અનુભવતા અને માનતા છતાં એ વાસનાની ક્ષુધાનો અગ્નિ ઓલવાતો નથી. એ ભૂખ અને તરસ નિરંતર આપણુને ત્રાસ આપ્યા જ કરે છે. અને નવા નવા પ્રયત્નોની દિશા તરફ આપણુને, રાજીથી કે કરાંજીથી દોરીને લઇ જાય છે. એ વાસનારૂપી લાકડીની આરનો ઘોદો પ્રત્યેક ક્ષણે આપણા મર્મ ઉપર વાગતો જ રહે છે. ક્ષણ પણ આરામની વાતનો સંભવ સરખોય આવતો નથી. આ પ્રમાણે ક્યાં સુધી રહેશે? પ્રિય બંધુ! એ પ્રશ્નનો ઉત્તર આ પ્રમાણે છે. જે પદાર્થની તમે શોધમાં છો તે પદાર્થમાં તમે કલ્પેલું સુખ તમારા ભીતરમાં જ છે એમ જ્યાં સુધી તમે શીખશો નહિ ત્યાં સુધી એમ જ રહેવાનું નિર્માણ છે. 'સુખ અંતરમાં છે, બહાર નથી.' એ સત્યનું જ્યારે મંદ અને સહેજ સરખું પણ સ્ફુરણ હૃદયમાં અનુભવાયા પછી આપણે તદ્દન જુદા જ સ્વરૂપમાં પલટાઈ જઈએ છીએ. એ એક જ અનુભવનો પાઠ શીખવા માટે જીવનના સર્વ પ્રયત્નનો ઉદ્દેશ છે.

'સુખ અંતરમાં છે, બહાર શોધવાથી તે મળવાનું નથી' એમ જ્યાંસુધી નિશ્ચય ન થાય ત્યાંસુધી આત્મા કોઇ કાળે રસમયતાનો અનુભવ કરી શકે નહિ, ત્યાંસુધી વિકલવૃત્તિનો કોલાહલ મચ્યો જ રહેવાનો. નિર્વેદ, નીરસમયતા, બેચેનપણું એ બધાનો પરિહાર કરવા માટે–જીવનમાં કોઈ પ્રકારની રસમયતા આણવા માટે, આપણે વિવિધ પ્રવૃત્તિઓ યોજીએ છીએ; નવા નવા મુદ્દા ઉઠાવીએ છીએ; નવા નવા તંત્રો આરંભીએ છીએ; પણ જે અર્થે એ બધું થાય છે તે અર્થ 'સુખ' –તે તો આપણાથી છેટું ને છેટું જ રહે છે. જીવનની નીરસમય સ્થિતિ દૂર કરવા અને સુખ મેળવવા કોઇ લોકો ખાનપાનમાં, દારૂ અને વ્યભિચારમાં; કોઇ રંગ રાગમાં, વિલાસ વૈભવ, નાટક–ચેટક અને મનગમતા વિહારમાં ઝુકાવે છે; કોઇ બુદ્ધિ કે સમૃદ્ધિની જાળ વિસ્તારવામાં, કોઇ કાવ્ય તરંગના આનંદ–ઉલ્લાસમાં એમ વિવિધ સ્થૂલ સુક્ષ્મ પ્રવૃત્તિઓ યોજેછે. એકમાં 'મજા' ન આવી તો બીજું, બીજામાં 'મજા' ન પડી તો વળી ત્રીજું, એમ 'ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલે' એવી દર્દમય ચલવિકલ વૃત્તિ વધ્યા કરે છે. એ બધો પ્રયત્ન દુઃખ, નિર્વેદ, બેચેની અને કંટાળાનો પરિહાર કરી સુખ અને રસમયતા મેળવવા અર્થે થાય છે. પણ તે કોઈ કાળે કોઇને મળી છે? નહિ જ. કારણ? સુખ બહાર નથી, અંતરમાં છે માટેજ.

આ જમાનાનો મોટો ભાગ આંખો મીચી, બેભાન બનીને સુખની પાછળ દોડી રહ્યો છે. ઘડીમાં તેઓ આ દિશામાં, તો ઘડીમાં પેલી દિશામાં; ઘડીમાં આ ચીજને અજમાવે. તો ઘડીમાં પેલી ચીજને અજમાવે; અને તે બધું કરવા દરમિયાન તેઓ મૂર્ખ બનીને એમ માનતા હોય છે કે, હું જેની શોધમાં છું તે હવે લગભગ હાથમાં આવી ગયું છે. આ જરા આગળ વધીને પકડું એટલી વાર છે. પછી મને સુખ, શાંતિ, આરામ અને

રસ મળવાનો. જો કે તેઓ પુનઃ પુન નિરાશ બને છે, આશા પ્રમાણે કશું જ સુખ કે શાંતિ મેળવી શકતા નથી, તો પણ તેની શોધમ તેઓ એકજ સરખી પ્રબળ ખંત અને ઉત્સાહથી મંડયા રાં છે. વારંવાર નિરાશા મળવા છતાં શાથી તેઓ નિરુત્સાહી ન થત લાગ્યાં રહે છે ? કારણુ એજ કે આત્મા વાસ્તવ સુખને ચાહે છે 'કાંઇક' આવશ્યક છે અને તે મેળવ્યા વિના છૂટકો નથી, એ અંતરમાથી ધ્વનિ ઊઠયા જ કરે છે. પણ એ 'કાંઇક' કયા સ્થાને છે તે વિચારવા મનુષ્ય રોકાતો નથી. માત્ર અંધસંજ્ઞાથી–ઓલખાં મુઠીઓ વાળી દોડાદોડ કરી મૂકે છે. જેમ જેમ આત્મા વિકાસ અં ઉન્નતિ મેળવતો જાય છે તેમ તેમ ધીરે ધીરે તેને માલૂમ પડતું જાય કે પોતે શું શોધે છે, અને તે શોધનો વિષય કયાં રહેલો છે. પછ તે બુદ્ધિપૂર્વક, ઉપયોગસહવર્તમાનપણે વસ્તુસ્વરૂપની ભાવના મેળવે છે છેવટે અનેક અનુભવોના અંતે તે મનુષ્ય જ્યાં એ વસ્તુ રહેલી છે તે પ્રદેશમાં–અંતરમાં–વળે છે. અત્યારસુધીના તેના ગાંડપણુ અં બેવકૂફી ઉપર પછી તેને હસવું આવે છે. પછી તે ખરા અર્થમ સમજે છે કે આ બધાનો ઉદ્દેશ એક જ છે અને તે એ કે, સ્વરૂપન શોધ. ત્યાંજ સુખ, શાંતિ અને આરામ છે. સર્વ અનુભવોનું, પ્રયત્નોનું કલહનું આખરનું ફળ એ નિશ્ચયરૂપે હોવું જોઈએ કે, સુખ અંતરમ છે–બહાર નથી. આવો નિશ્ચય જેટલે અંશે આપણા હૃદયમાં જા છે તેટલે અંશે આપણે મનુષ્ય મટી દેવ બનીએ છીએ. બંધનમુક બનીને સંસાર અને સંસારની ચીજોને તેના ખરા અર્થમાં અ ખરા રૂપમાં જોઇ શકીએ છીએ.

ઘણા અર્ધદગ્ધ મનુષ્યો એમ કહે છે કે "એ તમારી વા બધી ઠીક છે. હિંદુસ્થાન માંહેના બધા જ દર્શનો અને ધ એક અવાજે એ વાત ડિંડિમનાદથી પોકારી રહેલ છે, પરંતુ પાશ્ચિમાત્ય સંસ્કૃતિ અને સભ્યતાના જમાનામાં એ તત્ત્વજ્ઞાન હ

અમારી જીવનઘટના સાથે અનુકૂળ થાય તેમ રહ્યું નથી. પૂર્વકાળમાં જ્યારે આર્યાવર્તના મનુષ્યોને બીજો કાંઈ લાંબો ઉદ્યોગ કે વ્યવસાય ન હતો, અને માત્ર અનાજ વાવી તેની પેદાશ ઉપર તેઓ ગુજારો ચલવતા તે વખતે આ તમારું તત્ત્વજ્ઞાન કદાચ વાજબી હશે, કેમકે લોકોને જ્યારે બીજો કાંઈ ધંધો પાણી હોતા નથી, ત્યારે આલોક, પરલોક, આત્મા, પરમાત્મા, બ્રહ્મ, ઇશ્વર અને એવી બીજી ભગવાનના ઘરની ભાંજગડ તેઓ ગોઠવ્યા કરે છે, પણ હવે એ યુગ વીતી ગયો છે, હવે એ શુષ્ક ભાવના કોઈને પોસાય તેમ નથી."

આ વાત જો ખરી હોય તો, અને અમે પ્રતિપાદન કરેલું સત્ય માત્ર અમુક દેશકાળના જનમંડળને જ લાગુ પડી શકે તેવું હોય, તો એ સત્ય નથી, પરંતુ અસત્ય અથવા અર્ધસત્ય છે. જે સત્ય પ્રત્યેક આત્માને પ્રત્યેક દેશમાં અને પ્રત્યેક કાળમાં લાગુ પડે નહિ, તે સત્યનો અત્યારે જ બહિષ્કાર કરી દેવો વાજબી છે. એ સત્ય સનાતન સત્ય નહીં પરંતુ ક્ષણિક અને ચંચળ ભ્રાન્તિ માત્ર છે. ઉન્નતમાં ઉન્નત અને અધમમાં અધમ એ સર્વના સંબંધે સનાતન સત્ય તો એક સરખું સમાન હોવું ઘટે છે. અનંત વિશ્વમાંથી એક પણ આત્માને એ લાગુ પડવામાં વાંધો રહેતો હોય તો એ સત્યને તરછોડીને દૂર કરવા જેવું છે. કેમકે એ સત્ય પોતાના આશ્લેષમાંથી એક આત્માને બહાર રાખે છે, અને એ બહાર રહેલો આત્મા આખા વિશ્વ સાથે સંકળાયેલો હોવાથી, તે બહાર રહેતાં આખું વિશ્વ એ સત્યના પ્રદેશમાંથી બહાર નીકળી જાય છે. સનાતન સત્યના મહાનિયમોના પ્રદેશમાંથી એક તુચ્છમાં તુચ્છથી માંડીને ભવ્યમાં ભવ્ય આત્મા પણ બહાર રહી શકે નહિ.

"આપણા વર્તમાન જીવનક્રમને ઉપર્યુક્ત પ્રકારનું સત્ય યથાર્થપણે ઘટી શકતું નથી" એમ કહેનારાઓ એક રીતે વાજબી છે એમ પણ અમારે કહ્યા વિના ચાલતું નથી. કેમકે આપણા ચાલતા

ધર્મશાસ્ત્રો ઉપલક દૃષ્ટિથી વાંચીને તેઓ એવાજ નિર્ણય ઉપર આવે છે કે, જેઓ પોતાનું જીવન ધ્યાનમાં, ચિંતનમાં, વિચારમાં અને સ્વપ્નમાં ગુજારી શકે તેમ હોય તેમને જ આંતરજીવન પ્રાપ્ત થઈ શકે છે. ઉપરચોટિયા નજરથી ધર્મગ્રંથો વાંચનારને એવો જ ખ્યાલ આવે કે જો મનુષ્ય ઇશ્વરીજીવન ગાળવા માંગતો હોય, અને પ્રભુને ખુશી કરવા ઇચ્છા ધરાવતો હોય તો તેણે વસતી છોડીને વનમાં વસવું જોઈએ; ભોગસૂચક સામગ્રીનો ત્યાગ કરી ભગવા ધારણ કરવા જોઈએ; શોક તાપના દાવાનલથી આ સળગી રહેલો સંસાર તજી દઈને કોઈ એકાન્ત જંગલ કે પહાડપર્વતની ગુફામાં નિરાંતે પડી રહેવું જોઈએ; તનમનના અનેક કષ્ટો વહોરી લેવા જોઈએ અને સ્ત્રી, પુત્ર, બંધુ, બહેનો આદિ નિકટ સ્નેહીજનો ઉપર હંમેશાં ભમ્મર ચડાવીને જોતાં શીખવું જોઈએ. કેમકે તેમણે જ આ સંસારમાં આપણને મોહની આંટીમાં જકડી લીધા છે.

તેમની આ માન્યતા જો કે તેમણે શાસ્ત્રોમાંથી તારવી કાઢ હોય છે, છતાં તે ખરી નથી. અલબત, ખરું છે કે ઘણાખર ધર્મગ્રંથોમાં એવી વાતોનો સાક્ષાત્ પ્રબોધ જોવામાં આવે છે, અ તેમ આચરણ રાખનારાઓ માટે અનેક ઇનામોની લાલચો પ ગોઠવી હોય છે, પરંતુ તે ખરો માર્ગ હોવાનું અમે માનતા નથી અમે પૂછીએ છીએ કે સંસારથી ભાગીને આત્મા ક્યાં જાય તે હતો? શું સંસાર ફક્ત ઈંટમાટીના મકાનોનો અને સ્ત્રીપુત્રાદિકને બનેલો છે? નહિ જ. પોતાનો સંસાર મનુષ્ય હંમેશાં પોતાની સાથે લઈને ફરે છે. પછી તે ઘોર જંગલમાં હો કે પર્વતની ગુપ્ત ગુફાઓમાં હો, પણ સંસાર તો હંમેશાં તેના ભેગો જ હોય છે. કેમકે વાસના એજ સંસાર છે. શું સ્થાનાંતર કે વસ્ત્રાંતર કરવાથી સંસારાંતર કદી બની શકે તેમ છે?

અલબત, ખરું છે કે સ્થાન અને વસ્ત્રની, સંયોગો અને

પરિવેષ્ટનોની અસર મનુષ્યના ચિત્ત ઉપર અવશ્ય થાય છે, પરંતુ એ બધા ગૌણ નિમિત્તો છે. ઘણા સાચા યોગીજનો અને મહાત્માઓ વનોપવન કે પર્વતોની ગુફાઓમાં જોવામાં આવે છે, અને વ્યવહારમાં ચાલતી વસ્ત્રપરિધાનની પદ્ધતિથી ઊલટી રીતે પોશાક ધારણ કરતા દૃષ્ટિગોચર થાય છે, પરંતુ તેથી એમ કાંઈ એકાન્ત ફલિત થતું નથી કે, મહાત્મા થવા માટે આપણે બધાએ ગુફાઓની શોધ કરવી જ જોઈએ, અને કાષાય કે ગેરુરંગના વસ્ત્રો ધારણ કરવા જ જોઈએ. પ્રવૃત્તિના પ્રત્યેક ક્ષેત્રમાં ખરા મહાત્માઓ જડી આવે છે. વનમાં હોવું કે વસ્તીમાં હોવું એ આત્માના પૂર્વકર્મની ઘટના છે. આત્મા પોતાના જન્માંતરોની ઈચ્છાના પરિપાક રૂપે જુદા જુદા સ્થાનોમાં અને પરિધાનોમાં હોવાનું પસંદ કરે છે. જેમની પ્રકૃતિને પ્રવૃત્તિ અને વ્યવસાય ગમેછે તે તેની મધ્યમાં હોય છતાં ધારે તો આંતર-જીવન ગુજારી શકે છે. જેમની પ્રકૃતિને એકાંત કે વનવાસ પ્રિય હોય તેઓ ત્યાં રહીને પણ તેમની વાસનાને અનુસરતો સંસાર ઉપજાવી કાઢે છે. આથી અમુક રસ્તે જ સત્ય છે, એમ માનવું તે ભૂલ છે. પોતાના પૂર્વકર્મ અથવા પૂર્વે મેળવેલા સંસ્કારો અને સેવેલી ભાવનાઓ વડે મનુષ્ય જે અવસ્થામાં રહેલો હોય છે, તે અવસ્થાને તેણે વધાવી લેવી જોઈએ. તેમાંથી તે ભાગી છૂટી શકે જ નહિ. બધા સંયોગોમાં આત્માને અમુક અમુક ફરજો હોય છે તે તેણે આનંદ પૂર્વક બજાવી લેવી જોઈએ. અને તે બધા દરમિયાન તેણે આસક્તિ રહિતપણે, અબંધ પરિણામે, નિર્મોહપણે રહેવું જોઈએ. અમે આ સ્થાને એ માર્ગના પ્રતિપાદનનો ઉપક્રમ કરેલો છે. ક્રમે ક્રમે તે મુદ્દાનું પરિસ્ફોટન કરીશું.

### ઈચ્છા-આસક્તિ-વાસનાનું પરિણામ

મનુષ્ય અત્યારે જે સંયોગો અને પરિસ્થિતિઓની મધ્યમાં છે તે તેણે પોતાની જ રાજીખુશીથી વહોરી લીધી હોય છે. આપણને

ભૂતકાળમાં અમુક પ્રકારની વાસનાઓ, ઈચ્છાઓ, આકાંક્ષાઓ અને ભાવનાઓ હતી તે પ્રમાણે બહિર પ્રવૃત્તિ માટે પ્રયત્ન કર્યો હતો, અને તે બધાના અવશ્યંભાવિ પરિણામરૂપે આપણે આપણી વર્તમાન અવસ્થામાં છીએ. આથી એમ માનવાનું નથી કે તે તે ઇચ્છાઓ, આકાંક્ષાઓ આદિ માટે આપણને આ કાળે કોઈ ઉચ્ચતર સત્તા તરફથી શિક્ષા કરવામાં આવે છે, અથવા બદલો લેવામાં આવે છે. અમે એમ માનીએ છીએ કે શિક્ષા કે ઇનામ એ વિશ્વના સનાતન નિયમોનો વિભાગ નથી. શિક્ષા કે ઈનામ રૂપે બદલો આપનાર કોઈ ઈતર સત્તા છે જ નહીં. ખરી વાત ફક્ત એટલી જ છે કે ગત કાળમાં આપણે અમુક કામ કરવાની ઈચ્છા સેવેલી, આપણાથી બન્યું તેટલું તે કામ પાર પાડેલ, અને પરિણામે એ સર્વના ફલસ્વરૂપે અત્યારે આપણે જે કાંઇ છીએ તે છીએ. આપણે દેવતામાં આંગળાં મૂકી અને તેના પરિણામે આપણે અત્યારે દાઝવાથી ઊઠેલા-ફોલ્લાની ચાકરી કરીએ છીએ. દેવતા ઉપર આંગળી મૂકવી એ માટે દેવતા આપણને કાંઈ શિક્ષા કરતો નથી. પણ એમ કરવાનું સહજ પરિણામ દાઝવું એ છે. આપણે ભૂતકાળમાં જે જે કાર્યો કરેલાં હતાં, જે જે ભાવનાઓ સેવેલી હતી તે બધી એકાંત ખરાબ જ હતી એમ માનવું વાજબી નથી. માત્ર આપણે અમુક અમુક પદાર્થો ઉપર અસાધારણ આસક્તિ રાખી હતી અને તેમાં મૂઢ બની બંધાઈ રહ્યા હતા. એનું પરિણામ કદાચ ન્યૂનાધિક અંશે આપણને અરુચિકર અને દુઃખપ્રદ નીવડયું હશે, તેમ છતાં એ દુઃખપ્રદ પરિણામ એક રીતે બહુજ ઇચ્છવા યોગ્ય છે, કેમ કે એ દુઃખકારક અનુભવ–એ અનુભવની યાદી હવે આપણને તેવું જ કર્મ ફરીથી કરતાં અટકાવે છે. એક વખત આપણી આંખ ઊઘડે છે તે પછી આપણી મુશ્કેલી અને કષ્ટનું નિદાન આપણે ચોક્કસ કરવા સમર્થ થઈએ છીએ અને ફરીથી એવી મુશ્કેલી અને કષ્ટમાં ન ઉતરાય તેવા પ્રકારે વર્તીએ છીએ. એકવાર દાઝયા પછી અને ફોલ્લાનું પરિણામ મેળવી એ.

અનુભવ ચાખ્યા પછી ફરીથી તેજ પ્રકારનો કડવો અનુભવ લેવાની મૂર્ખાઈ કરતાં અચકાઇએ છીએ.

આપણે આ ઘટનાને ' કર્મનો નિયમ ' કહીએ છીએ. આપણા માંહેના પ્રત્યેકને આવા પ્રકારના ' કર્મો ' વળગેલાં છે, અર્થાત્ આપણે ભૂતકાળમાં સેવેલી ભાવનાઓ અને કરેલી કૃતિના જે પરિણામો આપણામાં સંસ્કારો રૂપે ઉપસ્થિત છે, તે ' કર્મો ' આપણા જીવનની પ્રત્યેક ક્ષણે આપણને દશ્યમાન થાય છે. આપણું ચરિત્ર, રીતભાત, વર્તન, વલણ એ બધું 'કર્મ'* નોજ બહિર્ભાવ છે. પરંતુ આપણે ' કર્મ ' થી ભડકીને બીવાની જરૂર નથી. ' કર્મ ' વડે ઘેરાએલા હોવાનું ભાન આપણને ડરાવે તે ઠીક નથી. એથી ઊલટું એ ભાન આપણા અંતરાત્મામાં ઉદયમાન થયા પછી અને એ વાતનું રહસ્ય જાણ્યા પછી આપણે બહુજ થોડા કલેશ અને દુઃખ સાથે એ ' કર્મો ' ભોગવી શકીએ છીએ. અને નવાં કર્મોને ઉપાર્જતાં અટકીએ છીએ. આપણે ભૂતકાળમાં જેવા કારણોને ગતિમાં મૂકયા હોય છે તેને અનુસરીને આપણા અત્યારના ઉદયમાન કર્મો સુખકર કે દુઃખકર હોય છે. અને તે સાથે પણ બહુ લક્ષમાં રાખવા યોગ્ય બાબત એ છે કે આપણા અત્યારના માનસિક વલણથી આપણે સુખપ્રદ કર્મને દુઃખપ્રદ માની શકીએ અને દુઃખપ્રદને સુખપ્રદ પણ માની શકીએ. એ માનવાનો આધાર આપણા મોહનીય કર્મના ઉપર છે. મોહ અને મૂઢતાનું આવરણ ખસી જતાં આપણું જ્ઞાન નિર્મળ થાય છે અને જે પૂર્વે આપણે દુઃખકારક કલ્પતા હતા તેમાંથી દુઃખકારકતાનો

---

* અહીં કર્મ' એટલે કોઇ બાહ્યક્રિયા વિશેષ ન સમજવી. પરંતુ જૈન પરિભાષા પ્રમાણે કર્મ' એટલે આત્માની અચિંત્ય શક્તિઓને, વિવિધ પ્રકારે અવરોધ કરનાર-ઢાંકી રાખનાર-દાબી રાખનાર 'તત્ત્વ' વિશેષ સમજવું. વેદાન્ત જેને માયા, અવિદ્યા કે અજ્ઞાન કહે છે; સાંખ્ય જેને પ્રકૃતિ કહે છે; તેનેજ જૈનદર્શન 'કર્મ' કહે છે

સંપાદક

ડંખ નીકળી જાય છે. જ્ઞાનીજનો અને તત્ત્વજ્ઞો અનિષ્ટ કર્મના પરિણામોમાં અનિષ્ટતા જોવાની ના પાડે છે, ત્યારે મૂર્ખ મનુષ્યો સારામાં સારા કર્મમાં પણ સંતોષ નહીં માનતાં તેમાં અનિષ્ટતા જ જોયા કરે છે. આટલા જ માટે જૈનશાસ્ત્રકારોએ વેદનીય આદિ કર્મો કરતાં મોહનીયકર્મનું પ્રાબલ્ય વિશેષપણે ચર્ચીને તેનાથી અને તેટલું મુક્ત થવા ભવ્ય આત્માઓને સલાહ આપી છે.

પ્રત્યેક આત્મા તેણે પોતે ગત કાળમાં પોષેલી વાસનાઓને અનુસરીને આ ભવમાં અમુક પદાર્થોમાં પ્રીતિવાન બને છે. આપણને એક પદાર્થ અથવા સ્થિતિ વિશેષની પ્રબળ વાસના હોય અને એ વાસનાને પ્રત્યેક ક્ષણે પોષણ આપી હૃદયની ભૂમિ ઉપર ઉછેર્યાં કરીએ તો આપણે કારણ–કાર્યની એવી પરંપરામાં ગૂંચવાઇ જઈએ કે તે આપણને અત્યંત કષ્ટ, વેદના, અને મર્મભેદક ચિંતા આપે છે –સ્થૂળ અને માનસિક દુઃખોની આંટીમાં ગોટવી નાખે છે. આપણી વાસના કદાચ અતિ પ્રબળ હોય તો સંભવ છે કે આપણે આપણી વાસનાનો વિષય મેળવીએ; પરંતુ એ વિકારો અને પ્રબળ ચિંતાઓના તોફાનની મધ્યમાં જે વેદના ભોગવવી પડે છે તે વિષયને પ્રાપ્ત થયાં પછી મળનારા કાલ્પનિક સુખ કરતાં અનંત ગુણ અધિક છે. આપણા પ્રિય મનુષ્યોના ભોગે, આપણા સ્થૂલ અને માનસિક આરામ અને શાંતિની આહુતિ આપીને, કદાચ આપણે ધારેલું ઇનામ મેળવી શકીએ ખરા, પરંતુ તેવો સંભવ હંમેશ હોતો નથી. મોટે ભાગે તો એવું બને છે કે જે પદાર્થની આપણને પ્રબળ ઇચ્છા હોય છે તેજ પદાર્થની આપણા કરતાં પ્રબળતર ઇચ્છા બીજા મનુષ્યને હોય તો તે આપણે ઇચ્છેલા પદાર્થને પોતાના મહત્તર સંકલ્પ–બળના પ્રભાવથી પોતા તરફ ઘસડી જાય છે. અને આપણે તો ગતિમાં મૂકેલી વાસનાની યંત્રણામાં પિલાઇને મરી જઇએ છીએ. મનુષ્ય જ્યારે ફળ અને પરિણામની ઉત્કટ વાસના રાખે છે

ત્યારે તે એવી ગૂંચવણીવાળું માનસ-યંત્ર પોતામાં ઉપજાવે છે કે તે તેને પોતાને જ દળીને લોટ કરી નાખે છે. જેમ કરોળીઓ પોતાની જાળમાં પોતે જ ફસાઇને મરી જાય છે તેમ મનુષ્ય પોતાની કૃતિના ફળની પ્રબળ ઇચ્છામાં પોતે જ ગૌટવાઈને મર્મભેદી વેદના અનુભવતો અનુભવતો પોતાના જીવનને મૃત્યુ કરતાં પણ અધિક મરેલું કરી મૂકે છે. જે બોમ્બ તેણે પોતે બનાવેલ હોય છે તેના જ વડે પોતાના ફુરચા ઉડાડી દે છે; જે આગ તેણે સળગાવી હોય છે તેમાં તે પોતે જ રાખનો ઢગલો થઈને પડે છે. ખરું છે કે અસાધારણ મનોબળ અને અડગ નિશ્ચયબળવડે મનુષ્ય કેટલીક વાર પોતાની ધારણા પાર પાડી શકે છે, પરંતુ તેમ કરવામાં અન્ય મનુષ્યોના સંબંધે તે જે કારણકાર્યની સાંકળ ઉપજાવે છે તેના પરિણામો ભોગવવા તેને અનેક જન્માંતરો સુધી શુભાશુભ સ્થિતિઓનો અને સંયોગોમાં અવતરવું પડે છે. પોતાની મુરાદ પાર પાડવામાં તેને અનેકના હક્ક ઉપર, અનેકની પ્રિય સામગ્રી ઉપર પગ મૂકીને ચાલવું પડે છે, અનેકનો દ્વેષ, અનેકની ઇર્ષ્યા, અનેકનો ક્રોધ વહોરવો પડે છે અને એ પ્રમાણે અસંખ્ય આત્માઓની વાસનાઓ ભેગી પોતાની વાસનાને એવી રીતે ગૂંચવી મારે છે કે એ ગૂંચવણી ઉકેલવા તેને ઘણો કાળ સંસારભ્રમણ કરવું પડે છે. એવા શુભાશુભ સંબંધોથી અનેક ભવાંતરો સુધી તે પ્રબળ માનસિક ચિંતાઓ વેદે છે. ફળનો દાવો-પરિણામની લાલસા-પદાર્થ મેળવવાની આસક્તિ, એ એવી વસ્તુ છે કે જેનો ફાંસો હંમેશાં આત્માને બંધનમાં જ રાખે છે; આધ્યાત્મિકતાનું મુક્ત વાતાવરણ તે ઘડી પણ અનુભવી શકતો નથી. ઠેર ઠેર તે એવો જકડાઈ પડેલો હોય છે કે તે બંધન તેને પ્રત્યેક ક્ષણે સાલ્યા કરે છે. એવો આત્મા પોતાનો નહીં પણ વાસનાઓનો વેચાણ થયો હોય છે.

વિશેષમાં વળી એમ જોવામાં આવે છે કે, આત્મા જે પદાર્થ,

## કર્તવ્યને ખાતર કર્તવ્ય કરો : ફળ ખાતર નહીં

હવે તમે પ્રશ્ન કરશો કે "પ્રવૃત્તિની મધ્યમાં હોવા છતાં પણ આ બધા ઘસારાથી હું કેમ છૂટી શકું? એવો કયો રસ્તો છે કે મારા કાર્યના પરિણામોમાં હું બંધાઉં નહીં? શું આ બધું મૂકીને હું ભાગી જાઉં?"

ઉત્તરમાં પ્રથમ તો એ કહેવાનું છે કે આપણે આપણા વર્તમાન સંયોગોમાંથી કદી પણ ભાગી છૂટી શકીએ તેમ નથી જ. કેમકે આપણે આપણી વર્તમાન પરિસ્થિતિ જાતે જ પૂર્વ કાળમાં રચેલી છે. તે કાંઈ અકસ્માતથી આપણા ગળે કોઈ ઇતર સત્તાએ વળગાડી નથી. ઘણા મુર્ખ મનુષ્યો સંસારની વિકટ આંટીઘૂંટીથી કાયર બનીને નાસી છૂટવાનો પ્રયત્ન કરે છે, પણ નાસીને તેઓ કયાં જાય છે એ શું તમે નથી જાણતા? બાળકને નિશાળમાં ભણવું ન ગમે અને તેથી કદાચ ત્યાંથી નાસી છૂટે તો તે નાસીને કેટલેક જાય તેમ હતું. શિક્ષક અથવા બાળકના માતપિતા તેને તુરત જ પકડીને તેના વાજબી સ્થાનમાં બેસારી દે છે. બાળક સમજુ હોય છે તો હૃદયમાં નિશ્ચય કરી લે છે કે વર્ગમાં નક્કી થયેલો અભ્યાસ પૂરો કર્યા સિવાય ત્યાંથી છૂટકારો મળવાનો નથી. અને તેથી તે સમજણ પૂર્વક પોતાનું નિયત કાર્ય ત્વરાથી આટોપી લેવા ઉદ્યમશીલ બને છે. મૂર્ખ બાળક નિરંતર ભાગી છૂટવાનો પ્રયત્ન કર્યા કરે છે, પરંતુ એવા ઘણા નિષ્ફળ પ્રયત્નને અંતે તેને અનુભવથી સમજાય છે કે એમ થવું છેક જ અસંભવિત છે. અને તેથી ઘણું કષ્ટ ભોગવીને આખરે તેને ડાહ્યા બનવું પડે છે. તેજ પ્રમાણે ઘણા અણસમજુ મનુષ્યો સંસારમાંથી રિસાઈ છૂટવાના ફાંફા મારે છે. તેઓ કહે છે કે "સંસાર બહુ દુઃખમય છે. કઠિન છે, સુખનો ત્યાં અંશ પણ નથી અને તેથી હરકોઇ પ્રકારે આ બળતા ઘરમાંથી બને તેટલું વહેલું ભાગી છૂટવું એમાંજ મનુષ્ય પ્રયત્નની સફળતા સમાયેલી છે."

જ્ઞાનીજનોનો નિશ્ચય એવો છે કે, એ રસ્તો ખરો નથી. ભલે કાયર મનુષ્યો પોતાની પ્રાપ્ત પ્રવૃત્તિનું ક્ષેત્ર કાયર બની પડયું મૂકી બીજાને બાઝે પણ આખરે તેઓ તે બીજી પ્રવૃત્તિમાં પણ પોતાની પ્રકૃતિને અનુસરતો સંસાર ઉપજાવીને પહેલાના પ્રવૃત્તિ ક્ષેત્ર જેવું જ કરી મૂકશે. મનુષ્ય નવરો રહી શકતો જ નથી. તેને કાર્યપરાયણ રહેવું જ જોઈએ. જે કાર્યના પ્રદેશમાં કર્મની સત્તાઓએ તેને લાવી મૂક્યો છે તે કાર્યના પ્રદેશમાં રહેલી ફરજો તેણે હૃદયપૂર્વક બજાવી લેવી જોઇએ. તેનાથી ત્રાસી છૂટીને ભાગવાનો ઉદ્યોગ કરવો ન જોઇએ. ઘણા કાયર મનુષ્યો તેમ કરે છે, અને સંસારના અજ્ઞાન મનુષ્યો તેમને તેમના ભાગી છૂટવા બદલ ધન્યવાદ પણ આપતા જણાય છે. પરંતુ અમે તે ભાગી છૂટનાર તેમજ તે માટે ધન્યવાદ આપનાર એકેકમા ડહાપણનું તત્ત્વ જોઇ શકતા નથી. "સંસાર ખારો છે, કષ્ટપ્રદ છે, તજવા જેવો છે, ચોતરફ દાવાનલ સળગી ઊઠયો છે માટે હે લોકો! મૂઠીઓ વાળીને નાસાનાસ કરી મૂકો" એવો ઉપદેશ યોગ્ય નથી પણ આ લોક અને પરલોક સંબંધી અહિત સાધનાર છે. આપણા ઉપર કોઈ દૈવી સત્તા વૈર રાખે છે અને તે વૈરની વસુલાત કરવા માટે આપણને તે સત્તાએ આંહીં ગોંધી રાખ્યા છે એમ કાંઈ નથી. એમ હોત તો કદાચ તેમાંથી ભાગી છૂટવું એ વાજબી ગણાત પણ સંસાર એ કારાગૃહ નથી. તે એક મહાન દિવ્ય યોજનાનું પરિણામ છે. ત્યાં ઝેર નથી પણ અમૃત છે. હલાહલ નથી પણ સુધામયતા છે. ઝેર અને બૂરાઈ માત્ર મનુષ્યના વિકૃત પરિણામોમાં–ભાવનાઓમાં છે.

તો હવે એવો કયો રસ્તો છે કે સંસારમાં–પ્રકૃતિના ખેંચાણના મધ્ય દેશમાં હોવા છતાં પણ મનુષ્ય તેની અસરથી બચી શકે? જ્ઞાની જનોનો ઉત્તર એજ છે કે, "આ વિશ્વની પરમ અદ્‌ભુત લીલામાં તમારે ભાગ જે કર્તવ્ય, જે ફરજ, જે ધર્મ આવેલો છે

તે બરાબર બજાવી લો. તમારું પ્રાપ્ત કર્તવ્ય તમને જે જે ગતિ અગતિઓમાંથી સોંસરા કાઢવા માગતું હોય તે બધામાં તમારે હોંશપૂર્વક જોડાવું. તમારા કર્તવ્યને તમે તમારી પ્રાપ્ત શક્તિ અને બુદ્ધિ અનુસાર સારામાં સારી રીતે, કાંઈપણ કચાશ રાખ્યા વિના, કાયર બન્યા વિના બજાવી લો; અને તે બધું કરવા દરમિયાન એટલું નિરંતર સ્મૃતિમાં રાખો કે તમારું કર્તવ્ય જે ફળ ઉપજાવી શકે છે તેમાં તમે કદીપણ આસક્તિ ન રાખો; તમારા કાર્યનાં ફળનો દાવો ન રાખો– પરિણામમાં ન બંધાઓ; કામને ખાતર કામ કરો, ફળને ખાતર નહીં. દુનિયામાં તમારે ભાગ જે કામ કરવાનું આવી પડ્યું છે તે વેઠ તરીકે, વગર છૂટકે, આપી છૂટવારૂપે નહીં પણ આનંદથી, ઉલ્લાસથી, સ્વેચ્છાથી હૃદયપૂર્વક દિલદઈને કરો. અને હૃદયમાં એ સત્યને ઊંડું કોતરી રાખો કે એ બધાનું પરિણામ તમે લેવા માગતા નથી. તમને કોઈ એમ કહે કે તમારા આટલા બધા પ્રયત્નનું ફળ ખરેખર તમને બહુ ભારે મળશે તો ઉત્તરમાં તમો માત્ર હસજો, અને એમ કહેનારને જરા સમજાવજો કે આ પદાર્થોમાં અમર, શાશ્વત, સ્થાયી કિંમતવાળું કશું જ નથી."

આ કથનો કદાચ વાચકો માંહેના કોઈ અતિ વ્યવસાયી સજ્જનોને અવ્યવહારુ અને સ્વપ્નાના ખ્યાલ જેવા જણાતા હશે અને તેઓ એમ માનતા હશે કે, સંસારમાં રહેવું અને આવી ભવાનાઓથી નિયમાવું એ કોઈ રીતે બનવું અસંભવિત છે. અમે કહીએ છીએ કે ઉપર કહી તેજ ભાવના મનુષ્યના વાસ્તવ જીવનની ચાવી છે, તેના મનુષ્યત્વની સત્ય ઘટના છે. ઉપલક દૃષ્ટિથી અવલોકનારને આ યોજના વર્તમાન પ્રવૃતિના હિલ્લોલની વિરુદ્ધ ભાસે તેમાં નવાઈ નથી, પરંતુ અમારું એમ માનવું છે કે, આ યોજના વર્તમાનયુગને ખાસ પ્રકારે બંધ બેસતી થાય તેમ છે.

આ સ્થળે અમારે વાંચકોને સ્મૃતિ આપવી જોઇએ છે કે,

ઉપરનું શિક્ષણ આ યુગના ઘણાજ અલ્પ મનુષ્યો સ્વીકારી શકે તેમ છે, અને તેને પોતાના જીવનમાં કાર્યરૂપે પરિણમાવવાનું તો તેથી પણ અલ્પ સંખ્યાવાળા મનુષ્યોથી બની શકે તેમ છે. જનસમાજનો મોટો ભાગ પોતાની વર્તમાન પરિસ્થિતિમાં એટલો બધો તલ્લીન અને આસક્ત બનેલો જોવામાં આવે છે કે જેમને આ શિક્ષણ ઉપર–આસક્તિ રહિતપણે કર્મની ભાવના ઉપર નજર પણ કરવાની ફુરસદ નથી! તેઓ પોતાના કાર્યના ફળમાં એટલા બધા લટ્ટુ બનેલા છે કે આવી ભાવનાઓને તેઓ છોકરવાદી અને બાળકબુદ્ધિનો ખેલ માને છે! તેઓ કહેતા હોય છે કે "ભાઇ, હજી તમે સંસારમાં પડયા નથી, તેની આંટીઘૂંટીના અનુભવથી હજી તમે રીઢા બન્યા નથી. જ્યારે તેમ થશે ત્યારે તમે પણ તમારી આ ફિલસુફીને અભરાઇ ઉપર ચડાવી દેશો. અમે પણ એક વખત આવી ભાવનાઓ વાંચતાં વિચારતા હતા પણ આ દુનિયાની ધમાલમાં એ કશુંએ સચવાતું નથી" મનુષ્યોમાં લગભગ સોએ સો ટકા આવા અર્ધદગ્ધ હોય છે. તેઓ આ કર્મયોગની ભાવનાને પોતાના સંબંધે અમલમાં લાવવી છેક જ અશક્ય માને છે.

જનસમાજનો મોટો ભાગ પોતાના કાર્યના ફળ ભોગવવાની લાલસામાં ઘેલો બનેલો જોવામાં આવે છે. તેઓ કર્તવ્યને ખાતર કર્તવ્ય નહી પણ ફળને ખાતર કર્તવ્ય કરે છે. અને તેમ કરવામાં તેઓ પોતાના બંધુઓના મૃતશરીરો કચરતા ચાલતા હોય છે તેનું પણ તેમને ભાન હોતું નથી. પોતાના ફળની લાલસાની તૃપ્તિમાં આડે આવનારને તેઓ પોતાના રસ્તામાંથી ફેંકી દે છે. પોતાના સામર્થ્યનો ઉપયોગ તેઓ બીજાની સેવા અર્થે નહીં પણ સંહાર અર્થે કરે છે, કેમકે તેમની દૃષ્ટિ કર્તવ્ય ઉપર નહીં પણ ફળ ઉપર હોય છે. વર્તમાન ઔદ્યોગિક અને વ્યાપાર જીવનની ભયાનક ભીષણતા એ પૂર્વકાળના મનુષ્યાહારી જંગલી જીવનની ભીષણતાથી

કોઇ રીતે ઊતરે તેમ નથી. ઉભયમાં એક સરખી રીતે મનુષ્યોના મર્મછેદનનો ત્રાસ રહેલો છે. કાર્યના પરિણામની હાય વરાળમાં તેઓ બીજાને ખાઇ જાય છે અને વખતે તેઓ પોતે પણ બીજા અધિક બળવાન વડે ખવાઈ જાય છે. તેઓ બીજાને કચરી નાંખે છે, અને પ્રસંગે તેઓ પોતે બીજા વડે કચરાઇ જાય છે. તેઓ અન્યનો તિરસ્કાર કરે છે અને તેઓ પોતે બીજાના તિરસ્કારનો વિષય બને છે. જેમ પશુ સૃષ્ટિમાં સબળ નિર્બળને દાબી દઇને તેને પોતાના ઉપયોગમાં લે છે તેમ આંહીં પણ પરિણામભોગી માનવ–પશુઓના સમાજમાં સબળ નિર્બળને પોતાના ઘૂંટણ હેઠે કચરે છે. અને તે સબળ મનુષ્યને વળી તેનાથી અધિક સબળ મનુષ્ય એવીજ હાલતે પહોંચાડે છે. આ બધી મારામારી, કચરાકચરી ભીષણ પ્રચંડ. ક્લેશમય જીવનકલહ શેમાંથી ઉદ્ભવે છે? લોકો કર્તવ્યને ખાતર કર્તવ્ય નહીં પણ ફળને ખાતર કર્તવ્ય કરે છે તેમાંથી. બીજાને કચરી નાંખીને તેમાંથી ઉત્પન્ન થતા લાભમાં જેઓ આનંદ માને છે, તેઓ કર્મની એવી વિકટ કારણ–કાર્યની સાંકળમાં ફસાય છે કે તેમાંથી છૂટવું એ અત્યંત કષ્ટપ્રદ વ્યાપાર થઈ પડે છે. એ યંત્રણામાં તેઓ એટલે સુધી ફસાય છે કે ઘણીવાર તેઓ બીજા મનુષ્યોને ફાડી ખાવા જતાં પોતાની વાસનાના વેગની ઉગ્રતામાં બેભાન બની તેઓ પોતાની જાતને જ ફાડી ખાય છે. મનુષ્ય અત્યારે મોટે ભાગે પશુ જ છે, કેમકે તે પોતાના મનુષ્યત્વનો ઉપયોગ પોતાના મનુષ્યત્વની વૃદ્ધિ અર્થે નહીં પણ પશુત્વની વૃદ્ધિ અર્થે કરે છે. પોતાના પ્રત્યેક વ્યાપારમાં પશુપણાનો પરિચય આપે છે.

અને જે થોડા મનુષ્યો આ ભાવનાવડે પોતાના જીવનને નિયમાવા તત્પર છે, તેઓ અમારા આશયને તુરતજ સમજી જશે. તેઓનો આત્મા આ ભીષણ, ભયાનક, ત્રાસદાયક કલહ અને વિગ્રહથી બાજુ ઉપર ખસી જશે. જો કે તેમનું શરીર એ કલહ અને વિગ્રહની

મધ્યમાં હશે, અને અજ્ઞાનદષ્ટિને એ મનુષ્ય બીજા પ્રાકૃત મનુષ્યોથી કોઇ રીતે ચડિયાતો નહીં જણાય છતાં વાસ્તવમાં આ ભાવનાને ગ્રહી શકનાર મહાનુભાવ પુરુષ એ કલહની મધ્યમાં હોવા છતાં તેની બહાર જ છે. તે વિગ્રહની ઝપાઝપીમાં દેખાય છે ખરો પણ તેનો આત્મા તેમાં ભરાઈ પડેલો હોતો નથી. તેનો આત્મા એ બધી યાદવાસ્થળીને છેટેથી દ્રષ્ટાપદે રહી જોયા કરે છે; તેના શરીરને તે લડાઈમાં મોકલે છે પણ પોતે તે યંત્રણામાં મુગ્ધ બનીને ફસાતો નથી, પોતે એ જાળથી હંમેશાં મુક્ત રહે છે. એ ફંદામાં ખેંચાઇ જવા સામે તે હમેશાં સાવધ રહે છે. સંસાર શું છે, સંસાર તેને શું આપી શકે તેમ છે, સંસાર તેને જે કાંઇ આપી શકે તેમ છે તેની વાસ્તવ–ખરી કિંમત શું છે, એ બધું તે સમજતો હોવાથી તે મહાન આત્મા માત્ર છેટે રહીને આ બધી ઘટનાને અવલોકયા કરે છે, અને પોતાનું પ્રાપ્ત કર્તવ્ય બરોબર ઘટતી સંભાળથી પોતાથી બને તેટલી સારામાં સારી રીતે ઉન્નત દશામાં રહી કરે છે. અને વિશેષમાં તેના અજ્ઞાન બંધુઓની ગાંડાઈ ઉપર કોઈવાર હસે છે.

અમને ઘણીવાર ઘણાક સજ્જનો તરફથી એવું પૂછવામાં આવે છે કે "ભાઇ, દુનિઆના દોઢે અબજ મનુષ્યો કદાચ તમારી સલાહ પ્રમાણે ચાલે તો તેની શી દશા થાય? વિશ્વનો ચાલતો વ્યવહાર જો તમારી શિખામણ મુજબ ચાલવા જઇએ તો કાચી ઘડીમાં બંધ પડી જાય; અને સંસારને નભાવાનું અવલંબન તૂટી જાય" આના ઉત્તરમાં અમે એટલું જ કહીએ છીએ કે ઉપરની સલાહ પ્રમાણે બધા લોકો પોતાનું જીવન નિયમાવે તો વર્તમાન જીવનઘટનાની ઈમારત એકદમ તૂટી પડે તેની ના નથી, પરંતુ તેના સ્થાને તેનાથી અનંત ગુણ અધિક સુંદર, અધિક ભવ્ય, અધિક દિવ્ય જીવન-ઘટના પ્રતિષ્ઠિત થાય. પંરતુ આવો ઉત્તર દેવાની ખરી રીતે અમારે કશી જરૂરજ ઊભી થતી નથી. કેમકે નજીકના ભવિષ્યમાં ઉપર જણાવેલું શિક્ષણ જનસમાજનો

મોટા ભાગ સ્વીકારવા તત્પર હોય એવી કાંઇ નિશાની કોઈ સ્થાને દેખાતી નથી. અલબત અમે જાણીએ છીએ કે ઘણા સમજુ મનુષ્યો પ્રતિ દિવસે આ શિક્ષણ પ્રતિ આકર્ષાતા જાય છે અને તે ભાવનામાં પોતાના જીવનને મેળવતા જાય છે પરંતુ તે સંખ્યા ગમે તેટલી વધે છતાં એટલું તો સર્વને સ્વીકાર્યા વિના છૂટકો નથી કે એ મહાનુભાવો સંસારના અસંખ્ય પ્રાકૃત ટોળામાં મુઠ્ઠીભર જ રહેવાના. વિશ્વના મોટા ભાગમાં બહુધા એવા જ મનુષ્યો દૃષ્યમાન થાય છે કે, જેમને હજી ઉન્નતિક્રમના ઘણા પગથિયાં વળોટવા અવશેષ છે, અને તેની પછીજ ઉપર્યુક્ત ભાવનાના મંદિરમાં પગ મૂકવા શકિતમાન થાય તેમ છે. હજી તેમને અનેક કસોટીઓ, અનેક અનુભવો, અનેક પ્રયત્નો અને કલહની પરંપરાઓમાં સોંસરું જવું બાકી છે, અને એ અનુભવોના અંતે જ તેમને આ શિક્ષણ પરિણમે તેમ છે. અત્યારે તો તેઓ આ ભણી દૃષ્ટિ પણ કરે તેમ નથી. કદાચ આ વાચન તેમની નજરે પડશે, તેને આદ્યંત વાંચી જશે છતાં તેમનું અંતઃકરણ તેના ઉપર જામશે નહીં. હજી કાળ તેમને માટે પરિપાકની અવસ્થાએ પહોંચ્યો નથી. આપણા શાસ્ત્રોમાં "કાળ લબ્ધિ" નો ઉલ્લેખ છે તે નિરર્થક નથી. જમાનો હજુ બાળકપણાની ભૂમિકાએ છે. કાળે કરીને તે વયે પહોંચશે, ત્યારેજ તેઓ આ સત્યનું સૌંદર્ય પોતાના હૃદયમાં ઝીલી શકશે અને તેની યથાર્થ કદર કરી શકશે. અત્યારે તો એકંદરે વિશ્વ હજી આ સત્ય તરફ પ્રથમ પગલુંજ ભરે છે. અને આ બધું કહેતી વખતે વિશ્વની અજ્ઞાન દશા અને મૂર્ખાઈ માટે અમે દિલગીર છીએ એવું કાંઈજ નથી. અમે એવા દુઃખવાદી નથી. અમે આ પ્રમાણે કહીએ છીએ તે માત્ર તત્ત્વ દૃષ્ટિએ એમ છે માટેજ કહીએ છીએ. વિશ્વની વ્યવસ્થા અને આત્માની ઉન્નતિનો ક્રમજ આ પ્રમાણે ગોઠવાયો છે. એના પ્રતિપાદનરૂપે કહીએ છીએ. દુઃખવાદી હોવાને બદલે ઊલટું અમે તો એમ માનીએ છીએ કે આ બધો જીવનકલહ, કષ્ટ, કટુઅનુભવોની પરંપરા એ બધું અનિવાર્ય અને આત્માના

ઉન્નતિ માટે આવશ્યક છે. યુગની અભિવ્યક્તિમાં એ બધા અનિવાર્યપણે આવશ્યક તત્ત્વો છે.

## વ્યક્તિજીવન એ વિશ્વજીવનનો એક બહુ ઉપયોગી અંશ છે: વિશ્વકલ્યાણની એ દિવ્ય યોજના!

હવે આપણે આપણા ચાલતા વિષય ઉપર આવીએ. આસક્તિ રહિત કર્મદ્વારા ઈશત્વ પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા મુમુક્ષુએ પ્રથમ જે ભાવનાનું પોતાના હૃદય સાથે ઐક્ય કરવાનું છે તે આ છે:–તેમણે જાણવું અને અનુભવવું જોઇએ કે તેઓ વિશ્વની આ અનંત યોજનામાં તેના એક વિભાગ તરીકે છે. પ્રાણીમાત્રને આ જીવનલીલામાં પોતપોતાનું વાજબી સ્થાન છે અને પ્રાણીમાત્રે પોતપોતાનો પાઠ આ વિશ્વના નાટયમંચ ઉપર ભજવવો જોઈએ. અને તે સાથે આંતરદૃષ્ટિમાં નિરંતર એટલું સત્ય ધારણ કરી રાખવું જોઇએ કે જે ભાગ ભજવવાનો તેને પ્રાપ્ત થયો છે તે ભાગ ગમે તેટલો મહાન હોય, અગર તે મહાન વ્યાપારી, અધિકારી, નૃપતિ કે ચક્રવર્તીનો હોય તો પણ છેવટે તો તે અખિલ યોજનાનો એક કટકો માત્ર છે. સમગ્ર ઘટનાનો એક અણુ માત્ર છે. અનંત સૈનિકો માંહેનો એક સિપાઈ માત્ર છે; અને તે રૂપે ઉપયોગી થવાને તેણે તૈયાર રહેવું જોઇએ. તે ગમે તેવો મહાન હોય પણ આ આખી ઈમારતનો તો એક પથ્થર વિશેષ છે. ભલે એ પથ્થર પાયારૂપે યોજાયો હોય કે ઈમારતની વચમાં કે મથાળે ચણાવાનો હોય છતાં તે એક અન્ય વિભાગ કરતાં કાંઇજ અધિક નથી. અન્યપક્ષે તે કદાચ દુનિયાની નજરે ગમે તેટલો હલકો, કિંમતવિનાનો, અકિંચિત્કર ભાસતો હોય છતાં તેને પણ આ યોજનામાં તેનું યોગ્ય અને નિયત સ્થાન છે. તેના જીવનનો પણ કાંઇક હેતુ છે, ઉદ્દેશ છે અને તે જીવન અને તેનો ઉદ્દેશ અખિલ યોજના સાથે અવિચ્છેદરૂપે સંકળાયેલો છે. ગમે તેટલું તુચ્છ ભાસતું જીવન પણ નિષ્પ્રયોગી નથી. અને

અમે ઉપર જણાવી ગયા કે આપણું જીવન એ આપણું એકલાનું જ જીવન નથી, પણ અનંત વિશ્વ-જીવનનો તે એક અંશ છે. વ્યકિત વ્યકિત વચ્ચેની પ્રથકતા, વિભિન્નતા, ભેદભાવ, એ બધું કોઇ મહાન ઇશ્વરી યોજનાને લઈને આપણા વિકાસની વર્તમાન અવસ્થામાં આપણને પ્રતીત થાય છે. પરંતુ તેવું જુદાપણું એ સત્યની ઘટનાનો સ્થાયી અંશ નથી. સરિતાના પ્રવાહમાં પ્રતીત થતા વમળો આપણી ચર્મચક્ષુને વમળરૂપે જણાતા છતાં પણ તે જેમ સરિતાના અખંડ અવ્યવહિત પ્રવાહથી ભિન્ન નથી, તેમ આપણું વ્યક્તિ જીવન પણ વ્યક્તિરૂપે નિરાળું પ્રતીત થયાં છતાં પણ અખિલ જીવનથી ભિન્ન નથી. આ પ્રકારની સર્વ જીવનની એકતાનું ભાન ઉદય થયા વિના આત્મા અન્ય આત્માઓના હિત માટે, સેવા માટે, કાંઈ પણ યથાર્થ સ્વાર્પણ કરી શકતો નથી. દયા, પરોપકાર, અનુકંપા, પ્રેમ, માયળુપણું એ બધાનું વાસ્તવ અવલંબન આ આંતરિક એકતાના સંબંધ ઉપર રહેલું છે. એ સંબંધનું ભાન અથવા 'ઉપયોગ' જો કે આપણી આ અવસ્થામાં વ્યક્તપણે આપણે અનુભવી શકતા નથી પરંતુ આત્માનો જે કાંઈ સ્વાભાવિક ધર્મ છે તે પ્રતિ તેનો વેગ નિરંતર રહ્યાજ કરે છે. ડાહ્યા પુરુષો એ વેગનું નિદાન સમજીને જે સંબંધમાંથી તે વેગ ઉદ્ભવ્યો હોય છે તે સંબંધનું ભાન સ્પષ્ટપણે પોતામાં ઉદયમાન કરવા, અને તેનું રહસ્ય પોતાના હૃદયમાં સ્થાયી ભાન રૂપે કાયમ રાખવા ઉદ્યમશીલ રહે છે. તેથીજ અમે કહ્યું છે કે આપણું જીવન માત્ર આપણા પોતાનાજ વ્યક્તિ-વિકાસ અર્થે નહીં પરંતુ સર્વના વિકાસ અને શ્રેય અર્થે સમર્પાવું ઘટે છે. આજ કારણથી આ વિશ્વની યોજના એવા પ્રકારે ઘડાયેલી જણાય છે કે એક જીવનની અસર અન્ય જીવન-ખંડો ઉપર નિરંતર થયાજ કરે છે. અને તેમાંથી સમસ્ત યુગની પ્રગતિ ઉપજી આવે છે. આસક્તિ રહિત કર્મ કરનાર મહાનુભાવે આ વિશ્વની પરમ અદ્ભુત યોજનાનું સ્વરૂપ સમજવું.

જોઇએ અને જેટલે અંશે તે યથાર્થપણે સમજી શકાય તેટલા અંશે તે વ્યક્તિ જીવનના ભાન રૂપી બંધનમાંથી મુક્ત થઈ સમષ્ટિ જીવનના વિશાળ-બહુવ્યાપી, ભવ્યતર જીવનનો ભોક્તા બની શકે છે. વાસ્તવમાં બંધન અને મુક્તિ એ સ્થળાંતર રૂપે નથી, પણ 'ઉપયોગ'ના-ભાનના-જ્ઞપ્તિના ઉચ્ચતર પરિણમન રૂપે છે. અને જ્ઞાન વિના, વિશ્વ અને આત્માની યથાર્થ સમજણ વિના, એ ભાન એ ઉપયોગ ઉદયમાન થવો અસંભવિત છે. જ્ઞાન અથવા સમજણ એ આપણને ઉચ્ચતર ઉપયોગમાં અથવા ભાનમાં સ્થિર કરે છે અને તેમ થતા વિશ્વ, આત્મા, ઇશ્વર આદિ સંબંધની આપણી સાંકડી દૃષ્ટિના સ્થાને વિશાળ ભવ્ય બહુવ્યાપી દૃષ્ટિ પ્રતિષ્ઠિત થાય છે. જેટલા અંશે આમ થાય તેટલા અંશે આપણે બંધન મુક્ત બનીએ છીએ. **મુક્તિ એ કાંઇ આચારરૂપ, વિધિરૂપ કે કર્મકાંડરૂપ નથી; પરંતુ ઉપયોગના પલટાવા રૂપે છે એ કદી ભૂલવું જોઇતું નથી.** વિશ્વની ઘટના, આત્મા, પરમાત્માનું સ્વરૂપ, એ આદિની સમજણ મેળવવા માટે મનુષ્યે જાતે પોતાની ખુલ્લી દૃષ્ટિથી જોવાની જરૂર છે. કોઇ ગ્રંથ વિશેષ કે મહાત્મા અથવા એકલા પયગંબરને વળગીને બેસી રહેવાથી ખરા અર્થમાં 'જ્ઞાન'ની પ્રાપ્તિ કદી થતી નથી. ખરું છે કે શાસ્ત્રીય ગ્રંથો અને મહાત્માઓનું સેવન આપણા હૃદયનો મળને દૂર કરવામાં કોઇ અંશે ઉપકારક છે, છતાં તે સેવન વડે ગ્રંથમાં કે મહાત્મામાં રહેલું જ્ઞાન આપણામાં દાખલ થઈ શકતું નથી. ગ્રંથો અને મહાજનો આત્મપ્રગતિના પંથ ઉપર આપણને અંગુલિ નિર્દેશ રૂપે છે; આપણા ગ્રંથો અને મહાત્માઓ માત્ર આપણી સ્વતંત્ર બુદ્ધિવૃત્તિ અને વિવેક ચક્ષુ ઉપરના પડળને ઉતારવા માટે ઉપયોગી છે. આપણો વ્યક્તિ વિકાસ આપણી પોતાનીજ બુદ્ધિ અને વિવેક શક્તિના ઉપયોગ દ્વારા સાંધી શકાય તેમ છે. આજ કારણથી આપણા જૈનશાસ્ત્રકારોએ 'પ્રસાદ-વાદનો'

બહિષ્કાર કરેલો છે. ટૂંકામાં, વિશ્વ સાથે અને અન્ય આત્માઓ સાથે આપણો વાસ્તવ સંબંધ શું છે તે આપણે જાતે જોતાં અને અનુભવતાં શીખવું જોઇએ.

અને એકવાર તમે ખુલ્લી નજરથી, નિર્મળ દૃષ્ટિએ, વિવેક પુરઃસર નિહાળી જોશો તો તમને જણાશે કે એક આત્મા સર્વ આત્માઓ સાથે અભેદ ભાવે સંબંધ યુક્ત છે. જેમ સર્વ સર્વના માટે છે. તેમ એક સર્વના માટે છે અને સર્વ એકના માટે છે. કેમકે એક સર્વથી અભિન્ન છે, અને સર્વ એકથી અભિન્ન છે. આ કથનનો અનુભવ કદાચ આ કાળે તમે નહીં કરી શકો, આ મર્મ તમારા હૃદયમાં ઘર નહીં કરી શકે, અને એ સારપૂર્ણ વાક્ય અમે નિરર્થક ફેંકી દીધું ગણાશે. છતાં પણ અમારા હૃદયનો પ્રિય અનુભવ અમે અક્ષરાત્મક કરવાની વૃત્તિ રોકી શકવા અશક્ત છીએ.

**એ દિવ્ય યોજના પ્રત્યે અનાસક્ત યોગીનું દૃષ્ટિબિંદુ**

મનુષ્યની પ્રજ્ઞાચક્ષુ જુએ છે કે આપણી આસપાસ પ્રતીત થતી બધી નાની મોટી ઘટનાઓ, કાર્યો, વ્યતિકરો એ સર્વ અત્યંત અર્થપૂર્ણ છે. અને તે આપણા પોતાના જીવન સંબંધેજ નહીં પણ અખિલ વિશ્વના સંબંધે એ અર્થયુક્ત છે. આપણી પ્રગતિ અને સ્વરૂપ અભિવ્યક્તિ અર્થે એક ક્ષુદ્ર ભાસતું કાર્ય આપણને ગમે તેટલું નિર્જીવ અને તુચ્છ ભાસે, પરંતુ વિશ્વની મહાન યોજક અને અનંત ડહાપણવાળી દૃષ્ટિએ તે તેવું નથી. આ મહાન યોજનામાં કોઇ ચોક્કસ હેતુની પૂર્તિ માટે, કોઇ અમુક ઉદ્દેશની સિદ્ધિ અર્થે તે અતિ આવશ્યક હોય છે. અને તે તુચ્છ જેવું કાર્ય કરવાનું આપણને પ્રાપ્ત થયું હોય તો તેને ભાગ્યદત્ત કાર્ય સમજીને આપણે સારામાં સારી રીતે તે બજાવવું જોઇએ. આપણી દૃષ્ટિથી તે કાંઇજ લેખાનું નથી તેથી તેને વેઠ રૂપે નહીં કરતા, પરમાત્માની દૃષ્ટિથી તેને અત્યંત અગત્યનું અને સારયુક્ત સમજીને બની શકે તેટલી ઉત્તમ રીતે નિભાવવું જોઇએ. વિશ્વમાં પ્રતીત થતાં પ્રત્યેક

યળાંતર, સ્થાનાંતર, સ્થિત્યંતર, પરિણામાંતર અર્થયુક્ત છે; કશુંજ પાડેધડે કારણ રહિતપણે, હેતુ શૂન્યપણે થતું નથી, એમ જ્ઞાની નોની દષ્ટિ જુએ છે. શેતરંજની રમતમાં સોગઠાંઓનું હલન લન જેમ અજાણ્યા મનુષ્યને અર્થ વિનાનું જણાય છે, તેમ વેશ્વના નાના મોટા વ્યાપારો અણુસમજુઓને અર્થ વિનાના ભાસે ), ઘણીવાર શેતરંજની રમત ખેલનારાઓ પણ રમતની શરૂઆતમાં ચવામાં આવેલી સોગઠાંઓની સ્થિતિ અને હિલચાલનું છેવટનું રિણામ સમજી શકતા નથી, અને તે સોગઠાના એકાદ હલન ચલન બહુ અગત્યનું ગણતા નથી, પરંતુ રમતની આખરે અગત્ય વેનાના ગણાયેલા તે હલનચલનના સારાસાર પરિણામની તેમને ખબર પડે છે, તેમ અનેકવાર એવું પણ બને છે કે જ્ઞાનીજનો ણુ અમુક નિર્માલ્ય સરખા ભાસતા કાર્યોનું અંતિમ પરિણામ તેના રો અર્થમાં શરૂઆતમાં જોઈ શકતા નથી, છતાં તેઓ એટલું તો રંતર પોતાના હૃદય પટ ઉપર કોતરી રાખે છે કે વિશ્વની પ્રત્યેક ગતિ આગતિ, આત્માનું પ્રત્યેક હલનચલન, પ્રત્યેક આંદોલન, પ્રત્યેક સ્ફુરણ, અર્થ વિનાનું નથી અને એક તુચ્છમાં તુચ્છ બનાવ અખિલ વિશ્વની સાથે સંબંધ યુકત છે. તેઓ પોતે આ અનંત જ્ઞાનવડે યોજાયેલી મહાયોજનાનો અર્થ અનંતમાં ભાગે પણ સમજી શકતા નથી, છતાં તેના હૃદયમાં એટલી તો સંપૂર્ણ શ્રદ્ધા હોય છે કે તેમાં બધુંજ કલ્યાણકર, મંગળકર, શ્રેયષ્કર છે. તે પોતાની ટૂંકી દષ્ટિથી કશુંજ જોતા નથી, ટૂંકી અને અલ્પ મતિએ ભાસતા સુખ–દુઃખના પ્રસંગોમાં તે કશીજ સુખરૂપતા કે દુઃખરૂપતા જોવાની ના પાડે છે. જો કે પ્રભુની દષ્ટિ હજી તેવા જ્ઞાનીને પ્રાપ્ત થઈ હોતી નથી, છતાં એટલું તો તે ચોકસપણે માનતો હોય છે કે, પોતાની અલ્પ સમજણવાળી દષ્ટિએ જે કાંઈ ભાસે છે તે અખિલ સત્ય નથી, પરંતુ એક ટૂંકા પ્રદેશમાં, અમુક દેશકાળની અવધિ પર્યંત, પોતાના માટે તે ખંડસત્ય રૂપે છે. અને તે સાથે તેનું હૃદય હંમેશાં એવા ભાવનો વિલ-

ક્ષણુ આનંદ ભોગવ્યા કરતું હોય છે કે, મારી નજરે અમુક પ્રસંગ, ગમે તેવા સુખ દુઃખના અર્થવાળો ભાસે છતાં પ્રભુની અનંત જ્ઞાન યુકત દષ્ટિમાં તે પ્રસંગ મારું શ્રેય કરનાર અને પરિણામે પરમ સુખમયજ છે.

અને આથી આસકિત રહિત કર્મ કરનાર ખરો જ્ઞાની કોઈ દિવસ કોઇ જાતની ફરિયાદ કરતો નથી; તે જાણે છે કે છેવટને સરવાળે બધું ઠીક જ થવાનું છે. વળી તે જાણુતો હોય છે કે મારે ભાગ જે કર્તવ્યનો ફાળો આવેલો છે તે કર્તવ્ય મારી પોતાની ટૂંકી દષ્ટિએ કદાચ અકિંચિત્કર ભાસતું હોવા છતાં આ મહાન યોજનામાં કાંઇક અર્થપૂર્ણ ઘટના રચનામાં તે નિમિત્તભૂત થવા નિર્માયેલ છે. અને તેથી તે મહાનુભાવ હસતા મુખે એ કર્તવ્યમ જોડાય છે. જેઓના હૃદયમાં આ પ્રકારની શ્રદ્ધા નથી હોતી, તેઓ અનંત જ્ઞાનવડે રચાયેલી એ ઘટનાની ઉપયુક્તતા સામે બળ ઉઠાવે છે, અને તેની વિરુદ્ધ પોતાને પ્રાપ્ત થયેલી બુદ્ધિ શકિતવ બનતા વિઘ્નો નાખે છે. જો કે તેમની વિરુદ્ધતા કે બળવો કાંઈ લાંબો કાળ દૈવી સત્તા કે યોજના સામે નભી શકતાં નથી પોતાને અડીક લાગતું કોઇ ઠેકાણે કાંઇક થાય કે તેઓ એવી ઘટના સામે પોતાનો વાંધો રજૂ કરી દે છે, પોતાના ડહા પણુથી ભાસતી અનિષ્ટતા સામે અરુચિ કે 'પ્રોટેસ્ટ' નો ઠરા બહાર પાડી મોકલી આપે છે. જેમને દૈવી યોજનાની હિતકરતામ શ્રદ્ધા નથી તેમની ફરિયાદ અને અણુગમો નિરંતર જારીજ રહે છે, તેઓ જ્યાં ત્યાં મૂર્ખાઈ અને કમઅક્કલની નિશાનીઓ જોય કરે છે. અનંત કૌશલ્ય યુક્ત દિવ્ય કારીગરનો હસ્ત જોવાને બદલે તેઓ વિશ્વના પ્રત્યેક સ્થાનમાં દિવ્ય જ્ઞાનનો ગેરઉપયોગ નિહાળે છે. તેઓ કહે છે કે, એ સત્તામાં જો કાંઈ અક્કલનો છાંટો હે તો તે કસ્તુરીને કાળી શામાટે બનાવે? ગુલાબને કાંટા શા માં આપે? ચોતરફ જન્મ, જરા, મૃત્યુ, વ્યાધિ, કષ્ટ, ચિંતા, શોક

ખરા અર્થમાં, સાચા સ્વરૂપમાં, જોઈ શકતો હોવાથી ઉપલક દષ્ટિને તેમાં જે અનિષ્ટતા અને ભયકારકતા ભાસે છે તે તેને મુદ્દલ જણાતી નથી. એ બધાને તે શ્રેયનાંજ સંકેત માનતો હોય છે. અને આમ હોવાથી દૈવ જ્યાં તેને લઇ જાય ત્યાં તે આનંદથી નિર્વેદ રહિતપણે, હસતા મુખે, બાલકને સુલભ શ્રદ્ધાથી દોરાય છે. ઘર્ષણ માંથી ઉદ્ભવતું દર્દ તેને મુદ્દલ થતું નથી. હવે તે પ્રભુનાજ ઘોરી માર્ગમાં કૂચ કરતો હોય છે. અને એ માર્ગની બન્ને બાજુએ રહેલી મનોહર લીલાને ભોગવતો, મહાલતો, પોતામાં પ્રગટેલી પ્રભુ-પ્રેમની મસ્તી પૂર્વક નિરંતર પ્રગતિ કરતો રહે છે. તે કોઈ પણ કાર્યમાં કે હલન ચલનમાં પોતાનો સ્વચ્છંદ સ્વીકારતો નથી. પરંતુ બધે મંગળકારી દિવ્ય સત્તા જુએ છે. એ નેતૃહસ્ત ગમે ત્યાં લઈ જાય ત્યાં તે ખુશીથી જાય છે, પછી તેનું પ્રથક્ અભિમાન લય થતું ચાલે છે.

### કર્મયોગનો મર્મ

પ્રિય વાચક! કદાચ તમને એમ લાગતું હશે કે ઉપર દોરેલું ચિત્ર એ માત્ર ફિલસુફીનું જ ચિત્ર છે, તત્ત્વજ્ઞોનું સ્વપ્ન છે, કોઈ આદર્શ સ્થિતિની ભાવના માત્ર છે. ભાવનામાં તે સ્વપ્નમય ચિત્ર ગમે તેવું સુંદર હોવા છતાં વ્યવહારમાં તે ઉપયોગી નથી. આના ઉત્તરમાં અમારે એટલું જ કહેવાનું રહે છે કે, તમને હજી વિશ્વમાં પ્રવૃત્તિની વિવિધ શાખાઓમાં વિહરતા મહાન જનોના અંતઃકરણની સાચી સ્થિતિની ખબર નથી. કદાચ તમને આ વાત સાંભળીને અજાયબી પણ થશે. મનુષ્ય-પ્રયત્નની વિવિધ શાખાઓમાં અગ્રસ્થાને વિરાજનારા અનેક મનુષ્યો અમે ઉપર જણાવેલી ભાવનાને વ્યક્ત કે અવ્યક્તપણે અનુસરે છે. તેમને એમ જણાય છે કે 'અમે કોઈ મહાનસત્તા વડે દોરાઈએ છીએ' અને તેઓ એ સત્તામાં વિશ્વાસ રાખતાં શીખ્યા હોય છે. એ સત્તાનું કે વિશ્વાસનું તેમના અંતઃકરણમાં જો કે ઘણીવાર બહુ સ્પષ્ટ ભાન હોતું નથી, છતાં તેઓ તેને અનુસરવા માટે પ્રેરાય છે. તેઓ પોતાના હૃદયમાં ઊતરીને એ સત્તાનું સ્વરૂપ

વિચારવા જો કે અવકાશ મેળવતા નથી છતાં તેમને એમ જણાતું હોય છે કે મારા ઉપર ઇશ્વરની કૃપા છે અને મારી પાસે એ લાભવાળું કામ જ કરાવે છે. આવી ભાવના અનેક સજ્જનોના હૃદયમાં વિરાજતી અમે જોઈ છે, સાંભળી છે અને વાંચી છે. આપણા દેશના મોટા પુરુષોમાં આત્મવૃત્તાંત લખવાની, અથવા પોતાના હૃદયની ભાવનાઓ ડાયરી રૂપે નોંધવાની પણ પ્રથા નથી. જો તેવું હોત તો તેમના હૃદયભાવોનું આ સ્થળે દિગ્દર્શન આપવા, અને તેમ કરીને અમારી દલીલનું સમર્થન કરવા અમે શક્તિમાન થાત. પરંતુ યુરોપ અને અમેરિકાના અનેક મહાન પુરુષો, પ્રવૃત્તિમાં ગમે તેટલા નિમગ્ન હોવા છતાં પોતાના હૃદય-ભાવોને અક્ષરાત્મક રવાની તક લે છે. અમારા વાંચવામાં એવું એક ચરિત્ર આવેલું છે માંથી આ સ્થાને થોડુંક અવતરણ કરીશું. ઉદ્યોગનો પિતા ગણાતો કે અનર્ગળ ધનનો સ્વામી એક સ્થાને એવા ભાવનું લખે છે કેઃ "લોકો મારા સંબંધમાં એવું માને છે કે, હું અત્યંત પ્રબળ ચારિત્રવાન વ્યક્તિ છું અને દુનિયાને ખ્યાલ પણ ન હોય ત્યારે હું અદ્ભુત યોજનાઓ અને ઘટનાઓનું નિર્માણ કરતો હોઉં છું. આ લોકોની માન્યતા સાવ ખોટી છે. હું દૂરદર્શી એવો મુદ્દલ નથી. મારી આસપાસના સમુદાય કરતાં મારામાં કશું જ અધિક નથી. ઘણીવાર તો હું એક વખતે એક પગલા કરતાં અધિક દૂર જોઈ શકતો નથી. તેમ છતાં મને એમ ભાસ્યા કરે છે કે, મારા મનના કોઈ અગોચર પ્રદેશમાં બધી જ યોજનાઓ તૈયાર રહેલી છે અને વખત આવ્યે તે મને પોતાની મેળે સૂઝી આવે છે. મને એમ જણાય છે કે, જાણે હું કોઈ શેતરંજની રમતનું સોગઠું છું અને કોઈ મહત્તર સત્તા, વિશ્વના પ્રાણી-પદાર્થોમાં કોઈ શુભ અવસ્થાંતર ઉપજાવવા માટે, મને સાધન તરીકે વાપરે છે. આ અવસ્થાંતરો કે પરિવર્તનો શું હશે તેની કશી રૂપરેખા મારા હૃદયમાં નથી. વળી તે સાથે એવું તો હું મુદ્દલ માનતો નથી કે મારામાં કોઈ ઉચ્ચ ગુણોના કારણથી ઇશ્વરની મારા ઉપર

ખાસ મહેરબાની છે! મને શરમ છોડીને કહેવા દો કે મારામાં બીજામાં ન હોય તેવું કશું જ નથી. હું કોઇ જાતની ખાસ કૃપા માટે લાયક નથી. મારા બીજા બંધુઓ કરતાં કોઇ પ્રકારે હું વધારે સમજણવાળો, વધારે સારો કે યોગ્ય નથી. કેટલીકવાર મારા હૃદયમાં એવો ભાવ પૂર જોસમાં પ્રગટી નીકળે છે કે, હું જે કાંઇ કરું છું તે મારા પોતાના માટે નથી કરતો, પરંતુ બીજાઓના માટે કરું છું-કદાચ આખા યુગ માટે કરું છું. છતાં મારા કાર્યમાં બીજાઓનું અને યુગનું શું કલ્યાણ રહેલું હશે એ હું જોઈ શકતો નથી. અરે! કલ્યાણની વાત જવા દો પણ એથી ઊલટું હું મારા કાર્યથી અનેકનું માઠું થતું નજરો નજર જોઉં છું. મારી વિસ્તારેલી બાજીમાં હજારો લોકો લાખો રૂપીઆ ગુમાવે છે અને હજારો લોકો મારા કાર્યોથી ત્રાસ પણ અનુભવે છે. આમ નજરે જોઉં છું છતાં મારું હૃદય એમ માનતું હોય છે કે, એ બધું યોગ્ય જ થાય છે. મારા વિપુલ દ્રવ્યમાંથી મને કશી જ મજા મળતી નથી. દ્રવ્ય મળ્યા પછી મને તે જાય કે રહે તેની લેશ પણ પરવા રહેતી નથી. છતાં એ દ્રવ્ય મેળવવાની જે બાજી હું રચું છું તે બાજીને સાંગોપાંગ સફળપણે પાર ઉતારવાના કાર્યમાં હું અત્યંત રસ લઉં છું. મને તેમાં એક રસપ્રદ રમત જેવો આનંદ અનુભવાય છે. પરંતુ એ આનંદ, રમત ચાલતા દરમિયાન જ મળે છે. જ્યારે રમત પૂરી થઇ ત્યારે તેની હારજીત વિષે મારા મનમાં કશો જ ખેદ કે હર્ષ થતો નથી. મારા કામમાં હું રમતનાં જેવો રસ લૂંટું છું. પરંતુ કામના ફળને હું જોવા પણ ઊભો રહેતો નથી. આ બધું શાથી થતું હશે એ મને પોતાને કશું સમજાતું નથી. કેવી નવાઇની વાત કે જે કાર્ય હું આટલા રસથી કરું છું તેના ફળો ઉપર હું ક્ષણ પણ વિરમતો નથી! તેમ છતાં એટલો તો મને પૂર્ણપણે વિશ્વાસ છે કે એ બધાનો કાંઈક મર્મ હશે. ભલે અત્યારે મને એ મર્મ નથી સમજાતો તેથી શું થયું? કદાચ એક વખત એવો પણ આવી પહોંચે કે જ્યારે આ બધું દ્રવ્ય મારી પાસેથી

લઈ લેવામાં આવે, અને કદાચ તેમ થાય તો પણ મને પાકી ખાતરી છે કે, એ દેખીતી હાનિના સ્થાને મને અવશ્ય કાંઇક એવું મળવાનું કે જેથી એ બધાનો બદલો વળી જાય. મને આવું આવું નાનપણથી જ અનુભવાયા કરે છે. અને એ બધાનો કશો જ અર્થ નહીં સમજતાં છતાં હું મારી જાતને કોઈ ઉચ્ચતર સત્તા વડે દોરાવાની રજા આપું છું. એ સત્તા કોણ હશે તે પણ હું સમજતો નથી. આથી મારા સ્વરૂપનું કોકડું એવું ગૂંચવણ ભરેલું મને જણાય છે કે, તમને તેનો ખ્યાલ પણ ન આવે. અને તે છતાં મને તો આનંદ છે. કેટલીકવાર એ સત્તા વડે દોરાવાની હું ના પાડતો, ત્યારે મને કંઈ ને કંઇ ઈજા થતી, હાનિ થતી, અને જ્યારે તેને વશ થતો ત્યારે મને અવશ્ય લાભજ થતો. લોકો જ્યારે મારી અક્કલ અને કુશળતાની પ્રશંસા કરે છે, ત્યારે ખરેખર મને ભારે હસવું આવે છે. કેમકે મારી અક્કલનું સાચું માપ હું સારી રીતે સમજું છું. હું આ મહાન યોજનામાં એક યંત્ર માત્ર છું. એ યંત્રને કોણ હલાવે છે તે હું જાણતો નથી. એ યંત્રનો ચાલક મારા ઉપર કાંઇ સવિશેષ કૃપા રાખે છે એમ હું માનતો નથી," વગેરે વગેરે.

આ મનુષ્યને જાણ્યે અજાણ્યે આસક્તિ રહિત કર્મની ભાવના પ્રાપ્ત થઇ હતી; જેને કાર્યનું રહસ્ય કહેવામાં આવે છે તેની કૂંચીનું કાંઇક તત્ત્વ ઉપલબ્ધ થયું હતું. તમે જોઇ શકશો કે તે કાર્યના પરિણામની કે પ્રયત્નના ફળની કશી જ લાલસા કશો જ દાવો રાખતો ન હતો. અને પ્રવૃત્તિના ક્ષેત્રમાં તેનો રસ સર્વદા જામેલો જ રહેતો. ફળના અનુસંધાન પૂર્વક, પરિણામોની આસક્તિથી બંધાઈને તે કશામાં જોડાતો ન હતો, પરંતુ સંબંધ યોગથી, કામના અંગે રહેલા રસની ખાતર તે કામ કરતો હતો. અને તેમ છતાં તેની આસપાસના સમુદાયને તે સંસારના સામાન્ય કીડા જેવો— ફળલિપ્સાવાન આસક્ત મનુષ્યો જેવો જણાતો હતો. તેને એમ ભાસતું હતું કે તે પોતે આ મહાન યંત્રના એકાદ નાના સરખા ચક્ર

તેમને આપી શકે તેમ છે તેમાં કશો રસ માનતા નથી. તેઓ એ બધી ચીજો બાળકોના માટે જ રહેવા દે છે. કેમકે તેઓ જાણે છે કે પોતાને તેમાં કશો આનંદ આવે તેમ નથી, છતાં બાળકોના મનથી તેની કિંમત છે. આથી જ્યારે કર્તવ્યના પરિણામની અથવા પ્રયત્નના ફળની વહેંચણી દુનિયા કરે છે, ત્યારે તેઓ પોતે તે સ્વીકારવા માટે હાથ લંબાવવાને બદલે ફળમાં આનંદ માનનારા બાળકોને મોઢા આગળ ધરે છે, અને તેમના હસ્તમાં ફળ મુકાવીને તેના વડે ઉત્પન્ન થતો બાળકના મુખ ઉપરનો આનંદ અવલોકી પોતે તૃપ્ત થાય છે. તેમનો આનંદ કર્તવ્યમાં છે, પરિણામમાં નથી. ધર્મપ્રિય મનુષ્યો જેમ ઉપાશ્રયમાં લહાણી માટે જતા નથી અને ઉપાશ્રયમાંથી છૂટતી વખતે કદાચ લહાણી મળે છે તો તેઓ સાથેના બાળકોના હાથમાં તેનું ગ્રહણ કરાવે છે, તેમ અબંધ પરિણામે કર્તવ્ય કરનાર મનુષ્ય પરિણામ અર્થે કાર્ય કરતો નથી અને તેમ છતાં કદાચ પરિણામ આવે તો તેમાં તેનો રસ, ઉપાશ્રયની લહાણીમાં મળતા પતાસાથી અધિક હોતો નથી.

ઘણીવાર જ્યારે દુનિયા પરિણામ સ્વીકારવા માટે તેને બહુ આગ્રહ કરે છે ત્યારે તેમના સંતોષની ખાતર કદાચ તેને સ્વીકારે છે ખરા છતાં હૃદયથી તેમને એ સ્વીકારમાં કશો આનંદ રહેલો હોતો નથી. તેઓ કદાચ પોતાની છાતી ઉપર સી. આઈ. ઈ. કે કે. સી. એસ. આઇ. નો ખિતાબ ટીંગાડવાની રજા આપે છે, છતાં સાચા મહાજનો તેને અને સોનેરી રિબનના કટકાને જોઇને અંતઃકરણમાં હસ્યા કરતા હોય છે. તેઓની આ હૃદય સ્થિતિ આસપાસનો સમુદાય સમજી શકતો નથી. તેથી આવા મહાપુરુષને તેઓ પોતાના ટોળા માંહેના એક તરીકે માની લે છે. કેમકે મહાપુરુષનું મહત્ત્વ કોઈ પ્રકારના બાહ્ય દેખાવમાં ભાગ્યેજ પ્રતિબિંબિત થાય છે. પ્રાકૃત ટોળામાં અને મહાપુરુષમાં તફાવત શું એ પ્રશ્ન જો તમે અમને પૂછો તો અમે એટલોજ ઉત્તર આપીએ તેમ છીએ કે "મહાપુરુષો એ બધો ભેદ જાણે છે અને પ્રાકૃત સમુદાય તે જાણતો નથી."

આ ઉપરથી તમે જોઈ શક્યા હશો કે અનાસક્તિ એજ સર્વ કર્મનું રહસ્ય છે, અબંધ પરિણામે વર્તવાની ગુપ્ત કૂંચી છે, કર્મયોગનો મર્મ છે અને આપણા જીવનનો છેવટનો સાર છે. ઘણા માણસો અનાસક્તિનો અર્થ એવો માને છે કે એવું જીવન ગુજારવાના ઉમેદવારે બધા પ્રકારનો આનંદ પોતાના જીવનમાંથી બાદ કરી નાંખવો જોઈએ. શમ, દમ, તિતિક્ષા ક્લેશકારક વ્રત-ઉપવાસ આદિ ગ્રહણ કરવા જોઈએ. પરંતુ આ માન્યતા ભૂલ ભરેલી છે; ખરું જોતાં એ બધી ક્રિયાઓ-વ્રત, ઉપવાસ વગેરે-પણ આસક્તિ છોડવાના અને સમભાવ પ્રગટાવવાના ઉપાય તરીકે જરૂરની છે. અધિકારી આત્માઓ તે દ્વારા પણ વાસ્તવિક આનંદ અને શાન્તિ પ્રાપ્ત કરી શકે છે. આસક્તિ રહિત કર્મનું સ્વરૂપ સમજનારનો આનંદ અને સુખ ઘટવાને બદલે ઊલટો હજારોગણો વધે છે. તેવો આત્મા પ્રત્યેક સ્થળેથી આનંદ અને તૃપ્તિજ લઈ શકે છે. આ વિશ્વ તેને આનંદમાંથી ઉપજેલું, આનંદમાંજ વિહરતું, અને આનંદની પૂર્ણતા ભણીજ ગતિ કરતું ભાસે છે. તે વિગ્રહના સ્થાને લીલા જુએ છે. પ્રત્યેક સુખદાયક કે દુઃખદાયક ભાસતી ઘટનામાં તે કોઈ મહાન યોજનાને પૂર્ણ થવાના ક્રમ ઉપર ગતિ કરતી જુએ છે. તેનાં મનથી બધું ઠીકજ થાય છે, યોગ્યજ થાય છે. જે કાંઈ સારામાં સારું થવા યોગ્ય છે તેજ થાય છે. એવી અંતર્ગત દૃઢ અદ્દમૂળ શ્રદ્ધા હોય છે. પ્લેગ, દુષ્કાળ, વિગ્રહ, મહામારી એ બધામાં એકજ શ્રેયસ્કર સંકેત તેના આંતરચક્ષુએ સમક્ષ ઉપસ્થિત હોય છે.

## અનાસક્ત યોગી અને પ્રાકૃત મનુષ્ય

અનાસક્ત યોગી અને પ્રાકૃત મનુષ્ય પ્રાણીમાં એક મહાન ભેદ એ હોય છે કે, જ્યારે પ્રાકૃત મનુષ્ય પોતાના સુખનો આધાર અમુક વસ્તુઓ અને પ્રાણી-પદાર્થો ઉપર હોવાનું માનતો હોય છે, ત્યારે મુક્ત આત્મા અથવા અબંધ પરિણામે વિહરનાર યોગીજનોના હૃદયમા એવો સુદૃઢ નિશ્ચય હોય છે કે સાચું સુખ કોઇ બાહ્ય પદાર્થ

વિશેષમાં અથવા પ્રાણી પદાર્થ ઉપર નથી, પરંતુ સુખ અંતરમાં રહેલું છે અને તે બહાર શોધવાથી કદી મળે તેમ નથી. આથી તે મહાજનો વિપરીત ભાસતા સંયોગો, પરિસ્થિતિઓ અને અનિષ્ટતાઓને પોતાના હૃદયબળથી અનુકૂળ બનાવી શકે છે. જ્યાં પામર મનુષ્યો દુઃખ, ત્રાસ, કષ્ટ, અસંતોષ કલેશ આદિનું નિમિત્ત જુએ છે, ત્યાં બળવાન આત્માઓ અરુચિકર પરિવેશમાં રહેલું મંગળ વિધાન અને કલ્યાણકર સંકેતનું દર્શન કરેછે. અંતરની સુખમય કે દુઃખમય અવસ્થાનો આધાર સંયોગોના સુખદાયકપણા કે દુઃખદાયકપણા ઉપર નથી, પરંતુ તેવા સંયોગો પ્રત્યેના આપણા વલણ ઉપર છે. આપણા હૃદયના ખૂણા ઉપર તે ભાવનાનું સ્વરૂપ અવલંબીને રહે છે. આથી જ જૈનશાસ્ત્રકારે વેદનીયકર્મને 'અઘાતીકર્મ' ની કોટીમાં ગણ્યું છે, અને તે પ્રકારે વિશ્વને ઉપદેશ્યું છે કે શાતાવેદનીય કે આશાતાવેદનીય નામથી ઓળખાતા કાર્મિક સંયોગોમાં, આપણા સ્વરૂપનો ઘાત કરવાનું અર્થાત્ આપણી ઇચ્છા વિરુદ્ધ આપણા ઉપર અસર કરવાનું, કોઈ પ્રકારનું સ્વભાવગત સામર્થ્ય in berent power નથી. સંયોગોના [સુ]ખદાયકપણા કે દુઃખદાયપણાનો આધાર મોહનીયકર્મની ગૌણતા [કે] બહુલતા ઉપર રહેલો છે. અર્થાત્ મોહમાં લપટાવાના આપણા [ભ]ાવના તારતમ્ય ઉપર આપણી સુખમયતા કે દુઃખમયતાની [મ]ાત્રા નિર્ભર છે, એ કદી ન ભૂલવું જોઇએ. જ્યાંસુધી મનુષ્ય અમુક પ્રાણી પદાર્થમાં લપટાઇને રહે છે, અને પોતાના સુખનો આધાર તે પ્રાણી પદાર્થમાં કલ્પે છે, ત્યાંસુધી તે મનુષ્ય તે તે પ્રાણી પદાર્થનો ગુલામ છે, અને તે પોતાનું જીવન દાસત્વમાં વિતાવે છે. પરંતુ જ્યારે તે પોતાને એ મોહની આંટીમાંથી મુક્ત કરે છે, ત્યારે તે પોતાનું સ્વામિત્વ, સ્વાતંત્ર્ય, અને સ્વત્વાધિકાર પુનઃ પ્રાપ્ત કરે છે, એટલુંજ નહીં પણ પોતાના ભીતરમાં રહેલ સુખનું, આનંદનું, તૃપ્તિનું સ્વભાવગત અમીઝરણ મેળવી શકે છે. પરંતુ એટલું નિરંતર સ્મૃતિમાં રાખવું જોઇએ કે, અનાસક્તિનો અર્થ

હૃદયનું શુષ્કપણું, અમાયાળુપણું, પ્રેમહીનતા નથી. એથી ઊલટું અબંધ આત્મા નિરવધિ પ્રેમની ભાવનાનો પરિચય આપી શકે છે. પ્રેમ અને મોહમાં ભેદ એટલોજ કે, મોહ એ સ્વાર્થની દુર્ગંધવાળો હોય છે, અને પ્રેમ સ્વાર્થરહિત નિર્હેતુક હોય છે. વિષયાંતરમાં ઊતરી પડવાના ભયથી અમે આ પ્રેમ અને મોહનું સ્વરૂપ વિસ્તારતા અચકાઇએ છીએ.

જે મનુષ્યો મોહાંધ જીવન ગુજારે છે અને અમુક પ્રાણી પદાર્થોમાં પોતાના સુખ અને આનંદનું અવલંબન કલ્પે છે, તેઓના મનથી અમે ઉપર જણાવ્યું તે પ્રકારનું આસક્તિ રહિત જીવન મૂર્ખાઈ ભરેલું અને અવ્યવહારુ જણાશે. તેઓ એટલુંજ બોલી ઊઠશે કે "આ બધી વાત કહેવામાં તો સુંદર જણાય છે તેની ના નથી, પરંતુ પરિણામની આશા વિના કામ કરવું એ કેવી રીતે બનવા યોગ્ય છે?" અને આ પ્રમાણે તેના અંતઃકરણમાં શંકા થાય તે સ્વાભાવિક છે, કેમકે ઉચ્ચતર જીવનનો તેણે કોઇ કાળે અનુભવ કરેલો હોતો નથી. દેશના રક્ષણ માટે અથવા કોઈ એકાદ ભાવના કે સિદ્ધાંતને ખાતર રણક્ષેત્રમાં માથા કપાવનાર વીર યોદ્ધાનું વર્તન જેમ એક વેપારીને સાહસ અને મૂર્ખાઇ ભરેલું લાગે છે, તેમ આસક્ત મનુષ્યને ફળની અભિસંધિ અથવા પરિણામની આશા વિનાનું વર્તન અર્થરહિત અને બેવકૂફી ભરેલું જણાય છે. પરંતુ આવા મનુષ્યો જો પોતાનાજ કાર્ય પ્રદેશમાં જરા બારીકાઈથી અવલોકન કરશે તો તેમને જણાશે કે, અમુક પરિણામને લક્ષ્યમાં રાખીને કામ કરનાર મનુષ્ય કરતાં કાર્યમાં પોતામાં રસ સમજીને કાર્યને ખાતર કામ કરનાર મનુષ્ય ઘણુંજ સુંદર કામ કરી શકે છે. તેમ પોતે એકાદ દુકાનમાં, ઑફિસમાં અથવા કારખાનામાં જઈને જ્યાં ઘણા મનુષ્યો કામ કરી રહ્યા છે, ત્યાં જરા નજર કરો! તમને તુરત જ જણાશે કે, ત્યાં બે પ્રકારના મનુષ્યો કામ કરે છેઃ એક પ્રકાર એવો માલૂમ પડશે કે, જેઓની નજર પોતાની હંમેશની રોજી ઉપર છે અર્થાત તેના મનમાં એમ જ રમ્યા કરતું હોય છે કે 'હવે ઝટ પાંચનો ટકોરો થાય તો આપણું

દનિયું પૂરું થાય અને આઠ આના કે રૂપીઓ આપણા ખાતે જમા બાજુ ઉપર ચડી જાય. તેમની નજર હરતાં ફરતાં ઘડિયાળના કાંટા ઉપર રહે છે જેથી રખે છૂટવાના ટાઈમ કરતાં એકપણ મિનિટ વધુ વીતી ન જાય! તેમનું અંતઃકરણ રોજના પૈસા અને છૂટી મળવાનું સૂચવતાં ઘડિયાળના ટકોરા ઉપર જામેલું રહે છે. કામને તેઓ વેઠ ગણે છે. પ્રભુએ માથે નાખેલી આફત ગણે છે. અને છૂટી મળતાં તેમનું હૃદયકમળ સોળે કળાએ વિકસે છે. બીજા પ્રકારના મનુષ્યો એવા જણાશે કે, જેઓ અલબત્ત પોતાના કાર્યને પોતાના નિર્વાહનું સાધન ગણે છે, છતાં તેના કામમાં તેને એટલો બધો રસ હોય છે કે કામ દરમિયાન તે પૈસાને ખાતર કામ કરે છે તે હકીકત ભૂલી જાય છે. પોતાને અમુક કલાક કામ કરવાનું હોય છે તેનું પણ તેને વિસ્મરણ થાય છે. અને પોતાનું કામ બને તેટલું સારી રીતે, સુંદર અને સંતોષકારક થાય તેવી વૃત્તિથી કાળની ગતિના ભાન વિના ધસડાયે જાય છે. કામના રસમાંને રસમાં સાંજ પડી જાય છતાં પણ તેને ખબર પડતી નથી.

આ બે પ્રકારના મનુષ્યોમાંથી પ્રિય વાચક! તમે કોને પસંદ કરો છો? ઘડિયાળના કાંટા ઉપર ડોળો ફેરવ્યા કરનાર પ્રથમ પ્રકારના મનુષ્યને કે કામમાં રસ સમજી કામને ખાતર કામ કરનાર બીજા પ્રકારના મનુષ્યને? અમને ખાતરી છે કે, આટલા વાંચન પછી આપ બીજા પ્રકારના મનુષ્યની હૃદયસ્થિતિની ઉચ્ચતરતા સમજી શકયા હશો.

ઉપર્યુક્ત બીજા પ્રકારના અનેક મનુષ્યો વર્તમાનમાં છે. તેઓ ખરેખર આસક્તિ રહિત કર્મના એક સ્વરૂપનો પોતાના જીવનમાં પરિચય આપે છે. વિશ્વનું સારામાં સારું કામ તેમના વડેજ થાય છે કે જેઓ પોતાના કાર્યમાં રસ લે છે. માત્ર રોજી કે પગાર કમાવાના ઈરાદાથી પોતાના નિત્યના કાર્યની ગતિમાંથી જેઓ સોંસરા નીકળે છે તેઓ કર્યુંજ જીવવા જેવું કાર્ય કરી શકતા નથી. વિશ્વના મોટામાં મોટા કુશળ ચિત્રકારો, અદ્ભુત કાવ્યોની સુધા-સરિતા વહેવરાવનારા પ્રતિભાસંપન્ન કવિઓ, જગતને હાસ્ય, રુદન, શોક

આદિ રસ-ભાવોમાં નિમજ્જન કરાવનાર મહાન નવલકથાકારો, પોતાની સ્વરલહરી વડે સજીવ સૃષ્ટિને તાનના હિંદોલ ઉપર ચડાવનારા ગાયકો એ બધા કાંઇ પોતાના કાર્યને વેઠ કે આફતરૂપે ગણાતા નથી પરંતુ તેમને તેમાં રસ રહેલો છે માટે તેઓ તેવા અદ્ભુત કાર્યો કરી શકે છે. તેઓ પોતાના આત્મામાં જે કંઇ રહેલું છે તેનો બાહ્ય સૃષ્ટિમાં બહિર્ભાવ કરવા મથી રહ્યા હોય છે. તેઓ જ્યારે કામ કરતા હોય ત્યારે તેમને નથી હોતું ભૂખનું ભાન કે નથી હોતું શીત ગરમી કે વર્ષાનું ભાન. કાળની ગતિ પણ તેમના માટે અર્થ રહિત હોય છે. કેટલો સમય વીત્યો, મારા નીમેલા સમય કરતા મેં વધારે વાર કામ તો નથી ખેચ્યું ને એવો ખ્યાલ સરખો પણ તેમને આવતો નથી. તેમના કાર્યમાં અને કાર્યથી ઉત્પન્ન થતા રસમાં તેઓ તલ્લીન હોય છેઃ આત્મ-સંતુષ્ટ હોય છે. "પેટને ખાતર આ બધા ધામા ઉધામા કરવા પડે છે" એવું પામરનું કથન કે કાયરની ભાવના તેમના આત્મામાં કદી પ્રવેશતી નથી.

ઘણા અલ્પજ્ઞ મનુષ્યો એમ માનતા હોય છે કે "અબંધ પરિણામે કાર્ય કરનારા પુરુષો માત્ર પોતાની ભાવનાની સૃષ્ટિમાં જ વિહાર કરનાર હોય છે. દુનિયાદારીના વ્યવહારુ પ્રશ્નોના તોડ તેવા માત્ર ભવ્ય સ્વપ્નોના આદમીઓથી કદી બને નહીં. તત્ત્વના પ્રદેશમાં વિચરનારનાં અંતઃકરણમાં માત્ર તર્કોના કોકડાં વણાતા હોય છે. તેમનું જીવન-વસ્ત્ર માત્ર ભાવનાઓનાજ વાણાતાણાથી વણાયેલું હોય છે. ટૂંકામાં જગતના વ્યવહારિક ક્ષેત્રમાં તેઓ કશી ધાડ મારી શકે નહી." આવું માનનારા મનુષ્યો માત્ર સપાટી ઉપર જોઇને જ બધો નિર્ણય બાંધી દે છે. શાંત અક્ષુબ્ધ પાસિફિક મહાસાગરનો તરંગ રહિત જળસમૂહ જોઇ તેમાં કશીજ ઊંડાણ નથી એમ કોઈ મૂર્ખ મનુષ્ય માની લે, તેના જેવી જ ઉપર્યુક્ત માન્યતા છે. સમુદ્રના વાસ્તવિક ઊંડાણનું ધોરણ જેમ તોફાન ભરેલી સ્થિતિ નથી, તેમ વ્યવહારુ ડહાપણ અને ચતુરતાનું ધોરણ કાંઈ

ધમાધમ કે તોફાનો મચાવી મૂકવામાં, અથવા શોરબકોર કરી મૂકી દુનિયાનું ધ્યાન ખેંચવામાં નથી. વિશ્વ માંહેની પ્રવૃત્તિઓની બધી શાખાઓમાં અનાસક્ત પુરુષો અથવા 'વ્યવહારુ મહાત્માઓ' જ ખરું પાણી બતાવી શકે છે. વિશ્વમાં મહદ્ અવસ્થાંતરો—માનસિક આધ્યાત્મિક અને આધિભૌતિક પરિવર્તનો—તેવા વ્યવહારુ યોગીજનો વડે જ ઊપજી આવ્યા છે. માત્ર સપાટી ઉપર જ ઉદ્યોગ કરનાર કશી ઊંડી અને સ્થાયી અસર ઉપજાવી શકતો નથી. વિવેકાનંદ, રામતીર્થ, દયાનંદ, કેશવચંદ્ર, રાજચંદ્ર, ઍનીબીસન્ટ આદિ સદ્ગત મહાજનો આ યુગમાં જે કાંઈ કરી ગયા છે, અને રવિન્દ્રનાથ, ગાંધીજી, માલવીઆજી આદિ વર્તમાનમાં કરી રહ્યા છે તે એકલા દુનિયાદારીના ડહાપણવાળા અને વૈશ્યવૃત્તિ વડે જ બધા કાર્યમાં પ્રેરાનારા પ્રાકૃત મનુષ્યોથી શું કદી બની શકે તેમ છે? નહીંજ. મહાજનોના કાર્યો પરિણામ મેળવવાની સ્પૃહાથી નથી થતાં પરંતુ કર્તવ્યબુદ્ધિમાંથી—ઇશ્વર પ્રેરિત ધર્મની ભાવનામાંથી ઉદ્ભવે છે. તેમની અનાસક્તિ તેમને એવું બળ આપે છે કે જે આસક્ત પામરમાં નથી હોતું. અનાસક્ત નિર્ભય હોય છે, વીરત્વથી ઊભરાતા અંતઃકરણવાળો હોય છે. તેના હૃદયમાં એવી દૃઢ પ્રતીતિ હોય છે કે મારા સુખનો આધાર અમુક બાહ્ય સંયોગો કે પરિસ્થિતિઓ ઉપર નથી, અને ગમે તેવા કફોડા સંયોગો અને વિકટ મામલામાંથી પણ મનની જેવીને તેવી સબળ અવસ્થા સહિત હું સોંસરો નીકળી શકીશ. તે જાણતો હોય છે કે હું જે અચળ ખડક ઉપર ઊભો છું તે ખડકને સમુદ્રનું ઘૂઘવતું તોફાન તોડી નાખી શકે તેમ નથી, પરંતુ ઊલટા તે તોફાની મોજાઓ તે ખડક ઉપર અફળાઇને છિન્નભિન્ન થઈ જશે. વળી તે જાણતો હોય છે કે હું મારી ક્ષુદ્ર સત્તા વડેજ કામ કરું છું એમ નથી, પરંતુ મારા સ્વરૂપ પછવાડે જે અનંત શક્તિમાન સત્તા રહેલી છે તે વડે કરું છું. આ પ્રકારની શ્રદ્ધા તેને જે બળ અર્પી શકે છે, ને બળ અને ઉત્સાહનું સ્વરૂપ જેમણે પોતાના સુખનો આધાર અમુક પદાર્થ ઉપર માનેલો હોય છે

તેઓ કલ્પી પણ શકતા નથી. પોતાની અમુક યોજના નિષ્ફળ જવાથી અથવા અમુક પ્રાણી પદાર્થમાંથી પોતાના માટે સુખ કે આનંદનો વહેતો પ્રવાહ અટકી પડવાથી પામર મનુષ્યો પોતાનું આવી બન્યું ગણી લે છે, તેઓ પોતાના જીવનને ધૂળમાં મળી ગયું માને છે અને વિશ્વ તેમના માટે સ્મશાનનું રૂપ પકડે છે.

આથી ઊલટું અનાસક્ત પુરુષ એમ માનતો હોય છે કે આ મહાન જીવન પ્રવાહમાંથી હું પસાર થાઉં છું. આ સમસ્ત જીવન-તત્ત્વનો હું પણ એક અંશ છું, અને વસ્તુતઃ કોઇ પ્રાણી પદાર્થનો તત્ત્વતઃ વિનાશ નહીં હોવાથી બધું સર્વ કાળ રહેલુંજ છે. એ બધું મારા વાસ્તવ સ્વરૂપથી ભિન્ન નથી પરંતુ મારામાં હું પોતેજ તે છું. આ સર્વનો તે એક અંશ છે. તે ભાવનામાં તેને અત્યંત ઉત્કટ સુખ અનુભવાય છે. તેની ભાવનામાંથી ઉદ્ભવતા સુખનો ખ્યાલ આસક્ત મનુષ્યો ક્યાંથી કરી શકે? અનાસક્ત મહાત્મા જનસમુદાય વડે ઊભરાતા રસ્તાઓમાં જાય છે અને ત્યાં અસંખ્ય મનુષ્યોની હિલચાલ, ચલનવલન અને વિવિધ પ્રવૃત્તિઓ નિહાળે છે, અને તે બધાને તે પોતાના એક વિભાગ રૂપે ગણે છે. સમુદાયની પ્રવૃત્તિ, તેમની પ્રવૃત્તિનો વિકાસ, તેમની ગતિ આગતિઓ એ બધાને તે પોતાનું અને પોતામાંજ ગણે છે, અને તેમાંથી અદ્ભુત સુખ મેળવે છે. આ મહાન ઊથલપાથલ કે ધમાલથી તે ડરતો નથી અથવા તો ગભરો બની જતો નથી. કેમકે તે મહાન પ્રવૃત્તિ અને પ્રચંડ આંદોલનોના મૂળમાં રહેલો દૈવી સંકેત તે જોઇ શકતો હોય છે. તે પ્રવૃત્તિના એક પ્રદેશમાંથી અન્ય પ્રદેશમાં જાય છે અને ત્યાં પણ તેવોજ મહાન ઊથલપાથલ થયા કરતો જુએ છે. પરંતુ એ બધામાં કોઈ અદૃશ્ય હાથ કામ કરી રહેલો તેને માલૂમ પડે છે. તે પોતાની પ્રકૃતિને અનુસરતું કામ શોધી લઈ તેને અતિ આનંદથી કરવા લાગી પડે છે અને તે કાર્યદ્વારા પોતાના અંતર્ગત સૌંદર્ય અને હૃદયની ભાવનાને બાહ્ય પ્રદેશમાં લાવે છે. આવી ભાવનાથી તેનું બધું કાર્ય થતું હોઇને તે કાર્ય તેના વડે જે સારામાં સારું

થવા યોગ્ય હોય તેવુંજ થાય છે. અને તેના કાર્યના પરિણામનું શું ? તેના સારા કાર્ય માટે લોકો તરફથી તેને મળવી જોઇતી વાહવાહનું શું ? તેની તેને કશીજ દરકાર હોતી નથી. જે આનંદથી એક કામ તેણે પૂરું કર્યું હોય છે તેજ આનંદ પૂર્વક વળી તે બીજા નવા કાર્યમાં યોજાય છે. કશામાં તે લુબ્ધ થયો હોતો નથી. તે સર્વદા સર્વથી મુક્તજ રહેછે. કશામાં તે ભરાઈ પડતો નથી.

આવો મનુષ્ય પોતાના કાર્યમાંથી આનંદ મેળવે છે. જેઓ આસક્તિ રહિત કર્મનું રહસ્ય સમજ્યા હોય છે, તેઓના ચારિત્રમાં ગુમાન કે આડંબરનો એક અંશ પણ હોતો નથી. બાહ્ય દેખાવ અને ઉપરનો ડામાડોળ તેને બહુ જ છોકરવાદી ભરેલો અને હસવા સરખો જણાય છે. દુનિયાને બતાવવા માટે તે કશું જ કરતો નથી. લોકોની વાહવાહમાં તેને મુદ્દલ રસ હોતો નથી. તેની બધી હાજતો, આવશ્યકતાઓ અને જીંદગીની જરૂરિયાતો એની મેળે જ પૂરી પડી જાય છે. સાથે અમારે એ પણ કહેવું જોઇએ કે તેની જરૂરત બહુ જ ઓછી અને સાદી હોય છે. તેની રુચિઓ સ્વાભાવિક અને સહજે પૂરી થાય તેવી હોય છે. તે બહુ જ જૂજ માંગે છે, જો કે તે જૂજ બહુ વિશુદ્ધ-ઉત્તમ કોટીનું અને સુંદર હોવું જોઈએ. તે પોતાનાં દેહ અને જીવનને નિભાવવાની સામગ્રી હવા, જળ અને માટીમાંથી મેળવી લે છે, અને તે પણ સ્વાભાવિકરીતે, સરલતાથી અને સાદાઇથી મેળવી લે છે. તેઓ જેમ સુખના માટે દોડાદોડ કરી મૂકતા નથી તેમ પૈસાની પાછળ પણ દોટ મૂકતા નથી. અને તેમ છતાં સુખ તેની મેળે તેમને આવીને ભેટે છે તથા નિર્વાહના આવશ્યક સાધનો પણ પોતાની મેળે આવીને તેની સેવામાં હાજર થાય છે. સ્થૂળ દૃષ્ટિવાળા જીવનમાંથી જેઓ મુક્ત-થઈ ઉચ્ચતર જીવનના ભોક્તા બન્યા હોય છે, તેમનો આનંદ અમુક પ્રાણી પદાર્થમાં હોતો નથી પરંતુ માત્ર જીવનમાં જ તેમનો આનંદ છે. જે સુખ અને આનંદ આસક્ત અને મોહલુબ્ધ આત્મા પોતાના ઉત્કૃષ્ટ વિજયની ક્ષણોમાં નથી મેળવી શકતો તેનાથી હજાર ગણો ચડિયાતો આનંદ અનાસક્ત આત્મા માત્ર જીવવામાં જ—અસ્તિત્વના ભાનમાંથી જ મેળવી શકે છે.

### આસક્તિનો ઝેરી ડંખ

જ્ઞાની જનોનો એ છેવટનો નિર્ણય છે કે સુખના નિદાન કે અવલંબન તરીકે જેને ગણવામાં આવે છે તે ભલે કોઇ પ્રાણી હો કે પદાર્થ હો, રાજત્વ હો કે દેવત્વ હો, પરંતુ અવશ્ય તેના ભીતરમાં દર્દનો કાંટો છુપાયેલો હોય છે જ. અમુક વસ્તુ કે સ્થિતિમાં સુખ છે એવી માન્યતામાં જ ઝેરી ડંખ રહેલો છે. અને જે ક્ષણે આપણે સુખની આશા રાખીએ છીએ તે ક્ષણે તે પોતાનો ડંખ મારી આપણા સમસ્ત જીવનમાં ઝેર ભેળવી દે છે. પરંતુ જો આપણે તેને સુખના કારણ કે આધાર રૂપે જોવાનું બંધ કરીએ, અને તેને માત્ર આપણા જીવનના એક આનુષંગિક અથવા મહત્વ વગરના રૂપે ગણીએ તો એ ઝેરથી ભરેલો ડંખ નાબૂદ થાય છે. એ વિષમય સર્પની દાઢ એની મેળે નીસરી પડે છે. જો તમારા સુખના આધાર રૂપે તમે ખ્યાતિ, કીર્તિ, કે આબરૂને ચાહતા હો અને કદાચ તમને તે મળે તો તેની પ્રાપ્તિની સાથે જ અનુભવ થવાનો કે એ ખ્યાતિ પોતાની સાથે એવી એવી અનેક અનિષ્ટ પરિસ્થિતિઓ લેતી આવે છે કે તે તમારા આનંદને સૂકવી નાખશે. એ કીર્તિ નિભાવી રાખવા તમારે જીવતોડ મહેનત લેવી પડશે અને તેને સાચવવા માટે તમારા અંતઃકરણથી વિરુદ્ધનું કાર્ય પણ તમારે કરવું પડશે. પરંતુ તમે જો અનાસક્ત રહીને કર્તવ્યમાં યોજાતા હો, તો કીર્તિ એની મેળે કદાચ આવવાની હશે તો આવશે. પરંતુ તેના આવવાની સાથે પેલા ઝેરી ડંખને આણેલો નહીં હોય.

મનુષ્યો જેને પોતાના સુખનું અવલંબન માનતા હોય છે તે ઘણીવાર સુખ કરતા દુઃખનું વિશેષ કારણ થઇ પડે છે. આનું કારણ બીજું કાંઇજ નહીં પણ સુખના મૂળકારણ રૂપે પોતાના સ્વરૂપને ગણવાને બદલે તેઓ ભ્રાન્તિથી તે તે પ્રાણી પદાર્થને કલ્પે છે. જે દુર્ભાગી ક્ષણે તમે તમારા સુખના આધાર રૂપે કોઇ બાહ્ય પ્રાણી પદાર્થને કલ્પો છો તે ક્ષણેજ તમારા જીવન પ્રદેશમાં દર્દ અને

મંગળવિધાન માને છે અને સમસ્ત વિશ્વના એક કીમતી હક્ક તરીકે ગણે છે. કાર્યમાંથી ઉદ્ભવતું સુખ અને શ્રેય તેઓ યથાર્થપણે સમજતા હોય છે. માત્ર તે કાર્ય મોહને વશ થયા વિના અને મુક્ત હૃદયે કરે છે. કાર્ય એજ તેમનો આનંદ છે.

આપણું જીવન કોઈ મહાન અર્થથી ભરેલું છે. આપણા ભાગ જે કાંઇ કાર્યનો હિસ્સો આવેલો છે તે બજાવી લેવામાં મહાન ઈશ્વરી યોજના પૂર્ણ થવાનો કોઇ પરમ કલ્યાણકર સંકેત સમાયેલો છે. આપણી અલ્પ મતિમાં આપણું વર્તમાન કાર્ય અન્યને સાંપડેલા કાર્યોના મુકાબલે ગમે તેટલું તુચ્છ જણાતું હોય છતાં અનંત જ્ઞાનયુક્ત દૃષ્ટિને તે તેવું ભાસતું હોતું નથી. આપણે મહાન જીવનલીલામાં ઝુકાવવું ઘટે છે. અને એ મહાન ધમસાણનાં મધ્ય ભાગમાં જઇ આપણું કર્તવ્ય બજાવવું ઘટે છે. અત્યારે તમારે ભાગે જે ધર્મ છે તે ધર્મ તમે બરોબર બજાવો. બીજાનો ધર્મ તમને ગમે તેટલો મોહક અથવા આકર્ષક લાગતો હોય તો પણ તે હાલ તો તમારા માટે નથી. આ કાળે, આ ક્ષણે તો તમારે માટે તમારો પ્રાપ્ત ધર્મ જ કર્તવ્ય છે, પારકો ધર્મ ભયથી ભરેલો છે. તમારા પોતાના જ ધર્મમાં તમારું શ્રેય છે, અન્યનો ધર્મ ભયાવહ છે એમ દુનિયાનો એક મહાન શિક્ષક બોલતો ગયો છે તે અક્ષરશઃ સત્ય છે. આપણું વર્તમાન કાર્ય આપણી પોતાની અને સમસ્ત વિશ્વની ઉત્ક્રાંતિ માટે અનિવાર્યપણે આવશ્યક છે. પરંતુ એકવાર ફરીથી તેની તે ચેતવણી! તે કાર્યના ફળમાં લાલચુ ન બનતાં કાર્યના ઈનામની આશામાં બેવકૂફ ન બનતા, તમારી દૃષ્ટિ નિર્મળ રાખો. હૃદય વાદળા વિનાના આકાશ જેવું સ્વચ્છ રાખો. યોગી બનો, ભોગી નહીં. કર્મમાંથી તમે ભાગી છૂટી શકો તેમ નથી. કદાચ તમારું હાલનું કર્તવ્ય તમને ન ગમતું હોય તો પણ તેમાંથી છૂટવાનો એકજ માર્ગ એ છે કે તેને આસક્તિ રહિત તમારાથી બને તેટલી સારી રીતે કરી છૂટો. જે ભોગવ્યા વિના કે કરી છૂટયા વિના છૂટકો નથી તે શા માટે રોતા રોતા અને વીલે મોંએ કરવું જોઇએ? આનંદથી અને રસભેર કરી છૂટો.

:૧:

# કર્મ મીમાંસા

## ૧ કર્મનો અચલ નિયમ

પ્રત્યેક ધર્મના સંસ્થાપકે તેણે પ્રવર્તાવેલા દર્શનમાં સત્યની સઘળી બાજુઓ પર ન્યૂનાધિક અંશે ન્યાય આપ્યો હોય છે, અને આત્માના પ્રત્યેક અંશને તૃપ્તિ આપવા તેણે બનતો પ્રયત્ન કરેલો હોય છે, તે છતાં જે કારણથી તેને નવું દર્શન ઉપજાવવા જરૂર પડેલી હોય છે, તે કારણ ઉપર વિશેષ ભાર મુકયા વિના તેને ચાલતું નથી, અને તેમ કરવા જતાં તેને તે વિભાગને વિશેષ મહત્ત્વ આપવું પડે છે અને અન્ય વિભાગો ગૌણપણાને પામે છે. જ્યારે સત્યનો કોઈ અંશ વિલુપ્ત થવાના ભયમાં આવી પડે છે. અને જનસમાજને તેનું વિસ્મરણ થાય છે, ત્યારે તેના પુનઃ સંસ્થાપન અર્થે પ્રકૃતિના કોઇ ગહન નિયમને અનુસરીને એક બળવાન આત્માનો આવિર્ભાવ થાય છે, અને તેવા આત્માનું મુખ્ય જીવન-કાર્ય એ વિસ્મૃત થયેલા સત્યાંશને તેના યોગ્ય સ્થાન ઉપર પુનઃ આધિષ્ટાપન કરવાનું હોય છે.

આ દૃષ્ટિએ જોતાં જૈન ધર્મના વર્તમાન શાસનના (આદિપુરુષ) મુખ્ય પુરુષ શ્રી વર્ધમાન-મહાવીર મહાત્માનું મુખ્ય જીવન-કાર્ય સત્યના કયા અંશને સ્થાપવાનું હતું, એ પ્રશ્ન થયા વિના રહેશે

નહીં. જેમ ( વેદમાન્ય ) કૃષ્ણનો મુખ્ય પ્રબોધ નિષ્કામ કર્મયોગ, ચૈતન્યનો ભક્તિયોગ, પતંજલિનો રાજ્યોગ, શંકરાચાર્યનો જ્ઞાનયોગ, બુદ્ધદેવની સમાનતાની ભાવના Equal Rights of all, જિસસ ક્રાઇસ્ટની નમ્રતા અને આમરણાંત પ્રેમની ભાવના માટે હતો તેમ મહાવીર પ્રભુનો મુખ્ય પ્રબોધ કઈ ભાવનાના પ્રચાર માટે હતો ! અમને જણાય છે કે તે કર્મના મહાનિયમનું વિશ્વને દર્શન કરાવવાનો હતો; અર્થાત્ આ જગતમાં કોઈ ઇતર સત્તા પ્રાણીઓના શુભાશુભની નિયામક નથી, પરંતુ આત્મા પોતેજ પોતાનો નિયામક છે, પોતેજ પોતાની શુભાશુભ કૃતિના પરિણામે પારિતોષિક પામે છે અને શિક્ષા પણ પામે છે. કર્મફળપ્રદાત્રી સત્તા કોઈ ઇતર નથી પણ આત્મા પોતેજ છે. પોતાનું સ્વર્ગ, નર્ક, મોક્ષ અને સંસાર આત્મા પોતાનીજ મેળે બનાવે છે. અન્ય કોઇ સત્તાના અવલંબનની તેને જરૂર નથી. માત્ર પોતાનાજ અવલંબનની તેને અપેક્ષા છે. પારકાનો પ્રસાદ અને કૃપા અથવા અપ્રસાદ અને અકૃપા આત્માના હિતાહિતમાં કાંઇજ ડખલ કરવા શક્તિમાન નથી. પોતે પોતાની કૃતિ વડે જે કારણો ઉપજાવે છે તેના પરિણામો—કાર્યો તે અનુભવે છે. મહાવીર પ્રભુનો આ પ્રબોધ આ શબ્દોમાં બહુ સરલ અને સાદો ભાસે છે, અને તેથી મનુષ્યસમાજ આવા દેખીતા સત્યની અવગણના કરતો હોય એમ પ્રથમ દૃષ્ટિએ માની શકાતું નથી, પરંતુ આ પ્રબોધથી એક વિરોધી ભાવના મનુષ્યહૃદય ઉપર અનેકવાર પ્રાધાન્ય ભોગવે છે અને તેથી આત્માના બધા ધર્મોનું સમતોલપણું સચવાતું બંધ પડે છે. આ ભાવના તે પ્રસાદવાદની ભાવના છે. નિર્બળ મનુષ્યને તેની પોતાની સત્તામાં વિશ્વાસ હોતો નથી તેથી તે પોતા કરતાં કોઈ મહત્ સત્તાની કલ્પના કરી તેના ચરણમાં પોતાનું શિર નમાવે છે અને આ સંસારના પરિતાપથી બચવા તેની કૃપા માટે દીનપણે કરગરે છે. મનુષ્યહૃદયની નિર્બળતામાંથી ઉદ્દ્ભવતી યાચકપણાની વૃત્તિ તેનું બહુ અહિત કરે છે, તે તેની કલ્પેલી મહાસત્તા ઉપર પોતાનો

બધો ભાર મૂકી દે છે. અને પોતે સ્વપુરુષાર્થથી રહિત બની જાય છે. પોતાથી ઇતર સત્તા ઉપર પોતાના હિત માટે આધાર રાખવાની આ વૃત્તિ જ્યારે અમર્યાદપણે વધે છે, ત્યારે મનુષ્યનું મુખ્ય કર્ત્તવ્ય એ સત્તાને રાજી રાખવા ભણી જ રહ્યા કરે છે, તેનીજ સેવા, અર્ચના, પૂજા કર્યા કરે છે. અને પોતે એક સ્વતંત્ર વ્યક્તિ છે એવું ભાન ભૂલી જઈ પોતાનું શિર ઝુકાવી પ્રાપ્ત કર્ત્તવ્યથી ભ્રષ્ટ થાય છે. આ વૃત્તિથી મનુષ્યોને બચાવી લેવા માટે મહાવીર પ્રભુએ કર્મની ઉપર્યુક્ત મહાભાવના વિસ્તારી જગતને એક નવા તત્ત્વનું પુનઃ ભાન કરાવ્યું હતું એમ અમે માનીએ છીએ. જૈન ધર્મની કર્મ ફિલસૂફી (તત્ત્વજ્ઞાન) આ કારણથીજ સુવિખ્યાત છે અને કર્મના વિષય ઉપર એ કારણથીજ આટલો બધો ઊહાપોહ એ દર્શનમાં થયેલ છે.

અમો આ સ્થળે કર્મના વિભાગો, તેના પેટા વિભાગો અને જૈન ગ્રંથોમાં પ્રતીત થતી ભંગજાળ ઉપર વિવેચન કરવાની ઇચ્છા ધરાવતા નથી. અમને પોતાને એવા પ્રકારનું અતિ વિવેચન બહુ પ્રયોજનવાળું જણાતું નથી. કેમકે એવા વર્ગીકરણોથી મનુષ્યના સામાન્ય જીવન ઉપર બહુ અસર થતી જોવામાં આવતી નથી. કર્મના કેટલા પ્રકાર છે તે કહેવા કરતાં કેવું કર્મ કેવા પ્રકારે પ્રવર્તે છે અને આત્માના કયા અંશ ઉપર અસર કરે છે, એવું વિવેક અને બુદ્ધિને અનુસરતું વિવેચન વર્તમાન મનુષ્યજીવનને અધિક ઉપયોગી છે. આથી મહાવીર પ્રભુના મુખ્ય કથિતાશયને–કર્મવાદને સામાન્ય જનસમાજને ઉપયોગી થાય, તેના રૂપે કાંઈક સ્પષ્ટ કરવા પ્રયત્ન કરીશું.

પશ્ચિમ તરફના દેશોમાં કર્મનો નિયમ, Law of Karma કાર્ય કારણના નિયમ, Law of Cause and Effect અથવા Law of Causation ના નામથી ઓળખાય છે. અમુક કારણથી અમુક કાર્ય ઉદ્ભવવુંજ જોઈએ એવો આ સૃષ્ટિમાં જે નિયમ પ્રવર્તે છે, એને આ દેશમાં 'કર્મનો નિયમ' કહેવામાં આવે છે.

પશ્ચિમના દેશોમાં તેને 'કાર્ય, કારણના નિયમ'ની સંજ્ઞા અપાય છે. એકજ સત્યની ભાવનાને ઉભય દેશના તત્ત્વવેત્તાઓએ બે જુદા જુદા નામથી ઉદ્દેશી છે પરંતુ એકજ સત્યને અમુક પ્રકારની સંજ્ઞા આપવાની રીતિમાંથી તે તે તત્ત્વવેત્તાઓની અંતર્દૃષ્ટિ અને જ્ઞાનનું તારતમ્ય કલ્પવાની પદ્ધતિ જો ખરી હોય તો અમારે કહેવું જોઇએ કે અત્રેના મહાજનો ઉપર્યુક્ત નિયમને પશ્ચિમ તરફના તત્ત્વવેત્તાઓ કરતા સારી રીતે સમજેલા છે. કાર્ય અને તેનું પરિણામ જુદા નથી, પરંતુ સાથેજ છે. કર્મ Action અને તેનું ફળ એ બે જુદી વસ્તુઓ અથવા ભાવનાઓ નથી, પરંતુ એકજ છે. એ સત્યના આપણા પૂર્વપુરુષો સારી રીતે જ્ઞાતા હોવાથીજ તેમણે એ સત્યનેજ 'કર્મનો નિયમ' એવું નામ આપેલ હતું. તેઓ જાણતા હતા કે એ સત્યને 'કર્મ અને તેમાંથી ઉદ્ભવવા યોગ્ય પરિણામનો નિયમ' એવી સંજ્ઞા આપવી એ જનસમાજને એ સત્યનું માત્ર અર્ધું દર્શન કરાવવા તુલ્ય છે કેમકે કર્મ અને તેના પરિણામને જુદા પાડી શકાય તેમ નથી, તેમ તેઓ સારી રીતે જાણતા હતા. કર્મ Action ની સાથે તેનું પરિણામ તાદાત્મ્યભાવે સંકળાયેલું છે એથી માત્ર 'કર્મ'ની સંજ્ઞામાં કર્મ અને તેનું 'પરિણામ' ઉભયનો સમાવેશ થઈ જાય છે.

અમેરિકાનો મહાત્મા Emerson આ સત્યને ઉત્તમ પ્રકારે ઓળખી શક્યો હતો. તેણે એક સ્થાને કહ્યું છે કે 'With every action its results are bound up' અર્થાત્ પ્રત્યેક કર્મ સાથે તેનું પરિણામ ગ્રંથીભૂત છે. જેમ પાણીની સપાટીના ભાગ અને તળીઆના ભાગ વચ્ચે કોઈ ભેદક લીટી નથી પરંતુ તે ઉભય ભાગ એકજ રૂપે છે; તેમ કર્મ અને તેનું પરિણામ એ ઉભય એકજ તત્ત્વ છે. માત્ર કર્મ એ પાણીની સપાટીના ભાગની પેઠે બાહ્ય તત્ત્વરૂપે છે અને તેનું પરિણામ એ પાણીના તળીઆના ભાગની પેઠે અંતર્તત્ત્વરૂપે છે. કર્મ એ 'વર્તમાનમાં' છે અને પરિણામ એ 'ભાવિ'માં છે

એમ આપણે ઘણીવાર અનુભવીએ છીએ; પરંતુ એ 'વર્તમાન' અને 'ભાવિ' એ પાણીની સપાટી અને તળીઆની માફક એકજ અખિલ વસ્તુનું બાહ્યાંતર દશ્ય છે અને તે ઉભય એકજ સંજ્ઞાથી ઓળખાવા યોગ્ય છે. આથીજ આપણા તત્ત્વવિદોએ 'કર્મ' એ શબ્દમાં તેના પરિણામને પણ સમાવેશ કર્યો હતો અને કર્મ અને તેના પરિણામને એકજ ભાવનાવડે સંબોધ્યા હતા.

કર્મ અને તેનું ફળ એ એકજ વસ્તુ–એકજ દશ્ય અથવા ભાવના છે એ સત્ય આપણે આ કાળે ભૂલી ગયા છીએ. આપણે દશ્ય અને અદશ્ય એવા વસ્તુના બે વિભાગ કર્યા સિવાય કોઇ વસ્તુને જોઇ શકતા નથી. પરંતુ એ ખામી આપણી બાહ્યદષ્ટિમાંથી ઉદ્ભવેલી છે. વસ્તુતઃ Visible and Invisible દશ્ય અને અદશ્ય એ બન્ને એકજ વસ્તુની બે બાજુઓ છે. જેમ આપણે ટકોરો અને તેથી ઉદ્ભવતા અવાજને જુદા પાડી શકીએ નહીં, તેમ કર્મ અને તેના પરિણામને પણ જુદા પાડી શકીએ નહી. કારણકે તે બન્ને એક જ તત્ત્વના આવિષ્કારરૂપે છે. આપણે જ્યારે કોઈ કર્મ કરીએ છીએ ત્યારે તે ત્રણ વિભાગમાં વિભક્ત જોઇએ છીએ (૧) તે કર્મનું પૂર્વકારણ અર્થાત્ તે કર્મની પ્રેરકભાવના અથવા Motive અથવા ભાવકર્મ (૨) તે પૂર્વકારણથી ઉદ્ભવતું વર્તમાન કર્મ અને (૩) તે કર્મથી ભાવિનાં પ્રગટવા યોગ્ય પરિણામ. તત્ત્વદષ્ટિથી જોતાં એ ત્રણે એકજ પ્રવૃત્તિના વિભાગો છે. જેમ ભૂત, વર્તમાન અને ભાવિ એ એકજ કાળતત્ત્વની કલ્પિત વહેંચણી છે, અને જેમ તેવી કલ્પનાથી કાળતત્ત્વના કટકા થતા નથી તેમ કર્મનું પ્રેરકકારણ, કર્મ અને કર્મનું પરિણામ એ એકજ પ્રવૃત્તિના કલ્પિત ટુકડા છે.

'કર્મનો નિયમ' એ વાકય ઘણીવાર ભ્રાન્તિનું કારણ થઇ પડે છે. જેમ 'સમાજના નિયમો' 'સરકારના નિયમો' 'જ્ઞાતિના નિયમો' વિગેરે નિયમો છે તેમ કર્મના પણ 'નિયમો' છે એમ

માનવા તરફ આપણે ઘણીવાર દોરાઇએ છીએ, વસ્તુતઃ તેમ નથી. ઉપરોક્ત સર્વ પ્રકારના નિયમો એ એક પ્રકારની આજ્ઞાઓ Commands છે. કર્મનો નિયમ એ ખરા અર્થમાં–વિજ્ઞાનદષ્ટિએ 'નિયમ' Law છે. સમાજ, સરકાર કે જ્ઞાતિ તમને આજ્ઞા કરે છે કે 'આમ કરો' 'તેમ કરો.' અને તેમ કરવામાં તમે નિષ્ફળ નિવડો તો એક પ્રકારની મનસ્વી શિક્ષા કરે છે. જો કે આજ્ઞાઓ નૈસર્ગિક નિયમને અનુસરીને ઘડી કાઢવામાં આવેલી હોય છે, તેમ છતાં દેશકાળની પ્રચલિત ભાવનાને અનુસરવા જતાં તેમાં પૂર્ણાંશે નૈસર્ગિકતા સાચવી શકાતી નથી. કઈ આજ્ઞાના પાલનનું શું ફળ આપવું અને કઇ આજ્ઞાના અનાદરની શી શિક્ષા આપવી, એનું ધોરણ સમાજ કે સરકાર, કુદરત એ પાલન કે અનાદર માટે શું ઇનામ કે સજા કરત એ ઉપર રાખતી નથી; પરંતુ પોતાને વર્તમાનમાં એ પાલન કે અનાદરમાંથી શું સગવડ કે અગવડ ઉદ્ભવશે એના ઉપર રાખે છે. તેમ પારકી જ્ઞાતિના મનુષ્ય સાથે ખાનપાનાદિ વ્યવહાર રાખો તે માટે કુદરતનો કાયદો અથવા કર્મનો નિયમ કાંઇ સજા કરતો નથી કેમકે તે વિશ્વનિયમ Universal Lawની દષ્ટિમાં મનુષ્યોના ભેદ નથી; તે તો મનુષ્ય માત્રને એક માનવજાતિ Human Race રૂપે ઓળખે છે. પરંતુ સમાજ એવા પ્રકારના વ્યવહાર માટે તમારો બહિષ્કાર કે દંડ કરે છે. આ શિક્ષા એ ઉપર્યુક્ત કર્મનું સાહજિક પરિણામ Natural Result નથી, પણ સમાજ પોતાની સગવડ ખાતર એ કૃતિનું એ પરિણામ આપે છે. તેથી એ 'નિયમ' નથી પણ 'આજ્ઞા' છે.

કુદરતની સૃષ્ટિમાં અથવા કહો કે કર્મના ક્ષેત્ર The Realm of Causation માં તેવી આજ્ઞાઓને સ્થાન નથી. જેમ વિજ્ઞાનના નિયમો અચલ અને સર્વકાલીન છે તેમ કર્મના નિયમો પણ અચલ અને સર્વકાલીન છે. ઉભય નિયમો વસ્તુતઃ એકજ છે.

એકનું પ્રવર્તન સ્થૂલ ઉપર હોય છેઃ બીજાનું સૂક્ષ્મ સૃષ્ટિ ઉપર છે. ઉભય કુદરતી છે–સહજ છે–સ્વાભાવિક છે. વિજ્ઞાનના નિયમોનું પ્રવર્તન સ્થૂલ સૃષ્ટિ ઉપર હોવાથી અમુક દશ્ય અનુસરે છે એમ અનેકવાર અવલોકનથી સિદ્ધ થઈ શકે છે અને "કર્મના નિયમોનું" પ્રવર્તન આત્માના ક્ષેત્ર ઉપર થતું હોવાથી કયા ભાવનું શું ફળ આવે કે તેનું અવલોકન ઇન્દ્રિયવ્યાપારોથી બની શકતું નથી. તેથી જ આપણે કર્મની ગતિને 'ગહન' કહીએ છીએ. ખરી રીતે તો તે પણ વિજ્ઞાનના નિયમોની પેઠેજ સ્વાભાવિક છે અને કઇ ભાવનાનું શું ફળ મળશે એ કહી શકવા યોગ્ય છે. પરંતુ એ સામર્થ્ય જેમણે આંતર દૃષ્ટિનો દીર્ઘ અભ્યાસ સેવેલો હોય છે તેમને જ પ્રાપ્ત થયેલું હોય છે અને તે પણ પોતાના જ સંબંધે કઇ ભાવનાનું શું ફળ આવશે એ સામાન્ય રીતે કહી શકે છે. કેમકે પારકા અંતઃકરણના રાગ દ્વેષ બંધારણની સંપૂર્ણ અંશે સર્વજ્ઞતા વિના તેને માહિતી મળી શકતી નથી. આમ હોવાથી કર્મના નિયમો, એ વિજ્ઞાનના નિયમોની માફક મનુષ્યબુદ્ધિની મર્યાદામાં આવી શકતા નથી; પરંતુ એટલું ચોક્કસ છે કે ઉભય નિયમો એકજ ધોરણ ઉપર પ્રવર્તે છે અને એકજ મહાનિયમના સ્થૂલ તથા સૂક્ષ્મ વિભાગો છે.

મનુષ્ય ધારે તો સમાજ વગેરેના નિયમને તોડી શકે છે અને છતાં તે માટે ઠરાવેલી શિક્ષામાંથી કદાચ ભાગી છૂટી પણ શકે છે. કુદરતનો નિયમ મનુષ્ય તોડી શકતો નથી, કદાચ અનાદર કરે ખરો પરંતુ તે અનાદર માટે ઉદ્દ્ભવવા યોગ્ય શિક્ષાથી ભાગી છૂટી શકતો નથી. અમુક સંયોગો અથવા પરિસ્થિતિને અમુક પરિણામ અનુસરેજ છે અને તેમાં અન્યથા થાય જ નહીં એવું નામ કુદરતીનિયમ કહેવાય છે. એ નિયમ તમને અમુક કરવાની કે ન કરવાની આજ્ઞા અથવા નિર્દેશ પણ કરતો નથી. પરંતુ જો તમારે અમુક પરિણામ જોઈતું હોય તો અમુક કાર્ય કરો એમ કહે છે. ઘઉં વાવવાથી ઘઉં લણાય

છૂટવા સમર્થ નથીજ. જે દુઃખને લાયક નથી તેને દુઃખ આવતુંજ નથી. જે મનુષ્ય પોતાના ખેતરમાં ઘઉં વાવી ઘઉંના પાકના પરિણામને લાયક બન્યો છે તેને બંટી કે બાવટાનું પરિણામ આવતું નથી. દુઃખને લાયક કૃતિના બીજ જેણે વાવેલાં છે તેને તે તે પ્રકારના ફળથી બચી શકાતું નથી. ખ્રિસ્તી ધર્મના મહાત્મા જિસસ ક્રાઈસ્ટે ખરું કહ્યું છે કે 'Be not deceived, God is not mocked, whatever a man soweth that shall he all so reap' અર્થાત્ 'ભ્રાંતિવશ થાઓ નહીં, ઈશ્વરી ન્યાયને તમે મૂર્ખ બનાવી શકો તેમ નથી. મનુષ્ય જે જે વાવે છે તેજ લણે છે,' આ સત્ય મનુષ્ય ભૂલી જઈ ઘણીવાર એક કલ્પિત મહાસત્તા આગળ, જે કૃતિમાંથી જે ફળ મળવું જોઈએ તે કૃતિમાંથી તે ફળ ન મળવા અને કાંઈ બીજુંજ મેળવવા કરૂણસ્વરે પ્રાર્થના કરે છે અને એ અચળ નિયમને પોતાના સંબંધે જરા ફેરવી નાખવા વિનવે છે. મૂર્ખ ભ્રાન્તિવશ મનુષ્ય ! તારી કૃતિના પરિણામમાંથી ભાગી છૂટવાનો પ્રયત્ન નિષ્ફળ છે. અને તે તે કૃતિના પરિણામની આપત્તિ તમારા ઉપર ન થાય એ અર્થે કોઈ મહાસત્તા આગળ આંખમાં આંસુ લાવી દયામણું મુખ કરવું તે પણ વ્યર્થ છે. પૂર્વે અયોગ્ય કૃતિ કરી હોય, અને તેનું પરિણામ ઉદયમાં આવી ગયું હોય તો સિંહની માફક મરદાઈથી તે દુઃખરૂપે ભોગવી લ્યો. પણ બકરાની માફક બરાડવું એ યોગ્ય નથી. ઉચ્ચતર સત્તા આગળ તમારું દુઃખ દૂર કરવા માટેની આજીજી શા માટે કરો છો ? તે સત્તાના હાથમાં તે નથી. જે કાંઈ છે તે તમારા હાથમાંજ છે. તમે એક સ્વતંત્ર અને અમુક મર્યાદામાં મુક્ત આત્મા છો, તમારૂં પૃથક્વ્યક્તિત્વ છે, પુરુષાર્થનો અવકાશ છે, અને કઈ કૃતિનું શું ફળ મળવા યોગ્ય છે તે ન્યૂનાધિક અંશે સમજો છો. પછી જે કર્મનું ફળ આવવું ઘટે છે તે ન આવવાની અને ન ઘટતું ફળ આવવાની બેવકુફાઈભરેલી પ્રાર્થના કરી શા માટે હેરાન થાઓ છો ? તેને બદલે પ્રથમથીજ કર્મ કરતી વખતે વિચાર

રાખી તેવું ફળ મળવા વખત ન આવે તેમ કરવું જોઈએ; તેવી પ્રાર્થનાને બદલે તેઓએ શી રીતે મોક્ષ સાધ્યો, કર્મની નિર્જરા શી રીતે કરીને તે પદને પામ્યા તેની ચિન્તવના પૂર્વક તેના સ્વરૂપનું ધ્યાન કરવું અને તેવી પ્રાર્થના કરવી જોઈએ.

મનુષ્યો એક તદ્દન સાદા અને સરળ સત્યને કેમ ભૂલી જાય છે અને અવળે રસ્તે ચડી જાય છે તેના દૃષ્ટાંતની શોધમાં તમે હો તો તે અહીંજ છે. 'કર્મ તેવું ફળ' એ સુંદર સત્ય ભૂલી જઈ મનુષ્યો 'ઈચ્છા પ્રમાણે ફળ' મેળવવાનો ધંધો લઇ બેઠા છે, અને દેવળોમાં એ મૂર્ખાઇ ભરેલી પ્રાર્થનાઓનો ઉચ્ચ સ્વરે પોકાર કરી રહ્યા છે. મહાવીર પ્રભુએ કોઈ સ્થાને એમ નથી કહ્યું કે મારી પ્રાર્થના કરશો તો હું અમુક અયોગ્ય કર્મમાંથી ઉદ્ભવવા યોગ્ય પરિણામનો પરિહાર કરીશ અને કાંઇ બીજું જ તમને ઇષ્ટફળ આપીશ. તેમણે જગતને કર્મનો મહાનિયમ સમજાવી 'કૃતિ તેવું ફળ' નું સ્વરૂપ સમજાવ્યું છે. અને તે હકીકત ધ્યાનમાં લઇ તેઓનું આલંબન ગ્રહી અનેક મનુષ્યો તેવા ઉપદેશથી મુક્ત થાય છે. આમ છતાં હજારો જૈનોને અંતઃકરણમાં એજ પ્રાર્થના પૂજાકાળે રહ્યા કરતી હોય છે કે અમને અમુક મળો અને અમુક ન મળો. બંધુઓ ! તે મળવાનું કે ન મળવાનું જેને તમે પ્રાર્થના કરી રહ્યા છો તેના હાથમાં નથી તો પછી શા માટે એવી અયોગ્ય માગણીઓ કરો છો? એ પ્રભુએ તો તમને સ્પષ્ટપણે કહ્યું છે કે આત્માજ પોતાના સ્વર્ગ કે નર્કનો, સંસાર કે મોક્ષનો, સુખ કે દુઃખનો કર્ત્તા છે. જો એ પરિણામ તેમણે પોતાના હાથમાં રાખ્યું હોત તો તેઓ એમ કહેવાને બદલે આમ કહેત કે "તમને જે ઠીક પડે તે આચરણ કરજો પણ મારી પ્રાર્થના અને ખુશામત હંમેશાં કરતા રહેજો એટલે હું તમને ધારેલું ફળ આપીશ," પણ પ્રભુએ તેવું કશું કહ્યું નથી. તેઓ કર્મના નિયમને યથાર્થ સ્વરૂપે સમજતા હતા અને તેથી જગતને પોતાની

તેવી પ્રાર્થના કરવાનું કહ્યું નથી. જેને જે પરિણામ ઇષ્ટ હોય તે પરિણામ લાવવાને યોગ્યકર્મ કરવાનું કહ્યું હતું અને અને આત્માની મુક્તિ થાય તેવો સ્પષ્ટ ઉપદેશ આપ્યો હતો. છતાં લોક રસ્તો બતાવનારને લઈ પડ્યા છે. તેઓ કરવાનું છે તે કરતા નથી જે ફળ તેમને ઇષ્ટ છે તે ફળને ઉપજાવનારી કૃતિ કરતા નથી પણ રસ્તો બતાવનાર ઉપર પોતાના તારણનો બધો બોજો નાખ પોતે તો પોતાની નિત્યકૃતિ (સંસાર વૃદ્ધિની) કર્યે જાય છે ખરેખર મહાવીર પ્રભુએ 'કર્મ તેવું ફળ' સમજાવતી વખતે આ પરિણામ નહીંજ ધારેલું હોય !

જે સુખ દુઃખ કે જે ફળ મનુષ્યે પોતાની કૃતિથી ઉત્પન્ન ન કર્યું હોય અને જેને માટે તે લાયક ન હોય એવું એક પણ ફળ મનુષ્યને આજ પર્યંત મળ્યું નથી એ વાત નિઃસંશય છે. અને હવે મળવાનું પણ નથી એ બીના પણ તેટલીજ સંદેહ વિનાની છે. શુળીએ ચઢનાર, ફાસીને લાકડે લટકનાર, તોપને મોઢે ઉડનાર શમશેરથી કપાઈ મરનાર, અગ્નિમાં બળી મરનાર કે પાણીમ ડૂબી જનાર એ સર્વ પોતાનું મૃત્યુ પોતાનીજ કૃતિથી ઉત્પન્ન કરે છે, એવા પ્રકારના મૃત્યુના બીજ તેમણે અવશ્ય પૂર્વે વાવેલાં હોય છે. તેમને તે વાવ્યાની વર્તમાનમાં ખબર નથી હોતી તેથ કદાચ તેઓ કુદરતના ઘેર અંધેર કલ્પે, તો પણ વસ્તુતઃ ત્યાં એવે ગોટાળો ચાલતો નથી. અથવા એકને મળવાનું બીજાને, બીજાનું ત્રીજાને ભૂલથી મળી જતું નથી. આંધળા, લુલા, રોગી, મુંગા કે કોઢીઆએ પોતાનીજ કૃતિથી તે તે સ્થિતિ ઉપજાવી હોય છે. નિર્ધન, પુત્રહીન, ઘરબાર રહિત કે સ્ત્રી વિનાના મનુષ્યોને કોઇ બીજાએ તેવા બનાવ્યા નથી, પોતેજ પોતાને તેવા બનાવ્યા છે. તેજ પ્રમાણે શ્રીમાન, સત્તાવાન અને સુખી મનુષ્યોના ઉપર કોઇએ પક્ષપાત કરી તેવા બનાવ્યા હોતા નથી, પણ તેમણે પોતાની કૃતિ વડે પોતાને તેવા

સંયોગોમાં મૂક્યા છે. કર્મના અપ્રતિહત નિયમને અનુસરીને જ તેઓ સર્વ પોતપોતાની વર્તમાન સ્થિતિમાં આવ્યા હોય છે; એ નિયમની સાણસીમાંથી કોઈ બચ્યું નથી કે કોઇ બચાવનાર નથી. મહાવીર પ્રભુના આ ઉપદેશને ગમે તેટલી વાર પુનઃ પુનઃ કહીએ તો પણ પુનરુક્તિ દોષનું કલંક લાગતું નથી, એ સત્ય પરમ સુંદર છે; પરમ મંગળ છે. અમારી કૃતિ અને તેમાંથી મળવા યોગ્ય ફળ વચ્ચે કોઈ આડખીલ ન કરે એના જેવું સૌભાગ્ય કયું હોઈ શકે ? અન્યથા હોત તો અમને પુરુષાર્થનો અવકાશ જ ન રહેત, અને કોઈ મનસ્વી સત્તાના તરંગના ભોગ થઈ પડત. પરંતુ તેમ નથી એજ આપણું ધન્ય ભાગ્ય છે.

મનુષ્યોએ એ નિશ્ચયને પોતાના અંતઃકરણમાં સતત આરૂઢ રાખવો ઘટે છે કે 'મને સુખ આપનાર કે દુઃખ આપનાર કોઈ બીજો નથી પણ હું પોતે જ છું. મારી અયોગ્ય કૃતિ વિના મારો વાળ વાંકો કરનાર કોઈ જ નથી.' એ નિશ્ચયમાં જ મનુષ્યનું વાસ્તવબળ સમાયેલું છે. એટલા જ માટે મહાવીરદેવે આત્માને નિશ્ચયથી પોતાને જ સર્વ દેવોના અધિપતિ રૂપે સિદ્ધ સમાન કહ્યો છે. મનુષ્યની નિર્બળતા બીજા ઉપર પોતાના સુખદુઃખનો આધાર રાખવા પ્રેરે છે. આ અનિષ્ટ પરિણામમાંથી ઉગારવા તે મહાપ્રભુએ સમજાવ્યું કે " મનુષ્યો ! તમે વાવો તેવું લણશો." આમ છે તો પછી આપણે બીજા ઉપર આધાર ન રાખતાં આપણા ઉપર જ રાખવો ઘટે છે.

દુષ્કાળ, ધરતીકંપ, પ્લેગ, જળની રેલ, જ્વાળામુખીનું ફાટવું, મોટી આગો એ સર્વને કર્મફળપ્રદાયી સત્તા, લાયક મનુષ્યોને લાયક ફળ આપવા જ મોકલે છે. પ્રચંડયુદ્ધનો દાવાનળ પણ એજ ફળપ્રવર્તક સત્તા સળગાવે છે. આપણી અલ્પદષ્ટિને કદાચ એમ ભાસે છે કે એમાં લાખો અને કરોડો, નિર્દોષ લોકોનો કચ્ચરઘાણ વળી જાય છે તેમાં

કુદરતનો ન્યાય ક્યાં છે? પરંતુ જે ફળને માટે જે પ્રાણી લા
છે તેને તેટલું, તેવા પ્રકારનું પરિણામ આપીને એ સત્તાનો વે
વિરમે છે. આગ, જેટલું બાળવાનું વ્યાજબી હોય છે તેટલું જ બાળી
કર્મસત્તાની પ્રેરણાથી પાછી શમી જાય છે. પ્લેગ, જેટલા તનુઓ
વિનાશ સાધવા આવેલો હોય છે તેટલાનો જ નાશ કરી થંડો પ
છે. યુદ્ધ પણ જેટલા મનુષ્યોનો સંહાર કર્મફળપ્રદાયી સત્તા
દૃષ્ટિએ યોગ્ય હોય તેટલો જ કરી બંધ પડે છે. ધરતીકંપ
જ્વાળામુખી, રેલ કે દુષ્કાળ, જેટલા દેશને ઉજ્જડ કરવો વ્યાજ
ઘટે છે તેટલો જ ઉજ્જડ કરી અદૃશ્ય થાય છે. વિવિધ યુક્તિઓ વ
સુરક્ષિત કરેલા ઘરો ક્ષણમાં ભસ્મીભૂત થાય છે અને જેનું રક્ષ
કરનાર કોઇ હોતું નથી એવું એકાદ ઝુંપડું બચી જવા પામે
કારણ એજ છે કે એ સુરક્ષિત ગૃહ બળવાને અને ઝુંપડું નહી બળવા
યોગ્ય હતું. અયોગ્યને યોગ્યની અને યોગ્યને અયોગ્યની આપત્તિ થ
નથી જ. આખો દિવસ પ્લેગથી બચવાની વેતરણ કર્યા કરનાર એ
દિવસમાં દશવાર પ્લેગબાધક દવા પીનારનો પ્લેગ ટોટો પક
છે અને પ્લેગના વાતાવરણની મધ્યમાં રહેતી ડોશીનો વાળ પ
વાંકો થતો નથી. સર્વનું કારણ સ્પષ્ટ છે. અને તે એજ કે જ્યાં જ્ય
જે જે થવું યોગ્ય છે અને જેના કારણો પૂર્વે રચાયાં છે ત્યાં ત્ય
તેવું તેવું અવશ્ય થાય જ છે. આત્માને જ્યારે કર્મફળદાત્રી સત્ત
યોગ્ય સમય થયે ફળ આપવા ઉદ્યુક્ત થાય છે ત્યારે કરોડો મનુષ્યે
તે ફળથી ઉગારવા તમારી વહારે ધાય તો પણ કાંઇજ તે લે
લાગતું નથી. અને અને આખું વિશ્વ તમારૂં બૂરું કરવા એક સં
કરી તમારી પાછળ પડયું હોય છતાં અંતરાત્માથી તમે રક્ષાયેલ
હો તો તમને કશું જ થવાનો સંભવ નથી. સર્વ પ્રકારની કારણ
સામગ્રી એ અંતરાત્માના ક્ષેત્ર ઉપર રચાય છે, અને ફળ પણ
ત્યાંથી ઊપજે છે. મારનાર કે જીવાડનાર આત્મા જ છે. નિર્ધનતા, વ્યાધિ
મૃત્યુ એ આત્મા પોતાને માટે પોતે જ પોતાની કૃતિવડે ઉપાર્જે છે.

આત્મા જાણ્યે અજાણ્યે તેવા પરિણામને યોગ્ય કૃતિ (કર્મ) કરી તે તે ફળ મેળવતો હોય છે.

પુનઃ પુનઃ એજ વાત પ્રભુ મહાવીરે પ્રબોધી છે કે આપણે આપણને પોતાને જ ઉગારી શકીએ છીએ. આપણે બીજાને કે બીજા આપણને ઉગારી શકતા નથી. આપણે આપણું પોતાનું દુઃખ ટાળી શકીએ છીએ. આપણે બીજાનું કે બીજા આપણું દુઃખ ટાળી શકતા નથી. એટલું છે કે આપણે બીજાને અથવા બીજા આપણને, સુખ મેળવવા અને દુઃખ ટાળવા શું કૃતિ કરવી યોગ્ય છે તેની સમજણ–બોધ કે ઉપદેશ આપી શકીએ; સત્કર્મમાં પરસ્પર ઉત્સાહ આપી શકીએ; દુષ્કર્મનો ત્યાગ કરવા ચેતવણી આપી શકીએ, આ કરતાં અધિક એક મનુષ્ય બીજાનું કશું જ હિતાહિત કરવા સમર્થ નથી. આપણે બીજાના ઉપર જે કાંઈ ઉપકાર કરી શકીએ તે એટલો જ કે સામા મનુષ્યને પોતાના અંતઃકરણમાં ઉત્તમ ફળને પ્રગટાવનારી બીજકસામગ્રી વાવવા ભલામણ કરી શકીએ અને આપણા ચારિત્ર્ય કે નૈતિક પ્રભાવથી તેને સન્માર્ગે વળવાની છાપ પાડી શકીએ. તેનું દુઃખ ટાળવાની કે તેને સુખ આપવાની આપણામાં તાકાત નથી, પણ તે કઈ કૃતિ વડે ઇષ્ટ લાભ અને અનિષ્ટ પરિહાર કરી શકે તેનો રસ્તો બતાવી શકીએ. એક મનુષ્ય બીજાને પોતાની સામગ્રી સમર્પી શકતો નથી અથવા અનુભવાવી શકતો નથી. જેનું હૃદય પોતાની કર્મફળપ્રદાયી સત્તાના પ્રભાવથી દુઃખ ભોગવવા યોગ્ય બન્યું છે તેને આપણે સુખનો અનુભવ નહીંજ કરાવી શકવાના. કેમકે સુખનું ઉત્પત્તિ સ્થાન તેના હૃદયમાં છે. અને જ્યારે ત્યાં સુખાનુભવને યોગ્ય કારણો નથી ત્યારે બહારથી તેના ઉપર વળગાડવામાં આવતા સુખના સાધનો તેને સુખનું ભાન કરાવી શકતા નથી જ. અંતરાત્માને જે જે ફળ આપવું ઇષ્ટ હોય છે તેમાં ફેરફાર કરવા કોઈ સમર્થ નથી. જે કાંઇ સામર્થ્ય છે તે એટલું જ કે સૂક્ષ્મ પ્રદેશ ઉપરની

કારણસામગ્રીમાં ફેરફાર કરવા સલાહ આપી તેને સન્માર્ગમાં વાળવા સુચવી શકયા.

કર્મના નિયમની આ અચળતા અને અમોઘતા જોઈ ઘણા અજ્ઞાન મનુષ્યો ભડકી ઊઠે છે અને કહે છે કે આ વિશ્વમાં મનુષ્યને સ્વાતંત્ર્ય જેવું કશુંજ નથી. મનુષ્ય ચારે તરફથી કર્મની સાંકળથી સજ્જડપણે સંકડાએલો છે, અને કર્મસત્તાના દબાણમાં ચોતરફથી જકડાઇ ગયો છે. વસ્તુતઃ તેમ નથી, મનુષ્ય અમુક મર્યાદામાં એક સ્વતંત્ર વ્યકિત Free Agent છે. આ સ્વાતંત્ર્ય કેવા પ્રકારે ઘટી શકે છે. અને કર્મના નિયમની અચળતા સાથે એ સ્વાતંત્ર્યનો સમન્વય કેવી રીતે હોઈ શકે તે હવે આપણે જોઇએ.

## ૨. કર્મ સાથે માનવસ્વાતંત્ર્યનો સમન્વય.

સ્થૂલ તેમજ સૂક્ષ્મ પ્રદેશ ઉપર—ભૌતિક તેમજ માનસ ભૂમિકા ઉપર કારણ કાર્યનો મહાનિયમ એકજ પ્રકારની અચળતાથી પ્રવર્તે છે અને તે નિયમ કોઇથી કોઇ કાળે નહી ઉલટાવી શકાય તેવો દઢ છે એમ આપણે ઉપર જોઇ ગયા છીએ. જો આમ છે તો પછી આત્મા કર્મના અચળ નિયમની સાણસીમાંથી કદાપિ કેમ મુક્ત થઇ શકે એ પ્રશ્ન ઉદ્ભવવા યોગ્ય છે. અમે તેનો ઉત્તર આપવા યથામતિ, યથાશકિત પ્રયત્ન આ સ્થાને કરીશું.

કર્મની સત્તા સામે આત્મા બે પ્રકારે પોતાનું બળ અજમાવી શકે છે અને તેના સામર્થ્યને નિર્બળ કરી નાખી શકે છેઃ- (૧) કર્મની સામે તેના વિરોધી કર્મની સત્તાને પ્રેરવાથી અને (૨) કર્મની સત્તાના પ્રવર્તનકાળે તેવા પ્રવર્તનથી આત્મપ્રદેશ ઉપર ઉપસ્થિત થવા યોગ્ય સુખ-દુઃખમય લાગણીથી અતિરિકતપણું સેવવાથી. આ પ્રકારમાંથી પૂર્વનો પ્રકાર સરલ છે અને ઉન્નતિ ક્રમની સામાન્ય શ્રેણીમાં સ્થિત આત્માઓ સહેલાઇથી અનુસરી શકે તેવો છે. બીજો પ્રકાર માત્ર જ્ઞાનીઓ વડે જ સમજવા અને અનુસરવા યોગ્ય

છે કેમકે એ નિયમને ગતિમાન કરતા પહેલાં આત્માએ પોતાના આંતરિક બળ Subjective Force નું સવિશેષ અનુશીલન કરવાનું હોય છે. પ્રથમનો પ્રકાર એ હથિયાર સામે હથિયાર, ફેંકી કર્મની સત્તાને ચૂર્ણ કરવાનો છે અને બીજો પ્રકાર એ સમભાવથી પૂર્વે ગતિમાન થએલા કારણોના ફળને અબંધપરિણામે ભોગવી ક્ષય કરવાનો હોય છે. આ બીજો પ્રકાર કાગળ ઉપર અક્ષરરૂપે જેવો સહજ અને શકય ભાસે છે તેવો નથી. આપણે નિરંતરના વાચનથી 'સમભાવ' શબ્દ સાથે ટેવાઈ ગયા છીએ પરંતુ એ શબ્દની સાથે શું ભાવના વળગેલી છે તેનો સ્પષ્ટ અવબોધ બહુ ઓછા મનુષ્યોને હશે. અધિકાર પ્રાપ્ત થયા વિના સર્વ પ્રકારના વાંચનથી પરમ રહસ્યમય શિક્ષણ પણ આપણને સામાન્યવત્ ભાસે છે એનું 'સમભાવ' અને તે શબ્દનો વ્યવહારના સંમર્દમાં પ્રતિક્ષણે થતો ઉપયોગ એક સરસ દૃષ્ટાંત પૂરું પાડે છે. એક મનુષ્યને સહજ કષ્ટનો પ્રસંગ ઉપસ્થિત થતાં, તેના બંધુ મનુષ્યો તે કષ્ટને "સમભાવ"થી ભોગવી લેવાની અર્થાત્ કર્મની સત્તાને નિઃસત્વ કરવાનો જે બીજો પ્રકાર અમે ઉપર ગણાવ્યો છે તેનો અમલ કરવાની સુચના આપે છે. સલાહ આપનાર કે લેનાર બેમાંથી એકને પોતે શું કહેવા માગે છે કે સામો મનુષ્ય શું સુચના ગ્રહણ કરવા માગે છે તેનું કશુંજ અર્થયુકત ભાન હોતું નથી. પરંતુ તેમ છતાંય અર્થરહિતપણે લોકો એ ગંભીર સત્યને અનુસરવાની પ્રેરણા એકબીજાને કરે છે એમ અમારે કહ્યા વિના ચાલતું નથી. જેઓ એ સત્યને કિંચિત્ પણ સમજે છે તેઓ એ સત્યના પરમ રહસ્યથી મુગ્ધ બન્યા વિના રહેતા નથી અને એ સત્યાનુભવનો અક્ષરાત્મક વારસો આપણા પૂર્વના મહાજનો મૂકી ગયા છે તે માટે તેમની મુકતકંઠથી સ્તુતિ કરે છે. લોકો જ્યારે એ રહસ્યને અનુભવતા શીખશે ત્યારેજ તેમની ભક્તિ અને સ્તુતિપાઠો અર્થપૂર્ણ થવાના; એમ નહી થાય ત્યાંસુધી તેઓ વાણીનો હેતુશૂન્ય અને

અર્થહીન પ્રલાપજ કરે છે એમ અમો માનીએ છીએ. હવે એ બન્ને પ્રકારો કેવી રીતે પ્રવર્તે છે તેનું કિંચિત્ અવલોકન કરીશું.

કર્મનો નિયમ અચળ છે, માટેજ એક પરિણામને નિષ્ફળ કરવા માટે અન્ય કાર્ય કરવા અવકાશ રહે છે. જો નિયમ બદલાયા કરે તો મનુષ્ય કદિ પણ કર્મના ફાંસામાંથી મુક્ત બની શકે નહીં. પરંતુ અમુક પરિણામ લાવવા માટે અમુક કાર્યજ કરવું પડે છે અને તે પરિણામને સત્ત્વહીન કરવા માટે વળી બીજુંજ કાર્ય કરવું પડે છે. એટલો અવકાશ એ મહાનિયમના પ્રદેશમાં હોવાથીજ આત્માની મુક્તિનો માર્ગ ખુલ્લો છે. ગુરુત્વાકર્ષણનો નિયમ મનુષ્યને પૃથ્વીના મધ્ય કેન્દ્ર પ્રતિ ખેંચવા માગે છે, પરંતુ વસ્તુતઃ આપણે તે નિયમને માન આપી એકજ સ્થાને સ્થિર રહેતા નથી. કોઇ અજ્ઞાન માણસ એ નિયમ જાણે અને તેની અચળતા વિષે નિશ્ચય કરે તો તે કદિ પણ મેડી ઉપર ચઢી શકે નહીં. પગથીઆ ઉપર ચઢવાનું કહેતાં તે એમજ કહે કે "ગુરુત્વાકર્ષણનો મહાનિયમ દરેક વજનવાળા પદાર્થને પૃથ્વી ભણી ખેંચે છે, અને હું વજનવાળો ભારે પદાર્થ હોવાથી એ નિયમનો અતિક્રમ કરી શકુંજ નહીં" સામો મનુષ્ય ડાહ્યો હોય અને એક નિયમને બીજા નિયમના પ્રતિકારથી પરાસ્ત કરવાની પદ્ધતિ જાણતો હોય તો તેનો ઉત્તર એમ આપે કે "જે નિયમની સત્તા તને પૃથ્વી ભણી ખેંચે છે, તે સત્તાની સામે તારા સ્નાયુગત બળને પ્રેર અને પછી તું જોઇશ કે એ પૂર્વના નિયમની સત્તા કરતાં તારું પ્રેરેલું બળ અધિક પ્રમાણમાં હશે તો જરૂર તું એ પૂર્વના નિયમની સત્તાનો પરાભવ કરી શકીશ. જેમ પૃથ્વી ભણી ખેંચનાર બળ પણ કુદરતના નિયમને અનુસરી પ્રવર્તે છે, તેમ તારું સ્નાયુગત બળ પણ એજ નિયમને અનુસરી પ્રવર્તે છે." પેલો અજ્ઞાન મનુષ્ય એવો ભય રાખે છે કે "એમ કરવાથી મેં ગુરુત્વાકર્ષણના નિયમનો ભંગ કરેલો ગણાશે અને

એ ભંગની સજા કુદરત મને આપ્યા વિના કેમ રહે ? " પેલો સામો મનુષ્ય તેને સમજાવી કહે છે કે " ભાઈ ! મારી સલાહને અનુસરવાથી તું એ નિયમનો ભંગ કરે છે એની ના નથી, પણ તારા સ્નાયુગત બળનો ઉપયોગ નહીં કરવામાં પણ તું કુદરતના નિયમનું ઉલ્લંઘન કરે છે. કુદરતે તને બળ આપ્યું છે એ માત્ર તારી ઇચ્છા હોય ત્યારે એ ગુરુત્વાકર્ષણના નિયમનો પ્રતિકાર કરવા માટેજ આપેલું છે. ઉભય નિયમો એકજ સત્તાએ સ્થાપેલા છે, તો પછી એક નિયમનો આદર અને અન્યનો અનાદર એ ઉપયુક્ત નથી."

એક નિયમ સામે બીજા વિરોધી નિયમને પ્રેરવાથી, એક કાર્યથી ઉદ્ભવતા પરિણામ સામે અન્ય પરિણામ ઉપજાવવાવાળી કૃતિને પ્રેરવાથી, એ ઉભય વિરોધી સત્ત્વો એક બીજા સામે અથડાઈ નિઃસત્ત્વ બને છે અને આત્મા પોતાની પ્રગતિનો માર્ગ આ પ્રકારે ખુલ્લો કરી શકે છે. યુરોપના એક તત્વવિદે ખરૂં કહ્યું છે " Knowledge makes you free " અર્થાત્ 'જ્ઞાન તમને મુક્ત બનાવશે.' જે નિયમની સત્તાથી એક પરિણામ ઉદ્ભવ્યું હોય તેનાથી વિરોધી પરિણામ ઉપજાવવાનું જો મનુષ્યને જ્ઞાન હોય તો ગમે તેવા અનિષ્ટ પરિણામની આપત્તિ મનુષ્ય અટકાવી શકે છે. પ્રતિકારસામગ્રીનું તેને જ્ઞાન ન હોય તો તે સ્વામી નહી પણ ગુલામ છે. જેટલે અંશે જ્ઞાન તેટલો આત્મા કુદરતના નિયમોથી અબાધિત રહે છે. કુદરતના નિયમો વિશ્વસનીય હોવાથી મનુષ્ય ધારેલું પરિણામ મેળવે છે. કુદરત દરેક પ્રકારના સામર્થ્ય અને સંભાવ્યતા Potentiality થી ભરેલી હોવાથી મનુષ્ય ધારેલું પરિણામ લાવવા માટે ચોક્કસ ગણતરી કરી શકે છે અને એક પરિણામને નિઃસત્ત્વ કરનારૂં અન્ય કાર્ય યોજી શકે છે. એક નિયમના બળ સામે બીજા નિયમના બળની અથડામણી

કરી પૂર્વના બળથી આવતી પોતાના ઉપરની આપત્તિનો તે પરિહાર કરી શકે છે. કુદરતનું દરેક સામર્થ્ય કેવી રીતે પ્રવર્તે છે તેના નિયમો મનુષ્યને હસ્તગત થયા પછી કુદરત મનુષ્યના ઉપર કાંઇજ અસર કરી શકતી નથી કેમકે તેના દરેક સામર્થ્યના વેગને તોડી નાખવાની યુક્તિ તેણે મેળવી હોય છે. કુદરત કેવા નિયમે પ્રવર્તે છે, તેનું જ્ઞાન થવાથી મનુષ્ય તેના ઉપર સ્વામીત્વ મેળવી શકે છે. મનુષ્ય કુદરત સામે લડી શકતો નથી, પણ તેના નિયમો જાણી એક નિયમના બળ સામે બીજા નિયમને પ્રેરી પ્રથમના નિયમનું બળ નિવારી શકે છે. વિજ્ઞાનનો પાયો આ નિયમોના જ્ઞાન ઉપરજ બંધાએલો છે. વિજ્ઞાનનો આશ્ચર્યકારક વિજય આ નિયમોના જ્ઞાનથીજ સંભવિત થયો છે. તે સાથે એ નિયમો અચળ હોવાથી, અમુક પરિણામ લાવવા માટે જે ગણતરી કરવામાં આવે તે ભૂલ વિનાની હોય તો મનુષ્ય કદી જ નિરાશ થતો નથી. જ્યાં સુધી અચળ નિયમોના મધ્યમાં મનુષ્ય રહેલો છે, ત્યાંસુધી તે કુદરતનો ગુલામ નહી પણ સ્વામી છે. કેમકે ગમે તે નિયમના બળને અન્ય ઉપયુક્ત નિયમ બળ વડે તે તોડી નાખી શકે છે. આ અચળતા અને અપરિવર્તનશીલતાની મધ્યમાં હોવાથીજ તે ઇચ્છિત પરિણામ લાવવા શક્તિમાન નીવડે છે. તે જાણે છે કે કુદરત પોતાનો નિયમ કોઈ કાળે છોડતી નથી, તેથી અમુક નિયમને પ્રેરવાથી અમુક જ પરિણામ આવવાનું એમ તેને ચોક્કસ વિશ્વાસ રહે છે. જ્યારે જ્યારે ધારેલ પરિણામ ન આવે ત્યારે મનુષ્યે કુદરતનો દોષ લાવવો ઘટતો નથી કેમકે ધારેલું પરિણામ ન આવવાનું કારણ કુદરતે પોતાનો નિયમ બદલ્યો છે એ નથી, પણ કુદરતના નિયમો સંબંધી મનુષ્યની અજ્ઞાનતા અથવા અલ્પજ્ઞતા છે.

જેમ સ્થૂલસૃષ્ટિ ઉપર એક નિયમ સામે અન્ય નિયમની અથડામણી કરી પૂર્વના નિયમના બળને સત્ત્વહીન કરી શકાય છે, તેમ આત્માના પ્રદેશ ઉપર એજ પ્રમાણે એક વેગને અન્ય વિરોધી-

વેગના બળથી નિઃસત્ત્વ કરી શકાય છે. સ્થૂલભૂમિકા ઉપર કુદરતના નિયમોની જે અચળતા કામ કરે છે તેજ અચળતાથી તે નિયમો આત્મપ્રદેશ ઉપર પણ પ્રવર્તતા હોય છે. આમ છે માટેજ મનુષ્ય તેના ભાવિનો અધિપતિ છે. જેમ સ્થૂલ ભૂમિકા ઉપર આપણે યોગ્ય નિયમોને પ્રવર્તાવવાથી ઇષ્ટ પરિણામ લાવી શકીએ છીએ તેજ પ્રમાણે તે ઉચ્ચતર પ્રદેશ ઉપર પણ યોગ્ય નિયમોને યોજવાથી ઇષ્ટ ફળ મેળવી શકાય છે અર્થાત્ કર્મના એક પ્રકારના વેગ સામે તેના વિરોધી ગુણવાળો કર્મ-વેગ પ્રેરવાથી તે પૂર્વકર્મનો વેગ બળહીન બની જાય છે. તે પોતાના ભાવિને ઇચ્છાનુસાર ઘટાવે છે. મનુષ્ય અભ્યાસ અને ચિંતનથી આ નિયમોનું જ્ઞાન મેળવી શકે છે અને અંતર પ્રદેશ ઉપર રચાતા ગમે તે પ્રકારના કર્મ-બીજને એ નિયમના જ્ઞાનવડે ભસ્મીભૂત કરી શકે છે. પરંતુ આ બનવું તે અતિ પ્રયત્ન-સાધ્ય છે. સ્થૂલભૂમિકા ઉપર કુદરતના સામર્થ્યો સામે વિજય મેળવવા માટે જે અથાક પ્રયત્નવડે મનુષ્યે કુદરતના નિયમોનું સંશોધન કરી વિજ્ઞાનશાસ્ત્ર બાંધ્યું છે તે, અને તેથી પણ અધિક પ્રયત્નની અપેક્ષા માનસપ્રદેશ ઉપર પ્રવર્તતા નિયમોના જ્ઞાનને સિદ્ધ-હસ્ત કરવા માટે રહે છે.

સત્તાગત કર્મોનું સંક્રમણ થઈ શકવાની જે હકીકત જૈનદર્શનમાં વર્ણવેલી છે તે ઉપર્યુક્ત ક્રમનો જ એક ઉલ્લેખ છે. અર્થાત્ જ્યાં સુધી ફળ આપવા તે કર્મ તત્પર થયાં નથી ત્યાં સુધી તેનામાં ફેરફાર કરવાનું સ્વાતંત્ર્ય આત્માને રહેલું છે એમ શાસ્ત્રો કહે છે. અમારો આધીન મત એવો છે કે કર્મ ફળ દેવા તત્પર થાય તે પહેલા અને તે પછી પણ આત્મા જ્ઞાન વડે તેને નિવારી શકે છે. જ્યાં સુધી ફળ દેવા તે કર્મ તત્પર થયા ન હોય ત્યાં સુધી જે નિયમ વડે, તેની સત્તામાં ફેરફાર કરવા આત્મા સ્વતંત્ર છે તેજ નિયમ, ફળ દેવાની શરૂઆત થયા પછી પણ આત્માનું સ્વાતંત્ર્ય કાયમ રાખનાર હોવા ઘટે છે. જેમ દર્દના કારણો સ્થૂલ શરીરમાં રચાતા હોય છે તે વખતે તે

કારણોને તેના વિરોધી કારણોના બળથી નિવારી શકાય છે, તેમ કર્મની સત્તાને પણ તેના કારણ સ્વરૂપમાં વિરોધી કારણસામગ્રીના બળથી નિવારી શકાય છે. તેથી આગળ વધીને જોઇએ તો જેમ દર્દનું શરીરમાં રચાતું કારણ, કાર્યરૂપે શરીરમાં પ્રકટી નીકળે છે તે વખતે પણ યોગ્ય ઉપચારથી તેની સત્તાને નિવારી શકાય છે, તેજ પ્રકારે કર્મની સત્તા પણ જ્યારે તેનું ફળ આપવા ઉપયુક્ત થાય છે તે વખતે પણ યોગ્ય ઉપચારથી તેની સત્તાને નિરસ્ત કરી શકાય એ સંભવિત ઘટના છે. ગમે તેવી પરિસ્થિતિમાં પણ કુદરત મનુષ્યના માટે અવકાશ રાખેજ છે અને દરેક નિયમને તેનો વિરોધી નિયમ હોયજ છે. જેમ સ્થૂલભૂમિકા ઉપર તેમ સૂક્ષ્મભૂમિકા ઉપર પણ નિયમોનીજ અથડા-અથડી અને સંઘર્ષ છે. એક નિયમનું બળ તેના વિરોધી નિયમોના બળથી પરાસ્ત થવાને પાત્ર છે. કોઈ એવી સ્થિતિ હોવી સંભવતી નથી કે જેનો પરિહાર અમુક ચોક્કસ નિયમોના અવલંબનથી ન બની શકે. નિયમના સ્વરૂપને સમજે તો આત્મા દરેક અવસ્થામાં સ્વતંત્ર અને માલિક છે. નિયમોના જ્ઞાનના અભાવે અથવા અલ્પજ્ઞતાના પરિણામે તે અર્ધ માલિક અને અર્ધ પરતંત્ર છે. પ્રત્યેક પરિસ્થિતિથી વિરોધી પરિસ્થિતિ લાવવા માટે આત્મા અમુક નિયમોના પ્રવર્તનથી શક્તિમાન છે એમ કુદરતનું સ્વરૂપ જોતાં સમજાય છે. મનુષ્ય કોઈ કાળે એક જ પરાધીન નથી. જ્યાં જ્યાં પરાધીનતા ત્યાં ત્યાં અલ્પજ્ઞતા છે. અને અલ્પજ્ઞતા ત્યાં પરાધીનતા છે. કર્મની સત્તામાં કેવા કારણોથી ફેરફાર થઈ શકે છે તેનું વિવેચન અમે આગળ કરવા ઉદ્દેશ રાખ્યો છે. હવે આ સ્થાને, કર્મની સત્તાનો પરાભવ કરવાનો બીજો પ્રકાર જે શરૂઆતમાં દર્શાવ્યો છે તેનું સ્વરૂપમાં વર્ણન કરીશું.*

---

* જૈન શાસ્ત્રકાર તો હૃદયમાં આવેલાં નિકાચિત કર્મો ભોગવ્યા સિવાય છૂટકો નથી અને તે ભોગવ્યા સિવાય નિવૃત્ત થતાં નથી એમ કહે છે.

માનસ-જીવન Psychic life પણ અમુક ચોક્કસ નિયમોને જ અનુસરે છે. અને સ્થૂલ પ્રદેશ ઉપરના સ્થૂલ બનાવો જેમ ચોક્કસ નિયમોને આધીન છે તેમ માનસિક બનાવો પણ આધીન છે. સ્થૂલ બનાવો સંબંધી જેમ અગાઉથી તેનું પરિણામ કહી શકવા યોગ્ય છે તેમ સૂક્ષ્મ પ્રદેશ સંબંધે પણ પૂર્વનિશ્ચય થઈ શકવા યોગ્ય છે. કારણ કે અંતઃકરણ અથવા મન જડ છે અને જડ જે નિયમોને આધીન છે તે નિયમોને આધીન અંતઃકરણ પણ છે. અંતઃકરણ માત્ર આત્માનું આંતર-સાધન છે, અને તેનાં પરિવર્તનો આત્માના બાહ્ય સાધનની માફક આગળથી ચોક્કસ કરી શકાય તેવા છે. જડ દ્રવ્યનો પ્રત્યેક, આવિષ્કાર સ્થૂલ કે સૂક્ષ્મ કાર્યકારણના નિયમ Law of Causation ને માન આપી ચાલે છે. આથી પ્રત્યેક માનસ પ્રવર્તન, તેના પૂર્વગામી પ્રવર્તન અથવા કાર્યને આધીન છે. તેથી જો પૂર્વગામી કારણનું સ્વરૂપ આપણે સ્પષ્ટ સમજતા હોઇએ તો તેનું કાર્ય આપણે ચોકસપણે કહી શકીએ તેમ છીએ. સ્થૂલ દ્રવ્યના પ્રદેશની માફક આ સૂક્ષ્મ પ્રદેશ પણ એકજ સમાન નિયમને વશ છે.

આમ હોવાથી જ્યારે મનુષ્યઅંતઃકરણમાં કોઈ પ્રકારના વિકાર કે વાસનાનો ઉદ્ભવ થાય છે, ત્યારે ત્યાં એમજ સમજવાનું છે કે તે પૂર્વના કારણોના પરિપાક રૂપે છે. જે કારણસામગ્રીમાંથી તે વિકાર ઉદ્ભવવા યોગ્ય છે તેમાંથી તે ઉદ્ભવ્યા છે અને તે કારણ-સામગ્રી એ વિકાર અથવા વાસના સિવાય અન્ય પ્રકારના કોઈપણ ભાવને ઉપજાવવા અસમર્થ હતી એમ માનવાનું છે. આત્મા ગમે તેટલા પ્રયત્નથી, એ કારણસામગ્રીમાંથી જે પ્રકારનો ભાવ ઉદ્ભવ્યો તે કરતાં અતિરિક્ત ભાવ ઉપજાવવા સમર્થ થાત નહીં. જો તેમ થાય તો ગમે તે કારણસામગ્રીમાંથી, ગમે તે કાર્ય ઊપજવાનો સંભવ પ્રાપ્ત થાય. અને તેમ થતાં અમુક સામગ્રીમાંથી અમુક જ પરિણામ ઉપજાવવાનો કુદરતનો મહાનિયમ નિષ્ફળ જાય. આથી મનુષ્ય-

અંતઃકરણમાં જે વિકાર કે ભાવ ઉદ્ભવે છે તેના સબંધે આપણે આત્માને સ્વતંત્ર કહી શકીએ નહીં. અર્થાત્ આપણે એમ ન કહી શકીએ કે 'અમુક માણસે આવો વિકાર ન અનુભવ્યો હોત તો ઠીક.' કેમકે એ વિકાર જે કારણસામગ્રીમાંથી ઊપજ્યો છે તે સામગ્રીમાંથી એ ખાસ વિકાર સિવાય બીજો કોઈ પણ પ્રકારનો વિકાર ઊપજવાની યોગ્યતા નહોતી. આપણે માત્ર એટલું જ કહી શકીએ કે 'અમુક માણસે પોતાના અંતઃકરણની કારણસામગ્રી ઉત્તમ પ્રકારની રાખી હોત, અથવા અમુક કારણસામગ્રીને તેના વિરોધી કારણોથી તે વિકારના ઉદ્ભાવન પહેલા, નષ્ટપ્રાયઃ કરી હોત તો સારું. પરંતુ અમુક સામગ્રીમાંથી અમુક વિકાર કે ભાવ ઉપજાવ્યો હત તો ઠીક' એમ તો કદી જ ન કહી શકીએ. અંતઃકરણના તમામ વિકારો તેની પૂર્વગામી સ્થિતિમાંથી ઉદ્ભવે છે. આત્મા જે વિકારો સેવે છે, તે વિકારોની કારણસામગ્રી રચાયા પછી અને અંતઃકરણમાં વિકારરૂપે ઊપજવાની યોગ્યતા મેળવ્યા પછી, તે વિકારો સંબંધે તે નિરુપાય અને પરતંત્ર છે. મન સ્વતંત્ર નથી. તે તેના પૂર્વગામી કારણોને વશવર્તી છે. તે એક જડ સંચો છે અને તેના ચાલકે જેવા પ્રકારના કાર્ય કે પ્રવર્તન માટે તેને તૈયાર કર્યું છે તે સિવાય તે બીજી રીતે પ્રવર્તી શકતું જ નથી. Spinoza નામના એક સમર્થ પંડિતે પોતાના ethics નામના ગ્રંથમાં ખરું કહ્યું છે કે—" In the mind there is no absolute or free will; but the mind is determined to wish this or that by a cause, which has also been determined by another cause and this last by another cause and so on to infinity, અર્થાત 'મનને સ્વતંત્રતા નથી; પરંતુ મનને તેના પૂર્વગામી કારણને લઈને આ પ્રકારે કે તે પ્રકારે ઇચ્છા કરવાની ફરજ પડે છે. આ પૂર્વગામી કારણ પણ તેના આગલા કારણને લઈ નક્કી થયું હોય છે

અને એ પ્રમાણે કાર્યકારણની સાંકળને આપણે ભૂતકાળની અનંતતા સુધી ખેંચી લઈ જઈ શકીએ.' Leibniz નામનો બીજો એક સમર્થ તત્ત્વજ્ઞ પણ એજ ભાવનું લખે છે– All our thoughts and perceptions, are but the consequences, contingent it is true of our precedent thoughts and perceptions, in such a way that happens or appears to me at the present time, I *should be able to see* all that will happen to me or that will ever appear to me. અર્થાત્–આપણા બધા વિચારો અને ભાવનાઓ તેના પૂર્વગામી વિચારો અને ભાવનાઓના પરિણામરૂપ અને અવલંબનભૂત છે; તે એવા પ્રકારે કે વર્તમાનકાળમાં જે કાંઈ ( માનસ પ્રદેશ ઉપર ) બને છે અથવા દેખાય છે તે બધું હું પ્રત્યક્ષપણે જોઈ શકું તો, ભવિષ્યમાં ( માનવ પ્રદેશ ઉપર ) શું બનશે અથવા દેખાશે તે હું અત્યારે જ નક્કી કરી શકું.

આથી આપણે જોઈ શકીએ છીએ કે જેમાંથી જે પ્રગટવું જોઇએ તે સંબંધે આપણે છેકજ નિરુપાય છીએ. અર્થાત્ અમુક માનસ પ્રવર્તનનું જે અમુક પરિણામ આવવા યોગ્ય છે તે ન આવતાં કાંઈ બીજું જ આવે તેમ આપણે કદી કરી શકીએ તેમ નથી. 'મન સ્વતંત્ર નથી ' એ વાત પુનરુક્તિ દોષને ન ગણકારતાં પુનઃ પુનઃ કહી જવાય છે. મન એ યંત્ર છે. યંત્ર નિયમને અનુસરી ચાલનારું કે, જેનું હલન, ચલન અને પ્રવર્તન નિયમને વશ છે તે સ્વતંત્ર કેમ હોઇ શકે ?

વિશેષ વિવેચન અને વિસ્તારને પડતું મૂકી હવે અમે એકદમ પરમ રહસ્યમય વિભાગ ઉપર આવીએ છીએ. એ રહસ્ય આપણી જૈનફિલસૂફીરૂપી મોતીની માળાના મધ્ય મણિરૂપ છે. જ્ઞાનની

ઉત્કૃષ્ટ અવસ્થાના પરિસ્ફોટ રૂપ છે. શાસ્ત્રરૂપી મહાસમુદ્રના મંથનના અંતે પ્રાપ્ત થતી મહાલક્ષ્મીતુલ્ય છે. આટલા વિવેચનના અંતે હવે અમારે જે કાંઇ કથિતવ્ય છે તે સરળપણે અવગત થશે એમ માનીએ છીએ.

'મન સ્વતંત્ર નથી પણ આત્મા સ્વતંત્ર છે. અને મનની અવસ્થાઓ સાથે રસપૂર્વક ન ભળતાં તટસ્થ ભાવે મનની અવસ્થાઓના સાક્ષી રહેવાથી આત્મા બંધનથી મુક્ત થાય છે.' આ ટૂંકા વાક્યમાં કર્મના બંધનને કાપી નાખવાનું અમોઘ શસ્ત્ર રહેલું છે. મનુષ્ય તે શસ્ત્રનો ઉપયોગ કરતાં શીખે તો તે મનુષ્ય નહિ પણ ઇશ્વર કોટીમાં ગણાવા યોગ્ય છે. કેમકે પછી તે કાર્ય કારણના નિયમને આધીન રહેતો નથી. તેની શારીરિક અને માનસિક સર્વ પ્રવૃત્તિઓને એક સંચાની ગતિ જેવી ગણી તે પોતાના પદમાં નિરંતર સમભાવે સ્થિર રહે છે. મન ગમે ત્યાં જાય, ગમે તે કરે છતાં તેનો દ્રષ્ટા આત્મા સર્વકાળ સમાધાન યુક્ત જ રહે છે. આત્મા જાણે છે કે મન જે જે સ્થિતિઓને વશ વર્તે છે તે તેના પૂર્વગામી કારણોને લીધે હોઇ આત્મા તેને અન્યથા કરી શકે તેમ નથી; પરંતુ પોતે રસપૂર્વક એ અવસ્થામાં ન ભળે તો મન આગળ વધી શકતું નથી. આપણા સર્વ વિચારો અને ગતિ તેના આપણે દ્રષ્ટા છીએ. આપણે ધારીએ તો અમુક વિચારમાં આપણે ભળીને તેને આગળ લંબાવીએ અને ધારીએ તો તેમાં ન ભળતાં ટૂંકથી તેનો અંત લાવી શકીએ. વિચારના ઉદય સંબંધે આપણે નિરુપાય છીએ કેમકે તેનો ઉદય એ મનના પૂર્વકારણોને લઈ થયો હતો, પણ તેના ઉદય થયા પછી આપણે તેમાં ભળવું કે નહીં તે આપણી માલિકીની વાત છે, આત્માનું સ્વાતંત્ર્ય આ સ્થળે રહેલું છે. ગમે તેવા પ્રબળ આવેશયુક્ત વિકારને આત્મા ધારે તો ટૂંકથી જ કાપી શકે તેમ છે. જો તે વિકારના ઉદયકાળે તે સાક્ષીપદે તટસ્થપણે તેને જોયા કરે અને તેના વેગમાં

તણાય નહીં તો તે ઉદયમાન ભાવ કર્મ ત્યાંથી જ શિથિલ પડી તેની કાર્ય કારણની સાંકળ તૂટી જાય છે. નવું કારણ ત્યાંથી રચાતું બંધ પડે છે. આપણે આપણા અભિમાનને શરીર અને મનની પ્રવૃત્તિઓ સાથે ભળવા દઈએ છીએ તે આપણી નબળાઈ છે. કોઈ વિકારી ભાવનાનો ઉદય થયો કે તરત આપણે તેમાં રસથી ભળી તે ભાવનાના દોરને લંબાવીએ છીએ અને આ પ્રમાણે તેને આત્મરસનું પોષણ આપી બળવાન બનાવીએ છીએ. આપણા પોતાના જ રસનું પોષણ પામી બળવાન બનેલી તે ભાવના આપણને વિકટ અને નહીં ઈચ્છવાયોગ્ય પરિસ્થિતિઓમાં ખેંચી જાય છે અને પછી તેમાંથી ભાગી છૂટવું એ અત્યંત પ્રબળ પુરુષાર્થ વિના અસંભવિત થઈ પડે છે. આત્મા ઇચ્છે તે વિચારને વળગી રહેવાનું બળ, અને બીજા આડાઅવળા વિકારો જે પ્રત્યેક ક્ષણે ઉદયમાન થાય છે તે ડખલ ન કરતાં ગ્રપ્તિના પ્રદેશ બહાર ન નીકળી જાય એ આપણા પુરુષાર્થનું પરમ સાધ્ય છે. ધૈર્યપૂર્વક અભ્યાસના અંતે તે પ્રાપ્ત થવા યોગ્ય છે. ઉન્નતિક્રમનો પરમ ઉદ્દેશ સ્વાતંત્ર્ય છે. પણ તે સ્વાતંત્ર્ય કેવા પ્રકારનું છે? શરીરના કે મનના બનાવોની સૃષ્ટિમાં ફરજીઆતરૂપે આત્માને આ કાળે ભળવું જ પડે છે; તેનાથી મુક્ત થાય તે મુક્ત પુરૂષો પૂર્ણતાને પામે છે અને તે સ્વતંત્ર કહેવાય છે.

કર્મથી મુક્ત થવાના આ ઉપાયનો ગ્રાનીજનો નિરંતર ઉપયોગ કરે છે. શરીર કે મનની કોઈ પ્રકારની સ્થિતિમાં તેઓ લપેટાતા નથી. સર્વદા તે અવસ્થાઓના સાક્ષી તરીકે રહે છે. મન કે શરીરના વેગ સાથે ફરજીઆત તણાવાની ગુલામગીરીમાંથી તેઓ છૂટકારો મેળવે છે. પ્રિય કે અપ્રિય, સુખદ કે દુઃખદ, મનોજ્ઞ કે અમનોજ્ઞ, રુચિકર કે અરુચિકર, શુભ કે અશુભ એ સર્વ ભાવોના ઉદય પ્રત્યે તેઓ સમાનપણે જુએ છે. સર્વ પ્રતિ એવી જ દૃષ્ટિથી જુએ છે કે એ બધા મનના આવિષ્કારો છે. મનોમય ચિત્રો છે અને એ ચિત્રો

પૂર્વકારણોને લઈને રચાયાં છે, તેમાં રસપૂર્વક ભળી માનસ–જીવનને લંબાવવાથી આત્માને તે જીવનના ભોક્તારૂપે સાથે સાથે રખડવાનું રહે છે. આથી તેઓ પોતાના સ્વરૂપરસથી તેને પોષણ મળતું તદ્દન બંધ કરી દે છે. અભિમાન વડે જ જેનું જીવત નભી શકવા યોગ્ય છે એવું માનસ કલેવર અભિમાનીની અવજ્ઞા પામ્યા પછી તુરત જ જીવનરહિત થાય છે. આ પ્રકારે મનનાં બધાં પૂર્વકારણો યથાકાળે એક પછી એક ઉદયમાન થઈ જ્યારે પોષણના અભાવે મંદ પડી આખરે મરણ પામે છે, ત્યારે આત્મા, તેનું સ્વજીવન અનુભવે છે. પછી માનસ જીવન સાથે ભળવાનું તેને રહેતું નથી. આ કાળે અભિમાનીનો આનંદ મનના ચિત્રો સાથે ભળી તેમાંથી રસ મેળવવામાં રહ્યો છે, પરંતુ જેઓના મનનો સર્વથા નાશ થયેલો છે તેમનો આનંદ એ વિશુદ્ધ આત્માનંદ છે, એ આનંદનું સ્વપ્ન કે ખ્યાલ–માત્ર આ કાળે આપણને આવી શકે તેમ નથી કેમકે આપણે આ અવસ્થામાં મનની અભાવસૂચક સ્થિતિની કલ્પના કરી શકીએ તેમ નથી, કલ્પના જ જ્યાં મનથી કરવાની રહે છે, ત્યાં મનના અસ્તિત્વવાળી સ્થિતિની કલ્પના કેવી રીતે થાય ? કલ્પના કરનાર, પોતે નહીં હોવા પછીની કલ્પના કેમ જ કરી શકે ? શુદ્ધ આત્માનંદ કે આત્મસુખનો અનુભવ વર્ણનાતીત અને કલ્પનાતીત છે.

કર્મવડે કર્મ કાપવા અને સાક્ષીપદે સ્થિર રહી કર્મની સાંકળને લંબાતી બંધ કરવી એ બે માર્ગમાં જ્ઞાનીજનો બીજા માર્ગને પસંદ કરે છે. પૂર્વનો ઉપાય સંસારબંધનનો હેતુ છે. ઉત્તરઉપાય મુક્તિનો સીધો રાજમાર્ગ છે.

આત્માના ભળ્યા સિવાય કોઈપણ વાસના કે વિકારની શ્રેણી લંબાતી નથી. આપણા વિકારો સાથે આ કાળે આપણે એટલા બધા એકીભાવને પામેલા છીએ કે આપણે એ વાસનાઓથી જુદા છીએ એનું પણ આપણને ભાન નથી. આપણે જાણે તે સાથે જોડાયા વિના

ચાલે તેમ જ નથી એમ માનીએ છીએ. કેટલીકવાર તો પોતાને અપ્રિય એવા વિચારોથી આપણે મુક્ત થવાનો અત્યંત પ્રયત્ન કર્યા છતાં તેમ કરી શકતા નથી! તેનાથી મુક્ત થવા માટે અનેક મનુષ્યો વ્યસનના પાશમાં પડે છે. અપ્રિય પરિસ્થિતિના ભાનમાંથી છૂટવા માટે લોકો દારૂ અને અફીણની ગુલામગીરી સ્વીકારે છે. અપ્રિય વિચારશ્રેણીના બંધનમાંથી મુક્ત થવા માટે અનિષ્ટ વ્યસનનું બંધન તેઓ વહોરી લે છે. પરતુ એમાં તો માત્ર ગુલામગીરીનો ફેરફાર રહેલો છે. ખરો ઉપાય આત્મા એ વિચારમાં જ ન ભળે એમાં રહેલો છે. જેમ આપણે અનેક પદાર્થો અને ભાવનાઓ પ્રતિ ઉદાસીનપણે જોઈએ છીએ તેમ આપણને હેરાન કરનાર વિચાર પ્રત્યે પણ ઉદાસીન ભાવે જોતાં શીખવું જોઈએ. મનનું ગમે તેવું ચિત્ર તેના માલિકને કાંઈજ ઈજા કરવા શકિતમાન નથી એવું જ્ઞાન નિરંતર સ્થિર રહે તો જ સમભાવની વૃત્તિ સચવાઈ રહે છે. જ્ઞાનીજનો ભયરહિત હોય છે માટે જ તેઓ ગમે તેવા સંયોગોમાં સમાધાનવાળી ચિત્તસ્થિતિ નિભાવી શકે છે. નિર્ભયતા અને સ્વતંત્રતા એ મુક્તિ-પુરમાં પહોંચવાના રથના બે ચક્રો છે. તે વિના આત્માનો રથ આગળ ગતિ કરી શકતો નથી. જ્ઞાન અને અભ્યાસથી નિર્ભયતા અને સ્વતંત્રતા પ્રાપ્ત થવા યોગ્ય છે. આત્મન્ ! તારો વારસો સંભાળવા તત્પર થા અને જલદી પ્રયાણ કર !

### ૩. કર્મના નિયામક તત્ત્વો.

હવે કર્મના પ્રવર્તન સંબંધે અર્થાત્ નવા કર્મોની રચનામાં કયા તત્ત્વો નિયામક હોય છે તે સંબંધી અલ્પ વિવેચન કરીશું.

**આપણા નિત્યના વિચારોથી આપણું ચરિત્ર બંધાય છે.** આર્ય ધર્મોના પ્રત્યેક શાસ્ત્રનું અવલોકન કરો. અનુભવી જનોને પૂછો અથવા તમારા પોતાના અનુભવથી ખાત્રી કરો તો પણ આ કથનની સત્યતાની તમને પ્રતીતિ થવા યોગ્ય છે. આજે મનુષ્ય જે

કાંઈ છે તે તેના ભૂતકાળના વિચારોનાજ પરિણામે છે. મહાત્મા-જિસસે કહ્યું છે કે "As a man thinks, so he is" અર્થાત્ માણસ જેવા વિચારો કરે છે તેવો તે બને છે. દરેક મનુષ્ય થોડાજ દિવસ આ કથનને પોતાના સંબંધે સત્ય કરવા પ્રયત્ન કરે તો તેને પોતાના અનુભવની ખાત્રી મળી શકે તેમ છે. એ પ્રયત્નનો માર્ગ પણ બહુ સરલ છે અને થોડાજ કાળમાં એ નિયમના અચળ-પણાનું ભાન થાય છે. આ જમાનો બહુ અલ્પ કાળમાં પ્રયત્નનું ફળ ઇચ્છનારો બની ગયો છે, પરંતુ ધૈર્ય અને ખંત વિના તેવું ફળ મેળવી શકાતું નથી એ પ્રાથમિક સિદ્ધાંત ઘણીવાર ભૂલી જવાય છે, તેમ છતાં અમે કહીએ છીએ કે ઉપર્યુક્ત નિયમનો ખરાપણા વિષે તમારે ખાત્રી જોઈતી હોય તો થોડો કાળ નીચેની પદ્ધતિએ ઉદ્યોગ કરો.

ધારો કે વિચારો દ્વારા તમો તમારા ચારિત્રના બંધારણમાં કાંઈક શુભ અંશ ઉમેરવા અથવા કાંઈ નહીં ઇચ્છવાયોગ્ય અંશ તેમાંથી કાઢી નાખવા માગો છો, કોઈ માનસિક નબળાઈ, અદૃઢ-પણું, સ્વાર્થપરાયણતા, અથવા વિષયલાલસાના પ્રાબલ્યથી છૂટા થવા ઈચ્છા ધરાવો છો અથવા તમારો મિજાજ તમે હાથમાં રાખી શકતા નથી અને જીવનના અનેક નાના નાના તુચ્છ પ્રસંગોમાં છેડાઈ જઈ તમારી નબળાઇનો પરિચય આપો છો. આવા પ્રકારની અપૂર્ણતાઓ અથવા ખામીઓ એ કાંઇ ગુના નથી, તેમજ તે માટે તમને ફોજદારી કાયદાનો પણ કાંઈ પ્રતિબંધ નથી માત્ર હૃદયની દુર્બળતા છે. હવે માનો કે તમોને ક્રોધ કરવાની બહુ ટેવ પડી ગઈ છે અને વાતવાતમાં મિજાજ ખોવાઈ જાય છે. તમને પોતાને પણ ખબર છે કે મારી આ આદત બહુ ખરાબ છે અને કુટુમ્બ તથા સમાજમાંથી એ કારણને લીધે મારી કિંમત બહુ ઓછી થાય છે. છતાં ટેવ એવી ચીજ છે કે તેના ઉપર મજબુત અંકુશ ન રાખવામાં આવે તો તે

પુનઃ પુનઃ અજ્ઞાતપણે આપણા અંતઃકરણની સપાટી ઉપર આવી પોતાના અસ્તિત્વનો પરિચય આપે છે. આ ચારિત્રદૂષણથી મુક્ત થવા માટે હવે તમને પ્રબળ ઇચ્છા થઈ છે, અને દોષ ટાળવાની ઇચ્છા કોને ન હોય? તેથી તમે ઉપર્યુક્ત નિયમને તમારા પોતાના સંબંધમાં પ્રવર્તાવવા માગો છો. એ નિયમ કહે છે કે 'તમે જેવા વિચારો કરો તેવા તમે બનો છો' આમ છે તો હવે તમારે એવા વિચારો કદી ન જ કરવા જોઇએ કે 'હું બહુ ચીડિયા સ્વભાવનો માણસ છું. મારો મિજાજ મારા હાથમાં નથી.' કેમકે એમ કરવાથી તમે ચીડિયાપણાના વિચારો કરો છો અને એ ટેવના મૂળમાં વિચારોરૂપી જળ રેડી તેને અધિક પોષણ આપો છો. તમે ક્રોધનું ચિંતન કરો છો તો તમે જરૂર ક્રોધની મૂર્તિ બનવાના. કેમકે 'જે જેનું ચિંતન કરે તે તે મય થઈ જાય' એવો કર્મસત્તાનો સનાતન અને વિશ્વવ્યાપી મહાનિયમ છે. આથી તમારે ક્રોધને બદલે ક્ષમાનું ચિંતન કરવું જોઇએ. ક્ષમા ગુણના સ્વરૂપની રૂપરેખા તમારા હૃદયપટ ઉપર કલ્પનાની પીંછીથી ચીતરો અને તેના ચિંતનમાં થોડીવાર મશગૂલ બનો. ગુણનું ચિંતન ન બને તો તે ગુણના ધારક કોઈ આદર્શ મહાપુરુષનું, અથવા જેનામાં એ ગુણનો બહુ પ્રકર્ષપણે આવિર્ભાવ હોવાનું તમે માનતા હો, તેનું ચિંતન કરો. તેના ધૈર્યનું, ક્રોધના પ્રબળ નિમિત્તોની મધ્યમાં તેણે જે દઢતા રાખી હોય તેનું, તેની આનંદમંગળ પ્રકૃતિનું ચિત્ર તમારા માનસચક્ષુ આગળ રચો અને હમેશાં ક્ષણ બે ક્ષણ તેને જોયા કરો. થોડા દિવસ ચોક્કસપણે આ અભ્યાસ રાખવાથી તમને પોતાને તમારી પ્રકૃતિમાં અદ્‌ભુત અવસ્થાંતર પ્રતીત થશે. એ એક જ અનુભવથી તમને ખાત્રી થશે કે એ નિયમ કેવો સત્વર ફળ દેનાર અને અમોઘ છે. એક વખત જ્યારે તમને ખાતરી થશે એટલે તમારા જીવનના સર્વ પ્રસંગોમાં એ નિયમ પ્રવર્તાવવાનું તમને મન થયા સિવાય રહેશે નહીં. હમેશાં સવારમાં પાંચ જ મિનિટ તમો જે ગુણને ઇચ્છતા હો તેનું ચિંતન કરો અથવા

પ્રાર્થનાભુવન–દેવાલયમાં જઈ તમારા ઈષ્ટદેવના સ્વરૂપના અનંત ગુણો માંહેના એ ખાસ ગુણનું સ્મરણ અને ચિંતન કરો! પરમાત્મા સર્વ ગુણોના પરમનિકેતન છે. મનુષ્યઆત્મા, જે ગુણોની જરૂર હોય તે ગુણોને ચિંતનદ્વારા તેમની પાસેથી આકર્ષી લઇ પોતાના સ્વરૂપને સમૃદ્ધ કરી શકે છે; પરંતુ શરત એટલી જ કે જ્યાં સુધી એ ગુણની ઠીક ઠીક કળા તમારામાં ઉદય ન પામે, ત્યાંસુધી તમારે દરરોજ તે ગુણનું ધ્યાન કરવું જોઇએ. એક દિવસ તેમ કર્યું અને વળી એક અઠવાડિયું પડતું મૂક્યું, વળી બે દિવસ ખૂબ જોરપૂર્વક ભાવના ભાવી અને વળી એ વાત કેટલાક દિવસ વિસારે પાડી, એમાં કાંઈજ સાર નથી. અત્યારે આપણો જમાનો એવો ક્ષણસ્વભાવી અને તરલ પ્રકૃતિનો બની ગયો છે કે થોડા દિવસ પણ નિરંતરના પ્રયત્નપૂર્વક નિયમિત અભ્યાસ કરવાનું ધૈર્ય બતાવી શકતો નથી. થોડું એકદમ જોશ ચડે છે અને પાછું તે જોશનો પ્રત્યાઘાત થતાં, એકદમ તે નરમ પડી જાય છે. આ જુસ્સો આવવો તે શક્તિનું સૂચક નથી પણ મનુષ્ય આત્માની મોટામાં મોટી નબળાઈ છે. અતિ આવેગ એ બળને નહીં પણ સન્નિપાતના રોગવાળા મનુષ્યને જેવા આંચકા આવે છે તેવા નહીં ઇચ્છવા યોગ્ય સામર્થ્યને સૂચવે છે. આથી મનુષ્યોએ એવા ક્ષણિક આવેગને વશ બની કોઈપણ કાર્યમાં નહિ પડતાં ધૈર્ય અને દૃઢતા-પૂર્વક પ્રત્યેક કાર્યમાં પડવું જરૂરનું છે અને તેમ ન થાય ત્યાં નિરાશા જ નિર્માએલી હોય છે. આથી ઉપર્યુક્ત નિયમના ફળની પ્રતીતિ માટે જે અભ્યાસ આવશ્યક છે તે થોડા દિવસ નિરંતર અને નિયમિત અભ્યાસ છે. અનિયમિતતા એ મનુષ્યને ઘાણીના બળદ જેવો બનાવે છે. એ બળદને મહેનત અને પરિશ્રમ બીજા બળદો કરતાં જરાપણ ઓછો કરવો પડતો નથી ઊલટો અધિક હોય છે, છતાં દિવસના શ્રમને અંતે તેણે એક પણ કદમ આગળ ભર્યું હોતું નથી. આથી નિયમિતપણું એ અભ્યાસના ફળનું એક

અત્યંત આવશ્યક અંગ છે, અને ભૂતકાળની એકત્ર થયેલી કર્મસત્તા જે ટેવરૂપે પરિણમેલી હોય છે, તેને નિવારવાનું અમોઘ શસ્ત્ર છે.

ચિંતન કેવા પ્રકારે કરવું એ માટે ચોક્કસ પ્રકારના નિયમ આપી શકાય નહીં. જે ગુણની તમારે જરૂર હોય તેનું ચિત્ર રચી તે તમને બહુજ પ્રિય છે એમ સ્વીકારો! અથવા કોઇ વ્યક્તિ વિશેષમાં એ ગુણનું તારતમ્ય બહુ જ છે અને તેવું તમને પણ હો! એવી પ્રબળ ઇચ્છા કરો એ બધામાંથી ગમે તે એકાદ પ્રકારે તમે એ ગુણનું ચિંતન કરો તો ચાલશે. પ્રકાર એ બહુ મહત્ત્વની કે અગત્યની વાત નથી. તેમ કરવામાં એ ગુણ પ્રતિ તમારો રસ કેવો છે–તમને એ ગુણના આસ્પદ પ્રત્યે પ્રેમ કેવો વર્તે છે–એ મહત્ત્વની બાબત છે. જેમ જેમ તે ગુણ પ્રત્યે તમારો પ્રેમ વધતો જશે, તેમ તેમ તમે અધિક અધિક તે તે મય બનવાના.

અમારી ભલામણ છે કે તમો જરૂર એકવાર આ યુક્તિ તમારા પોતાના સંબંધમાં અજમાવી જુઓ! તમને અવશ્ય પ્રતીતિ થશે કે 'વિચાર ચારિત્રનો નિયામક છે.' ઘણા મનુષ્યોએ પોતાના દૂષણો આ યુક્તિનું અવલંબન લઈ નિવાર્યાં છે અને જ્ઞાનીજનો તરફથી સર્વ મનુષ્યો પ્રત્યે એજ સલાહ અનંતયુગોથી અપાતી ચાલી આવે છે. કેમકે તેઓ અનુભવથી જાણે છે કે *અત્યારના દૂષણો એ ગતકાળના* વિચારના પરિપાકરૂપે છે અને વર્તમાન વિચારથી તેમાં મરજી પડે તેવો ફેરફાર થઈ શકવા યોગ્ય છે. જેમ એક શસ્ત્ર સામે બીજું પ્રબળ શસ્ત્ર અથડાવવાથી પ્રથમનું શસ્ત્ર નાશ પામે છે, તેજ પ્રમાણે પૂર્વના બંધાયેલા વિચારોથી જે અયોગ્ય મનઃપરિણામરૂપી કર્મ તમારા હૃદય દેશમાં વસેલું હોય છે તેને હાંકી કાઢવા માટે તેનાથી વિરોધી પ્રબળ મનઃપરિણામને તેની સામે પ્રેરી તેનો વિનાશ કરી શકાય છે, એ તદ્દન ખુલ્લી અને સર્વથી સમજી શકાય તેવી વાત છે. છતાં કેટલા થોડા મનુષ્યોને એ સાદા પરંતુ અમોઘ નિયમમાં વિશ્વાસ છે.

જૈન શાસ્ત્રકારોએ કર્મના સંક્રમણુ સંબંધી જે ઉલ્લેખ કર્યો છે, તે આ મહાનિયમને ઉદ્દેશીને જ કર્યો છે. તેઓ જાણુતા હતા કે એક અનિષ્ટ ચારિત્રઅંશને અમુક ભાવના કે વિચારો દ્વારા પલટાવી તેને ધાર્યા મુજબ બનાવી શકાય છે. પરંતુ આજે આપણે એ કર્મના ભેદ અને ભંગજાળ મુખપાઠ કરી કડકડાટ બોલી જઈએ છીએ, છતાં તેને આપણા પોતાના ચારિત્રઘડતર માટે ઉપયોગ કરવાનું કોઈવાર ભાગ્યે જ વિચારીએ છીએ. કર્મગ્રંથમાં અને અન્ય તેવાજ ગ્રંથોમાં વર્ણવેલી અનેક બાબતો બહુ જ વ્યવહારુ અને નિત્ય ઉપયોગમાં આવી શકે તેવી કાર્યકર છે. નહીં કે માત્ર સંભાવનાઓ theory રૂપે અને બુદ્ધિમાનોના બુદ્ધિના સ્મરણુ ચિહ્ન તરીકે છે. પરંતુ આજે આપણા કમનસીબે તેઓ ઊલટા ભારરૂપ થઈ પડ્યા છે. કાંઈ પણુ ઉપયોગી થવાને બદલે તેઓ ઊલટા આ ભીષણુ જીવનકલહના દુઃખમય યુગમાં આપણા મગજ ઉપર બોજો વધારે છે. જેમ કસ્તુરી તેના ઉત્પાદક મૃગને કાંઈ જ કામ આવતી નથી, તેમ કર્મગ્રંથના અમુલ્ય રહસ્યો ( તેનો ઉપયોગ નહી કરવાથી ) આપણુને આ કાળે કાંઈ જ કામના થઈ પડતા નથી, એ ખરેખર આપણું કમનસીબ સૂચવનાર છે, પરંતુ હવે મૂળ વાત ઉપર આવીએ.

ઉપર્યુક્ત નિયમને આપણા પોતાના સંબંધે પ્રવર્તાવવાથી ભૂતકાળના કર્મો જે અનિષ્ટ ચારિત્રરૂપે પરિપાક પામ્યા હોય છે તેને દૂર કરી શકાય છે. નિર્બળતાને સ્થાને સબળતાનું અધિષ્ઠાન કરી શકાય છે. કડિયો જેમ એક પછી એક ઈંટ મૂકીને આખી દીવાલ રચે છે, તેમ આપણે પણુ એક પછી એક ઉત્તમ લક્ષણુ આત્મ-બંધારણુમાં દાખલ કરી પૂર્ણુતા મેળવી શકીએ છીએ. આ નિયમ એટલી બધી અમોઘતા પૂર્વક કામ કરે છે કે તેને સહેજ પણુ અમલમાં મૂકવાથી પ્રયત્નના પ્રમાણુમાં ન્યૂનાધિક ફળ જરૂર તુરત જ જણાવ્યા વિના રહેતો નથી. અમે ઉપર કહ્યું તેમ હંમેશ પાંચ જ મિનિટ

પ્રયત્ન કરી ખાતરી કરો અને પછી તમને એમ ભાન થશે કે તમે એક મહાન રહસ્ય ઉપલબ્ધ કર્યું છે. એક અદ્ભુત સામર્થ્યનું પ્રભવસ્થાન ખોળી કાઢયાનું તમને ભાન રહેશે. ચારિત્રમાં કયો અંશ રાખવો અને કયો બાતલ કરવો એ સંબંધમાં પછી તમે ગુલામ નહીં પણ સ્વામી બનવાના. તમને જણાશે કે તમે મરજી પડે તેવા બનવા શક્તિમાન છો. એક અધમાધમ નર પિશાચ બનવું અથવા સર્વ-કલ્યાણકર મહાયોગી બનવું, એ પસંદગી તમારા પોતાના અધીનમાં રહેશે. ગમે તેવા ઉત્તમ ચારિત્રશીલ બનવાને પછી તમને ફક્ત પ્રયત્ન અને સમયની અપેક્ષા રહેવાની. અને શ્રદ્ધા થયા પછી પ્રયત્નમાં શ્રમ જણાતો નથી. તેમજ સમયના વહેવામાં કંટાળો પણ અનુભવાતો નથી. ઊલટો તેમાં નિત્ય નવો આનંદ આવતો અનુભવાય છે. એક લાખ રૂપીઆ ભેગા કરવા ઇચ્છનારને જેમ નિત્ય સો સો રૂપીઆ કમાવાથી એવો કંટાળો નથી જ આવતો કે આમ સો સો રૂપીઆ ક્યારે પૂરા થવાના, તેજ પ્રકારે નિત્ય પ્રતિ ઇષ્ટચારિત્રમાં થોડો અંશ ઉમેરનારને પણ ' મોડાપણા ' ને લીધે કંટાળો આવતો નથી. એ મનુષ્ય નહી પણ દેવ છે કે જેનામાં ઉપર્યુક્ત નિયમ સંબંધે દૃઢ શ્રદ્ધા છે, પ્રયત્ન માટે શક્તિ છે, અને સમય વીતતા સુધી રાહ જોવાનું ધૈર્ય છે.

અનેક મનુષ્યો આખો દિવસ ફરિયાદ કર્યા કરે છે " હું સારો બનવા, નીતિમાન બનવા, ધર્મિષ્ટ બનવા બહુ ઇચ્છું છું, પણ મારા નસીબમાં તેવા બનવાનું લખાયું નથી. " એક રીતે તે ભલા માણસની વાત ખરી છે. તેનું વર્તમાન ચારિત્રબંધારણ જોતાં, તે અત્યારે જેવો છે તે કરતાં બીજી રીતે હોઈ શકે જ નહીં. કેમકે મનુષ્યનું બાહ્યવર્તન કે ચારિત્ર એ તેની આંતરસામગ્રીનો જ બહિર્ભાવ માત્ર છે. તેનું આંતર બંધારણ જેવા પ્રકારનું હોય તેથી બીજી રીતનો તે બહાર કેવી રીતે જણાઇ શકે ? અલબત ઢોંગથી,

આવ્યો નથી. ચારિત્રને ઘડવાની શક્તિ વિચારમાં જ રહેલી છે. વિશ્વમાં જે જે સર્જનશક્તિનો પરિચય છે, તે તે માત્ર વિચાર બળનો છે. એક પરમયોગી અને એક તુચ્છ પામર એ ઉભય પોતાના વિચારના સ્વરૂપભેદથી જ તેવા હોય છે. મનુષ્યો એ શક્તિને જો સમજણ સહિત વાપરતા શીખે તો તેમનામાં જે ઇશત્વનો અંશ છે તે સત્વર અભિવ્યક્તિ પામે એમાં કશી જ શંકા નથી. સર્વ સંસ્કૃતિનું-સભ્યતાનું ફળ ચારિત્રને ઉન્નત બનાવવામાં હોવું જોઇએ, અને ચારિત્ર વિચારો દ્વારાજ ઘડાય છે એ કદીજ ભૂલવું ન જોઇએ.

કર્મના સંબંધમાં એક બીજો મહાનિયમ આ છે. "**પ્રત્યેક ઇચ્છા પોતાના ઇચ્છિત વિષયને પ્રાપ્ત કરે છે.**" અમે પ્રથમ જે વિચારને લગતો સિદ્ધાંત દર્શાવ્યો તે બુદ્ધિના કાર્યને ઉદ્દેશીને દર્શાવ્યો હતો. એટલે કે વિચાર એ બુદ્ધિજાત છે. તેનું પ્રભવસ્થાન મનુષ્યના મગજમાં છે; અને ઇચ્છા છે તે મનુષ્યના હૃદયમાં ઉત્પન્ન થાય છે. પ્રથમનો બુદ્ધિ અંશ એ આત્માની Intellectual બુદ્ધિપ્રધાન બાજુ છે અને બીજો Emotional લાગણીપ્રધાન અંશ છે. વિચાર, સંકલ્પ, નિશ્ચય, મનન, ચિંતન એ બુદ્ધિનું કાર્ય છે. ઇચ્છા, ખેંચાણ, પ્રેમ, મમતા, સ્નેહ, આકર્ષણ એ બધા હૃદયના ધર્મો છે. એ બન્ને આત્માના બહિર્ભાવમાં સહાયક છે. ને બન્ને એકજ આત્મતત્ત્વના અંશ હોવા છતાં અને ઉભયઅંશનો અંશી એકજ હોવા છતાં કાર્યભેદને લીધે તેને જુદા ગણવાનો તત્ત્વજ્ઞોએ રિવાજ રાખ્યો છે. પ્રથમ અમે બુદ્ધિ અંશની કર્મસત્તા ઉપર શું અસર છે, તે જણાવ્યું. હવે બીજા અંશ સંબંધી અલ્પ વિવેચન કરીશું.

ઇચ્છા એ સમસ્ત વિશ્વની મહાન પ્રેરક સત્તા છે. બે અણુ ભેગા થાય છે, તે પણ તે અણુમાં નિવસતા શક્તિના આકર્ષણવડેજ થાય છે. પદાર્થો એક બીજાને ખેંચે છે તે પણ તે તે પદાર્થગત

શક્તિનું જ કાર્ય છે. રસાયણીક દ્રવ્યોમાં જે સ્નેહાકર્ષણ અને વિશ્લેષ પ્રતીત થાય છે, તે પણ તે દ્રવ્યગત શક્તિની ઇચ્છાનો જ બહિર્ભાવ છે. ચુંબક લોહ સાથે પ્રીતિ રાખે છે અને પોતાના પ્રભાવક્ષેત્રમાં જ્યાં જ્યાં તે હોય ત્યાંથી તેને ખેંચીને પોતાના આશ્લેષમાં ગ્રહે છે એ સર્વ ઇચ્છાનું જ કાર્ય છે. આપણામાં જેમ રાગ અને દ્વેષ, પ્રેમ અને તિરસ્કાર, સ્નેહ અને અનાદર છે, તેમ ખનીજમાં પણ તે બીજક રૂપે હોય છે. અને ત્યાં એ મીલન વીખરણ, ભેગા થવું, છુટા થવું, એ રૂપે હોય છે. કુદરતના સર્વ પ્રદેશમાં એ શક્તિના પ્રવર્તનનો પરિચય આપણને મળે છે. ઇચ્છા Desire અને સંકલ્પબળ Will માં ભેદ એટલો જ છે કે ઇચ્છા એ બહારના પદાર્થો પ્રત્યેના આકર્ષણમાં મુગ્ધ બને છે, તે કાંઇ શુભાશુભ કે યોગ્યાયોગ્યનો વિવેક કરી શકતી નથી; ત્યારે સંકલ્પ એકત્રિત અનુભવના બળથી યોગ્યાયોગ્યનો નિર્ણય કરી શ્રેયના રસ્તે દોરાય છે. એક સબળ ચારિત્રવાન મનુષ્ય અને નિર્બળ પામરની વચ્ચે તફાવત એટલો જ છે કે એ નિર્બલ આત્મા સહજ પ્રલોભનથી પોતાનો ધારેલો માર્ગ તજી દઇ બાહ્યાકર્ષણથી દોરાય છે, ત્યારે સબળ આત્મા પોતાનો આંતરિક અનુભવ અને વિવેક જે માર્ગ દર્શાવે ત્યાં આગ્રહ પૂર્વક ગતિ કરે છે. નિર્બળ મનુષ્ય ઉપર તમે ચોક્કસ કામ માટે કાંઈ આધાર રાખી શકો જ નહીં, અને તેમાં પણ જે કામમાં પ્રલોભનો અને બાહ્યાકર્ષણો સવિશેષ હોય, ત્યાં તો તે માણસ નકામો જ છે. એથી ઊલટું સબળ સંકલ્પવાન મનુષ્ય ગમે તેવા પ્રબળ નિમિત્તોની મધ્યમાં એક સરખો દૃઢ રહે છે અને ન્યાયના પથથી લેશ પણ વિચલિત કદી જ થતો નથી.

ઇચ્છાના વિષય પ્રતિ આપણું ખેંચાણુ રહ્યા જ કરતું હોય છે. ઇચ્છા એ ઇચ્છકને અને ઇચ્છાના વિષયને ભેગા કરી દે છે. તમે જે જે પદાર્થને મેળવવાની ઇચ્છા કરો છો તે તે પદાર્થ ઇચ્છાના બળથી તમારા તરફ ખેંચાતો હોય છે. આ જીવનમાં પ્રત્યેક મનુષ્યને

એવો અનુભવ થયા જ કરતો હોય છે કે તેની અનેક મુરાદો પાર પડે છે. દાખલા તરીકે તેને અમુક દેશમાં જવાની ઇચ્છા રહ્યા કરતી હોય તો ત્યાં જવાની તક તેને વહેલી મોડી મળે જ છે. અમુક પુસ્તકોની, જ્ઞાનની, પૈસાની, કીર્ત્તિની વગેરે અનેક ઇચ્છાઓ, ઇચ્છા કરનાર અને ઇચ્છિતના વિષયનો સંયોગ સાધી આપે છે. એ સર્વના અનુભવની વાત છે. પ્રબળઇચ્છા, ન હોય ત્યાંથી તકો આપણી સમીપ લાવે છે, પદાર્થોને આપણી સમક્ષ લાવે છે, અથવા આપણને જ્યાં એ પદાર્થો હોય ત્યાં ઘસડી જાય છે. પ્રત્યેક પ્રાણીના હૃદયક્ષેત્ર ઉપર ઇચ્છારૂપી કલ્પવૃક્ષ રહેલું છે અને તે સંકલ્પ પ્રમાણે ફળ આપ્યા વિના કદી જ રહેતું નથી. ગમે તેવી મોટી અને સુદૃઢ ઇચ્છા પણ તેના યોગ્ય ફળને પ્રગટાવ્યા વિના રહેતી જ નથી. પ્રત્યેક ઇચ્છા અમુક જાતના કર્મો પ્રગટાવેજ છે અને એ કર્મના પરિપાકે આત્માને તે ફળ મળે જ છે. આ નિયમ કર્મના બંધાવામાં અને વીખરાઈ જવામાં સર્વ કરતાં ઉપયોગી સ્થાન રોકે છે. આથી એના વિવેચનની અધિક અગત્ય રહે છે. આપણી જૈનપરિભાષામાં આ કર્મને મોહનીય કર્મના નામથી સંબોધેલું છે. પરંતુ એના કાર્ય સંબંધે હજી આપણામાં બહુ અલ્પજ્ઞતા રહેલી છે.

### ૪-વિવેકશૂન્ય વાસના.

આત્મા કેવી ઇચ્છાઓને વશ બની વર્તે છે, તે સંબંધમાં તેણે બહુ ચેતવાનું છે. દાખલા તરીકે ધારો કે તમને દ્રવ્યની બહુ ઇચ્છા રહ્યા કરે છે, અને આવી ઇચ્છા આ જમાનામાં લાખો મનુષ્યો પૈકી એકાદ કોઇ વિરલ મનુષ્યને જ નહિ થતી હોય, બાકી તો પામર જનોની ટોળાબંધ સંખ્યા આવી વાસનાને વશ જ હોય છે. એટલે કે આવી વાસના તમને પણ પીડ્યા કરતી હોય તો તમે અમેરિકાના કરોડાધિપતિઓ તરફ જરા નજર કરો. તેમણે વિપુલ દ્રવ્યના ઢગલાઓ ખડકી રાખ્યા છે, એનો હવે શું ઉપયોગ કરવો તે પણ તેમને ખબર નથી. તેમને આનંદ આપવાને બદલે એ ધન ઊલટું

કંટાળો આપતું હોય છે. અલબત્ત તમારી અત્યારની ધનહીન સ્થિતિ તમને ધનમાં આનંદની કલ્પના ઉપજાવે છે, પરંતુ જેને તે પ્રાપ્ત થયેલું હોય છે એના અંતરમાં પ્રવેશવાનું તમને કલ્પનાબળ હોય તો ક્ષણભર ત્યાં પ્રવેશ કરી જુઓ, અને તમને માલૂમ પડશે કે ત્યાં આનંદ નથી પણ દુઃખ છે. એ લોકોની પૂર્વવાસના અને તે વાસનાને અનુરૂપ ઉદ્યોગવડે તેઓ એવા સંયોગોમાં જન્મ્યા હોય છે કે જ્યાં તેમની દ્રવ્યબહુલતાની ઇચ્છાનો પૂર્ણ રીતે બહિર્ભાવ થઈ શકે. તેમનો હેતુ પાર પડી શકે તેવી બુદ્ધિશક્તિ પણ તેમણે મેળવી હોય છે. અને એવી પરિસ્થિતિમાં મુકાયા હોય છે કે જ્યાં તેઓ દ્રવ્ય ઉપાર્જન માટેની શક્તિનો ઉપયોગ પૂર્ણ સ્વતંત્રતાપૂર્વક કરી શકતા હોય છે. તેમનું મન ધરાઇ જાય, ત્યાંસુધી તેઓ ધનના ઢગલા ઉપર ઢગલા ખડકયા કરતા હોય છે. અને આપણને કલ્પના પણ ન થઇ શકે તેટલું દ્રવ્ય એકઠું કરેલું હોય છે, છતાં તેઓની અંતરની દશા ખરી રીતે બહુ અતૃપ્ત અને દુઃખી હોય છે. વાસનાના બળથી આવી મળેલું ધન તેમને કોઈ જુલમગાર રાજાએ શિક્ષારૂપે કોટે બાંધેલા પથ્થરના વજન જેવું જણાતું હોય છે. તે ધન ગુમ ન થાય તેવી ચિંતા તેમને નિરંતર રહ્યા કરતી હોય છે અને તેને સાચવી રાખવા અખંડ સાવચેતી રાખવી પડે છે. એમના અંતરમાં એમજ રહ્યા કરતું હોય છે કે આથી અમને ખરું સુખ મુદ્દલ નથી, પરંતુ ઊલટા અમે અમારા બંધુ મનુષ્યોથી વિખુટા પડી ગયા છીએ. ધનની વિપુલતા મનુષ્ય મનુષ્ય વચ્ચે એક બનાવટી ભેદ ઉભો કરે છે; તેઓ ધનની દીવાલમાં પુરાયેલા હોવાથી સામાન્ય સ્થિતિના મનુષ્યો સાથે હળીમળી શકતા નથી. તેઓ બહુ એકમાર્ગી અને સ્વાર્થી બની જાય છે, તેમનો સમય જવો પણ તેમને ભારે થઈ પડે છે. આજ કારણથી તેઓ દારૂ અને રંડીબાજીમાં પડી પોતાનો કંટાળાથી ભરેલો સમય વિતાવે છે. તેઓ ઘણીવાર એમાં અનિષ્ટતા જોઇ શકે

છે છતાં એ સિવાય બીજા પ્રકારના ઉત્તમ આનંદો તેઓ મેળવી શકતા નથી, કેમકે તેમણે માત્ર ધનની અને ધનને અંગે રહેલા ઉપભોગની લાલસા રાખેલી હતી, એ પ્રબળ ઈચ્છાવડે બંધાયેલા કર્મનો ઉદય બીજા માણસોને ગમે તેવો સુખકર જણાતો હોય છતાં જરા વિવેકની નજરથી જોવા જઇએ તો ત્યાં અધમતાની ભેડી ખીણ સિવાય અન્ય કશુંજ નથી. તેમને જીવનની ખરી મીઠાશ મળતી નથી. જીંદગીનો હેતુ સમજાતો નથી. તેઓ નિરંતર ચેન વિનાના, આરામહીન બને છે, અને પોતાની આવી સ્થિતિમાંથી ભાગી છૂટવા માટે કાંઈને કાંઈ આવેશ ભરેલા પ્રસંગો શોધતા હોય છે. કાંઈક ઉશ્કેરનારી અને ઉત્તેજક પ્રવૃત્તિ ન હોય તો તેમનો વખત જતો નથી. પોતાની વાસ્તવ સ્થિતિના ભાનથી બચવા માટે તેઓ પોતાના મનને ચકડોળે ચડેલુંજ રાખે છે. ક્ષણ પણ ઉત્તેજક કે ક્ષોભ ઉપજાવવાવાળા નિમિત્તો વિના રહી શકતા નથી. રાત્રે નાટક-ચેટક નાચ-તમાશામાં, તે પછી દારૂની ખરાબીમાં અને સવારથી સાંજ સુધી ખાવાપીવાની અને દોડધામની ધમાલમાં વખત વિતાવતા હોય છે. આ કર્મની કઠણાઈ આપણે જોઈ શકતા નથી. આપણી નજરે તેઓ સુખી દેખાય છે કેમકે આપણે પણ હજી અજ્ઞાનના ઘાટા જંગલમાં ભમીએ છીએ; છતાં જ્ઞાનીજનો, ધનિકોની એ પામરતા જોઈ બહુ ખેદ પામતા હોય છે.

આ પ્રકારે મનુષ્યને જ્યાંસુધી ધન ન મળ્યું હોય, ત્યાંસુધી તે મેળવવાની પ્રબલ વાસના રહ્યા કરતી હોય છે, અને એ વાસના તેની પાસે અનેક પ્રકારના શુભાશુભ ઉદ્યોગો કરાવે છે. તે અનેક વાર નિરાશ બને છે, વળી વાસનાના ધક્કાથી પાછો સચેત બની ફરીથી પ્રયત્ન આરંભે છે, એમ અનેક ઉથલપાથલોના અંતે અને એકત્ર થયેલી વાસનાના પરિપાકકાળે તે પોતાની ઈચ્છાનો વિષય મેળવે છે. પરંતુ એ સુખ ક્યાંસુધી ચાલે છે? કદાચ તમે જવાબ

આપશો કે જ્યાંસુધી એ ધન ચાલે છે ત્યાંસુધી! અમે તમારા મતથી જુદા પડીએ છીએ. અમે કહીએ છીએ કે જ્યાંસુધી તેની નિર્ધન અને સધન અવસ્થાઓનો મુકાબલો તે કરતો હોય છે, ત્યાં સુધીજ તે સુખ ચાલે છે, ત્યાંસુધીજ તે આનંદ મેળવે છે; પરંતુ તે મુકાબલાનું ભાન લાંબો કાળ ચાલતું નથી. પાછો પુનઃ તે પોતાની સધન અવસ્થાને ટેવાઇ જાય છે. અગાઉ જેમ તે નિર્ધનતાને ટેવાયેલો હતો, તેમ તે દ્રવ્યની વિપુલતાને ટેવાઈ જાય છે, પછી તો જે નિત્યનું છે, તેમાં આનંદ આવતો નથી. રંક ભિખારીને ગોળમાં જે ગળપણ અને આનંદ જણાય છે તે અમને કે તમને જણાતો નથી, કારણકે એ વસ્તુથી આપણે ટેવાઈ ગયા છીએ. ધનિકના સંબંધે પણ તેમજ છે, તેની મખમલની શય્યા અને સુવર્ણથી રસેલા પલંગો તેને અગાઉની જેમ મોહક જણાતા નથી. આપણને સાધારણ પથારીમાં જે સ્વાભાવિકતા ભાસે છે તે કરતાં તે પામરધનિકને કાંઈજ અધિક જણાતું નથી. તેની વાસનાએ તેને એકવાર જ્યાં આનંદ મનાવ્યો હતો ત્યાં હવે તેને આનંદ જણાતો નથી. તે હવે પોતાની ભૂલ સમજતા શીખ્યો હોય છે.

અમે ઉપર કહી ગયા છીએ કે મનુષ્યોએ કોઇ પ્રકારની પ્રબળ ઇચ્છા કરતા પહેલાં બહુ વિવેક કરવો આવશ્યક છે. તેને ખબર હોતી નથી કે પ્રબળ ઇચ્છા દ્વારા તે કેવા મહાન સામર્થ્યને ગતિમાન કરે છે, અને તેના વિકાસક્રમમાં એ ઇચ્છાના પરિપાકકાળે ઉત્પન્ન થવા યોગ્ય પરિણામ શું પ્રતિબંધો ઉપજાવે છે. દ્રવ્યની પ્રબળ વાસના આત્માને દ્રવ્યનો સંયોગ સાધી આપ્યા વિના રહેતી નથી. હરકોઈ પ્રકારે તેની પ્રાપ્તિ થાય તેવા સંયોગો તે ઇચ્છાનો વેગ સાધી આપે છે. અને તેની પાસે અસાધારણ પુરુષાર્થ કરાવી, તે ઇચ્છા ઇષ્ટની સાથે આત્માને મિલાવે છે. પરંતુ તે પ્રાપ્ત થયા પછી આત્માની શું અવસ્થા થાય છે તે જ્ઞાનદૃષ્ટિએ જોતાં ખરેખર બહુ ખેદ અને

પરિતાપ ઉપજાવનાર છે. એ દ્રવ્યસામગ્રી આત્માના વિકાસક્રમમાં સહાયક થવાને બદલે ઊલટી વિઘ્નકારક થાય છે. પછી તો મનુષ્ય ઘણીવારે એક ભોગનો જંતુ બની જાય છે. મહાત્મા જિસસક્રાઇસ્ટે એક સ્થાને કહ્યું છે કે 'સોયના નાકામાંથી ઊંટને સોંસરું નીકળવું સંભવિત છે પરંતુ ધનિક મનુષ્યને ઇશ્વર પ્રાપ્તિ દુર્લભ છે.' આ તેમના ઉદ્ગારો સર્વ દેશ કાળના ધનિક સમુદાય સંબંધે અમને સત્ય જણાય છે. તેમની દૃષ્ટિ એ ઉપભોગ સામગ્રીમાં જ સંકીર્ણ બની ગયેલી હોય છે. કદાચ કોઈ ઉચ્ચતર હેતુથી પ્રેરાઇને દ્રવ્યની પ્રબળ ઇચ્છા કોઇ વિરલ આત્માએ કરી હોય તો તેવા પ્રસંગે તે દ્રવ્ય કોઈ અંશે તેની આત્મ-પ્રગતિમાં સહાયક બને છે પરંતુ ત્યાં પણ એ આત્માને, ઉદ્ધાર કરતાં વિનાશના પથમાં વિચરવાના પ્રલોભનો બહુ પ્રબળ હોય છે. વિશ્વના કલ્યાણ અર્થે દ્રવ્યનો ઉપયોગ થવાના દૃષ્ટાંતો એટલા તો અલ્પ છે કે મહાજનોને વિપુલ દ્રવ્યસામગ્રીને ધિક્કારવાની ફરજ પડી છે, કેમકે સોએ નવાણું ટકામાં એ સામગ્રી સ્વ અને પર ઉભયની અધોગતિનું નિદાન થયેલી જોવામાં આવે છે. પોતાને જરૂર પૂરતું જ દ્રવ્ય મનુષ્યોએ રાખવું ઉચિત છે. અને બાકીનું વિશ્વના શ્રેય અર્થે અર્પણ કરવું ઘટે છે. જો તેમ ન થાય તો ત્યાંથી આત્માની પ્રગતિ બંધ પડે છે, કેમકે આત્મા તે દ્રવ્યના સંગ્રહમાં બંધાયેલો રહે છે. બંધ અને મુક્તિને પરસ્પર વિરોધ હોવાથી, એક તરફથી બંધમાં રહેવા ઇચ્છનાર આત્મા અન્યપક્ષે મુક્ત અવસ્થા મેળવવાની ખરી ઇચ્છા પ્રકટાવી શકતો નથી. પોતાની જરૂરિયાત કરતા અધિક સામગ્રી એકઠી કરી મુક્તિના પંથમાં વિચરવાનો દાવો કરનાર મનુષ્ય ઢોંગી છે અને પોતાને તેમજ જગતને પ્રપંચમાં ઉતારે છે. કદાચ તમે પૂર્વની ઇચ્છાના બળથી આ કાળે તમારી જરૂરિયાત કરતાં અધિક દ્રવ્ય મેળવ્યું હોય તો તેનો ઉપયોગ તમારે સત્વર તમારી આસ-પાસના બંધુ મનુષ્યોના કલ્યાણ અર્થે કરવો આવશ્યક છે. જો તેમ નહીં થાય તો એ તમારી ઇચ્છાનું ફળ તમને જરૂર અનિષ્ટ પરિણામ

ઉપજાવશે. એ ફળને તેના વાસ્તવિક ક્રમમાં તમે યોજી નહીં શકો તો તે ઇચ્છારૂપી અમોઘ મંત્રથી પ્રકટાવેલો તે રાક્ષસ તમને પોતાને ગળી જશે. તેને તમારે કોઈ પણ દિશામાં ગતિ તો આપવી જ પડવાની. પ્રશ્ન માત્ર એટલો જ છે કે એ પ્રવાહને અધોગતિના ચીલામાં વહેવડાવવો કે ઉન્નતિના ચીલામાં વહેવડાવવો ? એ આત્મન્ ! આ સ્થળે તમારે વિવેક કરી નિર્ણય કરવાનો છે. કેમકે પૂર્વનો રસ્તો બહુ સરલ, સુગમ અને અસંખ્ય મનુષ્યોએ તે માર્ગે ગતિ કરેલી હોવાથી વિશાળ સડક જેવો રાજપંથ બનેલો છે. ઉત્તરના માર્ગે કોઈ વિરલ અને જ્ઞાની આત્માએ જ ગતિ કરી પોતાની પૂર્વકાળની દ્રવ્યએષણાના ફળને તે માર્ગે દોરી છે. અમે જાણીએ છીએ કે તે ઉત્તર માર્ગમાં ગતિ કરવી એ તમારે માટે બહુ દુષ્કર અને આ ભીષણ ભોગલાલસાના યુગમાં તો હસવા સરખું છે, પરંતુ સત્યની યથાર્થ દિશા એજ છે એટલું દર્શાવ્યા સિવાય રહેવાતું નથી.

આ વિશ્વનો પ્રત્યેક પદાર્થ જો આત્માની ઉચ્ચગામી પ્રગતિમા સહાયક ન થાય તો તેને ઝેરી જંતુની માફક આપણા શરીરથી દૂર ફેંકી દેવો ઘટે છે. વાસ્તવમાં સ્ત્રી, પુત્ર, ગૃહ, ધન આદિ મુક્તિનાં સાધનો છે, પરંતુ મનુષ્યોનો અવિવેક તેમને બંધના સાધનમા ઉલટાવી નાંખે છે, આથી જ પૂર્વના જ્ઞાનીઓએ તેમનો બહિષ્કાર કરવાની ભલામણ કરી છે.* પરતુ અમે તેમ કરવાની ભલામણ કરી શકતા નથી. એકપક્ષે નિતાન્ત ત્યાગ અને અન્યપક્ષે અતિ ગ્રહણ એ ઉભયથી અમે વેગળા રહેવાની ભલામણ કરીએ છીએ. જ્યાંસુધી આત્માને શરીર આદિ સામગ્રી વળગેલી છે અને શરીરદ્વારા જ વિકાસ સાધવો પ્રાપ્ત થયો છે ત્યાં સુધી તેનો સુંદર

* લેખકનું શાસ્ત્રકારના અભિપ્રાયથી જુદાપણું આ ઉપરથી સુચવાતું નથી કેમકે શાસ્ત્રકારોએ કોઇ વસ્તુનો એકાંત ત્યાગ કે આદર પ્રતિપાદન કરેલ નથી, જેથી લેખક–મહાશયની પોતાની માન્યતાવાળી હકીકત પણ શાસ્ત્રકારોના વિચારોમાં જ આવી જાય છે. —સંપાદક.

પ્રકારે નિભાવ કરવા માટે પ્રત્યેક આવશ્યક વસ્તુનો સંગ્રહ ઉચિત અને અનિવાર્ય છે. આથી અઘટતો ત્યાગ પણ ત્યજવા યોગ્ય છે. અન્ય પક્ષે આવશ્યક ઉપરાંતનો અતિસંચય પણ અનિષ્ટ છે. કેમકે તે સંચય આવશ્યકતાની હદ ઓળંગાવી ભોગલાલસામાં પડવાનું પ્રબળ નિદાન ઊભું કરે છે. આત્માએ એ ઉભય છેડા Extremes ની મધ્યમાં પોતાનું સમતોલ સ્થાન સાચવવાનું છે. કદાચ તમારામાં દ્રવ્ય ઉપાર્જવાની અસાધારણ શક્તિ હોય તો તે શક્તિના ઉપયોગનું ફળ કોઈ કલ્યાણકર પ્રવૃત્તિમાં યોજો, પણ તમારા વિનાશ માટે તો નહીંજ. ઘણા મનુષ્યોને ઘણું દ્રવ્ય ભેગું કર્યા પછી પણ શા હેતુથી એ દ્રવ્ય એકત્ર કર્યું છે, તેનું ભાન હોતું નથી. તેઓ પૂર્વની એક અખંડ વાસનાના બળથી ક્યાય પણ આડી અવળી દૃષ્ટિ કર્યા સિવાય પૂર્વની ઈચ્છાના ફળને એકઠાં કર્યે જાય છે. પોતાના અર્થે પણ તેનો ઉપયોગ કરવાનું તેમને ભાન થતું નથી. તેમની આંતર દશા એક યંત્રના જેવી હોય છે. વિશ્વમાં તેમના અસ્તિત્વનો શું હેતુ છે, કયા ઉદ્દેશને અનુસરીને તેમની પ્રવૃત્તિ હોય છે, તે પણ તેઓ જાણતા હોતા નથી. જેમ સોનાની ઝૂલથી શણગારેલા બળદને પોતાના સુવર્ણ અલંકારનું ભાન હોતું નથી તેમ આવા ધનિકને પોતાની પાસે શું સ્વપર કલ્યાણકર સામગ્રી છે તેનું ભાન હોતું નથી. આ બધું એક વિવેકહીન પ્રબળ દ્રવ્યલાલસાનું ફળ છે.

એજ પ્રકારે યશની, કીર્તિની, ખ્યાતિની લાલસા પણ મનુષ્યને પામર બનાવી મૂકે છે. ઘણા મનુષ્યોની જીભ ઉપર પોતાનું નામ રમે, લોકો તેની વાહવાહ કરે, તેના તરફ ક્ષણભર તાકી રહે અને ટૂંકામાં સર્વ કોઈનું ધ્યાન તેના તરફ દોરાય એવી વાસના ઘણા મનુષ્યોને રણા કરતી હોય છે. તેમને એમ ખબર હોતી નથી કે મનુષ્યોના અભિપ્રાયનો બોજો ઉપાડવો કેટલો દુષ્કર હોય છે? યશની લાલસાવાળા મનુષ્યોએ, જન અભિપ્રાયને માન આપવા ખાતર પોતાની સ્વતંત્ર ઈચ્છાને

પણ દબાવી દેવી પડે ! આ વિદ્યાના યુગમાં વિદ્યા અર્થે ધનનો ઉપયોગ કરવો સર્વથી અધિક આવશ્યક છે, એવું જાણવા છતાં અજ્ઞાન ટોળાંનો સારો અભિપ્રાય મેળવવો હોય તો જમણવારોમાં, નાતવરામાં વરઘોડામાં આદિ નિરુપયોગી વ્યવહારોમાં દ્રવ્ય ખર્ચવું પડે ! આવી રીતે યશની લાલસાથી બંધાએલ મનુષ્યને પોતાનો સાચો મત દબાવી પોતાનું પ્રિય ધન લોકોનો યશ ખરીદવામાં વાપરવું પડે છે. યશની પ્રબળ ઈચ્છાવાળા આત્માઓ એવા કુટુમ્બમાં જન્મે છે કે જ્યાં કુળપરંપરાગત કીર્તિ વળગી રહેલી હોય અને છતાં તેને સાચવી રાખવા માટે તનતોડ મહેનત કરવી પડતી હોય છે. ઘણા નિર્ધન પરંતુ ઉચ્ચકુળ અને કીર્તિવાળા કુટુમ્બોની દશા જેમણે અનુભવી અથવા જોઈ હોય છે તેમને ખાતરી થયેલી હોય છે કે કીર્તિ એ કેવો ભયંકર પિશાચ છે. તેને સાચવવા માટે પગલે પગલે નુકસાનમાં ઊતરવું પડે છે. પૈસાનો જોગ નહિ છતાં દરેક ખરડાવાળાનું મન રાજી રાખ્યા સિવાય ચાલતું જ નથી. કુળગૌરવની ભારે તોક ગળામાં નિરંતર વેંઢારવી પડતી હોય છે. હવે તેને પશ્ચાતાપ થતો હોય છે કે તે આ કીર્તિકલંકિત કુટુમ્બમાં ન અવતર્યો હોત તો વધારે ઠીક હતું, પરંતુ પોતાની વાસનાનું પરિણામ ભોગવ્યા સિવાય હવે તેને છૂટકો નથી.

ખરીરીતે કીર્તિ એ તમારા સદાચરણોનો પડછાયો છે. તે તમારી સત્કૃતિની પાછળ પાછળ પોતાની મેળેજ આવતી હોય છે. જેમ તમે ચાલતી વખતે તમારો પડછાયો બરોબર પડે છે કે નહિ તે જોવાની કશી દરકાર કરતા નથી, તેમ તમારી શુભકૃતિઓની પછવાડે ખ્યાતિ કે જનમત ઘસડાય છે કે કેમ એ જોવાની પરવા તમારે કરવી ઉચિત નથી. જેમ તમારી ગતિ અને હલન ચલન એ કાંઈ પડછાયા માટે નથી, તેમ તમારાં સત્કૃત્યો એ કાંઈ કીર્તિ ખાટવા માટે નથી. એ તો એ કૃતિઓનું એક સ્વાભાવિક સહચારી ઉપકરણ છે. તેના તરફ નજર કરવાની પણ ડાહ્યા મનુષ્યો દરકાર કરતા

નથી. તેની ઇચ્છા કરવી તે તમારી પોતાની સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકવા તુલ્ય છે. કીર્તિ મેળવવાની નહીં, પણ ઉત્તમ કાર્યો કરવાની ઇચ્છા કરો! કીર્તિ એ તો આ વિશ્વમાં કરોડો જીભવાળી શાકિની છે. તેની થોડી જીભો તમારો યશ ગાતી હોય છે તો થોડી નિંદાનું કાર્ય કરતી હોય છે. તમે કેટલાકનું મન સાચવી શકશો? સુધારાવાળાનો યશ લેવા જતાં જુની ઘરેડ–રૂઢિચુસ્તોનો અપયશ વહોરી લેશો. તમારા જુવાન મિત્રોની સલાહને અનુસરવા જતાં તમારા ઘરની ડોશીઓમાં અને વૃદ્ધોમાં તમારી અપકીર્તિ થવાની. કોઈ પણ બે માણસના મત સરખા બંધાતા નથી, કેમકે આ વિશ્વમાં કોઈ પણ બે માણસની અક્કલનું પ્રમાણ બરોબર એક સરખું હોતું નથી. આથી સહુનું મન સાચવવા અને સહુના તરફની કીર્તિને મેળવવાની લાલસા તમને તમારા સ્વતંત્ર વેગમાં રોકી રાખનાર નીવડે છે.

વિવેક વિનાની ઈચ્છા કેવું ફળ પ્રગટાવે છે તે આપણે ઉપરના એક બે દૃષ્ટાંતોથી જોયું. પરંતુ આથી અમારો એવું કહેવાનો મુદ્દલ આશય નથી કે આપણે સર્વથા પ્રયત્નહીન બની જવું અથવા સઘળી પ્રવૃત્તિ સંકેલીને શૂન્ય બનવા ઉદ્યોગ કરવો. આ યુગમાં ઘણા મનુષ્યો આપણા પ્રાચીન શાસ્ત્રોમાંથી આવો ફલિતાર્થ ખેંચી કર્તવ્યભ્રષ્ટ બન્યા છે અને બીજાને તેવા બનવા માટે બોધ આપે છે. અમે પ્રવૃત્તિને સંકેલવાની ભલામણ કરતા નથી, પરંતુ તેને વિસ્તારવાની અને અત્યારે છે તે કરતાં અનેક ગુણ અધિક કરવાની ભલામણ કરીએ છીએ. પરંતુ એટલી શરત કરીએ છીએ કે તેની ગતિ મનુષ્યને અધમતા કે અધોગતિના માર્ગમાં લઇ જવાની હોવાને બદલે ઉચ્ચતા અને ઈશત્વના ગુણો સંપાદન કરવાના માર્ગમાં હોવી જોઈએ. દ્રવ્ય, યશ ઈત્યાદિ મનુષ્યોને પોતાની આંતરિક શક્તિનો બહિર્ભાવ કરવાના પ્રબળ હેતુઓ અને નિમિત્તો છે. જેમ બાળક તેની માતાએ થોડે

દૂર હાથમાં પકડેલા રમકડાના પ્રલોભનથી ખેંચાઇને ચાલવાનો પ્રયત્ન કરે છે અને એ પ્રયત્ન દ્વારા પોતામાં ગુપ્ત રહેલી ચાલવાની શક્તિનો બહિર્ભાવ કરે છે, તેમ મનુષ્ય પણ દ્રવ્ય આદિના પ્રલોભનોથી આકર્ષાઈ તે તરફ ગતિમાન બનવાનો પ્રયત્ન આરંભે છે. અને તે દ્વારા પોતામાં ગુપ્ત રહેલી ગતિશક્તિને બહાર આણે છે. ઉભય પ્રસંગોમાં રમકડા અને દ્રવ્ય માત્ર આંતરિક શક્તિને બહાર લાવનારી લાલચો જ છે. એનો ઉદ્દેશ એ રમકડા કે દ્રવ્ય મેળવવાનો હોવો ન જોઇએ, પરંતુ એની પ્રાપ્તિમાં જે પ્રયત્ન રહેલો છે તે પ્રયત્ન દ્વારા પોતાની આંતરિક શક્તિનો બહિર્ભાવ કરવામાં જ જીવનનું પરમ રહસ્ય છુપાયેલું છે. જે કાંઇ ઇચ્છવા યોગ્ય છે તે રમકડાં કે ધન નથી પરંતુ રમકડાં કે ધન એ ઉભયને મેળવતા પહેલાં જે શ્રમ વેઠવો પડે છે અને તે દ્વારા પોતામાં જે કાંઇ ગુપ્ત રહેલું છે તેનો બહિર્ભાવ ઇચ્છવા યોગ્ય છે. આ વિશ્વની પરમમંગલ અને કલ્યાણકર શક્તિએ દ્રવ્યાદિનું આકર્ષણ ન યોજ્યું હોત તો મનુષ્ય કોઈ કાલે પ્રયત્ન અને શ્રમના માર્ગમાં વળત નહીં. અને તેમ ન થાત તો તેની આંતર શક્તિનો કોઈ પણ કાળે બાહ્ય પરિચય મળત નહીં. મનુષ્ય ઇચ્છાઓના બળથી આગળ ધકેલાય છે, અને સદ્‌ભાગ્યે એક ઇચ્છાના વિષયની પ્રાપ્તિ થતાં તેમાં સંતોષ માની બેસી રહેવાને બદલે આગળને આગળ બીજી ઇચ્છાઓવડે પ્રેરાઈ ગતિ કરતો જ રહે છે. એ રીતે આત્માની પ્રવૃત્તિમયતા કાયમ રહે છે. જો તે પ્રવૃત્તિનું નિમિત્ત છૂટી જાય અથવા ખોટી સમજણના આવેગમાં આત્મા આગળને આગળ પ્રવૃત્તિ શોધતો અટકી પડે તો ત્યાંથી તેનો વિનાશ આરંભાય છે. કેમકે પ્રવૃત્તિનો મૂળ હેતુ આત્માને એક લાલચ પછી બીજી અને બીજી પછી ત્રીજી એમ લાલચોની પરંપરામાં રખડાવવાનો નથી, પરંતુ એમ ધીરે ધીરે તેને પ્રભુના ઘર સુધી દોરી જવાનો હોય છે. અલબત્ત અત્યારે આત્મા અનેક ભૂલોને વશ બની એ હેતુ સફળ કરતો નથી અને ઊલટો ઘણીવાર એ હેતુથી વિપરીતપણે વર્તે છે,

પરંતુ આખરે તેવી અનેક ભૂલોના કડવાં ફળ અનુભવી ઠેકાણે આવવા નિર્માયેલો છે, અને એ રીતે ખોટે માર્ગે વિહરવાને બદલે પછી તે ખરા માર્ગે ચાલશે. પરંતુ સર્વ પ્રકારની પ્રવૃત્તિથી વિરમી ગયેલો ભ્રષ્ટ આત્મા તો શૂન્યતારૂપી ગંદા પાણીના ખાબોચિયામાં રહેવું પસંદ કરતો હોય છે. ઇચ્છાને ગુમાવવી એ પ્રગતિને ગુમાવવા તુલ્ય છે. આથી અમે ઈચ્છાના વેગને બંધ પાડવાનું કહેતા નથી. અમે માત્ર એટલું જ કહીએ છીએ કે;–' તમે કાંઈ પણ ઇચ્છો તે પહેલાં તમારે બહુ વિવેક કરવાનો છે.' ઇચ્છા જ ન કરવી અને ઇચ્છતા પહેલાં પૂર્ણ વિચાર કરવો એ એમાં જે તફાવત છે તે કોઇથી અજાણ્યો રહે તેવો સૂક્ષ્મ નથી. ઇચ્છાભ્રષ્ટ હોવું એ સર્વથી ભ્રષ્ટ થવા તુલ્ય છે. કહેવાનું માત્ર એટલું જ છે કે તમે જે કાંઈ ઇચ્છો તેની પ્રાપ્તિ સાથે જે કાંઇ આગંતુક વળગણો રહેલા હોય છે તે પણ સ્વીકારવા માટે તમારે તત્પર રહેવું જોઇએ. આખરે તો પ્રાણી માત્રને પરમાત્માનું શરણુ શોધ્યા વિના વિરામ નથી અને તેથી જ ભૂત માત્ર એ પરમ ધામ ભણી ધીરે ધીરે ગતિ કરી રહ્યા છે. જો કે એ રાહ સીધો નથી. કોઈવાર સીધો તો કોઈવાર આડો હોય છે; અનેક ઊથલપાથલો અને પલટા અનુભવતો અનુભવતો આત્મા તે પરમ લક્ષ્ય ભણી વ્યક્ત કે અવ્યક્તપણે પગલા ભરી રહ્યો હોય છે. કેમકે પ્રાણી માત્રનો અંતરાત્મા જાણી રહ્યો છે કે એ ધામ એ સ્થિતિ એજ પોતાની વાસ્તવિક અને સ્વભાવિક સ્થિતિ છે. આથી તમારી ઈચ્છાને વ્યક્તપણે–ઉપયોગપણે એ માર્ગે વહાવો અને જ્યાંસુધી એ માર્ગમાં પ્રીતિ ન ઊપજે, ત્યાંસુધી અંતરથી એવું ઇચ્છયા કરો કે તમારી સર્વ પ્રકારની સાધન સંપત્તિ એ હેતુને માટેજ નિર્મિત હો! તમારો વૈભવ, તમારી સંપત્તિ, તમારું ઐશ્વર્ય, ગૃહ, સ્ત્રી, પુત્ર આદિ તમારું સર્વસ્વ એ પરમ ઉત્કૃષ્ટ હેતુની સિદ્ધિમાં નિમિત્તરૂપે પરિણમો! એમ થાય તેમાં જ તે સર્વની સાર્થકતા સમાયેલી છે.' આજ સુધી તમે અવ્યક્તપણે વિકાસક્રમમાં આગળ વધતા આવ્યા

છો પરંતુ હવે જ્યારે તમને વિવેક માટે બુદ્ધિ અને પ્રેમ માટે હૃદયની ઉચ્ચ કળા પ્રાપ્ત થયેલી છે તો પછી એ સાધનો દ્વારા પરમ લક્ષ્યને સાધ્ય કર્યા વિના તમને સંતોષ નજ હોવો ઘટે.

ઈચ્છાના પ્રબળ શસ્ત્રનો ઉપયોગ, તમારો ઘાત કરવામાં નહીં પણ રક્ષણ કરવામાં કરવો ઉચિત છે. જો કે આત્માનો સ્વભાવ અગ્નિશિખાની પેઠે ઊર્ધ્વગામી હોવાથી આખરે તો ઇચ્છાના પ્રવર્તન દ્વારા તે મોક્ષનો જ અધિકારી છે, પરંતુ એ રસ્તો બહુ લાંબો અને વિકટ છે. ઈચ્છાના વિષયની પ્રાપ્તિ પછી તેમાંથી રસ ઊડી જાય છે અને ત્યાંથી આત્મા પોતાની પાંખ ફફડાવી વળી આગળ વધારે સુંદર વિષયની પ્રાપ્તિ માટે ઊડે છે, વળી ત્યા આવ્યા પછી પૂર્વની જેમ નીરસતાનું ભાન થાય છે અને પહેલાં જ્યાં રસપૂર્ણતાની કલ્પના કરી હતી, ત્યાં ખાલી નીરસતાનું દર્શન કરે છે. આમ એક પછી એક ઇચ્છાના વિષય ઉપરથી ઊડતાં ઊડતાં આખરે સર્વથી કંટાળીને આત્મ–વિહંગ પ્રભુનું શરણ લેવા સ્વભાવથી પ્રેરાય છે. પરંતુ તે પ્રેરણા ઘણા ઘણા અનુભવ અને કષ્ટોની પરંપરાને અંતે આવે છે. કેમકે ઇચ્છાથી ગતિમાન કરેલા શુભાશુભ કર્મોનો અનુભવ કર્યા વિના તેનાથી છુટાતું નથી. એક કર્મનો ભોગ પૂરો ન થાય ત્યાં આત્મા અન્ય કોઈ વિષયમાં પ્રીતિ ઉપજાવી તેને મેળવવા પ્રબળ આકાંક્ષા સેવે છે અને તે ઇચ્છાના પરિપાક કાળે તેની પ્રાપ્તિ થતાં વળી કાંઈ બીજી જ ઇચ્છા તેના હૃદયક્ષેત્ર ઉપર ઊગી નીકળે છે. આત્મા જો બુદ્ધિ અને હૃદયનો સમ્યક્ ઉપયોગ કરે તો તે સમજી શકે કે જીવનનો અંતિમ મર્મ અને રહસ્ય શું છે? પરંતુ વિષયનો લોલુપી આત્મા તેમ કરવા રોકાતો નથી. એ તો વસંતની મધમાખીની પેઠે એક પુષ્પથી બીજા અને બીજાથી ત્રીજા પુષ્પ ઉપર રસ ચૂસવા માટે ભમ્યા જ કરે છે. તેને ખબર નથી કે રસનો મહોદધિ તે પોતે જ છે. અને પુષ્પ તો ક્ષણ પછી કરમાઈ જવા

જોવાનું માત્ર એજ છે કે એ સુખ કઈ ભૂમિકા ઉપર ભોગવાય છે અર્થાત્ આત્માનો કયો અંશ એ સુખથી તૃપ્તિ અનુભવે છે.

આ કાળે ઘણા ધનિક મનુષ્યો આવાજ પ્રકારના પુણ્યનું ફળ ભોગવતાં જોવામાં આવે છે. તેઓ બહુધા ચારિત્રહીન અને અંદરખાનેથી બહુ હલકા મનના હોય છે. પોતે વિપુલ દ્રવ્યના ભોક્તા હોવા છતાં બીજાનું સહજ સુખ પણ ઘણીવાર તેઓ ખમી શકતા હોતા નથી. આ વિશ્વમાં તેઓ એકલાજ સુખી હોય અને બીજા બધા તેમના ગુલામો બને, કદાચ ગુલામો નહી તો દ્રવ્યહીન ઓશિયાળી અવસ્થામાં હોવાનું તેઓ ઇચ્છે છે. તેમને પોતાની બરાબરી કરનાર કોઇ અન્ય માણસનો સંબંધ અસહ્ય થઈ પડતો હોય છે. નાતજાતમાં, વ્યવહારમાં, દરબારમાં વગેરે ઠેકાણે તેઓ એકલાજ કર્તાહર્તા, ધણીધણી અને સહુ કોઇને એક લાકડીએ હાંકનાર હોવાનું પસંદ કરતા હોય છે. બીજાની સહજ સલાહ અથવા અભિપ્રાય પણ તેઓ સાંખી શકતા નથી. આવી પ્રકૃતિ હોવામાં એજ કારણ હોય છે કે તેમનું પૂર્વ પૂણ્ય એવા પ્રકારનું હોય છે; માત્ર તેમની સ્થૂલ બાજુ ખીલી હોય છે, હૃદયની, ચારિત્રની, બંધુતાની બાજુથી જોતાં તેઓ છેકજ પશુત્વની ભૂમિકાએ હોય છે.

તેમના પૂર્વ પૂણ્યના સ્વાર્થ ભરેલા સ્વરૂપની અસર આ કાળે તેમના ચારિત્ર ઉપર એવી રીતે થયેલી હોય છે કે તેઓ એક ધનસંપન્ન પશુની કોટિમાં આવવા લાયક બન્યા હોય છે. સ્વાર્થ, ઇર્ષ્યા, ભય, અને ઉપભોગ જેમ શ્વાન આદિ પશુને પ્રકૃતિગત અને સ્વાભાવિક છે તેજ પ્રમાણે આવા ચારિત્રહીન ધનિકોના સંબંધે પણ હોય છે. તેઓ એક પક્ષે સુખ, એશઆરામ અને વિભવમાં આળોટતા હોય છે અને અન્યપક્ષે-ચારિત્રપક્ષે દયાપાત્ર સ્થિતિમાં હોય છે. પરંતુ કર્મફળ પ્રદાત્રી સત્તાએ આવા લોકોની સ્વાર્થપૂર્ણ સત્કૃતિ માટે તેમને યોગ્યજ બદલો દીધો હોય છે. એવા લોકોના પક્ષે એટલું

સદ્‌ભાગ્ય છે કે તેમને પોતાની આવી ચારિત્રહીન દશાનું ભાન હોતું નથી અને તેથી તેઓ પોતાનો સ્વાર્થી આનંદ નિર્વિઘ્ને ભોગવ્યે જાય છે. પરંતુ સહજ ઉચ્ચ જ્ઞાનની દૃષ્ટિએ જોતાં આવી અવસ્થા બહુ વિષમ અને દુશ્મનને પણ ન હોય એમ ઇચ્છવા યોગ્ય છે.

એથી ઊલટું જેઓની સત્કૃતિઓ નિઃસ્વાર્થપણે બંધુતાની ભાવનામાંથી ઉદ્‌ભવતી હોય છે તેમનું ચારિત્ર પણ તે સત્કૃતિના ભૌતિક ફળ સાથે ઉત્તમ પ્રકારનું ઘડાયેલું હોય છે. ભૌતિક કૃતિ ભૌતિક ફળ આપે છે અને તે કૃતિની અનુષંગી સદ્‌ભાવનાનો પ્રત્યાઘાત ચારિત્ર ઉપર થતો હોવાથી તે સદ્‌ભાવનાના સ્વરૂપ અને તારતમ્ય અનુસાર ચારિત્ર પણ ખીલેલું હોય છે. ડાહ્યા મનુષ્યો અન્ય મનુષ્યોના સુખ માટે જ્યારે પોતાનું દ્રવ્ય અર્પતા હોય છે ત્યારે તેઓ એવા ભાવથી નથી પ્રવર્તતા કે આ ગરીબ માણસો ઉપર હું ધનાઢ્ય પુરુષ મારા દ્રવ્યથી ઉપકાર કરું છું. તેઓ સર્વ ભૂતને પોતાના આત્મા સમાન જોવે છે અને તેથી એક માણસ જેમ પોતાના સ્વસુખને માટે જે પ્રમાણે કરે તેજ પ્રમાણે ડાહ્યા પુરુષો અન્યના સુખને માટે કરે છે. તેઓ પરમાં પણ સ્વાનુભવ કરતા હોવાથી, સામાન્ય માણસો જેમ પોતાના સુખને માટે જે કાંઈ કરે તેમાં બીજા ઉપર ઉપકાર થવાનું માનતા નથી, તેમ આવા મનુષ્યો પણ બીજાને માટે કરતા હોવા છતાં બીજાને માટે કરેલું સ્વીકારતા નથી. કેમકે તેઓ સ્વપરમાં કોઈ પ્રકારનો વાસ્તવિક ભેદ કલ્પતા નથી. તેઓ પોતાને એક ઇશ્વરી સત્તાનું નિમિત્ત ગણે છે. અને તે સત્તાને માત્ર પોતાની મારફત કામ કરવા દેતા હોવાનું માને છે. જેમ રાજા પ્રધાનદ્વારા રાજ્યતંત્ર ચલાવે છે, તેમ ઇશ્વરી સત્તા આવા ડાહ્યા મનુષ્યોદ્વારા પોતાનો ઇષ્ટ સંકેત સફળ કરતી હોય છે. જેમ સરકારની તરફથી એક સાધારણ કારકુન બધા નોકરવર્ગને પગારની વહેંચણી કરે તેમાં તે કારકુન પોતાના મારફત એ દ્રવ્ય

વહેતું જોઇ નકામો ફુલાઈ જતો નથી, તેમજ તે પોતાનું હોવાનું માનવાની ઘેલછા પણ કરતો નથી, તે પ્રમાણે ડાહ્યા મનુષ્યો આ વિશ્વની ઉપયોગી સામગ્રી પોતાની હોવાનું માનતા નથી અને તેને પોતાના મારફત વહેતું જોઈ ફુલાતા પણ નથી. આ બધા રજકણો તેઓ ઇશ્વરી સત્તાના આધીનમાં હોવાનું સ્વીકારતા હોવાથી તેઓ પોતાને એ દ્રવ્યના એક ટ્રસ્ટી હોવાનું માને છે.

ઓ અભિમાની ધનિક! તમે અભિમાનથી પ્રેરાઈને વિશ્વનો ઉપકાર કરવાની ભ્રમણા રાખતા હો તો આજથીજ તમારો ઉપકાર સંકેલી લો. આ વિશ્વ જે મહાન સત્તાવડે ગતિમાન બની રહ્યું છે, તેને તમારા જેવા પામર રજકણોની કશી જ અપેક્ષા નથી. બીજાને ગરીબ, પામર અને ભિક્ષુક જોનાર તમે પોતેજ પામર અને ભિક્ષુક છો. આ સમસ્ત વિશ્વ પરમાત્માઓ વડેજ ભરેલું છે. પ્રભુના ઉપર ઉપકાર કરનાર તમે પામર કોણ માત્ર છો! તમે તમારું ક્ષુદ્ર દ્રવ્ય કદાચ એમના ખાતર નહી વાપરો તો તેથી આ વિશ્વનું તંત્ર ભાંગી પડવાનું નથી. તે સત્તા તમારા જેવા અનંત જંતુઓને પ્રકટાવવા શક્તિમાન છે. તે સત્તાના મહાક્ષેત્ર ઉપર અનંત કાર્નેગી, અનંત તાતા, અનંત વીરચંદ દીપચંદ નિરંતર પડેલા હોય છે. તમે શામાટે નકામા અભિમાનથી ફૂલીને મૂર્ખ બનો છો? એ અભિમાન આગામીકાળે તમારા ચારિત્ર ઉપર અત્યંત હાનિકારક અસર પ્રકટાવ્યા વિના રહેશે નહીં. આથી તમે સર્વને પોતા તુલ્ય જોતાં શીખો! સર્વભૂતોના અંતરાત્મા સાથે એકતાનો અનુભવ કરી, તેમના સ્વરૂપને તમારાથી અભિન્નપણે જોતાં શીખો! અને પછી તમે જે કાંઈ તેમને અર્પશો તે તમને પોતાને જ અર્પેલું તમે અનુભવશો. ઉપકાર કરવાનું અભિમાન સ્વ અને પર, એમ ઉભયને ઈજા કરનાર છે. બીજાની સ્વમાનની લાગણી બુઠ્ઠી થાય છે અને તે પોતાના મનુષ્યત્વનો કીમતી અંશ ગુમાવી બેસે છે. તમારા

અભિમાનના પાપનું પરિણામ તમે સ્વાર્થી ચારિત્ર રૂપે આગામી કાળે અનુભવશો. આથી એ અનિષ્ટ પરિણામથી બચવા માગતા હો તો બીજાનાં ઉપર ઉપકાર કરવાનું અભિમાન છોડી દો.

અમે ઉપર જણાવી ગયા છીએ કે મનુષ્યના હૃદયના જે અંશમાંથી તેની કૃતિ ઉદ્દભવે છે તે અંશ ઉપરજ તે કૃતિના પરિણામનો પ્રત્યાઘાત થાય છે. મનુષ્ય કોઇ શુભાશુભ કૃતિ કોઈ સ્થૂલ લૌકિક કે વ્યવહારિક હેતુથી પ્રેરાઈને કરે તો તેનું પરિણામ તે માત્ર સ્થૂલ પ્રદેશ ઉપરજ ભોગવે છે. અર્થાત્ તે કાર્યની અસર માત્ર સ્થૂલ ઉપર આવીનેજ વિરમી જાય છે. તેના ચારિત્ર ઉપર કે બુદ્ધિ ઉપર તેની અસર થતી નથી. સ્થૂલ આશયને અનુસરી કોઈ કાર્યમાં યોજાવાથી શું શું પરિણામો આવવા સંભવે છે તેનો જે યત્કિંચિત્ ઉલ્લેખ અમો આગળ કરી ગયા છીએ તે ઉપરથી વાંચકના હૃદય ઉપર એટલું તો સ્પષ્ટ થવા પામ્યું હશે કે એકલી કૃતિનું પરિણામ લગભગ શૂન્યવત્ છે અને તેટલાજ માટે આપણા શાસ્ત્રકારોએ ભાવસહવર્તમાન કૃતિ ઉપર ભાર મૂકેલો છે. ફળ એ ભાવનાને લઈનેજ નિર્માય છે. કૃતિ તો એક ગૌણ-આનુષંગિક સહકારી નિમિત્ત છે. જેવા ભાવપૂર્વક કૃતિ થાય છે તેવું ફળ તે આત્માને મળતું હોવાથી શાસ્ત્રકારે 'પરિણામ બંધ' હોવાનું ડિંડિમ નાદથી પ્રબોધ્યું છે. આજે તે વાતનું વિસ્મરણ થઇ માત્ર કૃતિ (ક્રિયા) ઉપરજ લોકો નિર્ભર બની ગયા છે. વાસ્તવમાં કૃતિ એ કાંઈજ નથી. કૃતિ ક્ષણિક છે, ભાવ અમર છે. કૃતિની અસર સ્થૂલમાં વિરમે છે, ત્યારે કૃતિની સાથે વળગેલી ભાવના મન, બુદ્ધિ, ચારિત્ર અને હૃદય પર્યંત પોતાનો વેગ વિસ્તારે છે. આજે જમાનો સ્થૂલ ચારિત્રવાનને ખરો ચારિત્રવાન્ ગણે છે. કેમકે ભાવનું સૂક્ષ્મ સ્વરૂપ *ચારિત્રની કસોટી કરતી વખતે તેના લક્ષ્યમાં હોતું નથી. હજી આ* જમાનો સ્થૂલનીજ કિંમત આંકવા જેટલી હદે પહોંચ્યો છે. સ્થૂલની

પછવાડે જે પ્રેરક બળ અર્થાત્ કૃતિમાં પ્રેરનારી ભાવના રહેલી છે તેને ઓળખતાં શીખ્યો નથી. એક અણસમજુ જ્ઞાનહીન ડોશી સામાયિક કે કોઈ ધાર્મિક વિધિ કરે અને તે સાથે એક જ્ઞાનવાન સંયમી પુરુષ તેજ ક્રિયા કરે તે બન્નેમાં આપણો જમાનો કાંઈજ ભેદ કલ્પવા જેટલો જ્ઞાનવૃદ્ધ બન્યો નથી કેમકે તેમની કસોટી સ્થૂલ છે. અને ક્રિયા તરફજ તેમની દૃષ્ટિ ચોંટેલી હોય છે. તે બન્નેની કૃતિ તેમના આત્માના કયા અંશમાંથી ઉદ્ભવી તેનું તેમને લેશ પણ ભાન હોતું નથી. એ બન્ને જણને તે તે કૃતિ સરખુંજ ફળ આપવાની એમ તેઓ માનતા હોય છે. કેમકે નજર પડતાંજ તેમની બન્નેની કૃતિઓ તેઓને સમાન લાગે છે. પરંતુ વાસ્તવમાં તે બન્ને વચ્ચે જે તફાવત છે તે મેરુ અને સરસવના દાણા જેવો મહાન છે. છતાં તે ભેદ ભાવગ્રાહી દૃષ્ટિજ જોઈ શકતી હોવાથી સામાન્ય જનસમુદાયના મનથી તેમાં કશુંજ મહત્ત્વ હોતું નથી.

આથી કર્મની ઘટનામાં ખરો નિયામક ભાવ છે; કૃતિ નથી. તમે જે કાંઈ શુભ કૃતિ કરો તે કેવા આશયથી પ્રેરાઈને કરો છો તે ઉપરજ તમારું પ્રધાન લક્ષ્ય હોવું ઘટે છે. તમે વિશ્વને જે કાંઈ આપો છો તે વિશ્વને ગરીબ અને તમારા દાનની અપેક્ષા રાખનાર માનીને આપતા હો તો તો, તે કૃતિ આગામી કાળે તમને પોતાને જ ચારિત્ર પક્ષે ગરીબ રાખવા નિર્માયેલી છે. કેમકે તે કૃતિ સાથે તમારા ચારિત્રનો કોઇ અંશ ભળેલો હોતો નથી. પરંતુ આથી એમ સમજવાનું નથી કે આપણે જે જે સત્કાર્ય કરવું જોઇએ તે કોઇ વિશિષ્ટ પ્રકારની ભાવનાના પ્રબળ અનુશીલન સહિતજ કરવું જોઈએ. આ કાળે આપણા સમાજમાં આ સંબંધી એક બહુ મોટી ગેરસમજુતી પ્રવર્તે છે અને તે ઉપર કાંઇક ધ્યાન દોરવું અમને ઉચિત જણાય છે. દરેક કામ કરતી વખતે બળપૂર્વક કોઈ ભાવના ભાવવાની કશીજ જરૂર નથી. અત્યાર સુધીના અમારા ભાવના

સંબંધીના વિવેચન ઉપરથી એવું તાત્પર્ય તમે ફલિત કર્યું હોય તો તે ભૂલ છે. અમે તમને કોઈ જાતની ભાવના ભાવવાની સલાહ મુદ્દલ દીધી નથી; પરંતુ તમારી કૃતિની નિયામક કેવી ભાવના ભાવવી જોઈએ, તે સંબંધી વિવેચન કર્યું છે. કાર્ય કરતી વખતે અમુક ભાવના ભાવવી અને એ કાર્ય કેવી ભાવનામાંથી ઉદ્દભવવું જોઇએ એ બે વચ્ચે જે તફાવત છે તે તમારે જોતાં શીખવું જોઇએ. કૃતિ કરતી વખતે કોઈ ખાસ પ્રકારની ભાવના ઉપજાવવી અને તેને કૃતિની સાથે જોડવા મહેનત કરવી એ એક બનાવટી, કૃત્રિમ, અસાહજિક, અકુદરતી વસ્તુ છે. તેમાં તે કૃતિ અને તે ભાવનાનો કોઈ રીતે મેળ ખાઝતો નથી; તેઓ એકમેક સાથે યથાર્થ રીતે સુઘટિત બની શકતા નથી કેમકે તેવી ભાવના કૃતિના ઉપર કૃત્રિમ પ્રકારે વળગાડવામાં આવેલી હોય છે. તે ઉભય વચ્ચે, લોઢા અને લાકડાના સંયોગની માફક વૈષમ્ય જ રહે છે. સહજ સ્વાભાવિક સંયોગ ઘટી શકતો નથી. એથી ઊલટું અમે એમ કહેવા માગીએ છીએ કે મનુષ્યોની કૃતિજ કોઇ વિશિષ્ટ ભાવનામાંથી ઉદ્દભવવી જોઇએ. અર્થાત્ કૃતિ પોતેજ ભાવના અનુગામિની હોવી જોઇએ. ભાવના વડેજ કૃતિનો બર્હિર્ભાવ થવો જોઇએ. અત્યારે ઘણા લોકો જ્યારે અમુક કાર્ય કરવાનું તેમને આવી પડે છે, ત્યારે તે સાથે ભાવના એજ ફળની નિયામક છે એમ ધારીને ભાવના ભાવવા મંડી પડે. છે. પરંતુ એમ કરવામાં તેઓ પોતાની જાતને ભમાવે છે અને એક-પ્રકારના ભ્રાન્તિજન્ય સ્વર્ગમાં વિહરતા હોય છે. એવી ભાવના કશાજ-કામની નથી. કૃતિની પછવાડે બળાત્કારથી વળગાડેલી ભાવના વ્યર્થ અને અર્થહીન છે. ભાવનામાંથી ઉદ્દભતી કૃતિજ ફળદાયી કલ્યાણકર અને શ્રેયસ્કર છે. લોકો ભાવનાની પ્રશંસા સાંભળી હરકોઇ કામમાં તેના આવિષ્કાર માટે પ્રયત્ન કરે છે, દાન પુણ્ય કરતી વખતે તેમના રાગદ્વેષ અનુસાર તેઓ કાંઇને કાંઈ ભાવવા લાગી જાય છે, તે વખતે કાં તો તેમના મનમાં આવતું હોય છે કે "આ બિચારાને મારા આ

પ્રસાદની બહુજ આવશ્યકતા છે; જો તેને આ વખતે પાછો કાઢીશ તો તેના કેવા ખૂરા હાલ થશે ? મને આટલી બધી સંપત્તિ સાંપડેલી છે તો આ ગરીબ માણસને તેમાંથી એકાદ અંશ આપીશ તો આવતા ભવમાં તે અંશથી કરોડગણું અધિક મળવાનું છે, એ વાત ચોક્કસ છે. વળી તેમ કરવાથી મારી સારી ગતિ પરલોકમાં નિર્માશે. હું સુખી થઈશ. મારી સંપત્તિ, ઇજ્જત, આબરૂ, વ્યાપાર–રોજગાર, આવા સારા કર્મના ફળ તરીકે વધશે અને હાલ છું તે કરતાં પણ વધારે વૈભવવાળો, કીર્તિમાન, સત્તામાન વગેરે વગેરે બનીશ."

આ અજ્ઞ મનુષ્યને એમ ભાન નથી કે આવી ભાવના તેને પરમાત્માથી કેટલો વેગળો રાખનારી છે. પોતે દાન કરનાર અને બીજો દાન લેનાર એવું ભાન તેના અંતઃકરણમાંથી ક્ષણ પણ ખસતું હોતું નથી. પોતે ઉપકાર કરનાર અને બીજો ઉપકાર સ્વીકારનાર એવો ખ્યાલ તેના હૃદયમાં એવો જામી જાય છે કે તે વિશ્વની સાથે કદી પણ ભળી શકતો નથી. એવી ભાવના ભાવનાર મનુષ્ય વચ્ચે અને સૃષ્ટિ વચ્ચે એ ભાવનારૂપી એક દીવાલ થાય છે, જે તેને બીજાઓથી દૂર રાખે છે. પ્રાણી માત્રની સમાનતા અને ભૂત માત્રમાં ઈશ્વરનો આવિર્ભાવ હોવાનું તેના હૃદયમાં આવી શકતું નથી. આવી ભાવનાથી સત્કૃત કરનાર ઊલટો પોતાની જાતને વધારે પ્રબળ બંધનથી જકડી લે છે. એક તો ભૂત માત્રને પોતાના આત્મવત્ સમજવા જોઈએ, તેનાથી તદ્દન ઊલટી ભાવના તે ભાવે છે એટલું જ નહિ પણ એવી ભાવનાના બળથી તે મનુષ્ય પોતાની કૃતિનું અમુક અમુક પરિણામ હો, એવું પણ કર્મફળપ્રદાથી સત્તા પાસેથી યાચી લે છે. આનું નામ ભાવના નથી, પરંતુ ફળની માંગણી છે. મને આમ હો ને તેમ હો, મારું આવું થાઓ ને તેવું થાઓ, મને સ્વર્ગ મળો અને અપવર્ગ મળો એવી લાલસાને મનુષ્યો પોતાની કૃતિ જોડે વળગાડે છે, અને પછી તેને 'ભાવના'નું સુંદર ઉપનામ આપી પોતાને કૃતાર્થ માને છે. આના કરતાં તેઓ કાંઇપણ નજ ભાવે એ વધારે

યોગ્ય છે. કેમકે કર્મના ફળનો દાવો રાખવો એ તો સંસાર ભ્રમણાની જ માંગણી છે. જે કાર્યની સાથે સંસાર–યાચના જોડાયેલી છે, તે કાર્ય કોઈ પ્રકારે ઇચ્છવાયોગ્ય નથી.

ભૂત માત્ર ઈશ્વરના જ વિવિધ સ્વરૂપો છે. કોઈ કાળા, કોઈ ગોરા, કોઇ ઘઉં વર્ણા, કોઈ સુંદર, કોઈ કુરૂપ, કોઇ ધનવાન, કોઈ મનુષ્ય વેશે, કોઈ પશુના વેશે, કોઇ કીટ વેશે, કોઈ વનસ્પતિના આવરણમાં, કોઈ ખનીજના આવરણમાં એમ સર્વત્ર બ્રહ્માંડમાં આત્મદ્રવ્ય જ વિલસી રહ્યું છે, એકચિતિ દ્રવ્ય જ આ વિશ્વ–લીલામાં નિમગ્ન છે. એ મહાન ઘટનામાં સર્વ પ્રાણી કાંઇને કાંઇ ભાગ ભજવવા નિર્માયેલા છે. અને આત્મદષ્ટિએ ઊંચા–નીચા, કુળવાન–કુળહીન, કાળા–ગોરા કે રંક–ધનવાનનો કશો જ ભેદ નથી. એવી ઈશ્વરી ભાવનામાંથી મનુષ્યની સત્કૃતિઓ ઉદ્ભવવી જોઇએ. તેણે સમજવું જોઇએ કે તે બીજાને આપવામાં કોઈનો કાંઈજ ઉપકાર કરતો નથી, પરંતુ આપવું એ આત્માનો સ્વાભાવિક વેગ છે. તેને અનુસરીને જ તે આપે છે. આત્માનું ઐક્ય તે દ્વારા તે પ્રાપ્ત કરતો હોય છે. અન્યને સહાય કરવી, તેના દુઃખમાં ભાગ લેવો, પોતાનાં સુખનો આસ્વાદ બીજાને કરાવવો એ તેનો સ્વભાવગત ધર્મ છે અને એ ધર્મ પ્રાણી માત્રના હૃદયમાં રોપાયેલો છે. તેનો બહિર્ભાવ થવો એ આત્માની ઉત્ક્રાન્તિનું એક સૂચક લક્ષણ છે. જેમ ખાવું, પીવું, ઊંઘવું, પ્રજોત્પત્તિ કરવી એ પશુઓનો અને મનુષ્યોનો સ્વાભાવિક વેગ છે, તેમ ઉપર ગણાવેલી સત્કૃતિઓ એ ઉચ્ચ ભૂમિકાએ ગયેલા આત્માઓનો સ્વાભાવિક વેગ હોય છે. તેમની સર્વ કૃતિઓ ઉપર જણાવી તેવી ભાવનામાંથી વહેતી હોય છે. તેઓ હાલમાં આપણી મધ્યમાં પ્રતીત થતી બનાવટી ભાવનાને પોતાની કૃતિના ઉપર વળગાડતા નથી, પરંતુ તેમના સુંદર આત્મામાંથી તે તે કૃતિ સહજપણે, સ્વભાવજન્ય ભાવનામાંથી પ્રગટેલી હોય છે.

આથી આપણે જે કાંઇ શીખવાનું છે તે એ છે કે આપણે આપણી કૃતિઓના પ્રેરકબળને જેમ બને તેમ ઉચ્ચ પ્રકારનું બનાવવું. કૃતિની સાથે ભાવના ભાવવી એ તો બાળક–ભૂમિકાએ ઘટતું લક્ષણ છે. કૃતિની ઉત્પાદક ભાવનાઓને સુંદર અને ઉત્કૃષ્ટ બનાવવી એમાં જ ભાવનાનું રહસ્ય છુપાયેલું છે. ઉન્નતિના ક્રમમાં આત્માને વેગથી દોરી જાય એવી ભાવનાઓને કેમ ઉપજાવવી એ વિષય અમારા વર્તમાન વિષયથી ભિન્ન હોઈ અમે આ સ્થળે તેને હાથમાં લેતાં અચકાઈએ છીએ. પરંતુ બીજા કોઈ વખતે તે ઉપર ચર્ચા કરી તે સંબંધી સ્પષ્ટ રૂપરેખા વાંચકના હૃદય ઉપર ઉપજાવવાનો પ્રયત્ન કરવા ચૂકીશું નહીં. આ વખતે તો અમે એટલું જ વાંચકના સન્મુખ ધરવા માગીએ છીએ કે ભાવના એ કૃતિની પૂર્વગામિની હોવી જોઈએ; સહગામિની અથવા અનુગામિની નહીં.

અત્યારે આપણામાં ભાવના ભાવવાની જે પ્રથા ચાલે છે તે ઘણીવાર તો બહુ ઉપહાસ્ય ઉપજાવે તેવી હોય છે. આ સ્થળે તેનો ઉલ્લેખ કરવો એ અમને જરા અરુચિકર ભાસે છે. અમારું કર્ત્તવ્ય હાલની ભાવનાને વખોડવામાં સમાયેલું નથી, પરંતુ છે તેને બને તેટલી સારી બનાવવામાં રહેલું છે. તેથી ચાલતી પ્રણાલિકામાં જે કાંઇ ટીકાપાત્ર છે તેના ઉપર અમે કટાક્ષ કરી શકીએ તેમ નથી. પરંતુ શું કરવું વધારે ઠીક અને યોગ્ય છે તે ઉપર જ વાંચકનું ધ્યાન અમે દોર્યું છે. અલબત મનુષ્યમાં જ્યાંસુધી ભાવનાના સ્વરૂપ સંબંધી કાંઈ સ્પષ્ટ વિવેક ઉદયમાન થયો હોતો નથી ત્યાંસુધી તે બળપૂર્વક ઉદીરણા કરીને ભાવનાને ઉપજાવવા મહેનત કરે છે, પરંતુ તેમ કરવામાં મોટી હાનિ એ છે કે ઘણી વાર મનુષ્યો અનુબંધવાળી કૃતિઓ કરે છે. અર્થાત્ ભાવનાના આના તળે કૃતિના પરિણામ અને ફળને તે પ્રબળ ઇચ્છાથી માગી લે છે. આથી બહુજ હાનિકારક પરિણામ આવે છે. કેમકે જે કૃતિનો હેતુ મનુષ્યને મુક્ત, ઉચ્ચાશયી

અને ઉન્નત બનવાનો હોય છે તેજ કૃતિના પરિણામે, તેની તે જાતની ભાવનાના બળથી તે અમુક ચોક્કસ પ્રકારના પરિણામોને માગી લે છે. આથી સંસારની સાથે તે વધારે ને વધારે બંધાતો જાય છે. ભાવનાના સ્વરૂપ સંબંધી જ્ઞાન મેળવ્યા વિના મનુષ્ય ભાવનાને ભાવી શકતો નથી પરંતુ માત્ર પોતાની કૃતિના ફળને જ માગી લેતો હોય છે. આ ભૂલ તરફ અંગુલિનિર્દેશ કરવા માટે જ અમે આ ક્ષુદ્ર પ્રયત્ન કર્યો છે.

અત્યારે દરેક વાતમાં આથી ઊલટી પ્રથા ચાલી રહી છેઃ પ્રથમ ભાવના અને પછી તેમાંથી ઉદ્દ્ભવવા યોગ્ય કૃતિ, તેને બદલે પ્રથમ કૃતિ અને પછી ભાવના એમ અવળી ઘટના દશ્યમાન થાય છે. દેરાસરોમાં પણ પ્રથમ દ્રવ્યપૂજા અને પછી ભાવપૂજા એવો ક્રમ ઘણા કાળથી ચાલતો આવે છે. વાસ્તવિક રીતે પ્રથમ ભાવનાનું બળ વધારવા એકાંતમાં ભાવનાને દઢ કરી પછી જ સ્થૂલપૂજા (દ્રવ્યપૂજા) થવી ઉપયુક્ત છે. પ્રથમ પ્રભુના સ્વરૂપનો નિર્ધાર, તેમની આત્મસ્થિતિ, તેમના ગુણોની બને તેટલી સ્પષ્ટ રૂપરેખા હૃદય-પટ ઉપર અંકિત કરવાનો ઉદ્યોગ, એ બધું થયા પછી જ એમના તરફ જે ભક્તિભાવ ઉત્પન્ન થાય તેમાંથી જ પૂજાની સ્થૂલ ક્રિયા ઉદ્દ્ભવવી જોઈએ. પ્રથમ ચોક્કસ પ્રકારની ભાવના સજ્જ કર્યા વિના જે કાંઈ થાય છે તે માત્ર યંત્રવત્ નિત્ય વ્યવહાર રૂપ અને ટેવને લઈને બને છે. તેમાં કોઈ પ્રકારની પ્રેરક ભાવના હોતી નથી. ચોક્કસ નક્કી કરી રાખેલા શબ્દોના ઉચ્ચારણની સાથે અમુક અમુક ક્રિયાઓમાંથી તે હંમેશાં પસાર થઈ જાય છે. અને તે બધું થઇ રહ્યા પછી તે ભાવના ભાવવા બેસી જાય છે. અમને સમજાતું નથી કે પછી એ ભાવનાના બળમાંથી એ શું ઉપજાવવા માગે છે. ભક્તિ તો જે થવાની હતી તે અગાઉ થઇ ગઇ છે હંમેશના પાઠનું ઉચ્ચારણ પણ અગાઉ થઇ ગયું છે. હવે તો ભાવના ભાવીને માત્ર ઘરે જ જવાનું બાકી રહેલું હોય છે.

આપણા સર્વ કાર્યો ઉત્તમ ભાવનામાંથી ઉદ્દ્ભવે તે માટે આપણે ચિંતાશીલ રહેવું જોઇએ. વ્યક્તિ, સમાજ, રાષ્ટ્ર અને

વિશ્વનું કર્મ ભાવનામાંથીજ ઘડાય છે. આથી તે જેમ ઉચ્ચ પ્રકારની થાય તેમ જનસમુદાયનું સુખ, કલ્યાણ અને શાંતિ વધતા જાય છે. અત્યારે વિશ્વ ઉપર જે કાંઈ દુઃખ, અનિષ્ટ, વિગ્રહ મહામારી આદિ પ્રવર્તી રહ્યા છે તે જનસમાજની તેવી તેવી ભાવનાઓનુંજ પરિણામ છે એમ તત્ત્વજ્ઞ પુરુષોનો અભિપ્રાય છે. એક વ્યક્તિના સુખદુઃખનું જે કાંઈ નિયામક છે, તે સમસ્ત પ્રજાઓના સુખદુઃખનું પણ છે. અને દૈવી મહાનિયમ પોતાનું પ્રવર્તન વ્યક્તિ અને વિશ્વ ઉભય ઉપર સમાન–અપક્ષપાતપણે અને સમદૃષ્ટિથી કરતો હોવાથી, તે સર્વ કોઇને પોતપોતાની ભાવનાઓનું પરિણામ અનિવાર્યપણે કાળના પરિપાકે સહેવુંજ પડે છે. આ દેશમાં ઘણા કાળથી અમારા પૂર્વના મહાપુરુષોએ પ્રબોધેલા '**आत्मवत् सर्व भूतेषु**' '**अहिंसा परमो धर्म**' ના જીવન–મંત્રોની અવગણના થઈ છે અને જ્યાં ત્યાં વ્યવહારમાં એ સૂત્રને અનુસરવાનો દાવો રાખનારા મનુષ્યો વર્તનમાં તે આજ્ઞાઓ ઉપર પાણી ફેરવે છે. તેમની ભાવનાનું જીવંતઝરણું શુષ્ક બની ગયું હોય છે. અને એ મહાનિયમના વિસ્મરણના પરિણામે આપણી મધ્યમાં સર્વ સ્થાને સ્વાર્થ, દ્વેષ, લોભ, ઈર્ષા વ્યાપી રહ્યા છે. હૃદયનું ઔદાર્ય, બંધુતા, ભૂત માત્ર ઉપર નિર્મળ આત્મપ્રેમ ભાગ્યેજ દૃષ્ટિએ પડે છે. 'પ્રાણી માત્રનો અંતરાત્મા એક છે.' એ અર્થવાળા બધાજ શાસ્ત્ર વાક્યો હવે બહુ ઉપયોગથી જાણે ઘસાઈ ગયેલાં જોવામાં આવે છે. હવે મનુષ્યના ભાવનાના ક્ષેત્ર ઉપર–અંતઃકરણમાં થોર અને કાંટાના જૂથ ઊગી નીકળ્યા છે. ખરું છે કે પૂર્વે કોઇપણ કાળ કરતાં આ કાળે અમે લોકો દેવાલયોમાં મોટા મહોત્સવ કરીએ છીએ; ઉપવાસ કરી તેમજ શરીર ઉપર કેસર, ચંદન, તિલક આદિ ધારણ કરી દેવળોમાં એકઠા મળી પ્રાર્થનાઓનો કાન ફોડી નાખે એવો મહાધ્વનિ જગાવીએ છીએ; અને અમે ધર્મી છીએ એવું સાબિત કરવા માટે પ્રભુની પાસે લાંબી લાંબી સ્તુતિઓ ગાઇએ છીએ; અને વખતે આંખમાં

આંસુપણ આણીએ છીએ. અમારી ભાવના ઉચ્ચ છે અને અમારું અંતઃકરણ ઉચ્ચ કક્ષાએ વર્તે છે એવું પ્રમાણપત્ર પ્રભુની પાસેથી મેળવવા પ્રયત્ન કરીએ છીએ. પરંતુ અંતઃકરણની પાછળ ગુપ્ત રહેલો ગંધાતો ઉકરડો છાનો રહી શકતો નથી, એ અશુદ્ધિની ઢાંકેલી બદબો, વ્યવહારમાં અને વર્તનમાં તુરતજ પોતાનું દર્શન પગલે પગલે કરાવે છે. વ્યાધિ, દુષ્કાળ, ધરતીકંપ, અગ્નિકોપ, કરોડો મનુષ્યોનો દાટ વાળનાર મહાવિગ્રહો વગેરે વિવિધ વિપત્તિઓના રૂપે મનુષ્યોની ભાવનાઓજ બહાર પ્રગટ થાય છે.

દેશનો ઉદ્ધાર ભાવનાની વિશુદ્ધિથીજ થાય છે. જનસમુદાયનું અંતઃકરણ નિર્મળ બને; તેઓ પોતાના બંધુ મનુષ્યો ઉપર સમાનવૃત્તિથી જોતાં શીખે; બીજાના દુઃખ, વિપત્તિ અને સંકટોને તેઓ પોતાનું ગણી તેમને બનતી સહાય કરે એવી ચિત્તની નિર્મળ દશા થયા વિના વ્યક્તિનો, સમાજનો કે દેશનો કદી પણ ઉદ્ધાર નથી. આપણે બૂમો મારીએ છીએ કે અમારો દેશ ઉદ્યોગ, હુન્નર, કળાકૌશલ્ય, કેળવણી વગેરેના અભાવે બહુ પછાત છે; પરંતુ જ્યાં એ સર્વનો સદ્ભાવ છે એવા યુરોપના દેશો ભણી જરા દૃષ્ટિપાત કરો, અને એ સર્વ હોવા છતાં એ દેશવાસીઓ આ કાળે કેવી ભીષણ યાદવાસ્થળીમાં રોકાયેલા છે તે જુઓ! વિજ્ઞાન, સભ્યતા, પ્રગતિ, શિક્ષણ, એ સર્વમાંથી કોઇપણ તેમને અત્યારે મૃત્યુના મુખમાંથી બચાવી શકતું નથી. એ સર્વનું કારણ તેમના અંતઃકરણમાં જે ભાવનાઓ આજસુધી ગુપ્તપણે પોસાતી હતી તેજ છે. આજે તે ભાવનાઓ ભયાનક વિગ્રહરૂપે દૃશ્યમાન બની છે. વ્યક્તિ અને વિશ્વ ઉભયનું સાચું સુખ ઉત્તમ ભાવનાઓના પરિપાકમાંથીજ ઉદ્ભવે છે, અને તે વિના એકલું વિજ્ઞાન જનકલ્યાણ અર્થે નિષ્ફળ નીવડે છે.

આજે આપણી અવનતિના નિદાનરૂપે આપણે સાચા કારણ ઉપર આંગળી ઠરાવી શકતા નથી. મનઃકલ્પિત કારણોને

અવનતિના હેતુરૂપે માની લઈએ છીએ, અને તેની પાછળ કમર કસીને મંડીએ છીએ. ઘણા મનુષ્યોએ ઘણા કાળ સુધી આપણી અવસ્થા સુધારવા માટે પોતપોતાને ઠીક લાગતો પ્રયત્ન કરી જોયો છે છતાં આપણી હીનઅવસ્થાનો ભાગ્યેજ એકાદ અંશ સુધરેલો પ્રતીત થાય છે. એકંદરે આપણી દરિદ્રતા વધતી જાય છે; વ્યાપાર કસ વિનાનો થતો જાય છે; આપણું શરીરબળ, બુદ્ધિબળ, ચારિત્રબળ, સદ્ગુણબળ, ધર્મબળ અને કર્મબળ મંદ થતાં જાય છે. દેશમાં પ્રગટ થતા સરકારી વાર્ષિક રિપોર્ટો વાંચો અને તમને જણાશે કે કેળવણી વધવા છતાં ગુનાઓનું પ્રમાણ કમી થતું નથી, વકીલો વધવા છતાં કલહનું પ્રમાણ ઘટવાનું એકે લક્ષણ પ્રતીત થતું નથી, પ્રતિ વર્ષે ડૉકટરોની સંખ્યામાં ભરતી થવા છતાં વ્યાધિઓનું પ્રમાણ ચક્રવૃદ્ધિ વ્યાજના ધોરણે આગળ કૂચ કરતું ચાલે છે, નામાંકિત શરીરવિદ્યાના શાસ્ત્રીઓની સેનામાં વીર સૈનિકોની અસાધારણ ભરતી થવા છતાં રોગો આ પૃથ્વીને વળગી રહેવાની હઠ છોડતાં નથી, પરંતુ ઊલટા પોતાનો જમાવ દૃઢ કરતાં જાય છે અને જાણે કે એ રોગોએ વૈક્રિયલબ્ધિ પ્રાપ્ત કરી હોય તેમ ક્ષણે ક્ષણે નવા નવા રૂપમાં દર્શન દીધાજ કરે છે. એ બધાનું કારણ અમારા વૃદ્ધ પુરુષો એમ જણાવે છે કે "ભાઈ, હવે પાંચમો આરો પોતાનો પ્રબળ પ્રભાવ પ્રતિ પળે પ્રસારતો ચાલે છે. કલિયુગના ચેન હવે પૂર બહારમાં ભભકવા માંડયા છે." નવી કેળવણી પામેલા કહે છે કે "આ દેશમાં બહુ જાતિઓ, ધર્મો, સંપ્રદાયો, જ્ઞાતિઓ અને ભેદોએ સત્યાનાશ વાળ્યું છે." સ્ત્રી શિક્ષાના હિમાયતીઓ સ્ત્રીઓની અબુધ અવસ્થાને દેશની અધમ સ્થિતિનું કારણ લેખે છે. સુધારકો મૂર્તિ-પૂજાને, ફરજિયાત વૈધવ્યને અને એવા જુદાજુદા કારણોને આવી સ્થિતિના હેતુ રૂપે ગણાવે છે. સહુકોઈ પોત પોતાની મતિ અનુસાર દેશના દુર્ભાગ્યનું નિદાન કરી તે પ્રમાણે ચિકિત્સા કરવાનું સૂચવે છે અને એ સર્વમાં સત્યનો કાંઇને કાંઇ અંશ પણ છે એ અમારે

કબુલ કરવું જોઇએ. પરંતુ તત્ત્વદષ્ટિથી જોતાં અને આંતરિક કારણો પ્રતિ લક્ષ્ય રાખીને નિરીક્ષણ કરતાં આ સઘળા હેતુઓ વ્યક્તિની કે દેશની ખૂરી દશાના મુખ્ય કારણો નથી. એ સઘળા જનસમુદાયના મનમાં જે ભાવનાઓ અજ્ઞાનપણે કે જ્ઞાનપણે પ્રવર્તી રહે છે તેના કાર્યરૂપે છે. વિશ્વની બધી ઘટનાઓ અને સર્વ વ્યતિકરોનું અપરોક્ષ કારણ તેમની ભાવના છે. સાક્ષાત્ હેતુ તેમનું પોતાનું હૃદય છે. સર્વ શુભાશુભ ઘટનાઓની માતા મનુષ્યોની માનસિક સ્થિતિ છે. અને માનસિક સ્થિતિ એ ભાવના વડે રચાતી હોવાથી સર્વનું આદિ મહાકારણ મનુષ્ય હૃદયમાં વસતી ભાવનાઓજ છે.

અત્યારે આપણે જે સ્થિતિ ભોગવીએ છીએ તે આપણને અકસ્માત મળી ગઈ નથી, તે કાંઇ દૈવકોપ નથી, અથવા કોઈ ગ્રહના સંયોગમાંથી ઉદ્‌ભવેલી નથી. મનુષ્યો અને ગ્રહો વચ્ચે કોઈ જાતનો અણુબનાવ નથી, આપણે તેમનું કાંઇજ બગાડયું નથી કે તે આપણને કોઇ જાતનું કષ્ટ આપે અથવા આપણા અંતઃકરણમાં ક્લેશ ઉપજાવે. આપણું કષ્ટ અને વિપત્તિનું કારણ આપણે આપણી ભાવનાઓવડે પોતેજ યોજેલું હોય છે. મનુષ્યના સુખદુઃખો એ એક પ્રકારના વૃક્ષો છે. તેના બીજકો કોઈ પૂર્વકાળે જરૂર અંતઃકરણની ભૂમિ ઉપર વવાયેલા હોયજ છે. આ વિશ્વમાં અકસ્માત જેવું કાંઇજ બનતું નથી. એક મનુષ્ય ઉપર કે વિશ્વ ઉપર અકારણ આફત આવી પડતી નથી. અલબત આપણે કારણને તેના ખરા સ્વરૂપે જોઈ શકતા નથી તેથી દુઃખોને 'અકારણ' આવી પડવાનું કલ્પીએ છીએ. પરંતુ એ સર્વ કારણો ભાવનારૂપે ત્યાં બીજકનું કામ અવશ્ય કરતાજ હોય છે. આ સ્થૂલ સૃષ્ટિ જે આપણી દષ્ટિએ પડે છે તેના પરભાગમાં સૂક્ષ્મ સૃષ્ટિ છે. તે ભાગમાં વ્યક્તિ અને વિશ્વની કારણ સામગ્રી ભાવનાઓ દ્વારા રચાતી હોય છે. જ્યારે એ કારણો ત્યાં પરિપાકને પામે છે, ત્યારે સ્થૂલપણે સ્થૂલ સૃષ્ટિમાં તે દેખાય છે.

કારણ કે સૂક્ષ્મ સૃષ્ટિ મનુષ્યની દૃષ્ટિએ આવી શકતી નથી; પરંતુ દૃષ્ટિએ ન આવવાના કારણથી તે ઓછી સત્ય છે એમ નથી. ઊલટી તે સ્થૂલ સૃષ્ટિ કરતાં અધિક સાચી અને વાસ્તવિક છે. જે કાંઇ ત્યાં કારણ રૂપે નથી હોતું તે કાર્યરૂપે આ સૃષ્ટિમાં કદીજ આવતું નથી. તેજ પ્રકારે આ સૃષ્ટિમાં જે કાંઈ પ્રતીત થાય છે તે પૂર્વકાળે અવશ્ય સૂક્ષ્મ સૃષ્ટિમાં–ભાવનાના વિશ્વમાં કારણ સ્વરૂપે હોયજ છે. આ કાળે આપણે જે જે સુખદુઃખ, વિપત્તિ આદિને વશ વર્તીએ છીએ તે એજ બતાવે છે કે એ સર્વના ચોકસ કારણો ભાવનાના વિશ્વમાં અસંત બળને પ્રાપ્ત થયેલા છે અને તેથીજ સ્થૂળ ભૂમિકા ઉપર તેનો પરિપાક થયો છે. ભાવના સૃષ્ટિ એજ આપણી સ્થૂળ સૃષ્ટિ અથવા દૈહિકજીવનની નિયામક છે.

આજે સર્વત્ર મનુષ્યોની ભાવના કેવી વિકૃત અને કઢંગી બની ગઇ છે તે જોઈ તત્ત્વજ્ઞ પુરુષનું હૃદય બહુ દ્રવીભૂત થાય છે. આજે જ્યાં ત્યાં સ્વાર્થની જ તાણાતાણ, અહંતા, સ્વસુખ, વિલાસપ્રિયતા ભોગેષણા, તુચ્છતા, હલકાઈ, વિશ્વાસઘાત, આદિ આસુરી પ્રકૃતિનાં અરુચિકર દૃશ્યો દૃષ્ટિપથમાં આવે છે. બીજાના સુખની, બીજાના હકની, બીજાના જીવનને નિભાવનાર આવશ્યક વસ્તુઓની, કોઈને લેશ પણ ભાગ્યે જ પરવા હોય છે. જેમના હાથમાં સત્તા છે, તેઓ પોતાના હાથ હેઠેના માણસોના સંબંધે એમજ ઇચ્છે છે કે તેઓ નિરંતર તેમના તાબામાં રહે. પોતાનું સુખ અને સ્વાર્થ સધાતો હોય તો તાબાના માણસોના સુખની તેમને સહેજ પણ દરકાર હોતી નથી. ધનાઢ્ય મનુષ્યો, જેમના શ્રમથી તેઓ તાગડધિન્ના કરે છે, તેમને પેટપૂર અન્ન મળે છે કે નહીં તેની ચિંતા ન કરતાં પોતાનીજ હોજરીની સેવામાં એકતાનથી લાગેલાં હોય છે. દુનિયાના દુઃખને જોતાં તેમને કંટાળો છૂટતો હોવાથી એવા સ્થાનમાં મોઢા આડું લુગડું દઇ તેઓ ત્વરિત ગતિએ ચાલ્યા જાય છે. પોતે સાત માળની રમ્ય હવેલીમાં, સુવર્ણથી રસેલા છત્રપલંગમાં, વાતાયનમાંથી

સમુદ્રની મનહર લીલાને જોતા પોઢે છે અને એવું જ સુખ પોતાને સદાકાળ હો એવી ભાવના ભાવતા નિદ્રાવશ બને છે. વિશ્વનું ગમે તેમ થાઓ, તેમની ગમે તેવી સ્થિતિ હો, હજારો રંક, રોગી, દીન મનુષ્યો પોતાની ગરીબાઇની ખીણોમાં ગમે તેમ તરફડતા હો, શિયાળાની કડકડતી ઠંડીમાં ટાઢથી પરસ્પરને વળગી પોતાની ખોડોમાં ગમે તેમ પડ્યા હો, તેમની તેમને મુદ્દલ પરવા નથી. તેમના પ્રત્યે પોતાની કાંઇજ ફરજ હોવાનું તે કલ્પતા નથી. "હું મારું પુણ્ય ભોગવું, તે તેમનું નસીબ ભોગવે" એવી આંધળી તત્ત્વનીતિ તેમણે તેમના અંતઃકરણમાં ધારી રાખી હોય છે. જેમ બને તેમ પોતાનું ઘર સાચવવું અને પારકાની પરવાથી નકામું મગજને અશાંત ન કરવું, એ આ યુગનું પ્રધાન લક્ષણ થઈ ગયું છે, જ્યાં સર્વ સ્થાને આજ ભાવનામાંથી મનુષ્ય સમુદાયની પ્રવૃત્તિ ઉદ્‌ભવે, ત્યાં કલ્યાણની સુખની શાંતિની અને મંગળની આશા શી રીતે રખાય ?

અમને આ કાળી બાજુ ઉપર વિવેચન કરતાં બહુ કંટાળો આવે છે. સહુને વિવાહના ગીત ગાવા બહુ પ્રિય લાગે તેમ અમને પણ મનુષ્ય સ્વભાવની ઉજળી બાજુનું દર્શન કરાવવામાં બહુ આનંદ આવે એ સ્વાભાવિક છે. આ મૃત્યુના છાજિયા લેવા અમને બહુ દુઃખદાયક ભાસે છે. છતાં પણ તે દિશા તરફ વાંચકનું ધ્યાન દોરવા અને તેવા અનિષ્ટ લક્ષણોનો બને તેટલો ત્યાગ કરવા અમારે આ આળા ભાગ ઉપર આઘાત કરવો પડે છે. આપણે ખેદ સહિત ચોતરફ જોઇએ છીએ કે જ્યાંસુધી પોતાના સ્વાર્થ સાથે ન્યાયનો વિરોધ ન થતો હોય ત્યાંસુધીજ ન્યાયનું પાલન થાય છે. નીતિ, ધર્મ, પરોપકાર, એની ડાહી ડાહી વાતો ચોળું મોઢું રાખીને કરીએ છીએ, પરંતુ પોતાની સ્વાર્થહાનિ થવાનો લગીર પ્રસંગ આવ્યે એ ન્યાય, નીતિ અને ધર્મને ક્ષણવાર ખિસ્સામાં મૂકી દેવો એને આપણે ચાતુરી અને વ્યાવહારિક ડાહાપણ માનતા શીખ્યા છીએ.

સારી સારી ભાવનાઓ માત્ર ભાવનાના પ્રદેશમાં ઠીક છે, વ્યવહારમાં તે બહુ ઉપયોગી અને કાર્યકર નથી, એવું આપણે સંસારની પાઠશાળામાં શીખીને પાકા બન્યા છીએ. અંતઃકરણની કોમળતા, વિશાળતા, આત્મદ્રવ્યની એકતા, એ બધું દેવાલય કે ઉપાશ્રયની ચાર દીવાલોમાં શોભે પણ દુકાને, ઑફિસમાં કે જનસંમર્દમાં એ બધું વ્યર્થ છે, આવા પાઠ શીખીને આપણે એવા રીઢા બન્યા છીએ કે હવે ઉત્તમ ભાવનાઓ રૂપી જળ આપણા અંતઃકરણરૂપી પાત્રમાં સંચરી શકે તેમ ભાગ્યેજ રહ્યું છે. અહો! જ્યાં આવી ભાવનાઓમાંથી આપણી બધી કૃતિઓ ઉદ્ભવે ત્યાં આપણે બીજી શી આશા રાખી શકીએ? ઉચ્ચ ભાવનાઓ જે હૃદયમાંથી નષ્ટ થઇ ગઈ છે, તે અંતઃકરણની સૃષ્ટિમાં જે કારણો રચાય તેના ફળો આપણને અને વિશ્વને સુખ ઉપજાવનારા ક્યાંથી હોય!

## ૬–પૂર્વકર્મ અને પુરુષાર્થ

કર્મના નિયમો એ પણ વિજ્ઞાનના નિયમો જેવા જ કાર્યકર છે અને એ નિયમોને સમજણપૂર્વક ગતિમાં મૂકવાથી ધારેલું પરિણામ મેળવી શકાય છે. જેમ અમુક ભૌતિક નિયમો અનુસાર અમુક પરમાણુઓનો સંયોગ કરવાથી તેમાંથી અમુક દ્રવ્ય ઉદ્ભવ પામે છે તેમ કર્મના પણ અમુક નિયમોને અનુસરીને અમુક પ્રકારની ચિત્તસ્થિતિ ધારણ કરવાથી ચોક્કસ પ્રકારનું પરિણામ મેળવી શકાય છે. અમે અગાઉ સવિસ્તર દર્શાવી ગયા છીએ કે, વિચાર એ ચારિત્રનું નિયામક છે; અમુક પદાર્થ અથવા સ્થિતિ વિશેષની ઇચ્છા અથવા વાસના એ આત્માને એ પદાર્થ અથવા સ્થિતિ મેળવવાની તક શોધી આપે છે; અને સ્થૂળ, માનસિક અથવા આધ્યાત્મિક સુખનો આસ્વાદ અન્ય આત્માઓને કરાવવાથી મનુષ્ય તે તે પ્રકારનું સ્થૂળ, માનસિક અથવા આધ્યાત્મિક શુભ પરિણામ ઉપાર્જે છે.

પરંતુ વિજ્ઞાનના નિયમો કરતાં, કર્મના નિયમોને સમજવા અને તેને સમજીને અમુક પ્રકારનું પરિણામ ઉપજાવવું એ અતિ દુષ્કર છે. એટલા જ માટે કોઈ ભૂતકાળના મહાત્મા કર્મની ગહન-ગતિ છે, એ પ્રકારનું કથન વિશ્વને સંભળાવતા ગયા છે. અલબત વિજ્ઞાનના નિયમો પણ અતિ ગહન, અને અત્યંત પ્રયાસથી તેનું રહસ્ય મનોગત થઇ શકે તેવા કષ્ટસાધ્ય છે, તો પણ એ નિયમોનું પ્રવર્તનક્ષેત્ર સ્થૂલભૂમિકા હોવાથી, અને સ્થૂલ પદાર્થો સ્થૂલ યંત્રો-વડે માપી–તોળી શકાય તેવા હોવાથી, તેના નિયમો અમુક પરિણામ ઉપજાવવા માટે ન્યૂનાધિક અંશે નિર્ભ્રાન્તપણે યોજી શકાય છે, અને તેવું પરિણામ કદાચ ન આવે તો ભૂલ ક્યાં છે તે પણ તુરત પકડી શકાય છે. કર્મના નિયમો સંબંધે એમ નથી, એનું પ્રવર્તન-ક્ષેત્ર એ આત્મદ્રવ્યની અરૂપી ભૂમિકા ઉપર હોવાથી, અને તેનું કાર્ય યંત્રવડે નહીં માપી–તોળી શકાય તેમ હોવાથી અમુક પરિણામ ઉપજાવવા માટે શું ઉપાય યોજવા એ નિર્ભ્રાન્તપણે કહી શકાતું નથી. કેમકે દરેક માણસ એકજ કૃતિવડે કર્મના નિયમોને ગતિમાં મૂકી એક સરખું પરિણામ ઉપજાવી શકતા નથી. એકલી કૃતિ અથવા નિયમની ગતિ ઉપર એ પરિણામનો આધાર નથી, પરંતુ કૃતિ કરનાર અથવા નિયમોને ગતિમાં મૂકનારની આત્મસ્થિતિ ઉપર પણ એ પરિણામનો આધાર કોઈ અંશે રહે છે. હાઇડ્રોજન અને ઑક્સિજન વાયુનો અમુક પરિમાણમાં સંયોગ કરવાથી હું કે તમે જળના અણુને ઉપજાવી શકીએ, પરંતુ એક કલાક સંયમમાં બેસવાથી, અથવા મંત્ર જપવાથી, અથવા સામાયિક આદિ વિધિમાં યોજાવાથી હું અને તમે સરખું ફળ મેળવી શકીશું નહીં. કેમકે, એ ફળની ઘટનામાં ફાળો આપનાર તત્ત્વો માત્ર સ્થૂલ નથી. આસન, મંત્રોચ્ચાર અથવા ક્રિયાકાંડ જ નથી, પરંતુ અનેક સૂક્ષ્મ સામગ્રીઓ એકત્ર થઇને એ પરિણામનો ઉદ્દભવ થાય છે. આથી કર્મના નિયમો સંબંધે એમ તો ન જ કહી શકાય કે અમુક અમુક

કામ કરવાથી અથવા અમુક અમુક ભાવના ભાવવાથી અમુક પરિણામ તો જરૂર આવેજ. અનેક પ્રકારની વાસનાઓ, વિચારો, આકાંક્ષાઓ, ભાવનાઓ, ઇચ્છાઓ, અને કાર્યોનું એવું સંમિશ્રિત અને વિચિત્ર આંટીઘૂંટીવાળું વણાટ ઉત્પન્ન થાય છે કે એના અંગભૂત તત્ત્વોનું પૃથક્કરણ કરી તે દરેકને તેમના મૂળ સ્વરૂપમાં નિહાળવું એ સર્વજ્ઞ વિના અન્ય આત્માઓથી અશક્ય છે.

પરંતુ આ વિચારથી આપણે નિરાશ થઇ કાંઇ જ કરવા યોગ્ય નથી એમ નિશ્ચય કરવો એના જેવી મૂર્ખાઇ ભાગ્યેજ બીજી હોઇ શકે. આ બધા નિયમોનો બને તેટલો બારીકીથી અને ચોકસાઇથી અભ્યાસ કરી, આપણા ચારિત્રને આપણે કેવી રીતે બને તેટલું ઉચ્ચ પ્રકારનું અને ઈશત્વના અંશવાળું બનાવવું એ પ્રત્યેક મનુષ્યના પુરુષાર્થનો વિષય હોવો ઘટે છે. એ નિયમો સંપૂર્ણ સ્વરૂપે સમજી શકાય તેવી વર્તમાન કાળે આપણને માનસસામગ્રી પ્રાપ્ત થઈ નથી, તેથી એ નિયમોના સ્વરૂપનો નિર્ધાર કરવા પ્રયત્ન જ ન કરવો એમ નથી એથી ઊલટું સત્ય તો એ છે કે એ સંબંધી વિચાર કરતાં કરતાં જ આપણે આ કાળે હાલ ઉપલબ્ધ છે તેટલી માનસશક્તિ મેળવી શક્યા છીએ, અને વિશેષ કાળજી, અભ્યાસ, ખંત અને ચારિત્રથી હજી પણ અનેક ગૂઢ નિયમોને શોધી તેનો ઉપયોગ કરવા શક્તિમાન બનીશું. 'કર્મની ગતિ ગહન છે' એ કથન કહેનારનો ઉદ્દેશ, આપણને નિરાશ કરી નાખી એ સંબંધી વિચારમાં ન જ ઊતરવું એમ કહેવાનો નહોય, પરંતુ 'અમે કર્મના બધા નિયમોને સમજી શક્યા છીએ' એવા અભિમાનમાં કોઈ અલ્પજ્ઞ પામર સંતોષ માની ન બેસી રહે તેટલા પૂરતું જ તે કથન હોવું ઘટે. કેમકે અલ્પજ્ઞતા જેવું ભયંકર અને પ્રાણઘાતક હથિયાર બીજું ભાગ્યે જ માલૂમ પડે છે.

'કર્મની ગતિ ગહન છે' એમ કહી બેસી રહેવું એ અલ્પ-

પ્રતાનું ફળ છે. કોઇ વાતની ગહનતાથી અંજાઇ જઇ તેમાં ઊંડા ન ઊતરવું એ મનુષ્યની બુદ્ધિને મુદ્દલ શોભા આપનારું નથી. 'મારું પૂર્વકર્મ એ પ્રકારનું છે' એમ ખાલી સંતોષ માનનાર પોતાને અને વિશ્વને અન્યાય આપે છે. કેમકે પોતે નિયમનું અધું સ્વરૂપ લક્ષ્યમાં રાખી બાકીના અર્ધ સ્વરૂપની ઉપેક્ષા કરે છે. 'પૂર્વકર્મ આ પ્રકારે છે' એ ખરું છે; પરંતુ એ પ્રકારને અન્યથા કરવાના સાધનો અને નિયમો અત્યારે અસ્તિત્વમાં નથી જ એમ માનવામાં અને પુરુષાર્થહીન બનવામાં તે ઠગાય છે. અને પોતાના તેવા વર્તનથી વિશ્વને ખોટું દૃષ્ટાંત આપી તેને પ્રવંચનામાં ઉતારે છે.

અલ્પજ્ઞના મનુષ્ય પાસે એવું કાયરતાનું વાક્ય બોલાવે છે કે 'હું મારા પૂર્વકર્મને વશ છું.' પરંતુ તે સાથે એટલું વિચારવું ભૂલી જાય છે કે એ વખતે પોતે જે વલણ અથવા સ્થિતિને વશ છે તેનાથી વિરોધી વલણ અથવા સ્થિતિ પ્રયત્નદ્વારા પ્રાપ્ત થઈ શકે તેમ છે. એક માણસ નિસરણીના છેડે બેસીને એમ કહે કે 'આ નિસરણીના પગથિયા ઉપર ચડી હું મેડી ઉપર જઇ શકીશ નહિ, કેમકે ગુરુત્વાકર્ષણના નિયમાનુસાર પૃથ્વી એ મારા શરીર કરતાં મોટી વસ્તુ હોવાથી હું પૃથ્વી વડે આકર્ષાયેલો રહીશ અને તેથી ચડવાનો પ્રયત્ન કરતાં એ ગુરુત્વાકર્ષણના નિયમના વર્તન દ્વારા હું અવશ્ય તુરતજ હેઠો પડી જવાનો' તો આપણે તેને ગુરુત્વાકર્ષણના નિયમનું અર્ધસ્વરૂપ સમજ્યો છે એમજ કહીશું. કેમકે એક પક્ષે જેમ એ નિયમ કામ કરે છે તેમ અન્ય પક્ષે આપણને પ્રાપ્ત થયેલ સ્નાયુબળ પણ કામ કરે છે. અને એ નિયમના બળને આપણું સ્નાયુબળ પહોંચી શકે તો જરૂર આપણે મેડી ઉપર ચડી શકવાના. બન્ને વિરોધી બળોની અથડામણીમાં જે બળ ઉચ્ચ પ્રભાવવાળું હશે તે જરૂર વિજય પામવાનું એમાં કાંઇ શક નથી. એથી એક પ્રકારના સામર્થ્યને ગતિમાન નિહાળી નિરાશ થવાને બદલે તેનાથી

વિરોધી સામર્થ્યને સવિશેષ શક્તિપૂર્વક યોજવાથી પૂર્વનું સામર્થ્ય પરાસ્ત થાય છે અને ઉત્તરનું સામર્થ્ય પોતાનો પ્રભાવ બેસારી શકે છે. પૂર્વકર્મ પણ એક પ્રકારનું આપણે આપણી વાસનાથી પૂર્વ કાળે ગતિમાં મૂકેલું બળ વિશેષ છે અને એની ગતિનો પ્રતિદ્વંદ્વી પ્રવાહ તેની સામે મૂકવાથી એ બન્નેની અથડામણી થઈ વધારે બળવાન પ્રવાહ પોતાની દિશામાં ઓછા બળવાન પ્રવાહને લેતો ચાલે છે. આમ હોઇને, આપણે પૂર્વકર્મના પ્રભાવથી હારી બેસી, લમણે હાથ દઇ નિરાશ થવાને બદલે પુરુષાર્થ વડે એ કર્મને આપણને અનુકૂળ બનાવવા પ્રયત્ન કરવો જોઇએ.

આ કાળે આપણા સમાજમાં કોઈ પણ પ્રચલિત ભાવના શાપ રૂપ થઈ પડી હોય તો તે 'પૂર્વકર્મ' ની છે. હજારો અલ્પજ્ઞ મનુષ્યો 'પૂર્વકર્મ' ના બળને લક્ષ્યમાં રાખી તેની ગતિને વશ બની પોતાના આયુષ્યને નિષ્ફળ અને હેતુશૂન્ય બનાવી મૂકે છે. પૂર્વકર્મની દિશાને નક્કી કરી, જો તે અનિષ્ટ હોય તો તેની વિરુદ્ધની ગતિ ઉત્પન્ન કરવા અવશ્ય ડાહ્યા મનુષ્યોએ પ્રયત્ન આદરવો ઘટે છે. આ સૃષ્ટિ એ નિયમોની સૃષ્ટિ છે. એક નિયમની સામે બીજા ચોક્કસ નિયમને પ્રેરવાથી એ ઉભયની ગતિ વિરામ પામી જઇ કાંઇ પણ શુભાશુભ ફળ આપતી અટકી પડે છે. આથી પૂર્વકર્મની ભાવના સાથે વર્તમાનકર્મની ભાવનાને પણ નિરંતર લક્ષ્યમાં રાખી ઉભયમાંથી આપણા હિત અને કલ્યાણને અનુસરતું પરિણામ ફલિત કરવા વિવેકપૂર્વક ઉદ્યમ કરવો ઉપયુક્ત છે.

કેટલીકવાર એવું પણ જોવામાં આવે છે કે એક અનિષ્ટ વાસના, ઇચ્છા, આકાંક્ષા અથવા લક્ષ્ય ઉપર અત્યંત ચિંતન કરવાથી અને તેની પ્રાપ્તિ માટે અશ્રાન્ત પ્રયત્ન કરવાથી તેનો સંસ્કાર આત્માના આંતરિક બંધારણમાં એવો દઢપણે જામી જાય છે કે અન્ય ભવમાં એ સંસ્કારને દૂર કરવો એ અત્યંત દુષ્કર થઇ પડે છે.

મોજ સર્વ વિષયમાં એ મનુષ્ય ગમે તેટલો સંયમી, વિવેકી અને સ્થિર ચિત્તનો હોય પરંતુ પેલા પૂર્વના જામેલા સંસ્કારના - વિષય સંબંધે તેનું ચિત્ત એટલું બધું એક પક્ષી બની ગયું હોય છે કે ઘણો કાળ સુધી તે સંસ્કારનો પરાભવ કરવા સશક્ત બની શકતો નથી. એ સંસ્કારજન્ય કૃતિની અનિષ્ટતાથી તે અજ્ઞાત હોય છે એમ કાંઇ નથી. તે જામી ગયેલા સંસ્કારનું અથવા પૂર્વકર્મનું સ્વરૂપ તે યથાર્થભાવે સમજી શકતો હોય છે, અને તેથી તેના પોતાના જીવનમાં કેટલી ખુરાઈ વ્યાપી રહે છે તે પણ તે જોઇ શકતો હોય છે છતાં તેને નિવારવા માટે કેટલોક કાળ સુધી તે આવશ્યક પુરુષાર્થનો આવિર્ભાવ કરી શકતો નથી, અથવા કહો કે એ સંસ્કારનો સંપૂર્ણ પરાભવ કરવા માટે ઘટતા પુરુષાર્થની કળાને પ્રગટાવી શકતો નથી. ઘણો કાળ સુધી એના એજ વિષયના ચિંતનના પરિણામે તેણે એક અનિવાર્ય ગતિવાળું પ્રચંડ બળ પ્રગટાવ્યું હોય છે. અને વર્તમાનમાં તેના પ્રવાહને ખાળી રાખવો એ લગભગ અશક્ય બની ગયું હોય છે. કેમકે પુરુષાર્થની ગમે તેટલી માત્રા એકજ કાળે, તે વધીને રાક્ષસી બનેલી વાસનાને કાબૂમાં લાવી શકે તેમ હોતું નથી. આવા પ્રકારના કર્મને આપણા શાસ્ત્રકારોએ 'નિકાચિત કર્મ' અર્થાત્ ભોગવ્યા વિના નજ ચાલે એવી સંજ્ઞાથી પ્રબોધેલું જણાય છે. પરંતુ ત્યાં પણ પુરુષાર્થનો અનવકાશ સૂચવવાનો શાસ્ત્રકારનો હેતુ નથી. શાસ્ત્રકાર માત્ર એટલુંજ કહેવા માગે છે કે ગમે તેવા પ્રબળ પરંતુ એકજ પુરુષાર્થની માત્રાથી એ કર્મને કાબૂમાં લઈ શકાતું નથી, અને પુરુષાર્થ અથવા ભોગદ્વારા એનો ધીમે ધીમે ક્ષયોપશમ અથવા ઉપશમ થવા યોગ્ય છે, 'નિકાચિત કર્મ' બધું ભોગવવુંજ જોઈએ એમ કાંઇ નથી, પુરુષાર્થનો ત્યાં જરૂર અવકાશ રહેલો હોય છે, અને એ કર્મની વિરોધી દશામાં ગતિ કરવાથી અર્થાત્ એ કર્મની ઊલટી દિશામાં કર્મશીલ બનવાથી થોડા કાળમાં એ 'નિકાચિત કર્મ' શિથિલ અથવા પુરુષાર્થ સાધ્ય બની જાય છે. ખરી રીતે પુરુષાર્થ

એ એક પ્રકારનો ભોગજ છે; અને તેથી પુરુષાર્થથી કર્મને ક્ષીણ કરવા એ ભોગવીનેજ ક્ષીણ કરવા તુલ્ય છે. ભોગવવામાં પણ સરખુ કષ્ટ અને મહેનત છે, અને પુરુષાર્થમાં પણ તેટલીજ સહનશીલતા, ધૈર્ય, ઉદ્યોગ, અને ખંતની આવશ્યકતા રહેલી છે. પામર મનુષ્યો ભોગદ્વારા અને વીર પુરુષો પુરુષાર્થ દ્વારા અર્થાત્ સૃષ્ટિના કોઇ નિયમને કામે લગાડીને પૂર્વકર્મ ક્ષીણ કરે છે. આટલું નિરંતર સ્મૃતિમાં રાખવું ઘટે છે કે પૂર્વકર્મ કરતાં પુરુષાર્થ હમેશાં પ્રબળ છે. "Exertion is greater than destiny" એકજ વાસના ઉપર અત્યંત ચિંતન કરવાથી અનેક મનુષ્યોએ એવા પ્રબળ સંસ્કાર ઉપજાવ્યા હોય છે કે તે વાસના તેમની આંતરિક ઘટનામાં એક પ્રબળ સત્ત્વરૂપે ઘણો કાળ સુધી કાયમ રહે છે અને ઘણો કાળ પુરુષાર્થ સેવવાથીજ તેને દૂર કરી શકાય છે. અન્ય સર્વ વિષયમાં એવા મનુષ્યો અત્યંત વિવેકી અને સંયમી હોવા છતાં એ પૂર્વભવની વાસના તેમને એ ખાસ વિષયમાં તદ્દન નિર્બળ અને રંક બનાવી મૂકતી હોય છે. આ દૃશ્ય આપણને એવા પુરુષો તરફ ઉદાર અને ક્ષમાની દૃષ્ટિથી જોતાં શિખવે છે. આવા પ્રસંગે, પૂર્વ કર્મના બળ અને સ્વરૂપને સમજનારા ડાહ્યા મનુષ્યો તેમના તરફ તિરસ્કારની ભાવનાથી જોતા નથી, પરંતુ ઊલટું ક્ષમાની નજરથી જુએ છે, અને તેમને માત્ર એટલીજ સલાહ આપે છે કે એ સંસ્કાર સામે તેમણે પોતાના સર્વ સામર્થ્યને યોજીને તેનો પરાભવ કરવો જોઇએ. આપણા સર્વના પ્રસંગમાં એવા ઘણાં મનુષ્યો આવ્યા હશે કે જેઓ બીજા સર્વ વિષયમાં વિવેકી, સંયમી અને સમજુ હોવા છતાં એકાદ ખાસ બાબતમાં વિવેકહીન અને સંયમની હદને ઓળંગનારા બની જાય છે. આવે પ્રસગે આપણને આશ્ચર્ય થતું હોય છે કે આટલી બુદ્ધિ, વિવેક અને સારાસારની સમજણની સાથે આવી કૃતિનો સમન્વય કેવી રીતે ઘટી શકે ? આ વખતે તેની અક્કલ કેમ કામ કરતી અટકી પડી ? અથવા આ પ્રસંગે તેનો ગુરુ કેમ ગામ

યો હશે ! ખરી રીતે તેમની અક્કલ કામ કરતી અટકી પડી હોતી નથી અથવા તેમનો ગુરુ ગામ ગયો હતો નથી પરંતુ તેમણે એ વાસના ગત સંસ્કારને એવો પ્રીતિપૂર્વક પૂર્વકાળે સેવેલો હોય છે અને તે તેની ચિત્તભૂમિમાં એવો સજ્જડ થઈ ગયેલો હોય છે કે તેમની હાલની વિવેક અને સમજણની માત્રા તે સંસ્કારનો પરાભવ કરવા વિજયી બની શકતી નથી. તેમનો વર્તમાન ઉદયમાન વિવેક જ્યારે પવનના વેગથી એક દિશામાં ગતિ કરતો હોય છે, ત્યારે તેની વિરોધી દિશામાં તેમની પૂર્વકાળની વાસના વિદ્યુત્‌ના વેગે કામ બજાવતી હોય છે. પૂર્વની દિશામાં ગમે તેટલી ઝડપથી ગતિ કરતો વાયુ જેમ પશ્ચિમ દિશામાં જતી રેલવેને પોતાના બળથી અટકાવી શકતો નથી, તેમ આવા લોકોનું જ્ઞાન અથવા વિવેક બુદ્ધિનો ઉદય, તેમના પ્રબળ સંસ્કારોને દાબી અથવા રોધી શકતો નથી.

આપણે ઘણીવાર જોયું છે કે આપણા બુદ્ધિમાન અને ડાહ્યા ગણાતા મિત્રો અને સગા–સંબંધીઓમાં કોઈ એવા ગુપ્ત દુરાચરણો રહેલા હોય છે કે જે માટે આપણે અત્યંત નારાજ થઈએ છીએ. એવા પુરુષો પોતાની અનિષ્ટ કૃતિઓને, પોતાની બુદ્ધિની હિકમતથી અથવા દ્રવ્યની અનુકૂળતાથી છુપાવી રાખતા હોય છે, પરંતુ જ્યારે કોઈ અણધારેલી રીતે આપણને તેની ખબર પડી જાય છે અને તેમને એ સંબંધે ખરી હકીકત જાહેર કરવા સ્નેહભાવે વિનવીએ છીએ ત્યારે તેઓ બહુધા આ પ્રકારે કહે છે. "હું મારા અપકૃત્યનું અને ચારિત્રહીનતાનું સ્વરૂપ સારી રીતે સમજું છું, પરંતુ હવે એ માર્ગમાંથી હું પાછો વળી શકું તેમ નથી. એ વિષયમાં મારું પ્રત્યેક રોમ એવું તો દૃઢ બંધાઇ ગયું છે કે હવે હું તેનાથી મુક્ત થઈ શકું તેમ સંભવતું નથી. આના અનિષ્ટ પરિણામો હું નથી જોઇ શકતો તેમ નથી. એ સર્વ હું યથેષ્ટ પ્રકારે સમજું છું, છતાં ભાઇ ! માફ કરો એ બાબત હું મારી નિર્બળતા અને પામરતા કબૂલ કરું

છું" સાધારણ મનુષ્યો તો શું પરંતુ ઘણા જ્ઞાની અને વિકાસની ઉચ્ચ કળાએ પહોંચેલા આત્માઓ પણ કોઇ એકાદ વિષયમાં અત્યંત નિર્બળ હોય છે. મનુષ્ય સ્વભાવનું અવલોકન કરનાર વિચક્ષણ પુરુષો જાણતા હોય છે કે અત્યંત બાહોશ અને પ્રવીણ વ્યવહારકુશળ મનુષ્યો પણ અનેકવાર મૂર્ખ પણ ન કરે તેવી ભૂલ કરી બેસે છે. અને તેવે પ્રસંગે તે ભૂલ થવાનું ખરું કારણ એ હોય છે કે તેના ચારિત્રની એકાદ નિર્બળ બાજુને શોધી તેના ઉપર તે ભૂલથાપ ખવડાવનાર તે વ્યક્તિ પોતાની હિકમત અજમાવે છે, અને ભૂલ ખાનારનો તે ભાગ નિર્બળ હોય તો અવશ્ય પેલો ભૂલ ખવરાવનાર તે રસ્તે થઈને પોતાનો હેતુ પાર પાડી શકે છે. લોભી મનુષ્યો પોતાના લોભના વિષયની પ્રાપ્તિ કરાવનાર કોઇ પ્રબળ નિમિત્તને જુએ છે ત્યાર પછી ત્યાં બહુ વિચાર કરવા ન રોકાતાં એકદમ આંખો મીંચી ત્યાં ઝંપલાવે છે. તેમના લોભના પ્રબળ સંસ્કારો તેમના સ્પષ્ટ વિવેકના ઉપર આવરણરૂપે રહેલા હોવાથી તેમને ફસાવવા માટે રચેલી જાળનું બધું સ્વરૂપ સાદ્યંત વાંચી—જોઈ શકતા નથી. અને પેલો ફસાવનાર માણસ પોતાનો શિકાર બનનાર જનસમુદાયના હૃદયનું બંધારણ બહુ સારી રીતે સમજતો હોવાથી તેમની દૃષ્ટિ આગળ એવી લોભાવનારી મોહક કલ્પનાઓ ઉપજાવ્યે રાખે છે કે જેથી તેમને વિવેકનો અવકાશ મુદ્દલ રહેતો નથી. એક હિકમતી અને કાબેલ સટોરિયો હજારો વ્યાપારીઓને આવીજ રીતે પાયમાલ કરી શકે છે. પરંતુ તેમના ભોગ બનનાર મનુષ્યો તેમના સંસ્કારને વશ થયેલા હોવાથી નિર્મળ વિવેકદૃષ્ટિથી તેના પ્રપંચને જોઈ શકતા નથી. ઘણા ડાહ્યા મનુષ્યો આવા કાળે વિવેક સાચવીને કામ લે છે અને તેથી એવી વિષમ કસોટીઓમાંથી નિર્વિઘ્ને બચી જાય છે. અને જ્યારે સમગ્ર દેશ કોઇ પ્રપંચને વશ બન્યો હોય છે, ત્યારે તેઓ સમજીને તેનાથી નિરાળા રહી પોતાનું નિત્યનું

કાર્ય નિભાવતા હોય છે. પેલા પ્રપંચની જાળમાં ફસાયેલા મનુષ્યો એ મનુષ્યને ભીરુ અને ડરપોક કહી તેની મશ્કરી કરે છે. પરંતુ પેલો ભીરુ મનુષ્ય જાણે છે કે અત્યારે એવું ઉપનામ નિભાવી લેવું વાજબી છે કેમકે પરિણામે એ આંધળા સાહસ કરતાં વધારે લાભ દાયક અને આફતમાંથી રક્ષણ કરનાર છે.

એજ પ્રકારે ઘણા મનુષ્યો સ્ત્રી લંપટ હોય છે. તેઓ કેળવાયેલા, સુશિક્ષિત, સભ્ય અને તેના વર્ગમાં ગણના પામનાર હોવા છતાં એ વિષયમાં તદ્દન કાબૂ વિનાના હોય છે. ભલે તેઓ આહોશ વ્યાપારી હોય કે રાજ્ય દરબાર અથવા સરકારમાં મોટો હોદ્દો ધારણ કરનાર હોય, પરંતુ તેમને તેમનો પ્રિય વિષય ઉપલબ્ધ થવાની તક મળતાં તેઓ પોતાના વ્યાપારનું કે ઑફિસની જવાબદારીનું હિત વીસરી જઇ તુરત એ પ્રલોભનને આધીન બની જાય છે. બીજા સર્વ વિષયમાં બહુ દીર્ઘદષ્ટિવાળા હોવા છતાં અને પોતાના વ્યવહારના કામકાજમાં બહુજ પ્રવીણ અને કોઇ ઠેકાણે લેશપણ ઠોકર ન ખાય તેવા હોવા છતાં એ વાસનાના સંબંધે એક બાળકના જેટલી પણ ધીરજ કે સંયમનો પરિચય આપી શકતા નથી. સમાજમાં કે રાજદરબારમાં તેમની આબરુને ગમે તેટલો ધક્કો પહોંચે તેની પણ પરવા બાજુએ મૂકી દે છે અને પોતાની દૃઢ સંસ્કારવાળી સ્પર્શ–સ્પૃહાને તૃપ્તિ આપે છે. તે કાળે તેઓ પોતાની બધી ફિલસૂફી અને તત્વજ્ઞાનની અવગણના કરે છે. વિશ્વની વ્યવસ્થામાં અને સમાજના અર્થશાસ્ત્રમાં વ્યભિચાર એ શું ક્ષોભ ઉપજાવે છે તે વિષયમાં તેઓ ગ્રંથના ગ્રંથ ભરી શકે તેટલું લખી કે બોલી શકે તેમ હોવા છતાં પોતા સંબંધે એ કૃતિની સારાસારતા વિચારવાનો અવકાશ તેઓ દાખવી શકતા નથી. તક મળતાં તેમની જ્ઞાનસ ક્ષિતિજ ઉપર અંધકારનું શ્યામ આવરણ ફરી વળી તેમના સારાસારના નિર્મળ વિવેકને ઘેરી લે છે, અને તેઓ એક પશુની

આફ્રક તેમની નિંદ્ય અને ઘૃણા ઉપજાવનારી પ્રવૃત્તિમાં યોજાય છે. તેઓને પણ એ કાળે પશ્ચાત્તાપનો અનુભવ થતો હોય છે અને તેમનું પોતાનું અંતઃકરણ પણ તેમની અનિષ્ટ કૃતિનું સાક્ષી બની ખડું રહેલું હોય છે. છતાં તેમણે પૂર્વકાળે સેવેલા અને ચિંતવેલા એ વિષયના સંસ્કારો એવા મૂળ ઘાલીને બેઠા હોય છે કે તેનાથી નિવૃત્ત થવું એ તેમને માટે વગર નૌકાએ પાસિફિક મહાસાગરને ઓળંગવા જેવું અશક્ય થઈ પડયું હોય છે. બીજી બધી બાબતોમાં તેમનું મગજ આરપાર જઇ વસતું હોય છે, છતાં એ વિષયના સંબંધે તદ્દન પામર અને અસહાય હોય છે.

આ પ્રસંગે આપણે બહુ ઉદાર થવું જોઇએ. આપણી ક્ષમાદૃષ્ટિને આવા કસોટીના પ્રસંગે ગુમાવવી એ ડહાપણભરેલું નથી. કોઇ એકાદ વિષયમાં જ્યારે આપણે આપણા કોઇ બંધુને નિર્બળ જોઇએ તે વખતે તે નિર્બળતા ઉપરથી આપણે તેના આખા ચારિત્રનું માપ કાઢવું એ ઉપયુકત નથી. વિશ્વમાં કોઇ સ્થાને સર્વાંગ સંપૂર્ણતા હોતી નથી. વિશ્વ પોતેજ અપૂર્ણ છે અને નિરંતર તે વિકાસના ક્રમ ઉપરજ છે તો પછી એક અપૂર્ણ અને નિર્બળ મનુષ્યમાં ચારિત્રની પૂર્ણતાની આશા કયાંથી રાખી શકાય ? દોષને જોઇને નિરાશ થવાનું નથી, પરંતુ હજી તેને સુધારવાનો અવકાશ છે એવી દૃષ્ટિ રાખવી ઘટે છે. ઘણા મનુષ્યો જ્યાં ત્યાં દોષોનું દર્શન કરીને અને સર્વ સ્થાનોમાં બુરાઈનું મહાત્મ્ય વ્યાપી ગયું માનીને તદ્દન નિર્વેદવાદી બની ગયા હોય છે. પરંતુ તેમણે જાણવું જોઈએ કે વિશ્વમાં ભલાઈ ને બુરાઈ, સારું અને નરસું, ઇષ્ટ અને અનિષ્ટ, સુખને દુઃખ, દિવસ અને રાત્રિ, પ્રકાશ અને અંધકાર, ઠંડી અને ગરમી એમ સર્વત્ર દ્વંદ્વીભાવ વ્યાપક છે. અને એ દ્વંદ્વની મધ્યમાં થઇને જ સૃષ્ટિનો પ્રવાહ વહેતો હોય છે. આથી અનિષ્ટતા અથવા બુરાઈ નિહાળીને આશ્ચર્ય પામવાનું અથવા નિર્વેદ વશ

બનવાનું લેશપણ કારણ નથી. સમાનદષ્ટિથી, પ્રસન્નચિત્તે અવિષમભાવે પ્રત્યેક પ્રસંગને અવલોકવો જોઇએ. આપણે જેને મહાન યોગી ગણતા હોઇએ તેને વ્યભિચારી જોઇને તેના પ્રત્યે તિરસ્કાર દર્શાવવો એમાં આપણી બુદ્ધિની કસોટી નથી. અથવા એક સારા શાહુકાર માણસને એક નાની ચીજની ચોરીના ગુના માટે માજિસ્ટ્રેટની કૅાર્ટમાં ઊભો થયેલો જોઇ આશ્ચર્ય પામી બધેથી વિશ્વાસ ઉઠાવી લેવો એમાં પણ આપણા જ્ઞાનની પરીક્ષા નથી. આવા પ્રસંગે એટલુંજ લક્ષ્યમાં રાખવું ઘટે છે કે તે તે આત્માઓએ, વર્તમાનકાળમાં જે વિષય સંબંધે તેઓ બહુ લોલુપી અને નિર્બળ છે તેનું પૂર્વકાળમાં બહુ પ્રેમપૂર્વક ચિંતન કરેલું હોવું જોઇએ, અને તેની પ્રાપ્તિની તકની તીવ્ર વાસના રાખેલી હોવી જોઇએ. ખરું કહીએ તો અમે તમે અને આપણા માંહેના ઘણા ખરાને બૂરાઇની તક મળી નથી ત્યાં સુધીજ પવિત્ર છીએ. તક અને અનુકૂળતા દેવને મનુષ્ય અને મનુષ્યને રાક્ષસ બનાવી મૂકે છે. એવા પ્રસંગો જોઇને આપણે ઇશ્વર પ્રત્યે એટલું જ યાચવું જોઇએ કે "હે પ્રભુ! મને હંમેશાં સમાજના, સ્નેહીઓના, કુટુમ્બીઓના તેમજ રાજ્યે નાખેલાં અંકુશોમાં સ્થિર રાખજો, મને બૂરાઇની તક અને સાનુકૂળતા કરી આપીશ નહીં. કેમકે જ્યાં સુધી તક નથી ત્યાં સુધી જ મારી પવિત્રતાનું અભિમાન કાયમ છે."

એવા ઘણા દષ્ટાંતો આપણે આપણા પ્રાચીન શાસ્ત્રોમાં જોયા છે કે જ્યાં મહાત્મા ગણાતા પુરુષો પણ કાઇને કાઇ પ્રલોભનને વશ બની ઘણા કાળ સુધી ભ્રષ્ટ બન્યા છે, અને ત્યાં ઠોકર વાગતા ઠેકાણે આવી પાછી પોતાની ભૂલ સુધારી લીધી છે. પરંતુ આપણે કાઇને ભૂલને વશ બનેલા જોઇ તેમના ઉપર તિરસ્કાર કરવાની મૂર્ખાઇ કરવી વાજબી નથી. કેમકે ત્યાં તેમનો દોષ

હોતો નથી. પૂર્વનો પ્રબળ સંસ્કાર તેના વેગની દિશામાં પૂરપાટ ઝડપથી ગતિ કરતો હોય છે. અને સામે ટક્કર ઝીલી ઊભા રહેવું એ ગમે તેવા પુરુષાર્થી આત્માઓ માટે પણ અનેક પ્રસંગે અશક્ય અને અસંભવિત હોય છે.

પરંતુ અન્યપક્ષે પૂર્વકર્મના પ્રબળ સંસ્કારના બાના તળે ગમે તે પ્રકારના સ્વચ્છંદને આધીન બની પોતાને અને પરને પ્રવંચનામાં દોરવું એના જેવું પાપમય જીવન અન્ય એકે નથી. જે મનુષ્ય પુરુષાર્થને ગોપવી રાખી પૂર્વકર્મના સંસ્કારને આગળ ધરે છે, અને પોતાનો દોષ ન જોતાં પોતાની ગતકાળની તે તે પ્રકારની વાસનાને શિરે બધો બોજો મૂકે છે, એ મનુષ્ય વિશ્વની સર્વજ્ઞ અને પરમન્યાયી સત્તાને છેતરવાનો પ્રયત્ન કરે છે. ... એવા મનુષ્યની આસપાસનો મનુષ્ય સમુદાય એના કથન ઉપર વિશ્વાસ મૂકી, તેના અનિષ્ટ આચરણ અથવા વલણને પૂર્વકર્મ જનિત ગણી નિભાવી લે. પરંતુ એ સર્વજ્ઞ સત્તા એ ઢોંગી મનુષ્યનું પોકળ સમજતી જ હોય છે, અને તેને પોતાનો પુરુષાર્થ ગોપવવાના વાંક માટે ઘટતો બદલો અવશ્ય આપે છે. આથી ગમે તેવા પ્રબળ મોહનીયકર્મની પ્રકૃતિ સામે આપણે આપણા સર્વ સામર્થ્યથી લડવું જોઇએ અને તેમાં કદાચ આપણે પરાભવ પામીએ તો આપણી નિર્બળતા માટે આપણે દોષવાન નથી. પરંતુ એ લડાઈમાં પોતાના વીર્યને ગોપવી વાસનાના મોહથી આકર્ષાઇને વશ બનવું એ અધમતા તરફ દોરી જનાર છે. પ્રથમની લડાઇમાં કદાચ હારી જવાય તો પણ પુરુષાર્થની સંપૂર્ણ કલાને દાખવનાર વીર પુરુષ એ વાસનાનાં બળને ઘટાડી શકે છે. બીજી વખત એ વાસનાની ગુલામગીરીમાંથી મુક્ત થાય છે. કદાચ એ આજે હારશે પરંતુ કાલે તો જીતવા માટે અવશ્ય નિર્માયેલ છે. કર્મનો પાઠ આટલું તો સર્વ કોઇને શીખવે છે કે ગમે તેવું

પ્રબળ પ્રલોભન હોય અને મોહક આકર્ષણ હોય તો પણ એક વાર તેની સામે વીરતાપૂર્વક લડવાથી તે ઢીલું બની જાય છે. પહેલી વારની હાર એ એક વાર અરધી જીત છે, કેમકે એ હાર આવતી કાલે પ્રાપ્ત થવાની જીતની સામગ્રીરૂપ છે. આપણી ખરી શક્તિની કસોટી જીતમાં નથી, પરંતુ પ્રબળ પ્રલોભનો સામે અને તેટલા પુરુષાર્થથી ટક્કર ઝીલવામાં છે. નીતિની કસોટી પ્રમાણિકપણામાં નથી; પરંતુ કેટલા પ્રલોભનો સામે એ પ્રમાણિકપણું જાળવી રાખ્યું છે એમાં સમાયેલી છે. પવિત્રતાની કસોટી પણ વાસનાઓના નિમિત્તોની મધ્યમાં ટકી રહેવામાં છે. તક, અનુકૂળતા અને એકાંતમાં પણ પોતાની નિષ્ઠા નિભાવનારજ ખરો વીર પુરુષ છે. વનમાં જઈને ત્યાં પવિત્રભાવથી રહેનાર યોગી નથી પણ વનવાસી છે, કેમકે ત્યાં પ્રલોભનના નિમિત્તોનો અભાવ છે, ભ્રષ્ટતા માટે તક તેમજ અનુકૂળતા હોતી નથી. એથી એની પવિત્રતા એ નિમિત્તજન્ય પવિત્રતા છે, અને સંસારીની ભ્રષ્ટતા કરતાં બહુ ચડિયાતી ગણવા યોગ્ય નથી, કેમકે તે બન્ને નિમિત્તને વશ બની જીવન વિતાવે છે. ખરો યોગી એ છે કે જે વસતીમાં રહી વનવાસની પવિત્રતા નિભાવી શકે છે. પરાક્રમ એ લડવામાં અને તે પણ પ્રબળ પ્રલોભનરૂપી દુશ્મનના સાથે લડવામાં છે. વિજય મળવો કે ન મળવો એ જુદો પ્રશ્ન છે, પરંતુ પરાક્રમની કસોટી, પરાક્રમને છુપાવી ન રાખતાં કાયરતા વિના આંતર શત્રુઓને હણવામાં છે.

આથી જ્યાં જ્યાં ભ્રષ્ટતા જોવામાં આવે ત્યાં ત્યાં આપણે એકદમ ન્યાય આપી દેવો વાજબી નથી. તેમજ પરાજય ઉપરથી પરાજય પામનારના બળનો નિર્ણય બાંધવો એ ડહાપણ નથી. અનેક મહાપુરુષોમાં એવી કોઇને કોઇ પૂર્વકર્મજનિત નિર્બળતા હોય છે કે જે સામાન્ય અજ્ઞાન સમુદાયમાં પ્રથમ દૃષ્ટિએ તે મહાપુરુષના માહાત્મ્ય સંબંધે શંકા ઉત્પન્ન કરે છે, પરંતુ ડાહ્યા પુરુષો

એવા વખતે તે ક્ષતિનું નિદાન શોધી એ અપૂર્ણતા તરફ ક્ષમાની નજરથી નિહાળવાની ઉદારતા દર્શાવે છે. ઔદાર્ય નાણાનો વ્યય કરવામાં અને બહોળા હાથે પૈસા ઉડાવવામાં સમાયેલું નથી, પરંતુ પારકા દોષોને નિભાવી લઇ તેમાં માત્ર જે કાંઇ ઉત્તમ હોય તે ગ્રહણ કરવામાં રહેલું છે. ઉદારતા એ સંકોચપણાથી વિરોધી ભાવના દર્શાવનાર શબ્દ છે. સંકુચિત હૃદયમાં તેના પોતાના સિવાય ભાગ્યેજ કોઇનો સમાવેશ થઇ શકે છે, તે કોઇ સ્થાનમાં ઉત્તમતા, ભવ્યતા, મહત્તા, મંગળતા, સુંદરતા, અને સુવાસમયતા જોઇ શકતો નથી, તેની દૃષ્ટિ એકાદ આછો ભાગ શોધી લોહી અને પાચપરુ ઉપર ઠરી બેસવાનું પસંદ કરે છે અને દુનિયાને ખરાબી અને નીચતાથી ઉભરાઇ જતી માને છે. એક ઉત્કૃષ્ટ મહાપુરુષમાં તે એકાદ કલંક શોધી કાઢી તેમનો બહિષ્કાર કરી, તેના પ્રસંગમાં આવનાર પ્રત્યેકના મન ઉપર એ કલંકની વાર્તા ઠસાવે છે. આ પ્રકારે તે આ વિશ્વની ઉજ્જ્વળ બાજુ તરફ વિલોકવાની સુંદર તક ગુમાવે છે, અને તે સાથે બીજાને પણ પોતાની પેઠે કરવાની મફતિયા સલાહ આપે છે. એક દોષને સર્વ દોષનું મોટું સ્વરૂપ આપીને દૂધના પાત્રમાં ઝેરના બિંદુની માફક તે દોષને ગણવાનું પસંદ કરે છે. આવા લોકોના મનમાં ઝેરનું માહાત્મ્ય એટલું બધું રમી રહ્યું હોય છે કે અમૃતની કિંમત આંકવા માટે તેમના હૃદયમાં ભાગ્યેજ કાંઈ અવકાશ રહેતો હોય છે. હલાહલ વિષથી વ્યાપ્ત થયેલા શરીરમાં દેવોને લભ્યમાન એક સુધાનું બિંદુ કેવું કામ કરી શકે એ ઉદાહરણ તેમને મન કાંઇજ કીમતી નથી. અને તેથી દોષના સમૂહમાં રહેતા એક ઉત્તમ ગુણની કાંઇજ કદર કરવા તેઓ શક્તિમાન હોતા નથી. તેઓ પ્રત્યેક મોટા પુરુષોમાં કાંઇકને કાંઇ દોષ નિહાળી બીજી રીતે અનુકરણીય મહાત્મ્યના દૃષ્ટાંતને પોતાની નજરથી હંમેશાં અળગું રાખે છે. એ દોષને નિવારવા માટે એ મહાપુરુષનો અન્તરાત્મા કેવો પુરુષાર્થ સાધી રહ્યો હશે તે વિચારવું તેઓ ભૂલી જાય છે. અમુક અંશે પણ તપસ્વિતા દાખવનાર આત્મા ધન્યવાદને પાત્ર છે, તો

પછી એકાદ બે દોષોને બાદ કરતાં જેમનું જીવન સર્વ રીતે ઉત્તમ અને ભવ્ય છે એવા પુરુષ તરફ તિરસ્કાર દર્શાવનાર પોતેજ તિરસ્કારને લાયક છે એમ કહ્યા વિના ચાલતું નથી. જ્યાં જ્યાં કાંઇ પણ મહાત્મ્ય, ઉત્તમતા, વિદ્વતા અને આકર્ષણ હોય છે ત્યાં અવશ્ય કાંઇને કાંઇ તપસ્વિતા, પુરુષાર્થ અને સંયમ હોવો જ જોઇએ. આથી દોષો તરફ દૃષ્ટિ રાખી તે દોષવાનના અન્ય ગુણોથી વિમુખ થવું એ મૂર્ખાઈ છે.

આ સ્થળે આપણા સમુદાયમાં અનેક ઠેકાણે ચાલતી એક મૂર્ખાઈ ભરેલી તત્ત્વનીતિ તરફ અંગુલિ નિર્દેશ કરવાની અમને આવશ્યકતા જણાય છે. જ્યારે કોઈ મનુષ્ય મુશ્કેલીમાં આવી પડે ત્યારે તેની આસપાસના લોકો માંહેનાં કેટલાક એ મુશ્કેલીમાં આવી પડેલા મનુષ્યને ઉદ્દેશીને કહે છે કે "એ એનું પોતાનું કર્મ ભોગવે છે આપણે તેને શામાટે સહાય કરવી?" કર્મના મહાનિયમનો ઉપર ચોટિયો અભ્યાસ કરનારને આ પ્રકારે ભાસે તેમાં કાંઈ જ આશ્ચર્ય નથી. ખરી વાત છે કે આપણી આસપાસના મનુષ્યો જે કાંઇ અનિષ્ટ પરિણામો અને કષ્ટ સહન કરતા હોય છે તે તમામ તેમના તેવા પ્રકારના પૂર્વકર્મના અનિવાર્ય ફળો હોય છે. આપણે આપણા પોતાના પ્રયત્નથી એ મનુષ્યના અનિષ્ટ ફળદાયક પૂર્વકર્મની સત્તામાં અમુક હદ સુધી ફેરફાર કરી શકીએ છીએ એ વાત બહુ થોડા મનુષ્યો જાણે છે. અશુભ વિચારો, વાસનાઓ અને કાર્યોવડે એવું અશુભ ફળ નિર્મિત થયું હોય છે. અને આકાળે આપણે ધારીએ તો આપણા પોતાના શુભ વિચાર, ભાવના અને પ્રવૃત્તિદ્વારા એ મનુષ્યની દુઃખમયતામાં ઘટાડો કરી તેના જીવનને સુખમય. અને રસમય કરી શકીએ તેમ છીએ. દુઃખી મનુષ્ય પ્રત્યે હૃદયપૂર્વક સહાનુભૂતિ, આશ્વાસન અને સાચા અંતઃકરણની પ્રેમમયતા દર્શાવવાથી તેના કષ્ટનો ઘણો મોટો ભાગ દૂર થાયછે. છેવટે કંઇ નહિતો આપણા સ્વાર્થને લક્ષ્યમાં રાખીને પણ દુઃખી પ્રત્યે બનતી સહાય કરવી ઘટે છે. સામા મનુષ્યનું

દુઃખ દૂર કરવાની શક્તિ છતાં જે મનુષ્ય એવી તત્ત્વનીતિ રાખે છે કે 'સૌ સૌના કર્મ ભોગવે તેમાં હું શું કરી શકું ?' તે પોતે એવા કર્મને ગતિમાં મૂકે છે કે જેના પરિણામે તે કોઇ કાળે કષ્ટમાં આવી પડશે ત્યારે તેને સહાય આપનાર કોઈજ નહીં હોય. દુઃખી આત્માઓની બૂમ પ્રત્યે એવો ઉત્તર દેવો કે "તમે એ દુઃખને લાયક છો, તમે કોઇ કાળે કાંઈ બૂરું કામ કર્યું છે, તેનું આ ફળ તમારે ભોગવવુંજ જોઇએ." તો તે બહુ અઘટતો અને અધમતા-ભરેલો ઉત્તર છે. આપણી ફરજ તો સહાય કરવાની છે; ન્યાય આપવાની નથી. અથવા સામા મનુષ્યો ન્યાયનું ફરમાન ભોગવતા હોય ત્યારે તેને તેની પૂર્વની બૂરાઈની યાદી આપવાની નથી. અલબત ખરી વાત છે કે આ વિશ્વમાં એક પરમ ન્યાયી સત્તા અથવા નિયમ પોતાનું સામ્રાજ્ય ચલાવી રહ્યો છે. અને એ સત્તા કોઈને વિના કારણ કંઇજ ફળ આપતી નથી, તેમજ કારણ હોય ત્યા ફળ વિના પણ કોઈ આત્માને જવા દેતી નથી; પરંતુ એ કામ આપણે અલ્પજ્ઞ મનુષ્યોએ એ પરમ ન્યાયી અને સર્વજ્ઞ સત્તાના હાથમાંજ રહેવા દેવું જોઈએ. તેની વતી તેના એજન્ટ થઇને આપણે કોઇને ફળ દેવાનું અથવા ફળ ભોગવનારને એ કૃતિનું ફળ તે ભોગવે છે તેની સ્મૃતિ કરાવવાનું કામ માથે લેવું તે કોઇપણ રીતે વાજબી નથી. કર્મફળપ્રદાત્રી સત્તા આત્માને કષ્ટ આપવા માગતી હશે તો તે સ્થાને આપણે સુખને પ્રગટાવી શકવાના નથી એ વાત ખરી છે, છતાં એજ સત્તાના સુખકર પ્રતિનિધિ તરીકે કામ કરવાની આપણને તક મળતી હોય તો તે ગુમાવવી યોગ્ય નથી. આપણે જ્યારે એવા સંયોગોમાં હોઇએ કે જે વખતે કોઇ દુઃખી આત્માને આપણે સહાય આપી શકીએ તે વખતે બનતી સહાય ન આપવી એ વિશ્વના સાહજિક નિયમથી ઊલટું છે કેમકે જ્યારે જ્યારે કષ્ટ અને આપત્તિના પ્રસંગોને એ સત્તા આપણા દષ્ટિપથમાં લાવી

મૂકે છે તે વખતે એ સત્તાનો ઉદ્દેશ એજ હોય છે કે આપણે એ દુઃખદ પ્રસંગને ન્યૂન કરવા બનતો પ્રયત્ન કરવો. જો કે એમ કરવાથી આપણે તેનું કષ્ટ દૂર કરીજ શકીએ છીએ એમ નથી, પરંતુ એવા પ્રયત્નો દ્વારા આપણે આપણા પોતાના આંતર સત્ત્વનો બહિર્ભાવ કરીએ છીએ. કુદરત આપણા સમક્ષ જે કાંઈ પ્રયત્નોદ્વારા પારકું કષ્ટ દૂર કરવાના, દુઃખી મનુષ્યોને સહાનુભૂતિ આપવાના વગેરે પ્રસંગો રજૂ કરે છે તેનો હેતુ આપણી ગુપ્ત શક્તિઓને તિરોભાવમાંથી આવિર્ભાવમાં લાવવાનો હોય છે. કુદરતને પોતાનો નિયમ પ્રવર્તાવવા માટે અથવા તેનો યથાયોગ્ય અમલ કરાવવા માટે આપણી જરૂર હોય છે એમ કાંઈ નથી, પરંતુ કુદરતનાં પ્રવર્તનનો એટલો તો મર્મ હોય જ છે કે તેના નિયમના પ્રવર્તનમાંથી પ્રત્યેક આત્મા પોતાના આંતર તત્ત્વના પરિસ્ફોટન માટે અને આત્મશક્તિના બાહ્ય પ્રકાશના અર્થે ઘટતી તક મેળવે અને તેનો યથાર્થ ઉપયોગ કરી સ્વરૂપ અભિવ્યક્તિનો પ્રસંગ ઉપજાવી કાઢે.

ગમે તેવા પાપી, દુરાચારી અને અધમમાં અધમ આત્મા પ્રત્યે પણ આપણી ફરજ તો એ જ છે કે તેનું શ્રેય અને કલ્યાણ ઇચ્છવું અને તે યોગ્ય રાહ ઉપર આવે તે માટે બનતો પ્રયત્ન કરવો 'સૌ સૌના કર્મ ભોગવે, મને તેમની સાથે કશો સંબંધ નથી' એ સ્વાર્થપૂર્ણ તત્ત્વનીતિ આપણી પરમાત્મ સિદ્ધિની સાક્ષાત્ વિરોધી છે. જ્યાં સુધી પ્રાણી માત્ર અર્થે પોતાના સુખ અને સંપત્તિનો ભોગ આપવાની વૃત્તિ ઉદય ન પામે ત્યાં સુધી આત્મસિદ્ધિનો માર્ગ એ ખાલી અર્થહીન પ્રલાપ છે, આત્મસિદ્ધિનું મહાવિજ્ઞાન સંપૂર્ણ સ્વાર્પણ ભાવના પ્રગટાવ્યા વિના કદી હસ્તગત થઈ શકતું નથી. અને જેટલે અંશે એ ભાવના ઉદયમાન થાય છે તેટલે અંશે આત્મા પરમાત્માના મહારાજ્યનો વારસ બની શકે છે:

એ મહારાજ્યમાં સ્વાર્થની નીતિનો લેશ પણ અવકાશ નથી. દુઃખી પ્રાણીઓને પોતાનું કર્મ ભોગવવા દેવાની અનુકૂળતા કરી આપવી અને તે રીતે કુદરતનો કર્મફળદાયક નિયમ કાંઈ પણ બાધા કર્યા વિના પ્રવર્તવા દેવો એ સમજણ બહુ મૂર્ખાઈ ભરેલી છે. આપણી ફરજ તો એ છે કે એ નિયમની સખ્તાઈમાંથી, આપણાથી બને તેટલા અંશે તેમને બચાવી લેવા. આપણા હૃદયમાં કુદરતે જે સહાનુભૂતિ, અનુકંપાવૃત્તિ, વિશ્વપ્રેમ આદિ ઉમદા વૃત્તિઓ રોપેલી છે તેનો હેતુ એ છે કે જ્યાં એ વૃત્તિઓને કાર્યરૂપ થવાના પ્રસંગો આવે ત્યાં તેને કર્તવ્યરૂપે પરિણમાવવી. આત્માનો ઉન્નતિક્રમ હૃદયની ઉચ્ચ વૃત્તિઓના પ્રવર્તનમાંથીજ સાધી શકાય છે, આથી જ્યા એ વૃત્તિઓને કર્તવ્યપરાયણ થવાના પ્રસંગો આવે ત્યાં ઉપર જણાવી તેવી બેવકૂફીભરેલી તત્ત્વનીતિનું અવલંબન લઇ કર્તવ્યહીન બનવું એ વાજબી નથી. સેવા, સ્વાર્પણ, આત્મવિસર્જન, ત્યાગ અને બંધુતામાંથી જ આત્માની ઊર્ધ્વગતિનો માર્ગ ખૂલે છે. અનુભવ અને શાસ્ત્ર ઉભય એ કથનની શાક્ષી નિરંતર પૂરી રહ્યા છે. આથી કુદરત ગમે તે પ્રકારે કામ કરતી હોય પરંતુ આપણો ધર્મ તો પારકું કષ્ટ બને તેટલું ન્યૂન કરવાનો જ છે.

## ૭-પુનર્જન્મ અને આત્મસિદ્ધિ

અમો આગળ જણાવી ગયા છીએ કે આત્મા પોતાનું ભાવિ પોતાનીજ શુભાશુભ ઈચ્છાઓ વડે રચે છે. તે ઘણી વખત એમ માનતો હોય છે કે તે કર્મ નામની અલક્ષ્ય સત્તાને આધીન છે. વાત ખરી છે કે ઘણા પ્રસંગે આત્માને પોતાની વાસનાના સ્વરૂપનું ભાન હોતું નથી તેથી તે પોતાના મનથી એવોજ નિર્ણય બાંધે છે કે આ સંસાર સમુદ્રમાં તેનું ભાવિ સુકાન વિનાના વહાણના જેવું અનિશ્ચિત અને ગમે ત્યાં ઘસડાઈ જવાના સ્વભાવવાળું છે, પરંતુ ખરી રીતે એ નિર્ણય ભ્રાન્તિયુક્ત છે. તેનું ભાવિ તે

પોતાની વાસનાઓ, ઇચ્છાઓ, અભિલાષાઓ, આકાંક્ષાઓ અથવા રુચિઓ વડેજ નિર્મે છે. તેના ભાવિને તે અનિશ્ચિત ગણે છે તેનું કારણ એજ છે કે તેની ઇચ્છાની દિશાને તે ચોક્કસપણે જોઈ શકવા અશક્ત છે. અગર જો તે એ દિશાને નક્કી કરી શકે તો જરૂર તે પોતાના ભવિષ્ય સ્વરૂપને જોઇ શકે છે.

પુનર્જન્મનો નિર્ણય પણ આત્મા પોતાની વાસનાઓ વડેજ કરે છે. વાસનાનું ખેંચાણ તેને એવા સ્થાનમાં ઘસડી જાય છે કે જ્યાં એ વાસનાની પરિતૃપ્તિ તે અનુભવી શકે. પરંતુ એ ઉપરથી એમ માનવાનું નથી કે એ પ્રમાણે ઘસડાઈ જવામાં આત્માને પોતાની ઇચ્છાનો અવકાશ નથી. એથી ઊલટું તે પોતાનીજ ઇચ્છાના વેગવડે ઇષ્ટ સ્થાનમાં દોરાય છે. કદાચ તેને પોતાની મરજી વિરુદ્ધ થતું જણાય છે તેનું કારણ એટલુંજ છે કે તેની એ ઇચ્છા બહુ વ્યક્ત અને સ્પષ્ટ હોતી નથી. અર્થાત્ તેનું ભાન તેને અતિ મંદપણે હોય છે તેથી તે એમ માનવા દોરાય છે કે તેને પોતાની ઇચ્છા વિરુદ્ધ દોરાવું પડે છે. વાસ્તવમાં તે પોતાની મરજી છે માટેજ પુનર્જન્મના વેગને વશ બની જે સ્થાનમાં પોતાની શેષ ઇચ્છાઓ તૃપ્ત થાય એવા સ્થાનમાં જન્મે છે. જેમ રેલવે ટ્રેન આપણી મરજી વિરુદ્ધ પરાણે આપણને ડબામાં બેસારીને ગમે ત્યાં ઉતારી શકતી નથી, પણ આપણને હજારવાર ગરજ છે માટેજ આપણી વિનંતિ ઉપરથી આપણને ઇષ્ટ સ્થાનમાં ઉતારે છે, તેમ પુનર્જન્મનો વેગ આપણી આજીજીને અનુસરીતેજ આપણને આપણા માગેલા ઠેકાણે પહોંચાડે છે. કર્મ એ નરસા કામ બદલ શિક્ષા કે સારા કામ બદલ ઇનામ આપનારી કોઈ ઇતર અને નિરાળી સત્તા નથી તેમજ કોઇ વાદળામાં છુપાયેલું કોઇ અજાણ્યું કઠોર દિલનું સત્ત્વ નથી. ઘણા મનુષ્યો એમ માને છે કે કર્મનો નિયમ બહુ સખ્ત હૈયું રાખીને એકનક્કી કરેલા ઠરાવ પ્રમાણે સર્વ કોઇને મરજી

હોય યા ન હોય તોપણ જ્યાં ત્યાં કેંક્યા કરે છે. આમ હોવાને બદલે અમે અગાઉ જણાવી ગયા તે મુજબ કર્મ એ માત્ર આધ્યાત્મિક કાર્યકારણનોજ નિયમ છે, કદાચ આપણે શિક્ષા પામીએ છીએ તો કર્મ આપણા પાપનો બદલો લેતો હોય એમ માનવાનું નથી, પરંતુ આપણે આપણા પાપવડેજ શિક્ષા પામતા હોઇએ છીએ. તેજ પ્રમાણે આપણે કદાચ પુણ્યકર્મનો ઉપભોગ કરતા હોઇએ તો આપણા સારા કાર્યોના બદલામાં કર્મની સત્તા આપણને સુખ આપી રહી છે એમ નથી, પરંતુ એ સારા કાર્યો પોતે જ આપણને સુખાનુભવ કરાવી રહ્યા હોય છે. ટૂંકામાં આપણી શિક્ષાઓ અને ઇનામો અથવા દુઃખો અને સુખો એ આપણા વર્તનના જ પરિણામો છે અને આપણું વર્તન અથવા ચારિત્ર એ બીજું કાંઇ જ નહીં પણ આપણી ઇચ્છાઓનું એકત્ર સ્વરૂપ અથવા સરવાળો છે. આથી ઇચ્છા એજ કર્મની પ્રેરક સત્તા છે અને ઇચ્છા અથવા વાસનાવડે જ આપણાં ભાવિનું સ્થાન નક્કી થાય છે.

ઘણા મનુષ્યોને ભાસે છે તેમ પુનર્જન્મ એ કોઇ સત્તાએ બળાત્કારે નાખેલો કર કે વેરો નથી. આપણી પોતાની તેવી ઇચ્છાથી જ આપણે તે માગીને લઈએ છીએ. આપણી ઇચ્છાઓનો સરવાળો જેવા સ્વરૂપે હોય છે તેવાજ સ્વરૂપને અનુસરતો આપણો પુનર્ભવ નિર્માય છે. એ પ્રમાણે ન થાય, અને કાંઇ બીજી જ રીતે થાય તો આ વિશ્વમાં ન્યાયનું સામ્રાજ્ય નહીં પણ કોઈ જુલમગાર રાજાનું આધિપત્ય પ્રવર્તે છે એમજ કહી શકાય. આપણી મરજી વિરુદ્ધ આપણા ગળે કોઈ કશું જ વળગાડી શકતું નથી. માગ્યા વિના કશુંજ મળતું નથી. માત્ર આપણે શું માગીએ છીએ તેનું આપણને સ્પષ્ટ ભાન હોતું નથી એટલું જ છે અને એ ભાન હોય તો આપણને અવશ્ય ખાતરી થાય કે આપણે જે સ્થિતિ કે સ્થાનની ઝંખના કરતા હોઇએ છીએ તેજ આપણને મળે છે.

આથી આપણે ભવિષ્યનો જન્મ નિર્માવામાં કશું જ આપણી મરજી વિરુદ્ધ થાય છે, એમ માનવું એ બહુ વિષમ ભૂલ છે. ખરી વાત એ છે કે આપણે અમુક સ્થાનમાં જ પુર્નભવ પામીએ છીએ તેનું કારણ એ છે કે આપણે તે સ્થાનમાં જવાની ઈચ્છા કરી હોય છે અને તેથી જ ત્યાં દોરાઇએ છીએ. આપણે આપણી પોતાની વાસનાઓથી, અભિરુચિઓથી એવા પ્રકારની આકાંક્ષા ઉપજાવી છે કે તે તે પ્રકારના વિશિષ્ટ સ્થાનમા જઇએ તોજ તે તૃપ્ત થઈ શકે. આપણે અજ્ઞાતપણે એ ખેંચાણને આધીન બનીએ છીએ અને પુનર્જન્મના વેગને વશ થઈ એવા સંયોગોમાં જઇએ છીએ કે જ્યાં એ આકાંક્ષાની તૃપ્તિ થાય; એટલું જ નહીં પણ તે તૃપ્તિના સારા અથવા નરસા ફળો ભોગવીને એ આકાંક્ષાને નિવૃત્ત પણ કરાય. આત્મા પોતાની વાસના રૂપી ઉગ્રક્ષુધાને તૃપ્ત કરવા માટે તલસી રહ્યો હોય છે, અને જ્યાં સુધી યોગ્ય સ્થાનમાં જઇને ક્ષુધાને તૃપ્તિ ન આપે ત્યાં સુધી તે ક્ષુધા અથવા વાસના નિવૃત્ત થતી નથી. આથી એવું માની બેસવાનો લેશ પણ જરૂર નથી કે બધી જ વાસનાઓને આ પ્રમાણે તૃપ્ત કર્યા સિવાય ચાલે તેમ નથી અને બધીને ભોગવવી જ આવશ્યક છે. એ વાસનાને અનુસરતા સ્થાન કે સ્થિતિ વિશેષમાં પ્રવેશ્યા સિવાય એક બીજો પણ માર્ગ ખુલ્લો છે. તે એ છે કે એવાજ પ્રકારની વાસનાઓના પરિણામે અન્ય આત્માઓ જે સુખ-દુઃખાનુભવ કરે છે તેનો પોતાના ઉપર આરોપ કરી સમભાવે તે ભોગવી લઈ તેનો ક્ષય કરવો. એક માણસ પોતાની ઈચ્છાઓના વેગને વશ બની જે સ્થિતિમાં આવ્યો હોય છે તેના સુખનો અનુભવ આપણે મનોમય રીતે કલ્પીને તે સુખમાં શું સાર અથવા આનંદ-દાયકતા રહેલી છે તે આપણે જોઈ શકીએ છીએ અને એ પ્રકારે કલ્પનાથી એનો અનુભવ મેળવીને એ પ્રકારની ઇચ્છાથી આપણે ધારીએ તો મુક્ત બની શકીએ છીએ. સમજુ મનુષ્યો દરેક પ્રકારનો અંગત અનુભવ કરવાને બદલે કલ્પનાથી તેનો અનુભવ કરી લે છે,

અને તેનો મનોમય ભોગ કરી તેમાં શું સુખ સમાયેલું છે તેનું તારણ કાઢી પોતાને તેવી સ્થિતિમાં પ્રવેશવું યોગ્ય છે કે નહિ તે નક્કી કરી શકે છે. પરંતુ અણસમજુ મનુષ્યો એટલો વિવેક દર્શાવી શકતા નથી. તે તો માત્ર અંગત અને જાતિ અનુભવનાજ ભૂખ્યા હોય છે. અને જ્યાં એ ભૂખ ભાંગી શકે તેવા સંયોગોમાં જવા માટે તત્પર જ હોય છે. આથી આપણે એટલું નક્કી કરી શકીએ છીએ કે ઇચ્છા એજ પુનર્જન્મના સ્વરૂપનો નિર્માતા છે.

અનેક જન્મ જન્માંતર અને વિવિધ પ્રકારના અનુભવોના અંતેજ સ્થૂલ–ભૌતિક ઉપભોગની લાલસામાંથી આત્માની અભિરુચિ નિવૃત્ત થાય છે. ત્યાંસુધી તે પુનઃ પુનઃ તેની વાસનાઓના વેગને આધીન બની તે તૃપ્ત થાય તેવા સ્થાનોમાં ગયા કરે છે. અનેક સુખદુઃખના પલટા ભોગવ્યા પછી જ આત્મા એ બધાની [illegible] જોઈ શકે છે, અને વાસનાની તૃપ્તિના પરિણામો કેવા દુઃખદ છે, તે નિર્મળ વિવેક દૃષ્ટિથી વિચારી શકે છે. પછી તે ઉચ્ચ જીવન ભણી આકર્ષાય છે. તેના હૃદયના ઊર્ધ્વગામી વેગમાં તે પોતાની ગતિ મેળવી દે છે. આત્માની સ્વાભાવિક ગતિ અગ્નિની શિખાની માફક ઉચ્ચગામી છે અને એ બધું સમજ્યા પછી તે પોતાની સ્વાભાવિક ગતિને નિરંકુશપણે વાજબી દિશામાં ખુલ્લી મૂકે છે. આવા આત્માઓ સંસાર જીવનમાં પોતાની વાસનાઓની પરિતૃપ્તિ શોધવા માટે કદીજ પ્રવેશતા નથી, પરંતુ કોઈ લોકોત્તર દિવ્ય આશયને પૂર્ણ કરવા માટે જ આ વિશ્વના નાટ્યમંચ ઉપર કાંઇ વિશેષ પ્રકારનો વેશ ભજવવા માટે ઊતરે છે. તેમનો પ્રાદુર્ભાવ જનકલ્યાણ માટે જ હોય છે. તે પછી તેમની સમસ્ત વિભૂતિઓ પરોપકાર અર્થેજ હોય છે. વાસના અથવા ઇચ્છાથી પ્રેરાઇને તેમનું એક પણ પ્રવર્તન હોતું નથી, પરંતુ કોઈ ઇશ્વરી સંકેત સિદ્ધ કરવા માટે જ તેઓ મથી રહ્યા હોય છે. તેઓ મનુષ્ય નહિ પણ દેવ હોય છે. અહો ! આપણી

મધ્યમાં આ કાળે પણ એવા વિરલ મહાત્માઓ છે, પરંતુ અત્ર સમાજ તેને તેવા રૂપે ઓળખવાની પરવા દાખવતો નથી. કેમકે મનુષ્યત્વ અને ઈશિત્વની કસોટીના ધોરણો અત્ર સમાજમાં બહુ ભૂલ ભરેલા હોય છે. જેનું હૃદય લૌકિક આશય કે વાસનાને વશ નથી એ ઈશ્વર નથી તો બીજું શું છે ?

સામાન્ય રીતે મનુષ્યો આ જીંદગીનો ઘણા વરસ અનુભવ લીધા પછી એવું કહેતા હોય એમ જણાય છે કે "અમને હવે આ જીંદગીમાં કાંઈ જ રસ રહ્યો નથી. હવે તો અમે આખી અણીએ આંહીથી નાકળી જઇએ તો સારું. વધારે જીવવું કે ભોગવવું રુચતું નથી. સ્ત્રી, પુત્ર, પૈસો ટકો હવે અમને મુદ્દલ ગમતા નથી. વગેરે વગેરે" આ લોકો ઢોંગ કરતા હોય એમ પણ જણાતું નથી. કેમકે તેમનું અંતઃકરણ બહુધા કોઇ પ્રકારની આકાંક્ષામાં લુબ્ધ હોતું નથી, પરંતુ તેમાં જરા ઊંડા ઊતરીને જોવાથી વસ્તુસ્થિતિ કાંઇ બીજીજ જણાય છે. વાસ્તવમાં તે લોકો સંસાર જીવનથી કંટાળ્યા હોય છે એમ કાંઈ નથી, પરંતુ આ ભવમાં તેમણે જે પ્રકારનું જીવન અનુભવ્યું હોય છે, તે પ્રકારના જીવનના અનુભવથી કંટાળેલા હોય છે. બીજા બધા પ્રકારના જીવનમાંથી તેમનો રસ ઊડી ગયો હોય છે એમ કાંઇ નથી. અમુક પ્રકારના સાંસારિક બનાવોમાં તેમણે નિઃસારતા જોઈ હોય છે અને હવે તેવાજ પ્રકારના બીજા અનુભવોમાં તેમને આનંદ રહ્યો હોતો નથી, વારે વારે તેવોને તેવો એકજ જાતનો અનુભવ થાય તેવા પ્રકારનું જીવન તેમને હવે ગમતું હોતું નથી. તેમ છતાં બીજા પ્રકારના અનુભવો માટે તેમનો આત્મા તલસ્યા જ કરતો હોય છે. જો આવા લોકો સાચા દિલથી પોતાનાં આત્માને પૂછે તો એટલી માહિતી જરૂર મેળવી શકે કે અલબત્ત તેઓ અમુક જાતના સંસાર–જીવનથી વિરક્તિ પામ્યા છે, પરંતુ તે કરતાં કાંઈક જુદી જ જાતના ચડિયાતા સુખાનુભવથી ભરેલું જીવન

મળતું હોય તો તેમને ફરીથી સંસારમાં આવવા કશીજ અડચણ કે વાંધો નથી. 'જો આવું મળે ને તેવું મળે તો' તેઓ ફરીથી કમર કસીને સંસારનો નવેસરથી લહાવો લેવા તૈયાર જ હોય છે. એ 'જો' એજ આ સંસારમાં ભમાવનારી વાસનાનું મૂળ છે. એ 'જો' અમુક પ્રકારની શરતો માગી લે છે; અર્થાત્ જો અમુક પ્રકારનો પ્રેમ, કીર્તિ, ધન, વિભવ, અધિકાર, વિજય આદિ મળતું હોય તો તેઓ કહો તેટલી વાર સંસારમાં આવવા માટે રાજી છે. પ્રત્યેક અંતઃકરણમાં આ પ્રકારનું 'જો' હોય છે. તેઓ કદાચ એ 'જો' નું સ્વરૂપ નહીં જાણતા હોય, અને ભોળાભાવે એમજ માનતા હોય છે કે હવે અમારે સંસારમાં કોઈ પ્રકારનો મુદ્દલ રસ નથી. છતાં વાસ્તવમાં તે લોકો વાસના–મુક્ત હોતા નથી. તેઓ માત્ર અમુક પ્રકારના જીવનનો પુનઃપુનઃ અનુભવ કરવાથી કંટાળો પામેલાજ હોય છે. સંસારનો પ્રેરક હેતુ 'જો' હજી તેમના હૃદયમાં કાયમ જ હોય છે.

પ્રાકૃત કોટીના બધાજ આત્માની લગભગ આવી જ સ્થિતિ હોય છે; તેઓ સંસાર–રુચિથી મુક્ત નથી, અને તેથી સંસારને અમુકસ્વરૂપે જોવા અને અનુભવવા ઇચ્છે છે. ઘણાકોને સંસાર દુઃખમય ભાસે છે. અને તેથી તેમાંથી છૂટવા માંગે છે. તેનું કારણ સંસાર ઉપરથી તેમને વસ્તુતઃ વિરાગભાવ ઉપજ્યો છે એમ કાંઇ નથી, પરંતુ તેમની વાસના પ્રમાણે તેમને સંસારમાંથી મળી શકયું નથી. અને હજુપણ તે પ્રકારે સંસાર આપી શકતો હોય તો તેમને તેમાં પ્રવેશવું હજાર વાર કબૂલ છે. દુનિયાને પોતાની રુચિ પ્રમાણે ઘડીને તેમાં નિવાસ કરવા તેઓ માગે છે. સંસાર તેમને ખારો ઝેર ભાસ્યો છે એમ મુદ્દલ નથી. પરંતુ એ સંસારનો અમુક પ્રકારનો બનાવ તેમને તેવો ભાસ્યો હોય છે અને ભ્રાન્તિથી એવું કલ્પી બેઠા છે કે સમસ્ત સંસાર જીવન તેમને અકારું લાગે છે. એક મૃત્યુને ઇચ્છનારા વૃદ્ધપુરુષને તમે કદાચ ફરીથી જુવાની તંદુરસ્તી, બુદ્ધિબળ, પ્રેમ, દ્રવ્ય વગેરે આપી શકો તો ફરીથી પણ તે જીવવા માટે કબૂલાત આપેછે. પરંતુ એ પ્રમાણે મળવું અશકયછે માટેજ તેઓ પોતાના

અંતઃકરણને એમ મનાવવાનો પ્રયત્ન કરતા હોય છે કે " હવે અમે કાંઠે બેઠા છીએ અમારે આ સંસાર સાથે હવે मिच्छामिदुक्कडं છે. હવે અમે કંટાળીને ગળે આવ્યા છીએ, અને માગીએ છીએ કે ફરીથી આ સંસારમાં કદીજ ન આવીએ."

આવા લોકો પોતાની જાતને ભમાવતા હોય છે. તેઓ પોતાની સંસારવાસનાથી મુક્ત હોવાને બદલે માત્ર એ સંસારને બીજી રીતે– પ્રકારાન્તરે ભોગવવા માગે છે. એનું નામ વાસનાક્ષય નથી પણ એક પ્રકારના સતત અનુભવથી ઊપજેલો કંટાળો છે. તેઓ માત્ર અનુભવનો ફેરફાર ખરી રીતે માગે છે. ધનની પ્રાપ્તિમાં નિરાશ બનેલાને, પ્રેમની યાચનામાં અનાદર પામેલાને, સ્ત્રી, પુત્ર, બંધુ આદિ તરફથી અયોગ્ય વર્તન અનુભવનારાને સંસાર ગમતો નથી પરંતુ તેનું ખરું કારણ એ હોય છે કે તેમની મરજી પ્રમાણે તેમને બધું મળી રહેતું નથી; તેમની ઇચ્છા પ્રમાણે તેના સગાં સંબંધીઓ કુટુમ્બીઓ વર્તતા નથી; ધાર્યા પ્રમાણે વ્યાપારના પાસા સવળા પડતા નથી. અગર સંસાર જો એ બધી બાબતોમાં તેમને અનુકૂળ બનવાની હા પાડતો હોય, તો તેમને આંહી હજી ઘણો કાળ સુધી વસવાટ કરવામાં કશોજ વિરોધ નથી. આપણા માંહેના વિરાગીઓ, પણ ઘણે ભાગે આવા આશાભંગ પામેલ જ હોય છે. તેમના હૃદયમાંથી નિરાશાના ઉષ્ણશ્વાસની જ્વાલા નિરંતર વહતી જ હોય છે. આવા લોકો સંસારથી રિસાઇને ઘણીવાર ભાગી છૂટે છે. ખરેખર તેઓ પ્રભુના વિસ્તૃત કુટુમ્બ માંહેના અણસમજુ બાળકો છે. રિસાઇને તેઓ ક્યાં જવા માગતા હશે? અને ક્યાં સુધી એ રીસ વેંઢારશે? માત્ર ત્યાંસુધીજ કે જ્યાંસુધી તેમને કોઈ મનાવીને પાછા લઇ જતું નથી. આથી તે વિરાગી નહીં, પણ સંસારી જ ગણાવા યોગ્ય છે.

આથી સંસાર–જીવન આપણી મરજી વિરુદ્ધ આપણને કોઇ

સેતાને ગળે વળગાડયું નથી, પરંતુ આપણી લાખવાર રાજીખુશી છે અને તે માટે તલસી રહ્યા છીએ માટે જ તેમાં ફરી ફરી જન્મીએ છીએ. આત્માની મરજી સિવાય તેને કોઈ સત્તા એક તસુ પણ ખસેડવા અશક્ત છે. તે પોતાની મરજીથી નવો ભવ પામે છે એટલુંજ નહીં પણ એ નવા જન્મના સંયોગો, પરિવેષ્ટનો, સગાસંબંધીઓ આદિ પણ તેની ઈચ્છાનુસારજ મળે છે અને તેની અતૃપ્ત વાસના જે સંયોગો પૂરા પાડી શકે તેવા સંયોગોમાં એ અવતરણ પામે છે. ખરી વાત છે કે એ ઈચ્છા અથવા વાસનાઓને આત્મા કાંઇ ઉપયોગ સહિતપણે—સમજણપૂર્વક રચતો નથી. વાસ્તવમાં તે બધું તેના અંતઃકરણમાં અવ્યક્તપણે—ગુપ્તપણે જ હોય છે. તે કાંઈ જ્ઞાતપણે પોતાની પસંદગી અજમાવતો નથી. તેની ઇચ્છાઓ અને લાગણીઓ ઉપર તે પોતાના અંતરનો પ્રકાશ ફેંકીને તેને સ્પષ્ટ સ્વરૂપે સમજી શકતો હોતો નથી. કેમકે અંતરાવલોકનની શક્તિ તેમનામાં ખીલી હોતી નથી. સામાન્ય લોકોનું અંતઃકરણ પશુત્વની કોટીથી માત્ર સહેજસાજ ચડિયાતું હોય છે. તેમનામાં માત્ર સંજ્ઞાપ્રેરણા—અવ્યક્તવલણ હોય છે. વિવેકબુદ્ધિ—સારાસારની સમજણ ઉદયમાન થયેલી હોતી નથી. પરંતુ આત્મા જેમ જેમ વિકાસ પામતો જાય છે, અર્થાત્ સ્વરૂપભાનમાં જેમ જેમ આવતો જાય છે, તેમ તેમ તે પોતાની ઈચ્છાઓ, રુચિઓ, વાસનાઓ, લાગણીઓ, આવેગો, આકાંક્ષાઓ વગેરેને સ્પષ્ટ પ્રકારે સમજતો ચાલે છે, અને કઈ રાખવા જેવી અને કઈ દૂર કરવા જેવી તેનો નિર્ણય કરી શકે છે. જેમનામાં આત્મભાન બહુ ચડિયાતી કલાએ વિકસેલું હોય છે, તેવા આત્માઓ પોતાનો પુનર્ભવ દૃઢ સંકલ્પથી નક્કી કરી શકે છે. કેમકે તેમને પોતાની ઇચ્છાઓ કઇ દિશામાં છે તેનું ચોખ્ખું ભાન હોય છે. પછી તેઓ ઉપયોગપૂર્વક એવા સંયોગોની પસંદગી કરે છે કે જ્યાં તેમની બધી ઈચ્છાઓ બર આવી શકે. પરંતુ જેમને પોતાની વાસનાઓનું ભાન હોતું નથી ત્યાં તે અવ્યક્તપણે કામ

કરતી હોય છે. આવા પ્રસંગોમાં તે તે આત્માને એ ભાસે છે કે અમને સંસારમાં ભમવાની ઇચ્છા નથી છતાં આ ચોરાશીનો ફેરો અમારો પીછો છોડતો નથી.

આ બધા ઉપરથી અમારો કહેવાનો આશય એવો મુદ્દલ નથી કે એ બધી ઇચ્છાઓ અને પસંદગીઓ વખોડી કાઢવા જેવી અને એક સામટી હૃદયમાંથી મૂળ સુદ્ધાં ઉખેડીને ફેંકી દેવા જેવી છે. આવા આશયનું એક પણ વાક્ય અમે કદીજ લખ્યું નથી. એથી ઊલટું અમે માનીએ છીએ કે એ બધી ઇચ્છાઓ આત્માની ઉન્નતિના સાધન સ્વરૂપે છે, એ ઇચ્છારૂપી લક્ષ્યને સિદ્ધ કરવા માટે આત્મા પોતાના પ્રયત્નને કેન્દ્રીભૂત કરી તે અર્થે પોતાનું સર્વ સામર્થ્ય યોજે છે. આ પ્રયત્નમાંથીજ તેનું આંતરબળ ખૂલે છે. એ પ્રયત્નને આપણે જીવન-કલહના નામથી ઓળખીએ છીએ. પરંતુ વાસ્તવમાં તે જીવન-કલહ નથી પરંતુ આપણી શક્તિને ખીલવવાના અખાડા છે. અલબત તેમાં મહેનત રહેલી છે; તન, મનને કસવું પડે છે; નિરાશા, નિશ્વાસ, શ્રમ, આંસુ, રુદન એ બધું એના અંગે અનિવાર્યપણે રહેલાં છે. શક્તિના વિકાસ અર્થે એની યોજના કર્યા વિના વિશ્વમાં ચાલી શકે તેમ નહોતું માટેજ તે આપણે જોઇએ છીએ. એ ઇચ્છાઓનો અકાળે વિનાશ અથવા ક્ષય કોઈથી બની શકે તેમ નથી. કેમકે તેને મેળવવાની એવી પ્રબળ વૃત્તિ આત્મામાં રોપાયેલી છે કે તે પ્રાપ્ત કર્યા વિના તેને કોઇ પ્રકારે ચેન પડવાનું નથી. જ્યાં સુધી એ ઇચ્છાના ફળને મેળવીને તેનો ભોગ કરી વિરક્તિ પમાય નહિ, અથવા કલ્પનાવડે એના ફળનો મનોમય ઉપભોગ કરી તેની નિઃસારતા સિદ્ધ કરી શકાય નહીં, ત્યાંસુધી તે વાસનાનું બળ નરમ પડતું નથી. એ વૃત્તિ આપણા હૃદયમાં રહેલી છે, તે એટલાજ માટે કે એ વૃત્તિને અનુસરતી પરિતૃપ્તિ શોધવામાં આપણે પ્રયત્ન આદરવો પડે છે.

અને તે પ્રયત્નના ક્રમમાં આપણે શક્તિનો વિકાસ કરીએ છીએ. આથી જેમને આત્મશક્તિનો વિકાસ કરવો છે, તેમણે પ્રયત્નથી વિરમવાનું નથી તેમજ અકાળે એ વૃત્તિ અથવા ઈચ્છાઓનો નિરોધ કરવા માટે પણ પ્રવર્તવું યોગ્ય નથી. જ્ઞાનપૂર્વક તે વાસનાઓનો ક્ષય કરવો એ કહેવામાં અને લખવામાં જેવું સરલ છે, તેવું ક્રિયામાં સરલ નથી. કરોડોમાં કોઈક જ આત્મા તેવો વાસનાક્ષય કરવા શક્તિમાન બને છે. એ 'ક્ષાયકભાવ' આ કાળે અલભ્ય કે દુર્લભ્ય હોવાનું એટલાજ માટે જૈનશાસ્ત્રકારોએ દર્શાવ્યું છે. ઈચ્છાઓ એ ઉત્ક્રાન્તિક્રમની નિશાળના વર્ગો છે. તે દરેકમાંથી પસાર થઈ, તે અર્થેના પ્રયત્નમાંથી યોગ્ય બળ સિદ્ધ કરીને પછી જ આત્મા આગળ વધે એવો સૃષ્ટિનો નિયમ ભાસે છે. આપણે આ પ્રમાણે ભોગવીને હજારો ઈચ્છાઓનો ક્ષય અત્યારસુધીમાં કર્યો છે. આપણાથી હલકી કોટીના આત્માઓમાં જે પ્રકારની વાસનાઓ છે, તે પ્રકારની વાસનાઓ આપણામાં નથી હોતી તેનું કારણ બીજું કાંઈજ નહિ પણ આપણે તેનો ભોગ કરી તેની નિઃસારતા જોઈ શકયા છીએ. અને તેથી જ આપણી રુચિ તેમાંથી ઊઠી ગઈ હોય છે. એ રુચિને રોધવાની આપણને જરૂર પણ પડતી હોતી નથી. કેમકે હવે તેનો આપણામાંથી 'ક્ષય' થયો હોય છે. આ પ્રકારે એક પછી બીજી, બીજી પછી ત્રીજી એમ ઈચ્છાઓની પરંપરામાંથી આપણે વહતા ચાલીએ છીએ, અને તે મેળવવાના પ્રયત્નમાંથી બળ, અને ફળ-ભોગમાંથી અનુભવ એકત્ર કરતા ચાલીએ છીએ. એ અનુભવ આપણને બહુ ડાહ્યા, સમજુ, અને જ્ઞાની બનાવે છે. એ અનુભવની કસોટી આપણને ઉપલબ્ધ થયા પછી તેનો પ્રત્યેક સ્થાનમાં આપણે ઉપયોગ કરી શકીએ છીએ. પરંતુ એ અનુભવ કયાંથી આવે છે? (૧) ઈચ્છાના વેગવડે પ્રયત્નમાં જોડાવાથી અને (૨)તે પ્રયત્નથી પ્રાપ્ત થતા ફળના ભોગમાંથી. તે સાથે એ પણ

સ્મૃતિમાં રાખવું ઘટે છે કે બધી જ ઇચ્છાઓ અધમ હોય છે એમ કાંઇ નથી. જે જે ઇચ્છાઓથી આપણે સંસારમાં આવવું પડે છે તે બધી ઇચ્છાઓ અશુભ હોય છે એમ પણ માનવાની આવસ્યક્તા નથી. એથી ઊલટું કેટલીક ઈચ્છાઓ એવી ઉત્તમ અને ભવ્ય હોય છે કે તેનો વિષય પ્રાપ્ત થયા પછી જીવાત્મા પોતાનું સ્વરૂપ ઈશત્વમાં પરિણમાવવા શક્તિમાન બને છે. આત્માના અંતરતમ પ્રદેશમાં એવી ઊર્ધ્વગામી મહત્ત્વાકાંક્ષાઓ રહેલી હોય છે કે એને આપણે 'વાસના' નું નામ આપી શકીએ જ નહીં. જો કે એવી ભવ્ય મહત્ત્વાકાંક્ષા અને ક્ષુદ્ર વાસના ઉભય આત્માને સંસારમાં આકર્ષી લાવનાર હોઇ એકજ સંજ્ઞાથી સંબોધાવાને યોગ્ય છે, છતાં તે ઉભયમાં જે મહત્ત્વનો ભેદ છે તે દેવ અને પિશાચ વચ્ચે રહેલા ભેદ જેટલો મહાન છે. ક્ષુદ્ર વાસના પદાર્થોને પોતાના કબજામાં હોવાની ઈચ્છા રાખે છે ત્યારે ભવ્ય મહત્ત્વાકાંક્ષા એ પદાર્થોને તેના ખરા માલિકના કબજામાં અર્થાત્ પરમાત્માના, કુદરતના કે સ્વભાવના આધીનમાં રહેવા દે છે. તે વિશ્વની નિઃસ્વાર્થ સેવા બજાવવાના ઉદ્દેશથી પ્રેરાઇને સંસારમાં અવતરણ પામે છે. જમાના માટે કાંઇ મહત્તર કામ કરવાના આશયથી, અથવા કોઇ નૈસર્ગિક પ્રેમનીવૃત્તિના અનિવાર્ય વેગને વશ બની દુનિયાનું શ્રેય કરવાના ઉદ્દેશથી પ્રેરાઈને તે સંસારમાં જન્મ લે છે. તેમ છતાં સર્વ પ્રકારની ઇચ્છાઓ-ઉચ્ચ કે અધમ-નિઃસ્વાર્થ કે સસ્વાર્થ-હલકી કે ભવ્ય-સંસારના બીજસ્વરૂપે છે એમાં શક નથી.

પરંતુ જેમણે સંસારમાં અવતરવાનું પ્રેરકબળ અર્થાત્ ઇચ્છાનો ક્ષય કરેલો છે તેનો સંસાર તે ક્ષણથી જ અટકી પડે છે. પ્રત્યેક આત્મા આ ક્રમ ઉપર જ છે એમ અમે માનીએ છીએ. પરંતુ જે કાંઇ સહજ અને સ્વાભાવિક હોવું જોઇએ તેમાં નકામી ઉતાવળ, અધીરાઇ, અને તલપાપડતા દર્શાવવાથી કશું જ વળતું નથી. આપણું કર્તવ્ય માત્ર આત્માના એ ઊર્ધ્વગામી વેગને ખુલ્લા મૂકવામાં રહેલું

છે. જે કાંઇ કાળના પરિપાકે અને યોગ્ય અવસરે થવા યોગ્ય છે, તે માટે અધીરાઇ અને તાકીદ કરવી છેક જ નકામી છે. કાળલબ્ધિનું જે સ્વરૂપ જૈન શાસ્ત્રકારે પ્રબોધ્યું છે, તેનો સાચો અર્થ જે વિરલ મહાત્માઓ સમજી શકયા છે તેઓ જ આ મર્મ સમજી શકશે. આત્મારૂપી સરિતાનો પ્રવાહ તેના સ્વામી સમુદ્રને—આત્મ પક્ષે પ્રભુને મળવા માટે નિરંતર ગતિમાન જ છે. તેને તેના યોગ્ય પ્રવાહ-બળથી વહેવા દેવામાં જ આપણો પુરુષાર્થ સમાયેલો છે. એ પ્રવાહને હડસેલવાથી કાંઇ અધિક ફળ મળવાનું નથી. એ સમુદ્ર, સરિતાને ખેંચ્યા જ કરે છે. આપણું કર્તવ્ય, બળ, પુરુષાર્થ માત્ર એમાંજ રહેલો છે કે એ સ્વાભાવિક ખેંચાણના વેગમાં વિઘ્ન ન નાંખતાં તેને તેના યોગ્ય ક્રમે વહેવા દેવું. આ રહસ્ય—પાઠમાં જ જ્ઞાન, કર્મ, ભક્તિયોગ—સર્વનો સાર સમાયેલો છે. પ્રિય વાચક! એ રહસ્ય તમને પ્રાપ્ત હો એટલું ઇચ્છી વિરમીએ છીએ.

: ૨ :

# આસ્રવમીમાંસા

શુદ્ધ ચૈતન્ય ભાવથી વિલક્ષણ એવા આત્માના શુભાશુભ પરિણામવડે શુભાશુભ કર્મોનું આત્મા પ્રતિ આગમન તેનું નામ આસ્રવ છે. જૈનશાસ્ત્રકારોએ આ આસ્રવ તત્ત્વના બે ભેદ પાડેલા છે. (૧) દ્રવ્યાસ્રવ અને (૨) ભાવાસ્રવ. પુદ્ગલકર્મના પરમાણુઓ આકર્ષવા પૂર્વે આત્માના પરિણામ વિશેષ તે ભાવાસ્રવ છે. અને તે પરિણામના નિમિત્તે જડવર્ગણાનું આત્મા પ્રત્યે આગમન તે દ્રવ્યાસ્રવ છે. વસ્તુતઃ દ્રવ્યાસ્રવ એ ભાવાસ્રવનો સ્થૂલરૂપે બહિર્ભાવ જ છે. અને ખરી રીતે આત્માને તેની સંસારીપણાની અવસ્થામાં બાંધી રાખનાર તો ભાવાસ્રવ જ છે. તેનું સંસારીપણું જે પોષણ

---

* જૈન પારિભાષા પ્રમાણે 'દ્રવ્ય' અને 'ભાવ' એ શબ્દ જ્યાં જ્યાં વિશેષણ તરીકે સમાસયુક્ત પદમાં વપરાયેલ હોય ત્યાં ત્યાં 'દ્રવ્ય' એટલે સ્થૂલ અથવા બાહ્ય સમજવું અને 'ભાવ' એટલે સૂક્ષ્મ અથવા આંતરિક સમજવું. દાખલા તરીકે 'દ્રવ્યમન' એટલે સ્થૂલ–બાહ્યમન અને 'ભાવમન' એટલે સૂક્ષ્મ–આંતરિકમન. તેવી જ રીતે દ્રવ્યયોગ ને ભાવયોગ; દ્રવ્યઆસ્રવ અને ભાવઆસ્રવ સમજવા. —સંપાદક

મેળવી રહ્યું છે તે આ ભાવાસ્રવ વડે જ છે. જો તે આસ્રવરૂપી પોષણ બંધ કરવામાં આવે, તો આત્માને તેની સ્વાભાવિક સ્વરૂપ સ્થિતિ મેળવવામાં કંઈ જ વિઘ્ન રહેતું નથી. જે પરિણામ વિશેષ વડે આત્મા પોતાના ભવભ્રમણમાં બંધાઈ રહ્યો છે તે પરિણામમાં આત્મા પાંચ પ્રકારે પરિણમે છે. (૧) મિથ્યાત્વરૂપે, (૨) અવિરતિરૂપે, (૩) પ્રમાદરૂપે, (૪) કષાયરૂપે અને (૫) યોગરૂપે. બહુધા સંસારી આત્માને આ પાંચે પરિણામો એક સાથે હોય છે.* જેટલા અંશે એ પરિણામોની ઉત્કટતા, તીવ્રતા, સમયસ્થિતિ અને અનુરંજિતપણું હોય છે, તેટલે અંશે તે અધિક અધિક સ્વભાવભ્રષ્ટ થઈ વિભાવ સ્થિતિમાં આવતો જાય છે. આત્મા જેમ જેમ ઉત્ક્રાંતિક્રમમાં પ્રગતિ કરતો ચાલે છે, તેમ તેમ ઉપર્યુક્ત આસ્રવનાં કારણો મંદ થતા ચાલે છે. અને આખરે અનુક્રમે તદ્દન બંધ પડી જાય છે.

આત્મા જ્યારે તેના સ્વરૂપના ભાનમાં આવે છે, ત્યારે આસ્રવનું સૌથી મોટું નિદાન જે 'મિથ્યાત્વ' તે ઉપશમી જાય છે, અથવા કોઈ સવિશેષ વીર્યવાન પુરુષના સંબંધે તે ક્ષયભાવ પણ પામે છે. જૈન શાસ્ત્રકારે આ ભૂમિકા વિશેષને ચતુર્થ ગુણસ્થાનકના નામથી ઉદ્દેશી છે. અર્થાત્ તે ભૂમિકામાં આત્માને ન્યૂનાધિક અંશે પોતાની સ્વરૂપ સ્થિતિ અવગત થાય છે. જો તે આત્મભાન નિર્મળ વિશુદ્ધ પર્યાયવાળું અને આત્મા ઉપરના મિથ્યાત્વ આવરણના ક્ષયના પરિણામે પ્રગટેલું હોય છે, તો તે જ્ઞાન 'ક્ષાયક સમ્યક્ત્વ'ની સંજ્ઞાને પામે છે. અને તેમ ન થતાં કાંઈ અંશે તે આવરણનો ક્ષય અને કાંઇ અંશે

* જૈનદર્શનમાં આ પાંચેને આસ્રવના દ્વાર કહેલાં છે. એટલે કે આત્માને વિષે કર્મોનું આગમન, સ્થિતિ અને ચોંટી જવાપણું એ આ પાંચ દ્વારો પૈકી કોઇને કોઈ દરવાજામાંથી થાય છે. સામાન્ય આત્મા એટલે અવિકસિત જીવાત્મા આ પાંચે આસ્રવદ્વારો વડે કર્મોથી એક સરખો ગ્રહાયેલો રહે છે. લેખક પોતેજ આ હકીકતને આગળ જણાવે છે.

—સંપાદક

તેના ઉપશમથી તે ભાન પ્રગટે છે તો તે જ્ઞાન અનુક્રમે 'ઉપશમસમ્યકૃત્વ' અથવા 'ક્ષયોપશમ સમ્યકૃત્વ' કહેવાય છે. આટલી હદે આવ્યા પછી આસ્રવના એક બીજા પ્રબળ નિમિત્તનો નાશ થાય છે, અથવા તેમ ન થાય તો છેવટે છેક મંદતા પામે છે. અને અવશેષ ત્રણ જ બાકી રહે છે. ત્યારપછી વૃત્તિજયના કાર્યની શરૂઆત થાય છે. જે પંચમ ગુણસ્થાનકે શરૂ થઈ છઠ્ઠા ગુણસ્થાનકે સંપૂર્ણ થાય છે. આ વૃત્તિ ઉપરનો વિજય સ્થૂલ પદાર્થોના પરિત્યાગ સંબંધે જ બહુધા હોય છે. અને તે સાથે અંતરની લાલસાઓ અને રાગદ્વેષો પણ આત્માના બળવાનપણાના તારતમ્યાનુસાર મંદ થતા ચાલે છે. છઠ્ઠા ગુણસ્થાનકને અંતે વૃત્તિ ઉપરનો સ્થૂલ વિજય સંપૂર્ણ થયા પછી આસ્રવના પૂર્વના બે નિમિત્તો નાશ પામે છે અથવા મોળા પડી જાય છે તે છતાં ત્યાંસુધી આત્મા સ્વરૂપ સ્થિતિમાં નિશ્ચલપણે ટકી શકવામાં પ્રમાદવાળો રહેતો હોવાથી આસ્રવનું ત્રીજું દ્વાર 'પ્રમાદ' હજુ સુધી ખુલ્લું રહેલું હોય છે. આ પ્રમાદવાળી અવસ્થાના નાશરૂપ ભૂમિકાને સપ્તમ અથવા અપ્રમત્ત ગુણસ્થાનક કહે છે, અર્થાત્ તે ભૂમિકાએ પહોંચ્યા પછી આત્માનું પરભાવમા લેપાવારૂપ પ્રમત્તપણું નિવૃત્ત થાય છે. અને તેમ થયે માત્ર અવશેષ બે જ આસ્રવના પ્રકાર રહે છે. કષાયનો અર્થાત્ રાગદ્વેષરૂપ પરિણતિનો સર્વથા આત્યંતિક નાશ તેરમા ગુણસ્થાનકે થાય છે. જે ભૂમિકાને સયોગી ગુણસ્થાનકના નામથી ઓળખવામાં આવે છે.

સર્વ પ્રકારના આવરણોના સંપૂર્ણ ક્ષયમાંથી પ્રગટેલી આત્માની આ સ્વાભાવિક સ્થિતિ હોય છે, છતાં તે પછી પણ પૂર્વ પ્રયોગના બળથી તેમને મન, વચન, કાયાના યોગનું પરિસ્પંદન અથવા પ્રવૃત્તિ અવશેષ હોવાથી 'યોગાસ્રવ' નામનું કર્મવર્ગણાનાં આગમનનું એક નિમિત્ત બાકી રહે છે. આ આસ્રવવડે આકર્ષિલા કર્મોમાં કષાયજન્ય રસ નહિ હોવાથી તેની સ્થિતિ એક સમય માત્ર

જ હોય છે. આયુષ્યના અંત ભાગ સુધી સર્વજ્ઞ આત્માને પણ આ 'યોગાસ્રવ' રહે છે. જ્યારે દેહના વિયોગ કાળે તેઓ એ યોગો રુંધન કરે છે ત્યારે એ છેવટનો આસ્રવ પણ લય પામે છે અને આત્મા તે કાળે પાંચે પ્રકારના આસ્રવના નિમિત્તોથી સદાને માટે મુક્ત થાય છે. *

---

* દરેક આર્યદર્શનમાં આત્માની આત્યંતિક મુક્તિ માટે અમુક ઉત્કૃષ્ટ સ્થાનવિશેષની ચોક્કસ યોજના કરેલી હોય છે. જૈનદર્શનકારે પણ તેવુંજ વિધાન કરી એક અપૂર્વ આધ્યાત્મિક ઘટના જગત સન્મુખ ઉપસ્થિત કરી છે. આ સ્થાન વિશેષને વેદાન્ત પરિભાષામાં 'ભૂમિકા' કહે છે ત્યારે જૈનદર્શન તેને ગુણસ્થાનક કહે છે. વસ્તુતઃ તે સ્થાન વિશેષ નથી પરંતુ આધ્યાત્મિક વિકાસની સ્થિતિ–અવસ્થાવિશેષ છે.

જૈનદર્શનકારે આ સ્થિતિવિશેષની એકંદર ચૌદ ભૂમિકાઓ બાંધી છે અને તે 'ગુણસ્થાનક ક્રમારોહ' અર્થાત્ વિકાસક્રમની શ્રેણિ તરીકે પ્રસિદ્ધ છે. જિજ્ઞાસુએ આ ક્રમ સમજવા માટે કોઈ 'અનુભવી' પુરુષની અપેક્ષા રાખવી ઘટે. વિસ્તારભયને લીધે અમે માત્ર નામ–નિર્દેશ આપી આ વસ્તુનું મહત્ત્વ સમજાવવાનો યત્કિંચિત્ પ્રયત્ન કરીશું:–(૧) મિથ્યાત્વ ગુણસ્થાનક (૨) સાસ્વાદન ગુણ૦ (૩) સમામિથ્યાત્વ ગુણ૦ (૪) સમ્યક્ત્વ દૃષ્ટિ ગુણ૦ (૫) દેશવિરતિ ગુણ૦ (૬) પ્રમત્તસંયત ગુણ૦ (૭) અપ્રમત્ત સંયત ગુણ૦ (૮) નિવૃત્તિબાદર ગુણ૦ (૯) અનિવૃત્તિબાદર ગુણ૦ (૧૦) સૂક્ષ્મ સંપરાય ગુણ૦ (૧૧) ઉપશાંતમોહ ગુણ૦ (૧૨) ક્ષીણમોહ ગુણ૦ (૧૩) સયોગીકેવલી ગુણ૦ (૧૪) અયોગીકેવલી ગુણ૦.

આ ચૌદે ગુણસ્થાનકોમાંથી પસાર થતો આત્મા વિકાસના તારતમ્ય પ્રમાણે ત્રણ પ્રકારે ઓળખાય છે. બહિરાત્મા, અન્તરાત્મા અને પરમાત્મા: તેમાં પહેલાથી ત્રીજાગુણ સ્થાનકવાળો બહિરાત્મા કહેવાય છે, તેનાથી ઉચ્ચ પ્રકારનું ધ્યાન થઇ શકતું નથી. તે માત્ર આર્ત અને રૌદ્ર ધ્યાનથી પોતામાં માઠા પરિણામો ઉત્પન્ન કર્યા કરે છે, અને તેમાં પાંચે આસ્રવોના દ્વાર ખુલ્લા હોય છે.

આ સ્થળે અમેએ અનુક્રમે આ પાંચે આસવના સ્વરૂપ સંબંધી વિચાર કરવા ઉદ્દેશ રાખ્યો છે.

## ૧ : મિથ્યાત્વ

મન અને શરીરથી કોઇ ઇતર તત્ત્વ મનુષ્યના બંધારણમાં હોવાને જે ભાવના વડે ઇનકાર થાય છે તે ભાવનાને મુખ્યત્વે મિથ્યાત્વની સંજ્ઞા અપાય છે. મૃત્યુ એજ પ્રવૃત્તિ માત્રનો અંત છે; પ્રાણી માત્ર દ્રવ્યજડના પરિણામ વિશેષરૂપે ઉપસ્થિત થઇ થોડો કાળ જીવન અવસ્થા ભોગવી પાછા માટીરૂપે પોતાના મૂળ કારણમાં સમાઈ જાય છે, એવી અનાત્મ ભાવનાને ઉપર્યુક્ત અભિધાન અપાયું છે. 'હું કોણ છું' એવી શોધમાં જ્યારે મનુષ્ય પ્રવર્તે ે, ત્યારે તેને પ્રથમ પોતાનું સર્વથી ઉપરનું વેષ્ટન–દેહ એજ નજરે

ચોથા અને પાંચમા ગુણસ્થાનકવાળો અન્તરાત્મા કહેવાય છે. કારણકે અહીંથી તે અંતર્મુખ થયો હોય છે: તેમાં આર્ત, રૌદ્ર અને ધર્મ એ ત્રણ ધ્યાન હોઇ શકે અને મિથ્યાત્વ સિવાયના ચારે આસ્રવદ્વાર ખુલ્લા હોય છે.

છઠ્ઠાથી બારમા ગુણસ્થાનકવાળા બધા અન્તરાત્મા કહેવાય છે. છઠ્ઠામાં આર્ત અને ધર્મધ્યાન હોય છે, અને મિથ્યાત્વ તથા અવિરતિ સિવાયના ત્રણ આશ્રવદ્વારો હોય છે. સાત્તમા ગુણસ્થાનકમાં એક ધર્મધ્યાન હોય છે અને કષાય તથા યોગ એ બે આસવદ્વારો હોય છે. ૮ થી ૧૨ માં સુધી ધર્મ અને શુકલધ્યાન હોય છે અને ઉપર મુજબ બે આસ્રવદ્વારો હોય છે.

તેરમા તથા ચૌદમા ગુણસ્થાનકવાળા પરમાત્મા કહેવાય છે. તે બન્નેમાં માત્ર શુકલધ્યાનજ હોય છે. તેરમામાં એક યોગાસ્રવ હોય છે, ત્યારે ચૌદમામાં એકે આશ્રવદ્વાર હોતું નથી તેથી તે 'અયોગીકેવલી' કહેવાય છે.

જૈનના 'સમ્યકત્વ દ્દષ્ટિ'ને વેદાંતના 'સત્ત્વાપત્તિ' અને બૌધના 'બાધિસત્વ' સાથે સરખાવી શકાય.

—સંપાદક.

ચડે છે. અને તેમાં જ તે પોતાનું 'હું' પણું સ્થાપીને પોતાની સ્વરૂપ ભાવના નિભાવી લે છે. જે કાંઇ પોતે નથી તેને તેવું માની લે છે. અવસ્ત્વારોપ કરવારૂપ પરિણામ એ મનુષ્યનું સંસાર બીજ છે. જ્યારે મનુષ્ય પોતાને માટીમાંથી પ્રગટેલો અને માટીમાં મળી જવાના સ્વભાવવાળો એક ક્ષણિક પદાર્થ માને છે, ત્યારે તે ક્ષણથી તેની તમામ પ્રગતિ વિરમી જાય છે. તેના મનમાં કોઇ સ્થાયી સુખ કે કલ્યાણમય અવસ્થા મેળવવા માટે કશી જ આશા રહેતી નથી. આ ભવ વિના જો બીજો ભવ જ નથી તો પછી કયા હેતુથી કોઇ પ્રકારની સ્વપરહિતકર પ્રવૃત્તિમાં યોજાવું? આવો મનુષ્ય કાંતો ઇન્દ્રિયસુખમાં મશગૂલ બની જેમ બને તેમ વધારે આવેગ અને તીવ્રતાથી તે સુખ ભોગવતો હોય છે, અથવા હેતુ શૂન્યપણે કાંઇ પણ લક્ષ્ય વિના પવનમાં ઊડતા તણખલાની માફક જ્યાં ત્યં તણાતો હોય છે. આત્માના અધઃપતનનું આ અવસ્થા એ સૌથ. બળવાન કારણ છે. મિથ્યાત્વથી બચવા સંબંધે જૈનશાસ્ત્રકારોએ અને આત્માને સિદ્ધ કરવા માટે પ્રત્યેક આર્યદર્શનકારે જે મહાન પ્રયત્ન કર્યા છે, તે માત્ર જનસમાજને આવી આત્મવિરોધી-અનાત્મવાદી ભાવનાની જાળમાંથી ઉગારી લેવા માટે જ છે. પૂર્વકાળમાં આવી મિથ્યાત્વ અવસ્થાનું બહુ જોર નહોતું. જો કે તે કાળે પણ અનાત્મવાદી એવા ચાર્વાક આદિ દર્શનો વિદ્યમાન હતા, છતાં મિથ્યાત્વભાવનાને પોષણ આપનારાં જે પ્રબળ હેતુઓ આ કાળે વર્તે છે, તેનો તે કાળે અભાવ હતો.

પશ્ચિમના તત્ત્વજ્ઞાનથી જન્મેલી વર્તમાન યુગની આપણી પ્રધાન ભાવનાઓ બહુધા આત્મ વિરોધી છે. પશ્ચિમના તત્ત્વજ્ઞાનનું પોષણ મેળવી આર્યાવર્તનો આ જમાનો આત્મતત્ત્વની અવગણના કરતા શીખ્યો છે. તેનું કારણ એ છે કે પાશ્ચાત્યોની વ્યવસ્થા માત્ર શરીર અને મનને અનુસરીને જ બંધાયેલી છે. વિશ્વમાં તેઓએ

એનું જ અસ્તિત્વ માનેલું છે. હાલ આપણે તે શિક્ષણ લઈને તર્ક કરવામાં કુશલ બની શકીએ છીએ, અને તે શિક્ષણના ફળરૂપે આ દેહને અને તે સંબંધી સુખોને જ જોતાં શીખ્યા છીએ. વર્તમાન કેળવણીથી આપણે પદાર્થ વિજ્ઞાન, જીવનવિજ્ઞાન, રસાયન આદિના સ્વરૂપ જાણવા ઉપરાંત એક પરમાણુથી માંડીને વિશ્વોત્પત્તિના કિરીટરુપ મનુષ્ય સુધીના પરિણામનો શૃંખલાબદ્ધ ક્રમ સમજ્યા છીએ. અને ડારવીન, સ્પેન્સર આદિ સમર્થ તત્ત્વજ્ઞોએ ઉપજાવેલી પરિણામ વાદની જાળમાં આશ્ચર્ય સાથે ગુમ થઇ જઈ એ છીએ. એક ખની-જનો જડ પરમાણુ વિકાસ પામતો પામતો બુદ્ધ કે મહાવીર અથવા નેપોલિયન કે અલેકઝાંડર થઈ શકે છે.।

આ પાશ્ચાત્ય તત્ત્વનીતિ એમ મનાવે છે કે પ્રથમ આખું જગત જડમય હતું, તે જડના ક્રમિક વિકાસમાંથી પહેલા એકેન્દ્રિય જંતુઓ તે પછી જરા મોટા જંતુઓ માછલાં, પક્ષી,, પશુ અને છેવટે મનુષ્ય એમ એક પછી એક ઉદ્ભવ્યું, ચેતન એવું કશુંજ છે નહિ. આ વિદ્વાનોએ એક પરમાણુથી તે મહાન સભ્યતાના નમુનારૂપ મનુષ્ય સુધીની સાંકળ જોડી આપી આપણી બુદ્ધિને આશ્ચર્ય બંધનમાં જકડી રાખી છે. મન અને શરીરની પાછળ જે આત્મતત્ત્વ રહ્યું છે, તેના માટે આ તત્ત્વવ્ય-વસ્થામાં મુદ્દલ સ્થાન નથી. આ શિક્ષણમાં આપણે આજકાલ ઊછરતા આવ્યા છીએ અને તેને પરિણામે આપણે આપણને આત્મારૂપે જોવું ભૂલી જઇ માત્ર શરીરરૂપે અને મનરૂપે જોતાં શીખ્યા છીએ. સમર્થ નાસ્તિકવાદી પંડિતોના હાથે વિસ્તાર પામતી આવી અનાત્મનીતિ સામે ટકવાનું આપણું સામર્થ્ય લોપ થઈ જવાથી આપણે વધારે ને વધારે 'મિથ્યાત્વ' ના બિરુદને પામતા ચાલીએ છીએ અને પંચ-મકાળમાં આ ભાવનાનું ઉત્કૃષ્ટપણે આધિપત્ય વિસ્તરવાના મહાવીર દેવના ભવિષ્ય કથનને સફળ કરીએ છીએ. આ પરિણામવાદ જીવની

ઉત્પત્તિ સંબંધે કશો બુદ્ધિમાં ઊતરે તેવો ખુલાસો આપી શકતા નથી. તે એટલું જ દર્શાવે છે કે, પરમાણુથી પરિણામ પામતાં પામતાં ધીરે ધીરે માણુસના શરીર સુધીની ઘટના બની આવી છે. પરંતુ તેમાં જીવ ક્યાંથી આવ્યો અને જીવ નથી તો જ્ઞાન કોને થાય છે, તે સંબંધી પત્તો મળતો નથી. મૂળના પરમાણુમાં જો જીવ કે જ્ઞાન નથી તો પછી તે પરમાણુના ગમે તેટલા પરિણામ કે ફેરબદલા થાય તો પણુ જ્ઞાનગુણુ તેનામાં નજ આવી શકે તે વાત સ્પષ્ટ છે. આત્મજન્ય ધર્મોનો ખુલાસો આ વિદ્વાનો ભૌતિક વિજ્ઞાનની સહાયથી કરવા મથે છે અને છેવટે એમ કહે છે કે, જ્ઞાન consciousness એ પરમાણુસંઘાતજન્ય શક્તિવિશેષ છે. અથવા ઘણા પરમાણુઓ એકઠા થવાથી તેનું પરિણામ ઊપજ્યું છે. કેટલાક વિદ્વાનો જ્ઞાનને મગજમાં આવેલા જ્ઞાનતંતુના વ્યાપારરૂપે માને છે. પરંતુ આવા સંઘાત, સંમેલન કે વ્યાપારથી જ્ઞાનોત્પત્તિનો ખુલાસો સંભવી શકતો નથી. જડ ઉપરથી ચેતનદ્રવ્યનો ખુલાસો ગમે તેવી ભારે યુક્તિઓથી પણુ થઇ શકતો નથી. ચેતનશાસ્ત્ર કહે છે કે, જ્ઞાન એ જ્ઞાનતંતુની ક્રિયાથી ઉદ્ભવતું એક પરિણામ છે. જો તેમ જ હોય તો પ્રથમ તંતુઓમાં પરિવર્તન થવું જોઇએ, અને પછીજ લાગણીરૂપ ધર્મ પ્રગટવો જોઈએ પરંતુ તેવો ક્રમ અનુભવમાં નથી. પ્રથમ લાગણી પછી જ્ઞાનતંતુઓમાં ક્ષોભ અને તે પછી શરીરમાં તે લાગણીને અનુરૂપ બાહ્ય ભાવ સ્પષ્ટ થતો જણાય છે. ક્રોધનું નિમિત્ત મળતા પ્રથમ તેવી ગુસ્સાની લાગણી થાય છે, પછી તે લાગણીના મંદ કે ઉત્કટપણાના પ્રમાણુમાં ક્ષોભ શરૂ થાય છે, અને તે પછી મુખ ઉપર લોહી ચડી આવે છે—રક્તાભિસરણુનો વેગ વધી પડે છે અને ક્રોધ ભાવનાના બધા બાહ્ય લક્ષણો પ્રતીત થાય છે. પ્રથમ જ્ઞાનતંતુમાં ક્ષોભ અને પછી ક્રોધ એ ક્રમ વાસ્તવિક નથી. જો એ ક્રમ બરાબર હોત તો એક સરખા નિમિત્તથી બધાજ મનુ-

અને એકજ સરખી લાગણી થવી જોઇએ. પોતાની વસ્તુ ચોરી જનાર મનુષ્ય ઉપર બધાને એકજ સરખી રીતે ક્રોધ ચઢવો જોઇએ. પરંતુ બધાને એક સરખી રીતે તેમ જ્યારે થતું નથી, ત્યારે એમ માનવું પડે છે કે, તેવા નિમિત્તથી જે દ્રવ્ય પ્રથમ ક્ષુબ્ધ થાય છે, તે દ્રવ્ય જ્ઞાન તંતુના પણ પરભાગમાં છે અને તે આત્મદ્રવ્ય છે.

જે શાસ્ત્રો ઉપર ભાર મૂકીને આજનું મુખ્ય શિક્ષણ પ્રવર્તે છે, તે માત્ર માણસના શરીરનો જ ખુલાસો આપી શકે છે. જીવ કે જ્ઞાનનો તેમજ મનનો પણ યથાર્થ ખુલાસો આપી શકતા નથી. જડથી બીજી વસ્તુ આખા વિશ્વમાં છે જ નહીં; આપણે બધા તેના જ વિકારો છીએ; જેનો ખુલાસો જડથી થઈ શકતો નથી તે વસ્તુ જ નથી; એમ એક સાથે આ શાસ્ત્રો કહી વાળે છે. આ શિક્ષણના પરિણામે જે જીવન ભાવનાઓ ઉદ્ભવે છે તે અસંત સ્વાર્થયુક્ત બીજાનું પડાવી લેવાની વૃત્તિવાળી હોય છે. થોડું જીવવું છે તેથી જેમ બને તેમ થોડા કાળમાં ઘણામાં ઘણું સુખ ભોગવી લેવાની લાલચ વધતી જાય છે.

આજે જીવનકલહ વધી પડી માણસો એક બીજા તરફ બચકા બચકીએ આવ્યા છે તે આ શિક્ષણનું જ–મિથ્યાત્વના બહુલપણાનું જ ફળ છે. પ્રેમ, શ્રદ્ધા, ઉચ્ચતા, સ્વાર્પણ નિર્વિકારિત્વ આદિ આત્મભાવાશ્રયી ઉદાત્ત ભાવનાઓ માત્ર ગ્રંથો અને બહુ તો વાણીમાં જ રહેવા પામી છે. આ ભવ સિવાય બીજો ભવ જે નીતિ સ્વીકારતી નથી તે નીતિ વડે પોષાયેલી ભાવનાઓ દેહ અને તેના ધર્મો સિવાય બીજે ક્યાં નજર નાખી શકે? આ યુગ ખરેખર હડહડતા મિથ્યાત્વનો છે. હર્બર્ટ સ્પેન્સર આદિ વિદ્વાનોએ વિસ્તારેલી survival of the fittest અર્થાત્ ‘યોગ્યતમનોજ બચાવ અને બીજાનો વિનાશ’ એવી જીવનકલહની નીતિએ મનુષ્યોને એક બીજા ઉપર

લૂંટફાટ અને ઝૂંટાઝૂંટ કરતા બનાવી મૂકયા છે. સંસારમાં સારી રીતે સુખી થવાય, ગમે તેવી યુક્તિ પ્રયુક્તિથી બીજાઓ ઉપર ફાવી જઈ તેમની પાસેથી પડાવી લઇ આપણી અહંતા સંતુષ્ટ થાય, એજ આ નીતિનો સાર છે. બળિયાના બે ભાગના ન્યાયથી પ્રવર્તેલું એ નીતિનું મહાસત્ર મનુષ્યોને એટલા ઊંડા કલહ, અશાંતિ અને બેચેનીમાં દોરી ગયું છે કે, વર્તમાન જીવન એ દેવોને દુર્લભ હોવાને બદલે નરકના જીવોને પણ નહિ ઇચ્છા યોગ્ય થઈ પડયું છે. જે નીતિની પાછળ શાશ્વત અને સુખદ એવું આત્મતત્ત્વ નથી, તે નીતિના સૂત્રથી વિસ્તરેલી ભાવના સમાજનું દેશનું અને વિશ્વનું સત્યાનાશ વાળી મૂકે છે. બળવાળાનો બચાવ ને નિર્બળનો મરો! એવી અધમ પ્રાણીવર્ગમાં દૃશ્યમાન થતી જીવનભાવનાનું મનુષ્યો અનુકરણ કરી નિર્બળના હાથમાંથી ટુકડો ઝૂંટવી લઈ પોતાનું ઉદર ભરતા શીખ્યા છે. કલહ, અહંતા, વ્યક્તિવાદ એ ઉપર્યુક્ત ભાવનાના . . છે. આવાજ તત્ત્વ નિશ્ચયો ઉપર હાલની કેળવણી, વ્યવહાર, મંડળો આદિ રચાતા જાય છે. અને આત્મભાવનાનો દિનપર દિન અભાવ થતો જાય છે. આ શાસ્ત્રોએ સુખની જે ભાવના રચી છે તે પણ તેવીજ વ્યવસ્થાહીન અને જડવાદને શોભાવે તેવી છે. "ઘણામાં ઘણા મનુષ્યોનું ઘણામાં ઘણું સુખ" એવી એક નીતિ તેમણે ઉપજાવી છે. પણ તેમાં સુખ કોને કહેવું તેનો કશો ખુલાસો નથી. 'ઘણામાં ઘણું તે કેટલુંક ?' એનો કશોજ નિર્ણય નથી. મનુષ્ય પોતાની તાત્કાલિક હાજતો અને તેના મનસ્વી સુખ ઉપરાંત કશાની દરકાર રાખતો નથી. સુખનું ધોરણ એક મનુષ્ય પરત્વે સદાકાળ એક સરખું રહેતું નથી. એક ખાઉકણના અને એક મિતાહારીના સુખનું લક્ષ્ય જુદા જુદા પ્રકારનું હોય છે. એક વિદ્વાન ઘણામાં ઘણું સુખ કોને કહેવું તેની જડવાદની ભાવનાના દૃષ્ટિબિંદુથી વ્યાખ્યા કરતા કહે છે કે–'સંપૂર્ણ સુખ હોવા માટે

સમસ્ત બુદ્ધિ વૃત્તિઓને તેમના વિકાસના પ્રમાણમાં ઉપયોગમાં લેવી જોઈએ અને એ હેતુ સિદ્ધ કરવા માટે એક ઉત્તમ સાંયોગિક વ્યવસ્થા ઉપજાવવી તે સંપૂર્ણ સુખનું ધોરણ છે.' પરંતુ પ્રાણી માત્રના રાગ-દ્વેષ એક સરખી ભૂમિકાએ લાવવાનું કાર્ય અશક્ય છે અને તેથી એક મનુષ્યને માટે જે સંપૂર્ણ સુખ છે તે બીજાને તેવું હોતું નથી. સ્વભાવની સાથે સુખની ભાવના પણ ફરતી ચાલે છે. તેથી તેમનું ઉપજાવેલું સુખનું સૂત્ર એ માત્ર મનુષ્યોને પોતાના રાગદ્વેષ અનુસાર વાપરવાનું એક શસ્ત્રજ બન્યું છે. બધાના સુખનું ધોરણ એક સરખું ન હોવાથી માત્ર પોતાનુંજ સુખ સાચવી બેસી રહેવું એવી વૃત્તિ દૃઢ થતી ચાલે છે. જ્યાંથી જેટલું મળે તેટલું-પોતાના મનથી માનેલું-સુખ નિચોવી લેવું અને તેમ કરવામાં બીજાને થતા લાભહાનિના પરિણામની અવગણના કરવી એજ મુખ્ય ઉદ્દેશ રહ્યો છે. ટૂંકામાં આવી ભાવનાના ફળરૂપે પશુઓને શોભે એવું વર્તન, અતારણા, કલહ, પૈસા માટે મારામારી, અને પરસ્પરમાં વિગ્રહ વધી પડયા છે. 'હું પહેલો અને આખી દુનિયા મારી પછી' એ સિદ્ધ કરવાનો ભીષણ વિગ્રહ વર્તી રહ્યો છે, અને શાંતિ, પ્રીતિ, ક્ષમા, સરળતા, નિષ્કપટતા એ દિવ્ય સત્ત્વોનો લોપ થતો જાય છે.

દેહ અને મનના પરભાગમાં આત્મતત્ત્વ વિરાજે છે એવી શ્રદ્ધા વિનાની પ્રવૃત્તિથી આ જમાનો પોતાની શાંતિ ગુમાવી બેઠો છે. ગેસ અને વિજળીનો ઝળહળતો પ્રકાશ બાહ્ય વિશ્વને અજવાળી રહ્યો છે છતાં તેથી આંતર વિશ્વનો ભીષણ અંધકાર તો વધતોજ ચાલ્યો છે. ગમે તેવા ચોકસાઇવાળા કાયદાઓ બાંધવા છતાં અને જનસ્વભાવની હલકી વાસનાઓને દાબવા માટે ગમે તેવા ભારે અંકુશો મૂકવા છતાં આજે અપ્રમાણિકપણું, કપટ, અનીતિ, વ્યભિચાર, ક્રૂરતા, દ્વેષ, ઇર્ષ્યા નીચતા વગેરે આસુરી સંપત્તિનું કલેવર પુષ્ટ થતું ચાલે છે એની કોણ ના કહી શકે તેમ છે? વધતી જતી સંખ્યામાં

ન્યાયાધિશો, ગામે ગામ કૉર્ટો, પોલિસના થાણા વગેરે વીશમી સદીના સુધારાનો વિજય શું દર્શાવે છે? એજ કે જનસ્વભાવની મલીનતાનો વધતો જતો બહિર્ભાવ કાબૂમાં રાખવા માટે એવા ઉપાયો અનિવાર્ય થઈ પડયા છે. અને તેમ છતાં ગુનાનું પ્રમાણ કાંઇ ઓછું થતું નથી. બહારની સાફસૂફ નીચે ગંધાતા કચરાનું પ્રમાણ વધ્યું છે અને ઉપર ઉપરના ડાકડમાળ તળે આળસ, અશક્તિ અને ભૂખમરાનો છેડો નથી. તૃપ્તિનાં કરોડો સાધનો છતાં આજે માનવવૃત્તિને સંતોષ અનુભવાતો નથી. અસંતોષના કાળાગ્નિની ભભૂકા મારતી જ્વાળાઓ તેના હૃદયને સતત બાળતી રહે છે. એક આશા તૃપ્ત થતાં આ જમાનાની પ્રબળ ભાવનાઓ તેનામાં અનેક નવી આશાઓ સળગાવી મૂકે છે. અનાત્મનીતિને સ્થાન આપનાર મનુષ્યને નરકમાં જવાની કાંઇ જરૂર નથી, તે તેના હૃદયને તપાસે તો ત્યાંજ નરકનો પ્રવાહ રેલાતો તેને માલૂમ પડવાનો.

જેમ જેમ અનાત્મભાવના પ્રધાન સુધારો 'કૂદકે ને ભૂસકે' આગળ આગળ ઠેલાતો જાય છે તેમ તેમ વ્યક્તિમાં, સમાજમાં, રાષ્ટ્રમાં, દેશમાં અને વિશ્વમાં વિનાશ અને વિચ્છેદની વૃદ્ધિ થતી જાય છે. અગાઉ જ્યારે અંદર અંદરના સ્વાર્થના તાણાતાણનો નિવેડો તીર કે બાથબાથીના યુદ્ધથી થતો ત્યારે આજે વિવિધ પ્રકારના ભયંકર શસ્ત્રોના પ્રયોગથી હજારો જાન એક ક્ષણમાં લઇ શકાય તેવી સરળતા વિજ્ઞાને કરી આપી છે. 'ડીનેમાઈટ' આદિના પ્રયોગથી દુશ્મનોનું જોતજોતામાં સત્યાનાશ કાઢી શકાય તેવી ઉપયોગી! શોધો થતી ચાલે છે. સમાજનો શિષ્ટાચાર સાચવવા માટે બાહ્ય વર્તન, લુગડાંનો ઠઠારો, ઉપરનો વિવેક, ભલમનસાઇ વગેરેના ડાકડમાળ બહુ ઠાવકાઈથી સચવાય છે તેની ના નથી, પરંતુ તેના ઓઠા નીચે જે નીચતા, પામરતા, સ્વાર્થ, લુચ્ચાઇ અશાંતિ વગેરે વૃત્તિઓ છુપાયેલી છે તે ઓછી થવાનું ઓ

લક્ષણ માલૂમ પડતું નથી. વીશમી સદીના અંગે રહેલું મિથ્યાત્વનું આ ઘાટું અંધારું વિશ્વને કારાગૃહ જેવું કરી મૂકે તેમાં શું આશ્ચર્ય? આત્મભાવ–શાશ્વત ચૈતન્યનો સ્વીકાર અને તેને અનુસરીને જીવન-ભાવનાઓ ઘડાવી જોઈએ એવી મહાજનોના ડિંડિમનાદની ઉપેક્ષા એનુંજ આ ફળ છે. આત્મા નથી એવી વૃત્તિમાંથી–મિથ્યાત્વમાંથી વીશમી સદીનો એ મહા રોગ ફાટી નીકળ્યો છે.

મિથ્યાત્વના બહુલપણાએ આખા વિશ્વને ચોપાસ બહાર દોડતું બનાવી મૂક્યું છે. અંતરમાં કશુંજ સ્થાયી તત્ત્વ નથી એમ સ્વીકારનારાઓની વૃત્તિઓ તૃપ્તિ શોધવા માટે બાહ્યભાવને જ પામી છે. ઊગી નીકળતી નિત્ય નવી નવી લાલસાઓના તાપને ઠંડો પાડવા માટે પરિતોષ પાછળ ભમતો આ જમાનો કઈ હદે અટકશે એ કાંઈ કહી શકાતું નથી. એક પ્રાપ્તિ પછી બીજી તે પછી ત્રીજી, એમ અવધિરહિત એષણાઓની તરંગાવલી ઊઠતી જ રહે છે. પોતાની ઉપભોગ સામગ્રીની મર્યાદામાં તેને સંતોષ રહેતો નથી તેથી તે બીજાનું ઝૂંટાવવા માટે નજરચૂકની રાહ જોતોજ હોય છે. તૃષ્ણાનો વેગ અને પૂર ચડતાંજ રહે છે. 'જેમ હું બીજાનું પડાવી લેવા તત્પર થયો છું તેમ રખે બીજાઓ મારા ઉપર ત્રાપ મારી બેઠા હોય!' એવી વૃત્તિથી દિન પર દિન ભય, શંકા, અવિશ્વાસ આદિ વધતા જાય છે. આજે યુરોપના તમામ રાજ્યોમાં જમીન અને દરિયાઈ લશ્કરો વધતા જાય છે તેનું નિદાન પણ આજ છે અને હજી કેટલી હદે તે વધતું જશે અને એક બીજાના વિનાશના સાધનો ક્યાં સુધી આવીને આવી કુશળતાથી યોજાતા જશે, તેનું માપ નીકળી શકતું નથી. જે શરીરોનો વિનાશ કરવા તે પ્રત્યેક પક્ષ ઇચ્છે છે તેમાં રહેલો આત્મા એ પણ મારોજ આત્મા છે અથવા સમસ્વ-ભાવી દિવ્ય ચૈતન્ય સ્ફુલિંગ છે, એવું ભાન જ્યાં સુધી થાય નહિ ત્યાં સુધી આ આગળને આગળ વધતી ભરતી પાછી ફરે. એમ

માની શકાતું નથી. આત્મભાવની સાથે રહેલી પ્રીતિ, સંપ, શાંતિ આદિ કલ્યાણ ભાવનાનો વિસ્તાર આ અનાત્મ વૃત્તિવાળા યુગ માટે ઇચ્છવો એ અશક્યને ઇચ્છવાતુલ્ય છે. કારણ વિના કાર્ય ઉત્પન્ન થતું જ નથી. કદી થયા જેવું જણાય તો પણ તે ખોટી માયાજાળ છે અને અવશ્ય ક્ષણ પછી વિખરાઈ જવાના સ્વભાવવાળી જ હોય છે. આજે જમાનો મૂઠીઓ વાળી આગળને આગળ દોડે છે. ક્યાં પહોંચવા માટે તે દોડે છે તેનું તેમને ભાન પણ નથી.

આપણી મધ્યમાં વર્તતી મિથ્યાત્વની હડહડતી ભાવના પશ્ચિમમાંથી આવી છે. તેના પ્રકાશમાં અંજાઈ જઇને આપણે આપણી શાંતિ ગુમાવી બેઠા છીએ. આપણી પૌર્વાત્ય ભાવનામાં આ 'પ્રકાશ' આવ્યા પછી મહાન પરિવર્તન થઈ ગયું છે. આપણે આંખો મીંચી, તેમનું અનુકરણ કરીએ છીએ અને તેમ થતાં આપણી શાશ્વત શાંતિ ખોઈ બેસીએ છીએ. તે અનાત્મવાદી શિક્ષણની અસરથી આપણું રક્ષણ કરવાની આપણી પહેલી ફરજ છે. આપણી પ્રાચીન આર્યભાવનામાં અને વર્તમાન જડવાદની ભાવનામાં આકાશ જમીનનો અંતર છે. આ ભાવનાઓનું વર્ણન એક સમર્થ વિદ્વાન સુંદર શૈલીમાં આ પ્રમાણે આપે છે:—

"વર્તમાન કાળનું પાશ્ચાત્ય શિક્ષણ, સિદ્ધાંત અને પ્રયોગ ઉભયપણે અહંતાના પાયા ઉપર રચાયેલું છે. તેથી ઊલટું આર્ય-સભ્યતા સ્વાર્થત્યાગના પાયા ઉપર ચણાયેલી છે. વ્યક્તિ એ પાશ્ચાત્ય સભ્યતાનું કેન્દ્ર છે અને વ્યક્તિનું સુખ એ તેનું લક્ષ્ય છે. આ વ્યક્તિ સુખનો અર્થ એવો છે કે, પોતાની ઇચ્છાઓને તૃપ્ત કરવી, દ્રવ્યમાં વધારો કરવો, આશાએશ, મોજશોખ વગેરે બહેકાવી મૂકવા. ઇચ્છાઓને વધારી મૂકવી અને પછી તેને તૃપ્ત કરવી; બનાવટી જરૂરિયાતો ઊભી કરવી અને પછી તે પૂરી પાડવાં

માટે ખાલી ફાંફાં મારવાં અને હાય-વરાળ કાઢવી,—આ પશ્ચિમના વર્તમાન જીવનનું મુખ્ય લક્ષણ છે, એમાં શંકા નથી. + + + આ કાળે પાશ્ચિમાત્ય જીવનનો કંટાળાભરેલો અને નિર્વિશેષ એક જ મુખ્ય ધ્વનિ છે કે "ભેગું કરો, કમાઓ, ઉપાર્જન કરો" અને તેનો સંબંધસૂચક ધ્વનિ "વ્યય કરો, ઉડાઓ, વેરી નાખો" એ પણ તેટલાજ ભીષણ સૂરથી નીકળે છે. જીવનસૂત્રને હદરહિતપણે ગૂંચવણભરેલું કરી મૂકો, તેની પ્રત્યેક ક્ષણને અવિરત કોલાહલથી પૂરી નાખો, નિરંતર ગતિમાન રહો—પછી ભલે તે ગતિ નરક ભણીના અધઃપતનરૂપે હોય અથવા એક કેન્દ્રની આસપાસ કૂંડાળામાં ફરવારૂપે હોય; ભ્રમિત તંતુઓને ક્ષણનો પણ આરામ, વૈતરું કરી કંટાળી ગયેલા અને ઢીલા લોથ થઈ ગયેલા મગજને વિશ્રાંતિ અને બેજાર હૃદયને શાંતિ આપો નહીં; આત્માના અંતરાગારમાં દૃષ્ટિ નાંખો નહીં; અંદર જોવાને બદલે આ સોનેથી છાયેલી મજેદાર પૃથ્વીને જુઓ, વિજળીના વેગ જેવી તમારી જલદ પ્રવૃત્તિને મૃત્યુના અંત સુધી નિભાવ્યે જાઓ—ત્યાં તમારા સતત શ્રમનો, ઉપાર્જનનો અને વ્યયનો છેડો આવશે. પશ્ચિમ તરફની સભ્યતા જે નવો પેગામ તેના ભૂંગળા, ભઠ્ઠીઓ અને સંચાકામ દ્વારા વિમુગ્ધ અને મૂર્છાવશ વિશ્વના કર્ણમાં ભીષણનાદથી ગજાવી રહી છે તે આજ છે કે બીજો? અને ઓગણીસમી સદીના મહાજનોએ પોતાના સુમધુર અને સુભાષિત સ્વરથી વર્તમાન જીવનના આ નવીન વ્યાધિ, તેના સાન્નિપાતિક આવેગ, લક્ષ્યવિભિન્નતા, અતિ શ્રમિત મન, અને સ્તંભિત હૃદય સામે શું પોતાનો નમ્ર વાંધો નથી ઉઠાવ્યો? હવે આ વસ્તુસ્થિતિના સામે આર્યોની પ્રાચીન સભ્યતાના દોહનરૂપ ગંભીર શાંતિ અને એકરાગતાને મૂકો. પશ્ચિમ કહે છે કે તમારી ઈચ્છાને વધારતા ચાલો. ત્યારે હિંદ તેના હજારો શાંતિસ્થાનો દ્વારા તેના કર્ણમાં એજ બોલી રહ્યું છે કે ઇચ્છાઓને અટકાવો, તેમને ઓછી કરો, ઓછામાં ઓછી હદે તેમને લાવી મૂકો. 'જીવનને સાદું' અને વિશ્રાં-

જ્યાંસુધી આત્મનીતિના સ્વીકારરૂપી દઢ પાયા ઉપર વિરતિની ઇમારત ચણવામાં ન આવે ત્યાં સુધી તે ઇમારત ટકી શકતી નથી. વિરતિની ભાવના આત્મતત્ત્વના સ્વીકાર સાથે સંકળાયેલી છે, અને આત્માના સ્વીકારની ભાવના જેટલે અંશે મજબૂત તેટલે અંશે વિરતિ પણ દઢ સ્થિર અને કાર્યકર બની શકે છે. ટૂંકામાં વિરતિનો સર્વ આધાર આત્મનીતિ ઉપર રહેલો છે. જ્યાં સુધી મિથ્યાત્વને પોષણ આપનાર પ્રબળ નિમિત્તો વર્તશે અને તે ભાવનાના પ્રતિકાર કરવાના કારણોનો અભાવ રહેશે ત્યાં સુધી ગમે તેવા વિરાગ કે વિરતિના બોધપાઠોની અસર જમાના ઉપર થઈ શકશે નહીં. રેતીના પાયા ઉપરનું ચણતર જેમ ઘડી બે ઘડી જ નભી શકે છે, તેમ મિથ્યાત્વની વિરોધી ભાવનારૂપી સીસું જ્યાં સુધી આત્મવિકાશની ઇમારતના પાયામાં રેડવામાં ન આવે ત્યાં સુધી વિરાગ ક્ષણસ્થ જ રહે છે. વિરાગના બોધ ઉપર આ વર્તમાન યુગ જરાપણ ધ્યાન નથી આપતો એવી ઉપદેશકોની કડવી ફરિયાદ સમજણ વિનાની છે. તેઓ યુગપ્રધાન ભાવનાના સ્વરૂપથી, અને મનુષ્ય હૃદય ઉપર તેની થતી અસરથી છેક અજાણ્યા છે. જે વિરતિની ભાવના તેઓ મનુષ્ય હૃદય ઉપર રોપવા માગે છે, તેનો તેમની પૂર્વની દઢ થયેલી અને ચિરકાલથી પોષણ પામતી મિથ્યાત્વની ભાવના સાથે કેટલો વિરોધ છે તેનું તેમને જ્ઞાન નથી. તેઓ લોઢા સાથે લાકડું ચોટાડવા પ્રયત્ન કરે છે અને જ્યારે તેમ નથી બનતું ત્યારે નકામી બૂમો મારે છે. જે અનુકૂળ ભૂમિ ઉપર તેમણે વાવેતર કરવું જોઇએ તેવી ભૂમિને તૈયાર કરવા કશો પ્રયત્ન કર્યા વગર તેમના ઉપદેશરૂપી બીજ શા માટે ફળરૂપે બહાર ખીલી નીકળતા નથી એમ તેઓ પૂછે છે. બે વિરોધી ભાવનાઓનો સંપર્ક કદી થતો નથી. કદી થાય તો પણ તેનો સંયોગ સુખદ અને ઇષ્ટ થવાને બદલે કાંઈ વિલક્ષણ જ થાય છે. એક પક્ષે મિથ્યાત્વની મજબૂત ગાંઠ અને અન્ય પક્ષે વિરતિ માટે સતત ઉપદેશ, એથી પરિણામે મનુષ્ય બે ભાવનાઓ વચ્ચે

લોલકની માફક ઝૂલ્યા કરે છે. તેની વૃત્તિ કોઈ સ્થળે શાંતિ કે સ્થિરતા અનુભવી શકતી નથી. પરિણામે તે તદ્દન શ્રદ્ધાહીન અને પાકો સંસારી બની જાય છે અને તેમ નહિ તો હૃદયમાં કાંઈક અને બહાર કાંઈક એમ કપટભર્યો ખેલ ભજવતાં શીખે છે. આથી વિરતિનો પ્રયત્ન કર્યા પહેલાં મિથ્યાત્વની ગ્રંથિ તૂટવાની કેટલી અગત્ય છે તે વિવેકી વાચકો જોઇ શકશે. જેઓ શાસ્ત્રકારોએ ગોઠવેલા અનુક્રમે નહીં ચાલતાં ગમે તે હદેથી સ્વચ્છંદે વર્તવા માંડે છે, તેઓ જરૂર નિષ્ફળ અને ઉભય ભ્રષ્ટ થાય છે. આજે લોકહૃદયમાં વિરાગ નભી નથી શકતો તેના કારણોમાં મુખ્ય એજ છે કે, આત્માના સ્વરૂપ સંબંધે તેમને કશોજ ખ્યાલ હોતો નથી. આત્મા શું છે, તેનું સ્વરૂપ કેવું છે, એ સંબંધે સારા સારા વિદ્વાનોના મનમાં પણ કરોળીઆની જાળ જેવી અવ્યવસ્થા હોય છે અને તેથી જ્યાંસુધી તે સંબંધે કાંઇ શાસ્ત્રવિહિત ભાવના ઉપસ્થિત ન હોય ત્યાંસુધી તેના સાક્ષાત્કાર માટે પ્રબોધવામાં આવતા વિરાગ, તપ, દાન આદિ ઉપચારો પણ એક કુળમર્યાદા અને લોકરૂઢિ તરીકે જ પળાતા આવે છે. શા માટે તેઓ એ બધી ક્રિયાઓ કરે છે તેનું તેમને સ્વપ્ન પણ હોતું નથી. માત્ર એટલું સમજે છે કે 'એમ કરવાથી કાંઈક આગળ ઉપર લાભ મળશે. અને બધા તેમ કરે છે માટે લાવ હું પણ તેમ કરું !' આત્માની આવી સ્થિતિમાં થતા ઉત્તમ વ્રતો પણ ફળહીન નીવડે તેમાં શું આશ્ચર્ય છે?

વિરતિ અથવા વિરાગ એ બાહ્ય સ્થિતિના બોધક શબ્દો નથી પણ આંતર અવસ્થાના સૂચક છે. આજે ગૃહસ્થ કરતાં કાંઈક વિલક્ષણ રીતે પહેરેલાં ધોળા, પીળા કે ગેરુ વસ્ત્ર વિરાગની ઉપલક્ષક સંજ્ઞાઓ તરીકે ઓળખાય છે. ખરી રીતે 'બાહ્ય વિષયોમાં રાગ' એ શબ્દથી અંતઃકરણની જે સ્થિતિનું ગ્રહણ થાય છે તેનાથી વિરોધી સ્થિતિ તેજ વિરાગ છે. વેષ, ભાષા, જ્ઞાન, વિદ્વતા એ

વિરાગના લક્ષણો નથી. તેમજ ઉન્મત્તની માફક જ્યાં ત્યાં ગૃહસ્થના ભોગોપભોગનો તિરસ્કાર કર્યા કરવો, અને સંસારની નિંદાનું પ્રકરણ ગાયા કરવું એમાં પણ વિરાગ સમાતો નથી. ખરું છે કે ઘણીવાર વેષ આદિના સંબંધે સાચો વિરાગ રહેલો હોય છે પણ તેથી તે બધા વિરાગના લક્ષણો બનતા નથી. બહુ તો તેવી સંજ્ઞાઓને આંતરભાવ સ્પષ્ટ કરનાર લિંગ તરીકે ઓળખી શકાય. પણ અજ્ઞાન જમાનો જે ઉભયનું ઐક્ય સિદ્ધ કરવા દોરાય છે તે તદ્દન ભૂલ ભરેલું છે. વિરતિ એ સો એ સો ટકા આત્માની આભ્યંતર સ્થિતિ જ છે. સ્થૂલ સંજ્ઞાઓ દ્વારા તે ભાવના ઉકેલી શકાતી નથી અને જ્યાં જ્યાં તેમ કરવા મનુષ્યો લલચાયા છે ત્યાં ત્યાં ઘણે ભાગે તેઓ ઊંડી પ્રવંચનાઓમાં દોરાયા છે. આંતરિક ભાવનાઓને સ્થૂલ નિશાનીઓ દ્વારા ઓળખનારા બધા પ્રકારનાં મનુષ્યો કાળની આદિથી છેતરાતા ચાલ્યા આવે છે. આથી બાહ્ય લક્ષણોથી આત્માની સ્થિતિનું માપ કાઢવાનું સાહસ કરવું કોઇને યોગ્ય નથી.

આજે જેમ ઘણી ઉત્તમ ભાવનાઓ અને વસ્તુઓનું અધઃપતન થયું છે, તેમ વિરાગની ભાવના પણ કેટલેક અંશે છેક વિકૃત અને ભ્રષ્ટ થયેલી છે. સંગીત વેશ્યાઓના અને પ્રેમ વ્યભિચારીઓના હાથમાં જતાં તેની જેવી દશા થઈ છે, તેવી આજકાલ વિરાગની પણ સ્થિતિ થઇ પડી છે. જમાનો, પદાર્થ કે ભાવનાની સ્વતંત્ર કિંમત કદી આંકી શકતો નથી, પણ જેવા પુરુષોના હાથમાં તે વસ્તુ કે ભાવના હોય છે તેમને અનુલક્ષીને જ તેની કિંમત આંકી શકે છે. ઉત્તમ કુલ-મર્યાદામાં ઊછરનાર સ્ત્રીઓ સંગીત તરફ બહુ જ અનુરાગ ધરાવતી નથી, તેનું કારણ તેમની સંગીત પ્રત્યે રુચિ નથી એમ કાંઈ જ નથી પણ અત્યારે તે વિદ્યાને જે પ્રકારના મનુષ્યો ઘેરી બેઠા છે તેમના ચારિત્રને અનુલક્ષીને તેઓ સંગીતની કિંમત આંકે છે. આથી જો કે સંગીતને કશી જ હાનિ નથી, પણ હલકા સંસર્ગમાં રહેવાથી તેની કિંમત સભ્ય સમાજ બહુ ઓછી આંકે છે. વિરાગની

પણ કાંઈક આવી અવસ્થા વર્તમાનમાં જોવામાં આવે છે. જે પ્રકારના મનુષ્યો અત્યારે વિરાગનું બિરુદ ધરાવે છે, તે મનુષ્યોથી સ્વતંત્ર રીતે વિરાગની ખરી કિંમત આંકી શકે તેટલો આ જમાનો પ્રગતિમાન નથી અને એ પ્રાકૃત ધોરણથી તે ઉન્નત ભાવનાનું તોલન કરવા જતાં તેની કિંમત બહુ ઓછી થવા જાય છે. આમ હોવાથી આજ-કાલ વિરાગની ભાવના લોકબત્રીશીએ ચડી છે. ઘણા પંડિતો તેને જ ભારતના અધઃપતનનું એક પ્રબળ નિદાન લેખે છે. આજે વિરાગ એ નબળાઈ, અશક્તિ, નિર્વેદ, સંસાર પ્રત્યેનો તિરસ્કાર એના પર્યાય શબ્દ તરીકે ઓળખાય છે અને વિરાગી હોવું એ કંગાળ, પામર અને પરોપજીવી તરીકે ગણાય છે. સુઘડ મનુષ્યો પાસે વિરાગનું નામ લેતાં પણ તેઓ ચમકી ઊઠે છે અને એ શબ્દની સાથે જ તેમના માનસચક્ષુ સમીપ બાવા, જતિ અને રખડતા સાધુઓનાં સંખ્યાબંધ ટોળાઓ ચડે છે. તે પૈકીના એક હોવું એ ખરેખર જીવનની મોટામાં મોટી દુર્દશા છે અને વિરાગની ભાવના આવા મનુષ્યો સાથે જોડાએલી હોવી એ પણ આર્યાવર્તનું અને પરમ આર્યોએ સેવેલી આધ્યાત્મવિદ્યાનું મોટામાં મોટું દુર્ભાગ્ય છે.

વિરાગ એ વસ્તુતઃ શું છે અને મનુષ્યના દરેક પ્રકારના શ્રેય સાથે તેનો કેટલો નિકટનો સંબંધ છે એ જો મનુષ્યો યથાથ રીતે જાણે તો જીવનના દરેક રાહમાં તેનો સ્વીકાર કર્યા વિના તેઓ રહે નહીં. વિરાગનું સાચું સ્વરૂપ સમજ્યા પછી તેમને ખાતરી થશે કે તે મનુષ્યનું અને દેશનું અધઃપતન કરવાને બદલે તેમને ઉત્ક્રાન્તિના ક્રમમાં આગળને આગળ દોરી જાય છે. સાચા વિરાગે વ્યક્તિનું કે સમાજનું સત્યાનાશ વાળ્યું નથી પણ જે માનસિકસ્થિતિને લોકો આજ-કાલ વિરાગની ભાવના તરીકે લેખે છે, તેને અને ખરા વિરાગને કશું લેવા દેવા નથી. એટલું જ નહીં પણ જે સાચા વિરાગથી તદ્દન વિરોધી ભાવના છે, તેણે જ દેશને, સમાજને અને વ્યક્તિને નિર્બળ, સત્ત્વ-હીન અને દુઃખવાદી ' Pessimist ' કરી મૂક્યા છે. સાચો વિરાગ

એ મનુષ્યનું જેટલું કલ્યાણ સાધી શકે છે, તેટલું અન્ય કશાથી થતું નથી. અને તેથી તે એકલા બાવા, સાધુ કે સંન્યાસીઓને પાળવા માટેજ નિર્માયો છે એમ નથી પણ જેને જેને પોતાના સાચા હિતની કાંઇ પણ દરકાર છે તેમને દરેકને તે સેવવા યોગ્ય છે. માત્ર ફેર એટલો જ છે કે, જ્યારે અણસમજુ મનુષ્યો વિરાગના સ્વરૂપને સમજ્યા વિના તેના પાલનના ઉત્સાહમાં તેને હસવા સરખી હદે ઘસડી જાય છે, ત્યારે વિવેકી અને પોતાની આત્મચિકિત્સા કરી શકનાર ડાહ્યા મનુષ્યો પોતાની હૃદય સ્થિતિ સાથે તેનો સુંદર સંવાદ કરી પોતાનો વિકાસ ત્વરાથી સાધી શકે છે.

સુખ અથવા સુખના સાધનોનો સંબંધ થતાં તે પ્રતિ અંતઃકરણનું અનુકૂળ વલણ થઇ રહેવું તે રાગ છે. એવા પુનઃ પુનઃ સુખદ અનુભવથી જીવને તે તે સંગરૂપ સ્થિતિ બહુ પ્રિય થઇ પડે છે અને પુનઃ પુનઃ તેવા સંગની વૃત્તિ બહુ તીવ્રતાથી ઉદય થયા કરે છે. એવા અનુભવના વિષય–પદાર્થોની પ્રાપ્તિ માટે તે ઝંખ્યા કરે છે. અને જ્યાંસુધી એનો યોગ ન બની આવે ત્યાંસુધી જળથી વિયોગ પામેલા જળચર પ્રાણીની પેઠે તે બેચેન બની રહે છે. તે પદાર્થની ભોગતૃષ્ણા પુનઃ પુનઃ ભોગના કારણથી એવી દૃઢ બની હોય છે કે તેના વિના તેનો આખો આત્મા કંપી ઊઠે છે અને તેના સંયોગ માટે પોકાર પાડયા કરે છે. કદી ભોગ્ય પદાર્થનો સંબંધ પૂર્વકર્મની અનુકૂળતાથી થઈ આવે છે તો આત્મા ઉત્કટ વૃત્તિથી તેનો રસ ચૂસી તેના રાગીપણાને વધારે ને વધારે મજબૂત બનાવે છે. અને તેવો સંબંધ ન બની આવે તો આર્તધ્યાન વડે પ્રબળ કર્મથી આત્માને સાંકળતો હોય છે. આમ ઉભય પ્રકારે ભોગ્યસામગ્રીના સંયોગ અને વિયોગમાં–આત્મા વધારે ને વધારે નરકની ઊંડાણમાં સરતો જાય છે અને પ્રત્યેક નવા કર્મના આગમન સાથે તેના પરિત્રાણની આશા દૂર ને દૂર થતી જાય છે.

વિરાગ કે વિરતિનો અર્થ એવો નથી કે બાવા કે સંન્યાસી

ને સંસારથી ભાગી છૂટવું. સંસાર ઘણાઓ ધારે છે તેમ કાજળની ડી નથી કે જ્યાં ગમે તેવા પવિત્ર મનુષ્યો પણ કાળા ડાઘથી ન ી શકે! તેથી ઊલટું સંસાર એ મનુષ્યને મજબૂત કરનાર અને રત્વનો પાઠ શિખવનાર એક શાળા છે. મનુષ્યે વિષયના પદાર્થો પર વિજય મેળવવાનું સામર્થ્ય સંસારની મધ્યમાં રહીને જ મેળવવું ાઇએ. ભોગના પ્રબળ નિમિત્તો ઉપર જે જય મેળવી શકે છે તેજ ; સુધી અડગ રહી શકે છે. એતો ખરું જ છે કે સંસારથી દૂર હેવામાં ભોગના કેટલાક નિમિત્તોથી બચી શકાય છે અને સહેજે હેજે વિશુદ્ધિ જાળવી શકાય છે પરંતુ વિરાગ એ ઉપર જણાવી ાયા તેમ એક શારીરિક બાહ્ય અવસ્થા નથી, પણ આંતરિક અવસ્થા ે. ભોગના નિમિત્ત રહિત સંયોગોમાં બાહ્ય વિશુદ્ધિ સચવાય છે, પરંતુ આત્માની ઊંડાણમાં જે ભોગ તૃષ્ણાની જ્વાળા સળગતી હોય છે તે ગમે તેવી ઊંડી ગુફામાં કે પર્વતની ઊંચી ટોચ ઉપર વસવાથી શાન્ત પડતી નથી; અને તે પ્રકારની જરાક અનુકૂળતા મળતા દ્વિગુણ બળથી ભભૂકી ઊઠે છે. જે જે ભોગ તૃષ્ણાઓ ભોગના સંયોગકાળે છૂટી પડી હોતી નથી, તે ભોગનાં વિયોગકાળે કદીજ નિર્મૂળ બનતી નથી. માત્ર જ્યાં સુધી તેવા પ્રકારનાં અનુકૂળ સંબંધ ન બની આવે ત્યાં સુધી જ તે ભારેલા અગ્નિની પેઠે ગુપ્તપણે પ્રજ્વલિત હોય છે. મોક્ષાભિલાષીનો લક્ષ્ય માત્ર ક્ષણિક બાહ્ય વિશુદ્ધિ એ જ નહીં, પણ સ્થાયી આંતરિક નિષ્કલંકતા હોવાથી તેના પ્રયત્નની દિશા, ભોગ તૃષ્ણાને મૂળથી ધીમે ધીમે ઉખેડી નાખવા ભણી હોવી જોઈએ. ભોગ લાલસાનો તિરસ્કાર કરીને જેઓ સંસારથી છૂટી નીકળ્યા છે તેવા એકાદ સહૃદય અને સત્યભાવી મનુષ્યને પૂછી જુઓ અને તમને જણાશે કે સોએ નવાણું ટકા તેમની અંતઃકરણની સ્થિતિ બહુ શોચ ઉપજાવનારી હોય છે. જેઓ હૃદયના સ્વાભાવિક ધર્મનું ઉલ્લંઘન કરી તેને આઘાત આપે છે તેઓનું આખરનું નિર્માણ પશ્ચાત્તાપમય જ હોય છે.

આથી પ્રત્યેક મનુષ્યે ભોગતૃષ્ણાને ધીમે ધીમે છોડતા જવી જોઈએ. એક સામટો બધા પ્રકારનો ત્યાગ કરવાનો સંકલ્પ બધાને કદી બર આવી શકતો નથી અને બળાત્કારથી તેમ કરવામાં આવે છે તો લાભને બદલે હાનિ જ થાય છે. અનંત કાળથી પોષણ પામતી આવતી રાગવૃત્તિઓ એ એવા પ્રબળ સામર્થ્યો છે કે, તેનો વિજય ગમે તેવો બળવાન આત્મા એક સાથે કરી શકતો નથી અને બહુ બળ કરવા જતાં છેવટે હારી જવાય છે. જેમ તજવાનો સંકલ્પ એ આત્માનું સામર્થ્ય છે તેમ પોષાયેલી રાગવૃત્તિઓ પણ અનંતકાળથી બળ મેળવતી આવતી મહાશક્તિઓ છે. એ મહામાયા શક્તિની સામે થનાર કદી પણ ખાટી જઈ શકતો નથી. માત્ર જેમણે એક નિષ્ઠાથી, ધૈર્યપૂર્વક, ધીરે ધીરે અને પોતાની સંકલ્પ શક્તિના પ્રમાણમાં, તેને નિઃસત્ત્વ કરી હોય છે તેઓજ ફાવી શક્યા છે.

મનુષ્યોએ પ્રથમ નાના કર્તવ્યોમાં પોતાના રાગદ્વેષને બાજુ ઉપર મૂકતા શીખી લઈ વિરતિનો અભ્યાસ પાઠ સિદ્ધ કરવો જોઈએ. જે ઉપભોગ સામગ્રીમાં તેની અનુરક્તિ હોય તેને ધીમે ધીમે અન્યના ઉપભોગ અર્થે અર્પણ કરતાં શીખવું જોઈએ. અર્પણવૃત્તિ એ રાગવૃત્તિ ઉપરના વિજયમાંથી ઉદ્ભવેલું એક દિવ્ય સ્ફુલિંગ છે. જેટલે અંશે આત્મા અર્પણ કાર્યમાં પોતાનો વ્યક્તિગત વિચાર બાજુએ રાખી શકે છે, તેટલે અંશે તે વિરતિના ક્રમમાં પ્રગતિમાન થયેલો ગણાવા યોગ્ય છે. જે મનુષ્યને કામ્ય પદાર્થની સ્પૃહાનો સહેજ સરખો ત્યાગ કરતાં પણ પરસેવો છૂટે છે. તે વ્યવહાર તેમજ પરમાર્થના એકે પ્રદેશમાં વિજય મેળવી શકતો નથી. ભોગની લાલસા વ્યવહારમાં પણ મનુષ્યને પામર અને સત્ત્વહીન બનાવી મૂકે છે. જેના અંતઃકરણમાં વિષયો પ્રતિનું પ્રબળ ખેંચાણ વર્તી રહ્યું હોય છે, તે બધી રીતે નાલાયક બની જાય છે. તેની સ્થિતિ એટલી બધી પરવશ

હોય છે કે અન્ય ઈષ્ટ કર્તવ્યો માટે છૂટા થવું એ તેને મન અસંભવિત જેવું બની જાય છે. તેની આસપાસના મનુષ્યોનો તેનામાંથી વિશ્વાસ ઊઠી જાય છે. કેમકે કર્તવ્યને અંગે જે ત્યાગબુદ્ધિ આવશ્યક છે, તેની કળા તેનામાં મુદ્દલ ખીલી હોતી નથી. કર્તવ્યના કાળે તે પોતાના ઉપભોગ વેષ્ટનોમાં ઘેરાયેલો પડ્યો હોય છે. કદી તેમ ન હોય તો પણ તેની વિવેક અને બુદ્ધિશક્તિ ઉપર ભોગ વાસનાના એવા ઘાટા આવરણો જામી ગયા હોય છે કે પ્રાપ્ત કર્તવ્ય માટે તેના ઉપયોગનો અવકાશ તેને રહેવા પામતો નથી.

ઘણા ડાહ્યા ગણાતા મનુષ્યો જીવનના ઝીણા ઝીણા પ્રસંગોમાં પણ સ્વાર્પણ કરી શકતા નથી. તેમના ભાણામાં કાંઈ સ્વાદુ પદાર્થ આવેલો હોય તો, ઘરના બીજા મનુષ્યોનો પણ તે પદાર્થના થોડા અંશ ઉપર પણ હક્ક હોવાનું તેમની રસ-ઘેલી વૃત્તિ સ્વીકારી શકતી નથી. તેઓ પોતાની ભોગલાલસાને બીજાઓની તેવા પ્રકારની વૃત્તિ કરતાં વધારે કીમતી ગણે છે અને પોતાની તૃપ્તિને બીજા સૌ કરતાં અગ્રસ્થાને મૂકે છે. ઘણીવાર તો ઘરના શિશુવયના સભ્યો તે પદાર્થ પ્રત્યેની અતિ પ્રીતિથી મોંમાં પાણી લાવતાં ટગર ટગર જોતાં હોય છે, છતાં તેમની મુગ્ધ લાગણીઓ વિષે કાંઈ પણ ખ્યાલ લાવ્યા વિના ઘરનો મુખ્ય મનુષ્ય તે પદાર્થને પોતાની ભોગ જ્વાળા ઠંડી પાડવાના ઉપયોગમાં લીધે જાય છે. પોતાના સિવાય બીજાના અંતઃકરણના તેવાજ વેગ પ્રતિ તેની તદ્દન ઉપેક્ષા હોય છે. તેની આસપાસના સંબંધીઓને તે પોતાના જ સુખ માટે નિર્માયેલા ગણે છે. અને જ્યાં જ્યાં જેટલે અંશે તેઓ પોતાના રાગ કે રતિમાં અંતરાયભૂત થાય છે, ત્યાં ત્યાં તેટલે અંશે તે તેમને પોતાના લેખતો બંધ પડી જાય છે.

રાગી મનુષ્ય કોઈ પણ પ્રકારની ઉચ્ચભાવના નિભાવી શકતો નથી. કુટુંબભાવના, સમાજભાવના, દેશભાવના કે પ્રજાકીયભાવના

એ સ્વાર્પણને સવિશેષ વ્યવહારુ કરવો ઘટે છે. અને તેમ થવા પૂર્વે વિરતિનું ખરું સ્વરૂપ, તેનો ઉદ્દેશ, વ્યક્તિ અને સમાજ ઉપર તેથી ઉદ્ભવવી જોઈતી અસર એ વગેરેનો ઉદારબુદ્ધિથી વિચાર કરવો જોઇએ. જે ત્યાગનું ફળ પ્રત્યક્ષ નથી, તે આગળ ઉપર પરોક્ષ ફળ આપશે એવી આશા સોએ નવાણુ પ્રસંગે છેતરનારી જ નીવડે છે. ભાવિમાં ફલદ થનાર પ્રત્યેક કાર્ય વર્તમાનમાં પણ તેની આગાહી આપ્યા વિના રહેતું નથી. જે ત્યાગનું પરિણામ વર્તમાન જીવન ઉપર લેશ પણ ન પડી શકે, આચાર–વિચાર ઉપર જરા પણ જેનો રંગ ન બેસે, જેના સેવનથી મનુષ્ય પૂર્વે હતો તેનાથી જરા પણ વધારે ઉદાર, ઉચ્ચાશયી કે નિષ્કામ ન થાય તો પછી તે ત્યાગ કાં તો ભૂલ-ભરેલો અગર સમજણરહિતપણે થયેલો કે મૂળમાં જ ખામી ભરેલો ગણવાયોગ્ય છે. આ ભૂલ ન સુધરે ત્યાંસુધી વિરતિનું કષ્ટ એ માત્ર કષ્ટ અર્થે જ થાય છે. કોઈ ઉત્તમ ફળ અર્થે નહીં જ.

આજે મનુષ્ય પશુપણાથી જેટલો આગળ વધ્યો છે તે રતિના ત્યાગથી જ વધી શક્યો છે અને જેટલે અંશે એ ત્યાગ વધતો જાય છે તેટલે અંશે પશુ મટી જઈને તે વધારે ને વધારે મનુષ્ય બનતો જાય છે. પશુત્વ, મનુષ્યત્વ, દેવત્વ કે ઈશત્વ એમાં પરસ્પર કાંઈ જાતિગત તફાવત નથી પણ વિકાસની કળાનો જ તફાવત છે. જેમ વરાળ, જળ અને બરફ એ કાંઇ જુદી જુદી કોટિના અને પરસ્પરથી વિભિન્ન પદાર્થો નથી પરંતુ તે ત્રણમાં માત્ર પરસ્પરના આકર્ષણના ભેદ વડે જ તે ભેદ પ્રતીતિ ઊભી થયેલી હોય છે, તેમ પશુત્વ, મનુષ્યત્વાદિમાં રહેલા ભેદો એ પણ પર પદાર્થો પ્રત્યેના રાગભાવથી ( આકર્ષણથી ) ઉત્પન્ન થાય છે. બરફના અણુઓનું એક બીજા પ્રતિનું આકર્ષણ ઘટી પડતાં જેમ તે જળ બની જાય છે, તેમ પશુઓને પણ જાણ્યે અજાણ્યે રાગના નિમિત્તોનું ઓછાપણું થતાં અને તેથી પરપદાર્થો પ્રત્યેનું તેમનું અનુરંજિતપણું ન્યૂન થતાં તે

મનુષ્યત્વને પામી શકે છે. અને એ પ્રાપ્ત થયેલી ભૂમિકામાં રાગનું પ્રબળપણું પ્રયત્ન વડે ઘટાડતા તે અનુત્તરવિમાન આદિક દેવ કોટિ કે જ્યાં વાસનાજન્ય આનંદને સ્થાને વિદ્યાજન્ય આનંદ હોય છે ત્યાં ઉત્પન્ન થાય છે અને ત્યાંથી અનુક્રમે મનુષ્ય થઇ પોતાના આનંદઘન સ્વરૂપમાં જ ક્રીડા કરનાર, સ્વરૂપ તૃપ્ત બને છે અને જે અવસ્થામાં કશું પણ કર્તવ્ય શેષ રહેતું નથી એવા પરમ ઉત્કૃષ્ટ સ્વરૂપને પામે છે.

વૃત્તિના સ્વરૂપને સમજ્યા વિના વિરતિનો યથાર્થ ક્રમ કદીપણ હાથ લાગતો નથી. વૃત્તિના વેગને શિથિલ કરી તેને યોગ્ય માર્ગે પ્રવર્તાવવાની કળા જેમણે સિદ્ધ કરી છે તેઓ જ પોતાના મનુષ્યત્વને ખરા અર્થમાં સફળ કરી શકે છે. ભોગને અર્થે જ જેઓ મનુષ્ય જીવનનું નિર્માણ કલ્પી બેઠા છે તેઓ એક ગંભીર ભૂલ કરે છે. ભોગોને ઉત્કટપણે-તીવ્રતાપૂર્વક ભોગવવા માટે મનુષ્યયોનિ જોઇએ તેવી યોગ્ય નથી. કેમકે ત્યાં મનુષ્યપણાને અંગે રહેલી સારાસારની વિવેકબુદ્ધિ વારંવાર અડચણ નાખ્યા કરે છે અને મનુષ્યને ગુજારવું પડતું ઉપાધિભરેલું જીવન પણ ભોગો ભોગવવામાં બહુ જ અંતરાય નાખ્યા કરે છે. આથી ભોગરસિક જનોએ પશુ કોટિમાં પાછા ફરવા માટે તત્પર રહેવું જોઈએ. એ ભૂમિકામાં વિવેક બુદ્ધિનો અંશ તદ્દન આવૃત્ત થઈ ગયો હોય છે અને ભોગો ભોગવવાનું સામર્થ્ય પણ મનુષ્ય ભૂમિકા કરતાં ત્યાં અધિક જોવામાં આવે છે. તે સાથે ત્યાં ભોગજન્ય આનંદ, આવેગ અને ઉત્કટપણું પણ અત્યંત આવેગ-પૂર્ણ હોય છે. વસ્તુતઃ જેઓ પરપદાર્થોમાં બહુ રાગ વૃત્તિવાળા છે તેઓ પશુપણાના પ્રદેશમાં જવાના ધોરી માર્ગ ઉપર જ છે. મનુષ્યની એક પણ વાસના કે સંકલ્પ કદી જ નિષ્ફળ જતો નથી. જો તેને દેવ કે ઈશ્વર બનવાની ઇચ્છા હોય છે અને તે કોટિમાં હોવાયોગ્ય આનંદ માટે તેનો આત્મા તૃષાતુર થયો હોય તો તે વેગપૂર્વક તે પદ ભણી જ પગલાં ભરતો હોય છે. સંકલ્પ કે પ્રબળ ઇચ્છા એ

આત્માની પાંખો છે અને જે દિશામાં તે પોતાની પાંખો પસારી ગતિ કરે છે, તે દિશામાં તે ધસતો જતો હોય છે. અધમ વાસનાઓની જ્યારે તેને પ્રબળ ઇચ્છા રહ્યા કરે છે અને ભોગોપભોગ માટે તેનો આત્મા બૂમો માર્યા કરે છે ત્યારે તેની તે પ્રકારની પ્રાર્થના કદી જ નિષ્ફળ જતી નથી. મૃત્યુ પહેલાં તે લગભગ અરધો પશુ તો બનીજ જાય છે અને આગામી ભવમાં તે જરૂર પોતાની ભોગલાલસા તૃપ્ત થાય તેવી સાંયોગિક પરિસ્થિતિમાં જન્મે છે. ટૂંકામાં આત્માએ કઈ દિશા પકડવી અને કયા નિર્ધારિત સ્થાને પહોંચવું તેની પસંદગી તેને જ સોંપાયેલી છે.

## ૩ : પ્રમાદ

પોતાની સ્વાભાવિક આભ્યંતર અવસ્થામાં આત્મા જે શુદ્ધ ઉપયોગમય સ્થિતિમાં હોય છે તેનાથી વિરોધી–સ્વાનુભવથી ચ્યુત થવારૂપ સ્થિતિ તે પ્રમાદ છે. અને ધાર્મિક ક્રિયાકાંડ આદિ બાહ્ય વિષયની બાબતમાં મૂળ તથા ઉત્તર ગુણના પાલનમાં અતિચાર ઉત્પન્ન થવારૂપ અવસ્થાને પણ પ્રમાદ કહેવામાં આવે છે. પ્રમાદ એ તમોગુણના અધિકપણાથી ઉત્પન્ન થતી આત્માની એક સ્થિતિ વિશેષ છે. જો કે પ્રમાદવાળી અવસ્થામાં ઘણીવાર કર્તવ્યાકર્તવ્યનો વિવેક કાયમ રહેલો હોય છે અને પોતાના પ્રાપ્તધર્મનાં પાલન માટે આવશ્યક શક્તિ પણ હોય છે છતાં તે વખતે આત્માને પ્રમાદનો નશો એવો મધુર લાગે છે, કે તેને તેના મદમાં પડી રહેવું બહુ જ ગમે છે. પ્રમાદ એ કિંકર્તવ્યતા કે દિઙ્મૂઢતાને સૂચવનારી અવસ્થા નથી. જો તેમજ હોત તો મિથ્યાત્વ અને અવિરતિના આવરણને ભેદીને પાર ગયેલા મનુષ્યોમાં તેનો સંભવ ન હોત પણ જ્યારે આત્માઅનાત્માનો સુંદર વિવેક કરનાર અને તે જ્ઞાનના પરિણામે વિરતિને અમલમાં મૂકનાર છઠ્ઠા ગુણસ્થાનને શોભાવતા મનુષ્યોમાં પણ તે જોવામાં આવે છે, ત્યારે પ્રમાદના ઘેનમાં આનંદ લેનાર

મનુષ્ય પોતાના કર્તવ્યનો વિવેક બિલકુલ કરી શકતો નથી એમ તો એકાંતે કહી શકાય જ નહીં. તેથી એટલું જ નક્કી થાય છે કે પ્રમાદ એ એક પ્રકારનો એવો મીઠો અને ખુમારી ચઢાવનાર આસ્રવ છે કે જેનો ઉપયોગ છઠ્ઠા ગુણસ્થાને વિરાજતા મહાજનોને પણ પ્રિય લાગે છે.

મનુષ્યની પ્રગતિમાં આ પ્રમાદરૂપી શત્રુએ આજપર્યંત જેટલા વિઘ્નો નાંખ્યા છે, અને નાંખે છે એટલા વિઘ્નો બીજો એક પણ આંતર શત્રુ ભાગ્યે જ નાખી શકે છે. તેના જીવનમાંથી જો આ એકજ દુર્ગુણને કમી કરવામાં આવે તો મનુષ્યત્વમાંથી દેવત્વ અને દેવત્વમાંથી ઇશત્વનો અધિકાર મેળવતા જીવને કશું જ વિઘ્ન રહેતું નથી. જ્ઞાનની ખામીથી અથવા કર્તવ્ય કે પ્રાપ્તવ્યના ઉદ્દેશ ભંગથી આજે મનુષ્યની પ્રગતિનો અવરોધ થયો છે એમ માની શકાતું નથી. આગળને આગળ ગતિ કરવાને પ્રત્યેક આત્મા આતુર હોય જ છે. ઉત્તમ આરોગ્ય, વિપુલ સંપત્તિ, બુદ્ધિજ્ઞાનનો પ્રકર્ષ અને આધ્યાત્મિક ઉત્કર્ષની પ્રાપ્તિ કયા મનુષ્યને પ્રિય નથી ? સર્વને તે એક સરખી ઇચ્છવાયોગ્ય અને પ્રાપ્ત કરવા યોગ્ય સમજાય છે, અને તે મેળવવા માટે કેવા પ્રયત્નની જરૂર છે તેનું જ્ઞાન પણ બધા મનુષ્યને ન્યૂનાધિક અંશે તેમના વર્તમાન વિકાસના પ્રમાણમાં હોય જ છે. અને તેમ છતાં કેટલા થોડા મનુષ્યો પોતાના તે બુદ્ધિ-જ્ઞાનને અમલમાં મૂકી શકે છે ? આરોગ્ય પ્રાપ્તિના પ્રાથમિક નિયમો ગમે તેવો અભણ મનુષ્ય પણ સમજતો હોય છે. કેવા ઉપચારો કે વિધિ વડે મન કેળવાય છે એનું જ્ઞાન સાદા સ્વરૂપમાં સર્વ-કોઈને હોય છે. તેમજ આત્મવિકાસ અને પારલૌકિક શ્રેય માટેના આવશ્યક કર્તવ્યની ભાવનાનું કાંઈક ને કાંઈક સ્વરૂપ મનુષ્ય માત્ર બાંધી શકે છે. છતાં તે નિર્ણીત થયેલા નિશ્ચયોને કાર્યરૂપે પરિણમાવવામાં એક મહદ્ અંતરાય તેમને નડતો હોય છે. આ અંતરાયનું

પૃથક્કરણ કરતાં તે જે અંતિમ તત્ત્વનું બનેલું છે તે તત્ત્વ 'પ્રમાદ' છે. એ આંતર શત્રુ આપણને હંમેશાં વર્તમાન પ્રયત્નથી દૂરને દૂર રાખે છે અને જ્યારે જ્યારે આપણે આપણા સંકલ્પને કાર્યરૂપ કરવા યોજાઈએ છીએ, ત્યારે ત્યારે તે પ્રયત્નને અંગે રહેલી વિટંબના અને શ્રમમાં ન પડવાની અને વર્તમાનમાંજ સંતોષ માની બેસી રહી પ્રાપ્ત સુખ ભોગવવાની લલચાવનારી સલાહ તે આપે છે. અને તેમ છતાં જો શ્રમને અંતે પ્રાપ્ત થવાયોગ્ય ફળની લાલચથી આપણે પ્રયત્નમાં જોડાવા અત્યંત તત્પર હોઈએ છીએ તો આખરે તે દુશ્મન ગમે તેમ કરીને પણ તે પ્રયત્નને બીજી ક્ષણ, બીજી કલાક કે બીજા દિવસ ઉપર મુલતવી રખાવ્યા વિના સંતોષ પામતો જ નથી. અને જ્યારે એક વખત મુલતવી રખાવવાની યુક્તિમાં તે સફળ થાય છે ત્યારે તેજ ક્ષણથી મનુષ્યનું બધી બાબતમાં અધઃપતન શરૂ થાય છે. એક તરફથી આપણો કર્તવ્યનો સંકલ્પ એક ક્ષણ, એક કલાક કે એક દિવસ માટે ઢીલો બને છે અને પુનઃ તેવા પ્રયત્ન માટે આપણે અધિક નિર્બળ અને નાલાયક થઈએ છીએ, ત્યારે બીજી તરફથી વિજય પામેલા પ્રમાદને તેનું સહાયક મિત્રમંડળ, આપણી અવનતિને અધિક બૂરાઈની હદે લઈ જવા માટે આવીને બેટે છે. એ મિત્રવર્ગમાં આપણને દબાવી રાખનાર એક 'સ્વયંવાદિતા' નામની શક્તિ મુખ્યપણે છે. ઘણા વાચકો આ દુશ્મનનું નામ આ સ્થળે પ્રથમ જ સાંભળતા હશે, અને તેમ હોવાથી જ તે શત્રુ સર્વથી અધિક ભયંકર છે. જે શત્રુનું કાર્ય સ્પષ્ટ હોય છે અને જેને તેના કાર્ય ઉપરથી તુરત ઓળખી શકાય છે તે શત્રુથી બહુ ડરવાનું રહેતું નથી; કેમકે તેનાથી બચવાનો અને બની શકે તો તેનો સંહાર કરવાનો ઉદ્યોગ મનુષ્ય ધારે તે કાળે કરી શકે છે. પણ જે દુશ્મન દેખાયા વિના—અસ્પષ્ટપણે પોતાનું અધમ કાર્ય વિસ્તાર્યે જતો હોય છે તેનાથી બચવા અથવા તેનો વિનાશ કરવા મનુષ્ય ભાગ્યે જ પ્રયત્ન કરી શકે છે.

આ 'સ્વયંવાહિતા' શક્તિને પશ્ચિમ તરફના આત્મવિદ્ પુરુષો automatism (ઑટૉમૅટિઝમ)ના નામથી સંબોધે છે, અને મનુષ્યના આત્માની રણભૂમિ ઉપર દૈવી અને આસુરી તત્ત્વોનું જે સતત યુદ્ધ ચાલી રહ્યું છે તે યુદ્ધમાં વિજય પામનારા સત્ત્વને એ શક્તિ મિત્રરૂપે મળી જાય છે. આપણી ઘરગતુ ભાષામાં એ શક્તિને આ સ્થળે 'ટેવ'ના નામથી ઓળખીશું તો પણ ચાલી શકશે. એક વખત પ્રમાદના જોરથી દબાઇને પ્રયત્નભ્રષ્ટ થયા પછી આપણામાં એવું વલણ બંધાઈ જાય છે કે જેથી પુનઃ પુનઃ પ્રયત્ન ભ્રષ્ટ થઈ જવાય છે અને એ પ્રમાણે પાંચ-પચીસવાર થયા પછી કર્તવ્યમાં યોજાવા માટેનો આવશ્યક સંકલ્પ તદ્દન બળહીન, મૃતપ્રાય અને નિષ્ફળ બની જાય છે. તે પછી પ્રમાદનું કાર્ય બહુ જ સરળ બને છે. આપણને કર્તવ્યહીન કરવા માટે તેને બહુ બળ વાપરવાપણું રહેતું નથી, પણ માત્ર ઉપર જણાવેલી સ્વયંવાહિની શક્તિ–ટેવ વડે જ આપણે પુનઃ પુનઃ જ્યાં છીએ ત્યાંના ત્યાં જ ગળિયા બળદની માફક પડ્યા રહીએ છીએ. પ્રયત્નમાં જોડાવાનો સંકલ્પ ઉદ્ભવવો એ એક ટેવ રૂપે થઇ જાય છે અને તે સાથે સંકલ્પ પાછો તૂટી જવો અને આપણે હાલ જ્યાં છીએ ત્યાંના ત્યાં રહેવાનું નિર્માણ સ્થિર રહેવું એ પણ એક ટેવરૂપે બની જાય છે. પ્રયત્નનો પ્રત્યેક સંકલ્પ અને તેની નિષ્ફળતા એ આત્માનું વધારે ને વધારે અધઃપતન કર્યે જાય છે, અને તે સાથે આત્મા વધારે ને વધારે કેદી બને છે. તેના સંકલ્પને કાર્યકર કરવાનું તેનું સામર્થ્ય અધિકાધિક દુર્બળ બનતું જાય છે અને આખરે હાલ જે ભૂમિકાને તે શોભાવે છે, તે ભૂમિકામાંથી ધીરે ધીરે ભ્રષ્ટ થતે થતે જે સ્થિતિઓને વળોટીને આંહી આવ્યો છે તે સ્થિતિમાં આવતો જાય છે. કેમકે જ્યારે જ્યારે આત્મા આગળ વધતો નથી, ત્યારે ત્યારે તે જરૂર પાછળ તો હઠે જ છે. વિશ્વમાં એકપણ તત્ત્વ સ્થિર નથી. અવિરત–અવિશ્રાંત ગતિથી વિશ્વના બધાજ તત્ત્વો કોઇ સમારંભમાં–મહાપ્ર-

યાણુમાં જોડાયા છે. આત્મા જ્યારે આગળ ધપવાને નાલાયક બને છે, ત્યારે તે પાછળ હઠતો જ હોય છે. જ્યારે પ્રગતિનો ક્રમ ઉપર હોય છે ત્યારે તેના હૃદયનું આધિપત્ય તેના આત્માના દૈવી સત્ત્વોના હાથમાં હોય છે અને જ્યારે તે સ્થિર રહે છે અથવા પાછાં પગલાં ભરતો હોય છે ત્યારે તેના હૃદય ઉપર સેતાનનું સામ્રાજ્ય વિસ્તરે છે. જે પશુપણાની ભૂમિકાને તે ઉલંઘીને આવ્યો છે તે ભૂમિકાને સુલભ એવી પાશનવૃત્તિઓ અને લાલસાઓના જુવાળ તેના હૃદયમાં ભભૂકી ઊઠે છે અને તેની તૃપ્તિના માટે તેને તે તે તૃપ્તિને અનુરૂપ સ્થાનો કે સ્થિતિઓમાં પ્રવેશવું પડે છે. વિઘ્નોના પરિહારપૂર્વક આગળને આગળ કદમ ભરવા માટે તેણે ઉદ્યોગશીલ રહેવું જ જોઈએ. જ્યારે તમોગુણના પ્રાધાન્યથી પ્રમાદરૂપી મીઠા ઘેનમાં ઝૂકી પડવા તે લલચાય છે તેજ ક્ષણથી તેની આગળ વધતી ગતિનો ક્રમ અટકે છે. અટકે છે એટલુંજ નહિ પણ ઊલટાય છે, અને તે જાણે તેમ તે પાછો હઠતો હોય છે. સામાન્ય મનુષ્યની વર્તમાન ભૂમિકાએ તેનું સાહજિક વલણ આગળ વધવાનું નહિ પણ પાછા હઠવાનું હોય છે, કેમકે ગત અનંતકાળમાં ભોગવેલી વાસનાઓનું બળ હજી લયભાવને પામ્યું નથી પણ માત્ર ભારેલા અગ્નિની માફક તે ઉપશમેલું હોય છે અને પ્રસંગ મળતાં તે વાસનાઓ તેને પાછી આકર્ષે છે. જ્યારે આત્મા પ્રમાદના નશામાં પડેલો હોય છે ત્યારે તે ન જાણે તેમ પેલી જૂની વાસનાઓના ઉપભોગમાં તે અજ્ઞાતપણે રસ લેતો હોય છે. પ્રમાદની અવસ્થામાં એ વાસનાનો અવાજ તેને પુનઃ મધુર લાગે છે. તેનો ઉપયોગ શિથિલ બની જાય છે. તે લાલચુ અને રસભોગી થઇ જાય છે. બધું જાણતાં છતાં પેલી જૂની મીઠાશને તે પ્રેમપૂર્વક આલિંગતો હોય છે, અને મનોહર દેવીનું સ્વરૂપ ધારણ કરી આવેલી વાસનારૂપી તે કુરૂપ પિશાચણીઓ સાથે બધુ સમજવા છતાં, ભોગમાં આસકત બની જાય છે. જેમ કામી મનુષ્યો

ભોગને અધિક તીવ્રતાથી–ઉત્કટપણે ભોગવવા માટે અને તે ભોગકાળે ભોગ સિવાયના અન્ય જ્ઞાનનો ઉદય ન રહે તે માટે દારૂ પીએ છે તે માફક જ આ પ્રમાદરૂપી મદિરાનું કાર્ય પણ છે. ફેર એટલોજ છે કે જ્યારે દારૂના નશામાં ભોગના વિષય સિવાયનું બધું જ્ઞાન ઉપશમી જાય છે અને ભોગનોજ એક પ્રબળ આવેશ આધિપત્ય ભોગવે છે ત્યારે પ્રમાદના કેટ્ટ કાળે કર્ત્તવ્યનું ભાન ઝાંખુ ઝાંખુ પણ રહેવા પામે છે. એ ઝાંખું ભાન એજ તેનું સૌભાગ્ય છે. કેફના ઘેનકાળે તે દિવ્યભાન દૂરથી આત્માને સાવધ થવા પુકારે છે. પણ નશામાં લુબ્ધ થયેલો આત્મા તેની પરવા કરતો નથી. એમ જેમ જેમ તે પ્રકારની અવગણના થાય છે તેમ તેમ તે પુકાર વધારે ધીમો અને આખરે છેક શાંત પડી જાય છે; કેમકે તે પ્રમાદવાળી અવસ્થામાં તે વખત દરમિયાન આસુરી સંપત્તિએ (વિષય કષાયમાં લુબ્ધપણું) પોતાનું સામ્રાજ્ય આત્માના પ્રદેશ ઉપર જમાવી દીધું હોય છે અને આત્મા ઉપર ઘાટા આવરણો જામી ચૂક્યા હોય છે.

આટલાજ માટે શાસ્ત્રકારોએ પ્રમાદને આસ્રવના હેતુઓમાં મૂક્યું છે. સામાન્યપણે પ્રાકૃત મનુષ્યો એમ માને છે કે પ્રમાદમય અવસ્થા એ એક ચિત્તની શૂન્યકાર્ય અવસ્થા વિશેષ છે. આ માનવું મનોધર્મના અજ્ઞાનમાંથી ઉદ્ભવે છે. મન કદીજ સ્થીર રહેતું નથી. સ્થિરતા એ મનનો સ્વભાવ જ નથી. મનનો યોગ સર્વદા ચપળ જ હોય છે અને જ્યારે તેને એક કેન્દ્રમાં પૂરવામાં આવે છે ત્યારે પણ તે કેન્દ્રમાં સ્થિર ન રહેતાં તે કેન્દ્રના પ્રદેશને પોતાની ચપળતાનો વિષય કરી તે ક્ષેત્રની પરિમિત મર્યાદામાં પોતાનું મનન કાર્ય કર્યે જાય છે. મનના યોગને ધ્યાનમાં કે એકાગ્રતાના કાર્યમાં યોજી શકાય છે પણ તેનો સદંતર અવરોધ બની શકતો નથી. તેરમા ગુણસ્થાન સુધી તેનો યોગ રહે છે. આથી પ્રમાદવાળી અવસ્થામાં મન કશું જ કાર્ય કરતું નથી અથવા માત્ર શાંતિથી પડ્યું રહે છે

અને તેથી તે અવસ્થા આત્માને કશીજ હાનિકર નથી એમ માનવું એ મોટામાં મોટી ગેરસમજ છે. જે ક્ષણથી આત્મા નવીન કર્મને આવતા અટકાવવાના પ્રયત્નથી દૂર રહે છે, અથવા શુભ સંસ્કારોનો સંગ્રહ કરતો અટકે છે, તે જ ક્ષણથી આત્માના વાસનામય અંશમાં ગુપ્તપણે રહેલા અધમ સંસ્કારોને અનુરૂપ સત્ત્વો આત્માપ્રતિ આકર્ષાવા માંડે છે. આત્માના સંબંધે શુભ કાર્યના અટકાવનો અર્થ શુભ અને અશુભ ઉભયની નિવૃત્તિ અથવા શુભના પરિણામી ફળનો અલાભ એટલો જ નથી પણ અશુભનું આગમન છે. શુભ બંધ પડતાં અશુભ તુરતજ ભરાવા માંડે છે. જેમ 'ચોરાનો વંશ ખાલી પડતો નથી' તેમ આત્માના પ્રદેશ ઉપર શુભ સત્ત્વોનું ઉપયોગપૂર્વક પ્રયત્નપૂર્વક આવાહન કરવામાં ન આવે તો અશુભ સત્ત્વો ત્યાં ચડી બેસે છે. આત્માનો ચોરો કદીપણ તેની કર્માવસ્થામાં ખાલી પડતો નથી. ત્યાં કોઇને કોઈ અધિષ્ટાતાસત્ત્વનો પ્રભાવ કાયમ જ હોય છે. જો ઉદ્યોગપૂર્વક ત્યાં સારા સત્ત્વોનું રાજ્ય સ્થાપવામાં ન આવે તો, ભૂરા સત્ત્વોનું જોર ફાવી જાય છે. કેમકે તેમની સંખ્યા અનંત પ્રમાણમાં આત્માના વાસનાશરીરમાં ગુપ્તપણે, ઉપશમભાવે, તકની રાહ જોતી હંમેશાં હાજર જ હોય છે. અને જરા જેટલો પ્રસંગ મળતાં અર્થાત્ આત્મા સહેજ પ્રમાદમાં ઝોકું ખાય કે તુરત તે અધમ સત્ત્વો તેના હૃદયના મહારાજ્ય ઉપર પોતાનું શાસન જમાવી દેતાં વાર લગાડતા નથી. જૈન શાસ્ત્રકારો 'ઉપયોગ' સાચવવાનો જે ભેરી નાદથી ઉપદેશ આપ્યા કરે છે તેનો હેતુ પણ આજ છે. આત્માએ હંમેશાં સાવધ, સચેતન, તત્પર અને જાગ્રત રહેવું જોઇએ. જેઓએ પોતાની સર્વ પ્રકારની વાસનાઓના ક્ષયપૂર્વક આત્મસ્વરૂપ સિદ્ધ કર્યું છે અર્થાત્ જેઓ ક્ષાયક સમ્યક્ત્વધારી છે તેમને જ પ્રમાદ અસર કરી શકતો નથી અને એ અવસ્થામાં પ્રમાદ સંભવતો પણ નથી. પરંતુ જેમનું સમ્યક્ત્વ માત્ર વ્યવહાર કોટિનું છે. અને તે કરતાં પણ ઉચ્ચપણે ક્ષયોપશમિક કે ઉપશમિક કોટિનું છે તેમણે તો પ્રમાદરૂપ મદિરાના નશાથી બહુ ચેતવાનું છે.

પ્રમાદમાં પડી રહેવું આત્માને ઘણી વાર બહુ પ્રિય લાગે છે તેના અનેક કારણો છે પરંતુ તે માંહેના બે મુખ્ય કારણોના ઉપર આપણે આ સ્થળે નજર ફેરવી જશું.

કેટલીકવાર પ્રમાદ શારીરિક કારણોમાંથી ઉદ્ભવેલો હોય છે. શરીરમાં ગ્રહવામાં આવતા પુદ્ગલના પ્રકાર ઉપર મનની સ્થિતિનો ઘણે ભાગે આધાર રહે છે અને જેટલા અંશે પોતાનું જીવન નિભાવવા માટે મનુષ્યને બાહ્ય પૌદ્ગલિક પદાર્થો ઉપર આધાર રાખવો પડે છે તેટલે અંશે તેના ઉપર પુદ્ગલના પ્રમાણે અસર થવા પામે છે. જડ પદાર્થમાં એવા શુભાશુભ ગુણો કેવા ઉત્પન્ન થાય છે તેના વિવેચનનાં ઊતરવાનો આ પ્રસંગ નથી. તે વિવેચન માટે આગળ ઉપર એક જુદાજ લેખનો વિષય કરવા અમારી ધારણા છે. આ સ્થળે માત્ર એટલાજ સ્વીકારનો આગ્રહ કરવામાં આવે છે કે જડ પદાર્થમાં મન ઉપર અનેક પ્રકારની વિલક્ષણ અસરો ઉપજાવવાની શક્તિ છે. કર્માવૃત અવસ્થામાં મનુષ્યનું જ્ઞાન ક્ષયોપશમિક હોવાથી તેને જ્ઞાનના ગ્રહણ માટે ઇન્દ્રિયરૂપ હથિયારોનો આશ્રય કર્યા વિના ચાલતું નથી અને તે હથિયારો જડ પદાર્થોના બનેલા હોવાથી તેના ઉપર બહારથી સંઘટ્ટન પામતા જડ પદાર્થોની અસર થાય છે. ખરું છે કે ચૈતન્ય સ્વરૂપ અરૂપી હોવાથી તે જડની અસરને આધીન થતું નથી અને તેથી જડની પ્રકૃતિને અનુરૂપ વિકાર આત્માના અરૂપી સ્વરૂપમાં નિશ્ચય નય પ્રમાણે થવો સંભવતો નથી. બાહ્ય પદાર્થની અસર જે પદાર્થ ઉપર થવા પામે છે, તે આત્માના સત્ય સ્વરૂપ ઉપર નહીં પણ તેના કરણો-હથિયારો ઉપર થાય છે. અને આત્માને તેની બધી ક્રિયાઓ માટે તે હથિયારો ઉપરજ બધો આધાર રાખવો પડતો હોવાથી, જડનાં સંસર્ગથી તે હથિયારો ઉપર થયેલી અસરનું પરિણામ આત્માને આડકતરી રીતે ભોગવવું પડે છે. ગમે તેવા ઉત્તમ પોલાદના પાણીદાર હથિયાર ઉપર કાટ ફરી વળતાં અથવા તે બૂઠું બનતાં જેમ કારીગરની

પ્રાકૃત કોટિના મનુષ્યો જેઓ આ સૂક્ષ્મ વિષયને સમજવા અશક્ત છે, તેમને તે પદાર્થોમાં અનંત જીવો રહેલા છે એટલી હકીકત જણાવી તેનાથી વેગળા રાખ્યા છે. તેમાં જીવો નથી એમ જણાવવાનો અમારો મુદ્દલ આશય નથી. અમારી કહેવાની મતલબ એટલી છે કે, તે તે પદાર્થોના ત્યાગ સ્થૂલ દૃષ્ટિ કરતાં સૂક્ષ્મ દૃષ્ટિથી વધારે ઈષ્ટ હોવા યોગ્ય છે. અથવા જેઓ આ કાળે તે અને તેવા બીજા પદાર્થોનો ત્યાગ માત્ર તે પદાર્થોના અનંતજીવીપણાને ખાતર જ કરે છે, તેઓએ આ વિષયને પણ ધ્યાનમાં રાખી તેનો ત્યાગ બેવડા આગ્રહ અને સમજણપૂર્વક કરવો જોઈએ. મનુષ્યો જ્યારે પદાર્થ કે વિષયના સૂક્ષ્મ સ્વરૂપને સમજે છે ત્યારે તેમને તે તે વિષયની સ્થૂલ બાજુનું મહત્ત્વ બહુ ભાસતું નથી. પરંતુ બધા મનુષ્યો તેવી સમજણ માટે સશક્ત હોઈ શકતા નથી માટે જ શાસ્ત્રકારોએ તેની સૂક્ષ્મ બાજુને ઉપશમાવી રાખી, તેવા સૂક્ષ્મ સ્વરૂપને નહિ સમજનારાને બોધ થવા માટે માત્ર એક મોટી હકીકત જણાવી તેના ઉપર જ (અતિશયોક્તિના દોષને પણ નહિ ગણકારતા) ભારે બોજો મૂક્યો છે. ખરી રીતે તો તેમની દૃષ્ટિ વિષયની સૂક્ષ્મ અને સ્થૂલ બંને દિશા તરફ જ હતી. હવે આપણે તેમની ખરી દૃષ્ટિને સમજી તે પૂર્વક પદાર્થોનું ગ્રહણ કે ત્યાગ કરવો જોઈએ. અને જે જે પ્રકારના આહારો પ્રમાદ અવસ્થાને ઉપજાવનારા છે, અથવા જે સારા આહારને પણ અતિ માત્રામાં ગ્રહવાથી તેવી અસર ઉત્પન્ન થાય છે તે સામે ચેતતા રહેવું ઘટે છે.

પ્રમાદનું બીજું મુખ્ય કારણ મનની નિર્બળ અવસ્થા છે. તેની નિર્બળતા હોવાના બીજા નિમિત્તો ઘણીવાર નથી હોતા છતાં પણ મનનો અસંયમ કે તેવા જ બીજા કારણોથી તે છેક શિથિલ અને કાર્યભીરુ બનેલું જોવામાં આવે છે. આનું કારણ બીજું કાંઈજ નહિ પણ આત્માના સંકલ્પ બળની ખામી છે. મન એ આત્માનું એક આંતર હથિયાર છે અને જ્યારે તે હથિયાર ઉપર તમોગુણ

તથા બાહ્ય વિષયમાં બીજાઓ પ્રત્યે ક્રોધાદિ આવેશનું રૂપ ધારણ કરનાર તેને શાસ્ત્રકાર ' કષાય ' ના નામથી સંબોધે છે. *

આ કષાયોને ધીમે ધીમે મંદ કરી છેવટે તેનાથી સર્વથા મુક્ત થવાનો અંતિમલક્ષ્ય મહાજનોએ આપણી સમક્ષ મૂક્યો છે. મનુષ્ય તેની વર્તમાન ભૂમિકાએ પહોંચ્યો તે પહેલાની પશુ આદિ કોટિમાં આ કષાયો તેના જીવન નિર્વાહ અર્થે તેને ઉપયોગી તત્ત્વો હતા, પરંતુ હવે તેને પૂર્વના જેટલી તે તત્ત્વોની અગત્ય રહી નથી. મનુષ્યમાં જેમ જેમ બુદ્ધિ અને વિવેકના તત્ત્વો ઉદય પામતા જાય છે, તેમ તેમ પશુઓને સુલભ એવા ક્રોધ, ઇર્ષા, સ્વાર્થ, આદિ હલકી પંક્તિના લક્ષણો તેનામાંથી ઘટતા જાય છે. સિંહ કે વરુમાં આપણે જ્યારે ક્રૂરતા, આહારની ઉત્કટસંજ્ઞા, આદિ લક્ષણો જોઇએ છીએ, ત્યારે આપણને તેજ લક્ષણો એક મનુષ્યમાં જોઇને આવે છે તેટલો વિષાદ અને ગ્લાનિ ઉત્પન્ન થતા નથી. કેમકે સિંહ આદિની જીવન અવસ્થાને અંગે તે તે લક્ષણો કુદરતી અને તેના સંરક્ષણ અર્થે અનિવાર્ય ઉપયોગી છે, ત્યારે મનુષ્યમાં તેજ લક્ષણો તેની ઉચ્ચ ભૂમિકાને ભ્રષ્ટ કરનાર અને સામાને ખેદ ઉપજાવનાર ભાસે છે. કષાયો આત્માને કેવી અવસ્થામાં સ્વાભાવિક અને ઉપયોગી હતા અને તે કાળે તેણે આત્માને વિકાસક્રમમાં શું ઉપયોગી સહાય આપી હતી તથા હવે એજ વસ્તુ મનુષ્યને તેની હલકી શ્રેણિમાં શા માટે હાનિકારક છે અને છતાં શું કારણથી તેને મડાગાંઠની પેઠે તે વળગી રહ્યા છે તેનું વિવેચન કરવાનો આ લેખનો હેતુ રાખવામાં આવ્યો છે. તેમ કરવામાં વાંચકને શરૂઆતમાં

* જૈન દર્શન 'કષાય' એ શબ્દથી ક્રોધ, માન, માયા, લોભ આદિ 'વિભાવો' ને ગ્રહણ કરે છે. લેખકે અહીં તેજ કષાયોનું આસુરીવૃત્તિ રૂપે લંબાણથી વિવેચન કર્યું છે.

—સંપાદક

અમો વિષયાંતરમાં ઊતરી પડયાનો ભાસ થશે, પરંતુ છેવટે એ ભ્રાંતિ સ્વતઃ નીકળી જવાયોગ્ય હોવાથી ધૈર્યપૂર્વક વાંચવા વિજ્ઞપ્તિ છે.

આત્મા તેની હાલની મનુષ્યત્વની અવસ્થામાં આવ્યો તે પહેલાં તેણે અનંત પ્રકારની ક્રમાનુગત ચડતી અવસ્થાઓ પસાર કરી છે. વિકાસક્રમની શ્રેણિના જે પદને તે હાલ શોભાવે છે, તે પદ નીચે અનંત પગથિયાં છે અને તે પ્રત્યેક ઉપર ઓછામાં ઓછો તે એક વાર હતો જ. એવી એક પણ મનુષ્યત્વથી હલકા પ્રકારના જીવનની અવસ્થા નથી કે જે ઉપર આત્માએ ન્યૂનાધિક સમય વિરામ લીધો ન હોય અને તેજ પ્રમાણે તેની આ સંસારચક્રમાંથી આત્યંતિક નિવૃત્તિ થશે તે પહેલાં પણ હજી તેને ચડતા ક્રમે અનંત અવસ્થાઓ અનુભવવાની અને તે પ્રત્યેક અનુભવમાંથી આવશ્યક પાઠ શીખવાની ફરજ પડશે.

આત્મા જે જે જીવન અવસ્થામાંથી પસાર થઇને આવ્યો છે તે બધી અવસ્થાના લક્ષણો તેના માનસબંધારણમાં અંકિત થયેલાં છે. તેજ પ્રમાણે તેના માનસશરીરમાં એવી અદ્ભુત શક્તિઓ અને ઉચ્ચ ભૂમિકાઓ રહેલી છે કે જે હજી તેના બાહ્યમનની સપાટી ઉપર કદી આવી નથી, અને જેનાં અસ્તિત્વનું તેને સ્વપ્ન સરખું પણ નથી.

આ બધી માનસસંપત્તિ તેને અતિ આવશ્યક છે. આપણી વર્તમાન દૃષ્ટિને જે સંપત્તિ આ કાળે હલકી અને તજવા યોગ્ય ભાસે છે તે પણ ઉપયોગી છે. મનુષ્ય પ્રકૃતિના જે હલકા તત્ત્વો છે, તેના ઉપર જો યોગ્ય અંકુશ મેળવી તેને નિયત પ્રવાહમાં વાળવામાં આવે તો તેમાંથી ઘણો લાભ ઉઠાવી શકાય તેમ છે. આપણા હાલના અવલોકન બિંદુથી જેને આપણે મનુષ્ય જીવનનો 'અધમ અંશ' કહીએ છીએ, તે માત્ર આપણે તેના ઉપર આપણું

સ્વામિત્વ વિસ્તારી શકતા નથી, અને તેમ કરવાને બદલે ઊલટા આપણે તેના ગુલામ બની બેસીએ છીએ તેને લઈને જ છે. ગુલામ મનુષ્યના વિકારો અંકુશમાંથી ભાગી છૂટેલો ગાંડા હાથી જેવા છે અને તેથી તે પોતાના સ્વામીને તેમજ તક મળતાં આસપાસના મનુષ્યોને પણ પોતાની સૂંઢે ચડાવે તેમાં નવાઈ નથી, પરંતુ જે સમર્થ મનુષ્યે પોતાના વિકારો ઉપર અધિકાર જમાવ્યા છે, તેના વિકારો એક અગાધ ઉપયોગી સામર્થ્ય જેવા છે અને તે પોતાને તેમજ પરને ઉભયને સહાયક છે.

અત્યાર સુધીમાં આત્મા વિકાસક્રમના જે પથ ઉપર પગલાં ભરતો ભરતો મનુષ્ય કોટિમાં આવ્યો છે તે પથ ઉપર આપણે ઘડીભર પાછે પગલે ચાલીને તેના પ્રસ્થાન બિંદુ અર્થાત્ જે અવસ્થામાં આત્માને આગળ વધવાનો પ્રથમ વેગ સ્ફુર્યો તે અવસ્થા ઉપર આવીએ તો ત્યાં આત્મા છેકજ નિકૃષ્ટ સ્થિતિમાં હોય છે. આપણા શાસ્ત્રકારોએ નિગોદ કોટિના જીવોનું જે સ્વરૂપ દર્શાવ્યું છે તે સ્વરૂપને હજી વર્તમાન વિજ્ઞાન સ્વીકારી શકે તેટલું તે આગળ વધ્યું નથી કેમકે નિગોદના જીવનો દેહ ગમે તેવા સૂક્ષ્મયંત્રો વડે ગ્રહી શકાય તેવો નથી. જીવનની ઉત્કૃષ્ટ અવસ્થા જેમ બુદ્ધિનો વિષય થઈ શકતી નથી તેમ નિકૃષ્ટ અવસ્થા સંબંધે પણ તેમજ છે. **વસ્તુના બન્ને છેડાઓ એક સરખા ગહન અને બુદ્ધિ અગોચર છે.** વર્તમાન વિજ્ઞાન જીવનની જે હલકામાં હલકી અને પ્રાથમિક સ્થિતિ સ્વીકારે છે, તે જૈનોના 'નિગોદ' કરતા અનંતગણી સ્થૂલ છે. નિગોદને બાજુએ મૂકતા તેથી સહેજ ચડતીપંક્તિની જીવકોટિ ખનીજ આશ્રયી આત્માઓની છે. એક અણુ 'atom' અન્યઅણુ પ્રતિ આકર્ષાય છે, તે પણ જીવના માનસ રાગ અથવા સ્નેહના આકર્ષણને લીધેજ છે. પરમાણુઓ દ્વયણુક, ત્ર્યણુક, એ પ્રકારે સંખ્યાત પ્રદેશી અસંખ્યાત પ્રદેશી અને અનંત પ્રદેશી

સ્કંધરૂપે બને છે. પરમાણુના આકર્ષણનો મહાનિયમ માનસગતિ ઉપર બંધાયેલો છે જીવોના મનની ઇચ્છા અને પોતા પ્રતિના સ્નેહના પ્રત્યુત્તર( response )નું આ પ્રથમ સ્ફુરણ છે. અણુઓનું એક બીજા પ્રત્યે આકર્ષણ એ માનસિક કાર્ય છે. અને મનુષ્યનાં માનસ શરીરમાં આ અણુની અવસ્થા પણ ગુપ્તપણે અગાધ ઊંડાણમાં હજી રહેલી છે.

આવા અંગો જ્યારે એકત્ર થઇને યૌગિક અણુઓ રૂપે બંધાય છે ત્યારે તેની અંદરના જીવોનું માનસકાર્ય સહેજ ચડતી કળામાં પ્રવેશે છે. તેમ છતાં ત્યાંસુધી તે અકરણદ્રવ્ય હોય છે. અર્થાત્ આપણી પ્રાકૃત દષ્ટિને તે સજીવપણાનું ભાન આપી શકે તેટલા જીવન વ્યાપારવાળા બનેલા હોતા નથી. આવા અકરણદ્રવ્યને વનસ્પતિના રોપાઓ પોતાના શરીરના વર્ધન માટે ઉપયોગમાં લે છે, અને જે જીવનવ્યાપારને મનુષ્ય માત્ર એકલી બુદ્ધિવડે કદીપણ સમજી શકે તેમ નથી. તે જીવનવ્યાપારના અદ્દભુત આવેગથી તે ક્ષણે પૂર્વના અકરણદ્રવ્યને સજીવપુટ cell રૂપે પરિણામ પમાડે છે. બુદ્ધિથી સમજી શકાય તેવો જીવનનો આવિષ્કાર આ પ્રથમજ છે. આ પુટ એક અત્યંત ચમત્કારિક વસ્તુ છે. વનસ્પતિના જીવનું મન કેવી ક્રિયાવડે એક ખનીજને પોતાના શરીર બંધારણમાં છેકજ નવા રૂપમાં દાખલ કરી શકે છે, તેનો વિચાર ખરેખર આપણને મહાત કરી નાખે છે. ગમે તેવો સમર્થ વૈજ્ઞાનિક તેના સર્વ યંત્રો અને પ્રયોગશાળાઓ છતાં એક ક્ષુદ્ર વનસ્પતિના આ ચમત્કારિક કાર્યનું અનુકરણ કરી શકે તેમ નથી. જીવનશક્તિ વનસ્પતિ જેવી ક્ષુદ્ર કોટિમાં પણ આવી અદ્દભુત છે તો પછી મનુષ્ય કોટિમાં તેથી અનંત ગુણુ તે ચડિયાતી હોય તેમાં આશ્ચર્ય શું! માત્ર તેનો ઉપયોગ કરી લાભ લેનારનો તોટો છે.

ખનીજ કોટિના જીવોની શક્તિ કરતાં વનસ્પતિના જીવોની

શક્તિ ઘણી ચડતી પંક્તિની છે. તેને પોતાનું કાર્ય બરાબર અચૂકપણે અને નિયમિત રીતે બજાવતા આવડે છે. કેવા તત્ત્વોને પોતાના બંધારણમાં દાખલ કરવા અને કેવા તત્ત્વોનો બહિષ્કાર કરવો તેનો તે બહુ સુંદર વિવેક કરી શકે છે. અને પોતાની હાજતો અને આવશ્યકતાને પૂરતું જ દ્રવ્ય તે ખેંચવા માટે પોતાની સંજ્ઞા નિત્ય ગતિમાન રાખે છે. ખનીજમાંથી તે પ્રથમ એક પુટ બનાવે છે અને તે પુટને અમુક પ્રમાણમાં વધવા દઈ તેના બે વિભાગ કરે છે. પુનઃ એ બન્ને વધીને નિયત મર્યાદાએ પહોંચ્યા પછી પુનઃ વિભક્ત થાય છે. આ પ્રકારે પ્રત્યેક પુટનું વિભાગીકરણ થયા કરે છે. અને તેમ થતાં નવા નવા અસંખ્ય પુટો ઉમેરાયા કરે છે તેમજ જીર્ણ થયેલા પુટો તે બંધારણમાંથી ખરતા જાય છે. વનસ્પતિમાં સતત ચાલતા આ કાર્યથી તેનું કલેવર વધતું ચાલે છે. નાનામાં નાના વનસ્પતિના રોપાથી મોટામાં મોટા વૃક્ષ પર્યંતમા આજ જીવનોત્પાદક ક્રિયા ચાલતી હોય છે. મનુષ્યનું શરીર પણ આજ પ્રકારે બંધાય છે અને તે બંધારણનું કાર્ય આપણા શરીરમાં કયું તત્ત્વ કર્યે જાય છે? બીજું કોઈ જ નહિ પણ આપણા મનની અંદરનો વનસ્પતિરૂપના જીવનકાળથી ચાલ્યો આવતો એક વિલક્ષણ અને અવ્યક્ત અંશ જ એ બંધારણનું કાર્ય કરે છે. આપણે તેને આપણા જીવનનો વાનસ્પતિક અંશ કહી શકીએ. આ અંશ મનુષ્યના બાહ્યમનની સપાટી ઉપર ભાનપણે અથવા જ્ઞસિરૂપે પ્રતીત થતો નથી, પરંતુ મનના ગંભીર ઊંડાણોમાં છૂપાછૂપ પોતાનું આવશ્યક કાર્ય તે કર્યે જાય છે. મનુષ્યનું મન કેટલું મહાન્ છે અને તેમાં કેટલી અગાધ ઊંડાણો અને ગગનસ્પર્શી શિખરો છે, અને ત્યાં શું શું રહેલું છે તેની તેને મુદ્દલ ખબર નથી. મનની બહારની સપાટી ઉપર જે કાંઈ છે એટલું જ મનુષ્યના મનના બંધારણમાં છે, અને તે સિવાય કશું આગળ પાછળ કે તળે ઉપર નથી એમ માનવું એ મોટામાં મોટું અજ્ઞાન છે. વનસ્પતિરૂપે જ્યારે આ આત્મા હતો તે વખતની સંજ્ઞા હજી પણ તેના માનસ

બંધારણમાં રહી છે, કેમકે જે જે ભુમિકાઓને વળોટીને આ આ અવસ્થામાં આવ્યો છે, તે બધી ભૂમિકાને યોગ્ય લક્ષણે પોતાની સાથે મનની ઊંડાણમાં સંઘરતો આવ્યો છે અને મનુ જીવન સંરક્ષણ અને નિર્વાહમાં તે અત્યંત ઉપયોગી ફાળો આપે

ઘણાઓને વાત ચોંકાવનારી ભાસ્યા વિના રહેશે નહિ કે બ્યના શરીરમાં સંવર્ધનનું કાર્ય આ તત્ત્વ કરે છે. પરંતુ આ સર્વકોઇ જાણીએ છીએ કે, આપણા શરીરને પ્રત્યેક વિભાગ સ્પતિના અણુઓથી વૃદ્ધિ પામે છે. મનુષ્યના હાલના દે શરૂઆત તરફ જોતાં જણાય છે કે તેની ઉત્પત્તિ માતા પિતાના ધાતુઓના બે અણુઓના સંગમમાંથી થઇ છે. એ અણુ પ્રથમ માતાના શરીરમાંથી પોષણ મેળવી વધે છે. માતાનું રક્ત જેમાંથી તે અણુઓ પોષણ મેળવી વધી અને વિભાગીકરણ પા કરે છે તે રક્ત પણ સીધી અથવા આડકતરી રીતે વનસ્પતિ રોપાઓ માંહેના અણુઓમાંથી બનેલું હોય છે. જો માતા, ફળ મૂળ અનાજ વગેરેમાંથી પોષણ મેળવે છે તો તે સીધી રીતે વનસ્ તત્ત્વો પોતાના શરીરમાં ગ્રહતી હોય છે—અને કદી તે માંસાહ હોય તો તે આડકતરી રીતે વનસ્પતિમાંથી પોષણ મેળવતી હોય કેમકે જે પશુનું માંસ ગ્રહી તે પોષણ મેળવતી હોય છે તે પશુ વનસ્પતિમાંથીજ પોતાનું પોષણ મેળવ્યું હોય છે. આમાં બે જેવું છે જ નહિ કે પ્રાણીમાત્ર પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે વનસ્પ તત્ત્વમાંથીજ શારીરિક પોષણ મેળવે છે. બાલકમાં પણ સંવર્ધન કાર્ય વનસ્પતિ સૃષ્ટિમાં જેમ ચાલે છે તેમજ ચાલ્યા કરે છે. નિ મક સત્તા તળે રહીને પ્રત્યેક પુટ નિયત હદ સુધી વધીને વિભ થાય છે, જન્મતાં સુધી બાળક માતાના ઉદરમાં આજ પ્રકારે વધ હોય છે. અને પ્રતિક્ષણે અસંખ્ય પુટો ઉમેરાતા જતા હોય જન્મ્યા પછી બાળકની અંદર રહેલું તે તત્ત્વ સહેજ જુદા પ્રક ક્રિયા કરે છે. તે માતાના રક્તમાંથી સીધું પોષણ મેળવવાને બદ

માતાના દૂધમાંથી અથવા ગાયના દૂધમાંથી પોષક તત્ત્વો ગ્રહે છે અને મોટો થતો જાય છે તેમ તેમ અનેક જાતના પદાર્થમાંથી પોષણ મેળવતાં શીખે છે.

વનસ્પતિની ભૂમિકાએ પહોંચેલા આત્માઓમાં માત્ર તે તત્ત્વ વિકસેલું હોય છે. તેમનામાં પોષણ મેળવી વધવા સિવાય બીજું કાંઈ કાર્ય કરે તેવો તેનો બીજો અંશ ખીલ્યો હોતો નથી. પશુઓ અને મનુષ્યોમાં મનની કલા વનસ્પતિના સંજ્ઞા–મનની કલા કરતાં અનુક્રમે અધિકાધિક વધેલી હોય છે. છતાં તેમનામાં પણ પોષણ મેળવવાનું, શરીરની રચનામા જોઈતા તત્ત્વો પૂરા પાડવાનું અને તેના સંવર્ધનનું કાર્ય તો તે વનસ્પતિ–મનજ કરી શકે છે. મનનો બીજો અંશ એ વનસ્પતિ મનના કાર્યમાં હાથ ઘાલી શકે નહીં અથવા તેની વતીનું કાર્ય બજાવી શકે નહીં. વનસ્પતિમાં, ઝીણા જંતુઓમાં પશુઓમાં અને મનુષ્યોમાં મનનો આ વાનસ્પતિક અંશ આહારમાંથી નવા જીવન પુટો બાંધવાનું કામ કર્યાજ કરતો હોય છે અને દેહની શરૂઆતથી તે તેના અંત સુધી તેનું કામ ચાલતુંજ હોય છે. જૂના અને સડી ગયેલા પુટોને કાઢી નાંખી તેનું સ્થાન સજીવન અને નવા પુટોને મળતું રહેલુંજ હોય છે. એટલુંજ નહીં પણ મનનો આ અંશ રક્તોના અભિસરણ ઉપર નિયમન રાખવાનું કામ કરે છે; કેમકે અભિસરણદ્વારા જ શરીરના બધા ભાગમાં નવા પુટો મોકલી શકાય છે. ખોરાકને પાચન કરવો, એક રસ કરવો અને તેને તેના યોગ્યસ્થાનમાં મોકલી દેવો એ કામ પણ આ શક્તિ જ કરે છે. ઘા રૂઝવાનું, દર્દ સામે લડવાનું અને હરકોઈ પ્રકારે શરીરને આરોગ્ય રાખવાનું કામ કરવા આ તત્ત્વ હરહંમેશાં મથ્યા કરતું હોય છે. વૃક્ષો કે જેમાં માત્ર આજ તત્ત્વ હોય છે તે કદીપણ રોગી હોતા નથી. પશુ કે જેઓમાં આ મનમાં દખલ કરનાર મનની બીજી કલાઓ ખીલી નથી તેઓ પણ ભાગ્યેજ નબળાં કે રોગી જોવામાં

આવે છે. માત્ર મનુષ્યો જ આ તત્ત્વના કાર્યમાં પોતાને પ્રાપ્ત થયેલી મનની અધિક જાગ્રત કલાના બળ વડે ડખલ કરી વિના કારણ ખરાબી વહોરે છે. આ મનનું કાર્ય બાહ્યમનની સપાટી ઉપર થતું નથી પણ તેના આંતરમનની ઊંડાણમાં આપણે ન જાણીયે, તેમ થયા કરતું હોય છે. વનસ્પતિ પશુ અને મનુષ્યમાં આ તત્ત્વ એકજ પદ્ધતિએ એક સરખું કાર્ય કર્યે જાય છે. કામ કરવા માટે તેને કોઇની આજ્ઞાની જરૂર પડતી નથી; સલાહની પણ તેને અગત્ય નથી. જ્યાં બાહ્યમન તરફથી તેવી સલાહ સ્વીકારવા તે મન ઉપર ફરજ પડે છે, ત્યાં ઊલટું તેના સરળ માર્ગમાં વિઘ્ન પડે છે. મનુષ્યના મનના બંધારણમા વિવેક, બુદ્ધિ આદિ ઉચ્ચ અંશોના વિકાસ સાથે આ વનસ્પતિના જીવનકાળનો અંશ રહેવા પામ્યો છે, તેથી તેને કશુંજ શરમાવાનું નથી. જ્યારે આત્મા દેહ વિના પોતાનું કામ નિભાવવાની હદે આવશે ત્યારે વનસ્પતિ–મન પણ આપોઆપ તેનો માનસ બંધારણમાંથી નીકળી જશે. અત્યારે મનુષ્યના માનસ બંધારણમાં આ મન શું ભાગ ભજવે છે તે જરા વિશેષ સ્પષ્ટતાથી જોઇએ.

મનના આ પ્રદેશ ઉપર દેહને નિભાવી રાખવાની ક્રિયાઓ ચાલ્યા કરતી હોય છે. આપણા બાહ્ય મનને તેના કાર્યનું જરા પણ ભાન નથી. ખોરાક જઠરમાં પચતો હોય છે, અથવા રસપણે પરિણામ પામતો હોય છે, વગેરે કાર્યો બુદ્ધિ અનુભવી શકતી નથી. આ મન બાહ્ય મનની સાથે માત્ર ત્યારેજ સંદેશા ચલાવે છે, કે જ્યારે તેને કાંઈ વસ્તુ કે પદાર્થની પોતાના કામ માટે જરૂર હોય છે. ખોરાક વગેરેનો તોટો આવતો હોય છે, અને પૂરો પાડવામાં આવતા ખોરાકમાંથી પૂરતા જીવન–પુટો રચી શકાતા નથી ત્યારે તે બાહ્યમનને ફરિયાદ પહોંચાડે છે. પ્રજોત્પત્તિની પ્રેરણા પણ આ ભૂમિકા ઉપરથી ઉદ્ભવે છે. 'એકના બહુ થાઓ' એવી બૂમ આ મનમાંથી ઊઠે છે. ટૂંકામાં ક્ષુધા, તૃષા, અને મૈથુન સંજ્ઞા આ મન-

માંથીજ આપણા બાહ્ય ભાનવાળા મન ઉપર આવે છે. છતાં એટલું હંમેશાં સ્મૃતિમાં રાખવાનું છે કે આ મન ઉપરથી જે અવાજો અને પ્રેરણાઓ ઊઠે છે તે તદ્દન સ્વાભાવિક અને કુદરતી રૂપમાં ઊઠે છે. ખાઉધરાપણું, વિષય-તૃષ્ણા આદિ બૂરાઈઓ એ આ ભૂમિકામાંથી ઉદ્‌ભવતી નથી, પણ મનુષ્ય પોતાની અસ્વાભાવિક ભોગેષણાઓની તૃપ્તિ માટે આ કુદરતી સંજ્ઞાઓને ખોટે માર્ગે દોરી જઈ તેનો ગેરઉપયોગ કરે છે. મનુષ્યને પશુ કરતાં એક બળવત્તર શક્તિ —બુદ્ધિ પ્રાપ્ત થયેલ છે, અને તેનો ઉપયોગ તે ધારે તો તેની સ્વાભાવિક પ્રેરણાઓને અવળે માર્ગે લઇ જવામાં કરી શકે તેમ છે. અને ભોગેષણામાં બાવરો બનેલો મનુષ્ય બહુધા કરે છે પણ તેમજ. પોતાના દેહને નિભાવવા માટે તેને જે જે જરૂરિયાતો ઊભી થાય છે તેના પ્રમાણમાં મનની ગુપ્ત રહેલી શક્તિઓ પણ જાગ્રત થતી જાય છે. અને પશુઓ પોતાની પ્રાપ્ત ભૂમિકામાં જીવન સંરક્ષણ કરી શકે તેટલા માટે તેનું મન અનેક યોજનાઓ અનેક યુક્તિ પ્રયુક્તિઓ ગોઠવતું હોય છે. અને તે યોજનાને અનુસાર તેના શરીરનો ઘાટ, ચપળતા, રૂપ આદિ રચાતાં હોય છે. જીવવા માટે તેમજ પ્રજોત્પત્તિ માટે તેને અનેક કાર્યો કરવાં પડે છે. અને તે કાર્યો કરવાની ફરજ તે સારી રીતે અદા કરી શકે તે માટે તે તે કાર્યો કરવાનું આવશ્યક મનોબળ પણ તેનામાં વધતું જાય છે. પશુત્વની ભૂમિકાએ પ્રાપ્ત થતાં આ મનોબળને 'સંજ્ઞા' અથવા 'પ્રેરણા' Instinct કહેવામાં આવે છે. આ સંજ્ઞા-મન એ વનસ્પતિ-મન કરતાં ઘણું ચડિયાતા પ્રકારનું હોય છે, તેમ છતાં બુદ્ધિ-મન જે મનુષ્યને સાંપડેલું છે તેના કરતાં તે ઘણું હલકા દરજ્જાનું છે. બુદ્ધિમનનો વિકાસ આ સંજ્ઞા-મનમાંથી ધીમે ધીમે થતો જાય છે. વનસ્પતિ-મન, સંજ્ઞા-મન અને બુદ્ધિ-મન એ ત્રણે પ્રકારના મનો જુદા જુદા અને પરસ્પરના વિરોધી નથી, પરંતુ એક જ સીધી લીટીમાં છે. અને આત્માના વિકાસક્રમમાં,

વિકાસના તારતમ્યાનુસાર ધીમે ધીમે ખીલતા જતા હોય છે. વનસ્પતિમાં એકલું પ્રથમ પ્રકારનું મન, પશુઓમાં પ્રથમ બે પ્રકારનું અને મનુષ્યોમાં તે ત્રણે પ્રકારના મન હોય છે. અને આત્મા હજી પણ જેમ જેમ વિકાસક્રમમાં આગળ વધતો જશે તેમ તેમ તેનામાં એક ઉચ્ચતર પ્રકારના મનનો અંશ ખીલતો જશે કે જેને સહજોપલબ્ધિ-મન કહેવામાં આવે છે. તે મનની સહાય વડે આત્મા ઇન્દ્રિયોની અપેક્ષા વિના સંસ્કારો ગ્રહી શકે છે, અને દેશ તેમજ કાળની મર્યાદાઓ તેને બાધ કરી શકતી નથી. છતાં આ બધા પ્રકારની મનની ભૂમિકાઓ એક જ મનના અનુક્રમે વિકાસ પામતા અંશો છે. અને જ્યાં સુધી આત્મા શરીરી છે ત્યાં સુધી તે જે ભૂમિકા ઉપર હોય છે તે ભૂમિકાને અનુરૂપ અંશ તેમજ તેનાથી નીચેની ભૂમિકાઓના અંશો તેનામાં રહેલા હોય છે. જેમ ત્રીજું ધોરણ ભણનારના મનમાં એકલા ત્રીજા ધોરણને લગતા સંસ્કારો નહિ, પણ પહેલા અને બીજા બન્ને ધોરણના સંસ્કારો પણ હોય છે, તેમ બુદ્ધિ-મન રૂપી ત્રીજી ભૂમિકાએ વિરાજતા મનુષ્ય-આત્મામાં, ' તેણે પસાર કરેલી બે ભૂમિકાના બન્ને પ્રકારના મનો રહેલા હોય છે. અને તે તેના શરીરમાં પોતપોતાના નિયત કાર્યો બજાવતા હોય છે.

હવે આપણે આ સંજ્ઞામનનું કાર્ય તપાસીએ. આ લેખનો મુખ્ય વિષય ' કષાય ' એ આ ભૂમિકામાં વસે છે. અને તે કષાય-મન અથવા સંજ્ઞા-મન આપણને આપણી પશુપણાની અવસ્થામાં મળેલું તે હજુ સુધી આપણી સાથે ખેંચાતું આવે છે. બધી હલકા પ્રકારની શારીરિક ઇચ્છાઓ, વાસનાઓ, વિકારો, આવેશો એ આ કષાય-મનમાંથી ઉદ્દભવે છે. અધમ પ્રકારની લાલસાઓ, તિરસ્કાર, ઇર્ષ્યા, અદેખાઇ, વેર લેવાનો આવેગ, ઝનૂન, અસહિષ્ણુતા આદિ લક્ષણો આ પશુઓને સુલભ એવા ' કષાય-મન ' માંથી જન્મે છે.

અને પશુઓમાં જો એ પ્રકારના લક્ષણો ન હોય તો તેમનું જીવન નભી પણ શકે નહીં. પશુઓમાં એમનો ઉદ્‌ભવ થવો એ તેમને મનની એક નવીન પ્રકારની શક્તિનો આવિર્ભાવ છે. અને પશુત્વની સ્થિતિમાં એ છેક કુદરતી અને હોવા યોગ્ય છે. એટલા જ માટે વાઘની ક્રૂરતા પ્રત્યે, લોંકડીની લુચ્ચાઇ પ્રત્યે, મોરના ગુમાન પ્રત્યે, કૂતરાની અદેખાઇ પ્રત્યે અને સર્પની વૈર લેવાની ઇચ્છા પ્રત્યે આપણને સ્વાભાવિક રીતે જ અજાયબી થતી નથી. જે લક્ષણો જ્યાં હોવા યોગ્ય છે ત્યાં તે લક્ષણોનો સદ્‌ભાવ આપણા મનમાં કાંઈ જ આશ્ચર્ય પ્રગટાવતો નથી પણ તે જ લક્ષણો મનુષ્યમાં જોવામાં આવે છે તો આપણને તેના માટે હલકો અભિપ્રાય આવ્યા વિના રહેતો નથી.

૨. આપણે જ્યારે પશુ હતા ત્યારે એ બધા લક્ષણો પોતાના વાજબી અને હોવા યોગ્ય સ્થાને જ હતા. આપણને તે કાળે તે વિના ચાલે તેમ હતું જ નહીં. વિશ્વની યોજના જ એવા પ્રકારની છે કે જે ભૂમિકાએ જે હોવા યોગ્ય છે તે ભૂમિકાએ તે જ લક્ષણો અને પદાર્થો હોય છે. પશુઓને તેવા લક્ષણોની–કષાયોની જરૂર હતી માટે જ તે તેમને હતા. તેમના માટે તે 'અયોગ્ય' નહીં પણ 'યોગ્ય' અને 'ઠીક' હતા. મનુષ્યો કેટલીક વખત કલ્પે છે તેમ આ 'કષાયો' વસ્તુતઃ 'ખરાબ' અને ખૂરાઇએ ઘસડી જનારા નથી, તેમ કોઇ સેતાને તે આપણા મનની ભૂમિકામાં રોપેલા નથી. વિકાસક્રમની શ્રેણિમાં યોગ્ય ભૂમિકાએ યોગ્ય રીતે અને યોગ્ય સમયે જ તે આત્માને સાંપડેલા હોય છે. પરંતુ વસ્તુ માત્ર જેમ તેમની પોતાની ભૂમિકાએ જ શોભે છે, તેમ 'આ કષાયો' પણ પશુપણાની ભૂમિકાને જ શોભે તેવા છે. મનુષ્યત્વની ભૂમિકાને નહીં.

આ સ્થળે આ 'સંજ્ઞા–મન'ના કાર્ય પ્રદેશનું વર્ણન કરવા અમને અધિકાર નથી. તે વિષય એટલો વિશાળ છે કે અમારા

મુખ્ય વિષયના પેટામાં તેને સમાવી શકીએ તેમ નથી. અન્ય કોઈ પ્રસંગે તે ચર્ચવાની તક લઈશું. ટૂંકામાં એટલું જ કર્તવ્ય છે કે, આ કષાયોની વખાર આપણા પશુત્વની ભૂમિકાએથી આપણને—મનુષ્યોને—વારસા રૂપે સાંપડેલી છે. એ વિચિત્ર મહાન્ ભંડારમાં, આપણા પોતાના તેમજ આપણા પૂર્વજોના સંસ્કારો ભરેલા છે. અને પેઢી દર પેઢીથી આપણને તે સોંપાતા આવતા હોય છે. જે કાળે આપણા પૂર્વજો છેક જંગલી દશામાં હતા અને જંગલની બોડોમાં વાસ કરી વગડામાં મળી આવતા પદાર્થો ઉપર ગુજારો કરતા તે અવસ્થાના સંસ્કારો પણ વંશક્રમાનુગત આપણા માનસ બંધારણમાં ચાલ્યા આવે છે. અનેક જાતની રુચિઓ, લોલુપતાઓ, આસક્તિઓ, વિકારો, લાગણીઓ, આવેગો ત્યાં વસે છે. પશુની દશામાં ભોગતૃષ્ણાને છિપાવવા માટે આપણે જે અત્યાચારો કરતા, જે બેશરમ લંપટતા દર્શાવતા અને તેમાં આડે આવનાર તરફ જે ક્રોધનો જુસ્સો રેડતા તે હજુ આ વખારમાં ભરેલાં છે. આખું પશુખાનું આપણા હૃદયની ગુપ્ત ઊંડાણોમાં છુપાયેલું છે. પરંતુ તેનો અર્થ એવો નથી કે એ બધા પશુઓને આપણે છૂટા મૂકવા જોઈએ અને તેમને જેમ ફાવે તેમ નિરંકુશપણે આપણા તેમજ અન્યના તરફ વર્તવા દેવા જોઈએ. પશુઓ તેમ કરે છે તે યોગ્ય છે. તેમને વિકરાલ થવાની જરૂર છે. પરંતુ હાલની મનુષ્યત્વની ભૂમિકાએ એ બધું આપણે વળોટી ચૂકયા છીએ. અને પુનઃ પશુ જેવા બનવું અને તેમને સુલભ એવું વર્તન આ ભૂમિકાએ રાખવું તે ખરેખર મનુષ્યપણાને લજવવા તુલ્ય છે.

આપણું પોતાનું હૃદય જ પશુઓ જેવું વર્તન ચલાવવા સામે વાંધો ઉઠાવે છે. આત્માના ઉચ્ચ અને પ્રગતિમાન અંશમાંથી એવા પ્રકારનો સ્વર ઉદ્ભવે છે કે પશુત્વની હલકી ભૂમિકામાં પાછા ...ં એ ખોટું છે. અને ઈશ્વરત્વની ભૂમિકા તરફ ધપતા ચા...

'સારું' છે; આ વિશ્વમાં 'સારું' શું અને 'ખોટું' શું એ માપવાનું ધોરણ એક જ હોઇ શકે, અને તે એ જ કે જે વડે આપણે આગળ વધતા જઇએ તે 'સારું' અને જે વડે પાછા હઠતા જઇએ તે 'ખોટું.' આનો અર્થ એવો નથી કે પશુઓની માનસિક ક્રિયાઓ બધી અયોગ્ય અથવા અધમ છે. ના, તેમ મુદ્દલ નથી. તેથી ઊલટું પશુઓમાં, જે આપણી ભૂમિકાએ અધમ અને ખોટું ગણાવા યોગ્ય છે તે ઉચ્ચ અને સારું ગણાવા યોગ્ય છે. માત્ર આપણે માટે જ તેવું વર્તન અધમતાભરેલું કહી શકાય. કેમકે તેમ કરવાથી આપણે વધારે અને વધારે પશુ બનતા જઇએ છીએ. અને મહા મુસીબતે અનેક વિટંબણા અને કટુ અનુભવના પરિણામે જે પશુ ભૂમિકાને ઓળંગીને આંહીં આવ્યા છીએ, તે ભૂમિકાને પુનઃ આદરપૂર્વક આલિંગન આપીએ છીએ. કોઇ પુરુષ કે સ્ત્રીમાં આપણે પશુઓને હોઈ શકે તેવા લક્ષણો જોઇએ છીએ ત્યારે આપણને ખેદ ઉત્પન્ન થાય છે તેનું કારણ એટલું જ છે કે આપણો આત્મા સ્વભાવથી જ એ ભૂમિકામાં પાછો હઠવા નથી માગતો.

છતાં આનો અર્થ એમ પણ નથી કે જીવનની ઉચ્ચ ભૂમિકાને શોભાવતા આત્માઓ પશુઓના વર્તન ઉપર તિરસ્કારથી જુએ છે અને તેમનું આચરણ નિહાળી ત્રાસ અનુભવે છે. એથી ઊલટું તેઓ એમ માને છે કે એ વર્તનદ્વારાજ પશુઓના શરીરમાં વસતા આત્માઓ આગળ ને આગળ વધે છે. પશુઓ વડે થતાં બધા કાર્યો અને તેમની બધી ઇચ્છાઓને મહાજનો સહાનુભૂતિ અને પ્રેમની દૃષ્ટિથી નિહાળે છે. અને તેમાં કશુંજ કંટાળો ઉત્પન્ન કરનાર અથવા ખોટું છે તેમ માનતા નથી. જંગલી મનુષ્યો જે લગભગ પશુથી સહેજ ચડિયાતા છે, તેમના તરફ પણ મહાત્માઓ તો એજ પ્રકારની દૃષ્ટિથી જુએ છે. અને તેમના કષાયોને તેઓ કુદરતી અને હોવા યોગ્ય છે માટેજ છે એમ માને છે. આત્માના વિકાસક્રમની

જે હદે જે હોવું જોઇએ તે હદે તે હોય, એમાં નવાઇ પામવા જેવું નથી.

પરંતુ મહાપુરુષોને ખેદ ત્યારેજ થાય છે કે જ્યારે તેઓ સુધરેલા, કેળવાયેલા અને જ્ઞાતા પુરુષોમાં અધમતા જુએ છે. આ સ્થળે તેઓ વિકાસની શ્રેણિમાં આગળ કૂચ થતી નથી જોતા પણ પાછળ હઠવાના દશ્યને અત્યંત શોકપૂર્વક નિહાળે છે. પ્રગતિને બદલે પાછી ગતિ જુએ છે. મનુષ્ય જ્યારે નહિ કરવા યોગ્ય વર્તન કરતો હોય છે, ઉપશમાવવા અને ક્ષય કરવા યોગ્ય લક્ષણોને ઉપયોગમાં લેતો હોય છે, ત્યારે તેનો આત્માજ તેને ડંખે છે. કષાયમાં રચી પચી રહેલા મનુષ્યો પણ પોતાની હૃદય-સ્થિતિથી અજાણ્યા નથી. તેમના અંતઃકરણની ઊંડાણમાંથી તેમના વિચાર અને કાર્યની ખરાઈનો અવાજ હંમેશાં નીકળતો રહેતો હોય છે. એક પશુ અથવા જંગલી મનુષ્ય તેજ કામને જ્યારે સ્વાભાવિકતા પૂર્વક કરતો હોય છે, ત્યારે આ સુધરેલા મનુષ્યનાં તેજ કાર્યમાં કશી સ્વાભાવિકતા હોતી નથી. 'હું ખોટું કરું છું' એવી છાપ તેની મુખમુદ્રા ઉપર હંમેશાં ચોંટેલી રહે છે. અને એજ તે કાર્યની અસ્વાભાવિકતાની નિશાની છે. પશુઓ અથવા જંગલી મનુષ્યો કોઈ કાર્ય જ્યારે આનંદપૂર્વક અને 'હું ખોટું કરું છું' એવા જરા પણ ભાવ વગર કરતા હોય છે, ત્યારે આપણો સુધરેલો મનુષ્ય તેજ કાર્ય શરમાતો શરમાતો નજર છુપાવતો દષ્ટિ નીચી ઢાળીને અને તે કરવા યોગ્ય નથી, એમ હૃદયમાં માનીને કરતો હોય છે. આત્માનો દંશ તેને ફોલી ખાતો હોય છે છતાં એ સર્વની દરકાર રાખ્યા વિના તે પોતાની હલકી વાસનાઓને તૃપ્ત કરવા લાગ્યો રહે છે.

હવે આપણે આપણા વિષયના મુખ્ય મુદ્દા ઉપર આવી પહોંચ્યા છીએ. એક કાળે પશુત્વની ભૂમિકાએ કષાયોની આપણને અગત્ય હતી, અને હજી સુધી તે વખતથી આપણા માનસ બંધાર-

